# એમર્સનના નિબંધો.

એમર્સનના ટુંકા જીવન ચરિત સહીત,

ઇંગ્રેજી ઉપરથી ગૂજરાતીમાં ભાષાંતર કરનાર,

કાઠિયાવાડી.

'સુંદર અને વિધાનંદ' નો

અને

'ચંદા'

અથવા

'દુઃખદ વાદળું અને વચ્ચે રૂપેરી દોરો' નો

કર્ત્તા.

---

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।

उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

श्रीमद् भगवद्गीता.

રાજકોટ:

ધી રાઇઝીંગ સ્ટાર પ્રિન્ટિંગ પ્રેસમાં વ્યાસ કાળીદાસ પીતાંબરે છાપ્યું.

સંવત ૧૯૫૪. સને ૧૮૯૮.



---

મૂલ્ય રૂ. ૨॥

The way to speak and write what shall not go out of fashion is to speak and write sincerely.

*Emerson.*

The thought is the property of him who can entertain it; and of him who can adequately place it.

*Ibid.*

નેકનામદાર મહારાજા સાહેબ ગોહેલ-કુળ-ભાણ

રાઓળશ્રી ભાવસિંહજી બાહાદુર,

સંસ્થાન ભાવનગરના તખ્તનશીન

મહારાજા સાહેબ.

રાજેંદ્ર,

કાળની અનંતતા અને મનુષ્ય આયુષ્યની ક્ષણભંગુરતા, સૃષ્ટિનું અનાદિત્વ અને મનુષ્ય-બુદ્ધિનું અંશત્વ,-એ ભિન્ન ભિન્ન વસ્તુઓ છતાં, આપણા આર્યોના અનંત સમૂહની વચ્ચે અગણિત વીરો થઇ ગયાછે છતાં, ભોજ અને વિક્રમનું નામ આટલી પ્રસિદ્ધિને કેમ પામ્યું હશે?—એ આપ સમજોછો, માટેજ મારો આ લઘુ પ્રયાસ અંતઃકરણના ઉલ્લાસથી આપના કર-પલ્લવમાં મૂકુછું તે સ્વીકારશો.

લી.

હું છું,

આપનો પ્રજા-ગણમાંથી

એક,

કાઠિયાવાડી.

# પ્રસ્તાવના.

મનુષ્યની જીંદગી ક્ષણે ક્ષણે નવનવાં રૂપ ધારણ કરતી જાયછે. કાલની વાત આજના વિચારની વાત નથી રહેતી. જે વિચારનો જન્મ કાલે આપણામાં થયો પણ ન હોય, તે વિચારનો આજે પ્રસવ થતાં કંઇ કંઇ નવાં સૌંદર્ય તેમાંથી ઉત્પન્ન થાયછે. જન્મતી વખતે જે માણસને કાંઇ પણ ઉદ્દેશ નથી હોતો, તે જનમ્યા પછી કાળે કરીને જ્ઞાનનું સ્વરૂપ બની જાયછે. આનાં દૃષ્ટાંત આપણા હાલના જમાનામાં દૂર શોધવા જવું પડે તેમ નથી. પરંતુ મનુષ્ય મનુષ્યમાં ભેદ હોયછે. કોઇ ઓછો, તો કોઇ વધતો. ખરૂં કહીએ તો મૃત્યુ પર્યંત પણ મનુષ્ય શિખાઉજ રહેછે. પરંતુ ઉપદેશની વાત આટલીજ છે કે મનુષ્ય સિવાય અન્ય પ્રાણીને એ અવકાશ નથી. માટે, પોતાના જીવનને સુધારી ઉન્નત કરવું એ દરેક સમજુ માણસનું કર્ત્તવ્ય છે. પણ તેનું કર્ત્તવ્ય આટલેથીજ અટકતું નથી. પોતાનાં જેવાં બીજાં મનુષ્યોને કરવાં, એ પછી તો એને માથે ફરજ રહેછે. આ ઉદ્દેશો એમર્સનના નિબંધો વાંચવાથી બહુધા ફળિભૂત થાયછે, એ વાંચવાથી સમજાય છે.

હું જ્યારે મુંબઇમાં હતો, ત્યારે મારા વિદ્વાન સ્નેહી રા. રા. હીરાલાલ બ્રીજભુખણદાસ શરાફ બી. એ.એ એમર્સનના નિબંધો વાંચવાની મને ભલામણ કરી. સર જૉન લબકે અંગ્રેજી સો ઉત્તમ પુસ્તકોનાં નામ આપ્યાં છે, તેમાં એમર્સનનું નામ પણ છે. તેથી, એમર્સનનું આખું પુસ્તક લાવીને વાંચતાં, મને એ ચમત્કારીક જણાયું. તેની મોહિની મને એ લાગી કે એના વિચારો વેદાંતને મળતા છતાં, નવીન પદ્ધતિએ તેણે એ દર્શાવ્યા છે. જેમ જેમ હું વાંચતો ગયો, તેમ તેમ તેથી હું વધારે વધારે મોહિત થતો ગયો. કેટલાક મારા ઝાંખા વિચારોને પ્રદીપ્ત કરી એણે સ્પષ્ટ કર્યા. મારા પોતાના કેટલાક અનુભવો, દૂર રહેલા મેઘદળની પેઠે અગમ્ય છતાં મોહક હતા, તેમનું રહસ્ય એનાથી સ્પષ્ટ થયું; અને કેટલાંક નવાં સત્યો પણ સમજાયાં. અને તે સિવાય બીજી ઘણીક રીતે મને તો તેનાથી લાભજ પ્રાપ્ત થયો છે. આ લાભ મારા ગુર્જર્જર બંધુઓને પણ મળે તો કેવું સારૂં!—આ વિચારનો તરંગ અંતરના ઉંડા ભાગમાં ઉઠતાં, ભાષાંતરનો વિચાર જન્મ પામ્યો, અને શક્તિ ઉપરાંતનું કાર્ય છતાં, અંતઃકરણ ઉત્સાહિત બન્યું, અને તેવુંજ છેવટ સુધી રહ્યું. ભાષાંતરકારને જોઈતી ધીરજની ખામી, અવકાશની

ખામી, અને બીજા સંજોગોને અંગે ઉદ્‌ભવ પામતી અડચણોને લીધે, તેમાં દોષ તો ઘણા રહી ગયા છે, તથાપિ ગુર્જર બંધુઓની સમક્ષ આ પુસ્તક મૂકતાં, માત્ર એટલુંજ ઇચ્છીને માગુંછું કે, તેમાં દોષ–દૃષ્ટિ નહિ રાખતાં, જેવું છે તેવાથી પણ સંતુષ્ટ રહી, દોષ સુધારી વાંચવું.

ભાષાંતર કરવામાં મેં મારી પોતાનીજ પદ્ધતિ ગ્રહણ કરી છે. ભાષાંતર યથાર્થ ન સમજાય, તો તેમાં ભાષાંતરની સાર્થકતા નથી, એટલુંજ નહિ, પણ મૂળ ગ્રંથને વાંચનારનું અનુમોદન ન મળતાં અનર્થ થઇ જાય, એ ભીતિ જેવી તેવી નથી. વિષયનો વિચાર એક કોરે રાખતાં, ગૂજરાતી ગ્રંથ વાંચતાં વાંચતાં અંગ્રેજી ભણેલાઓને અંગ્રેજી ગ્રંથનો આશ્રય લેવો પડે, અને ગૂજરાતી વાંચક–ગણને તેનો અર્થ શ્રમ-સાધ્ય ન રહે, તો તેમાં ભાષાંતરનું શું પ્રયોજન હોય, તે હું તો સમજી શકતો નથી; અને તેથીજ કેટલાક બહુ ઉપયોગી નિબંધમાં સ્થળે સ્થળે મારા પોતાના પ્રવાહને નિરંકુશ વહેવા દઇ, એમર્સનના વિચારોને પુષ્ટ બનાવ્યા છે, અને તેમનાપર અંકુશ રાખવાનો પ્રયત્ન કર્યો નથી. તથાપિ, એમર્સનને કહેવું છે તેનાથી રખેને મારાથી કાંઇ બીજુંજ કહી જવાય, એ વિચારી, જે નિબંધોમાં વિચાર અને ઉદ્દેશ અતિ ઉંચા છે એવા કળા, કવિ, પરમાત્મા, મન, હૃદય-બળ–તે નિબંધોમાં હું મૂળને વળગી રહ્યો છું. સમજવાનો પ્રયાસ પરિશ્રમ લઇને કર્યો છે, છતાં યથાર્થતા ન આવી હોય, તો વિદ્વાન વાંચનારે દોષ મારો ગણવો; કારણકે, અજાણતાં પણ નવીન વાંચનાર અવળે માર્ગે દોરાઇ જાય, એવું એમર્સનમાં ઘણું છે.

ભાષાને સરળ અને સાદી પણ ઉછળતી અને અસરકારક રાખવાનો ઉદ્દેશ લક્ષમાં રાખ્યો છે. છતાં વિષયને લીધે કઠિનતા આવી હશે. આ વિષય પરત્વે કાંઇક બોલવાની અહીં આવશ્યકતા છે. ભાષાની કઠિનતા વિષે પારસી ભાઇઓ ફરિયાદ કરે, તો તે વાજબી છે. તેઓએ 'ગૂજરાતી' ને પોતાની માતૃ-ભાષા ગણી નથી; તેમનાં બાળકોને પારણામાંથી જોકે ગૂજરાતી ભાષા બોલવાનું અનુકૂળ આવેછે, પરંતુ તેટલાજ કારણથી ગૂજરાતી ભાષા તેમની માતૃ-ભાષા થઇ જાયછે, એમ કહેવામાં મને તો મોટો સંશય રહેછે. બે ચાર સારા લેખકો સિવાય, તેમનામાંથી કોઇએ ગૂજરાતીને સુધારવાનો પ્રયત્ન કર્યો નથી; પારસી લેખક-ગણને ભાષા તેમની પોતાનીજ છે, અને ગુર્જર વિદ્વાનો એને શુદ્ધ ગૂજરાતી ગણતા નથી; આથી કરીને આપણા સારા ગ્રંથો એ ભાઇઓને 'સંસ્કૃતમય' લાગે તો તેમાં નવાઇ નથી.

પરંતુ ગૂજરાતી ભાઇઓને એના વિષે ફરિયાદ કરવાનો વખત આવે, એ હૃદય-વેધક છે. અંગ્રેજી ભાષાને લાટીન વિના ચાલવાનું નથી, તેમ ગૂજરાતીને સંસ્કૃત વિના ચાલવાનું નથી. સિદ્ધાંત-કૌમુદી અને અમરકોષ ભણીનેજ ગૂજરાતી પુસ્તકો વાંચવા બેસવું, એ મારો દુરાગ્રહ નથી; પરંતુ ગૂજરાતી ભાષાને સંસ્કૃત વિના ચાલવાનું નથીજ, એ વાત તો મને દીવા જેવી લાગેછે. ઘણા ગૂજરાતીઓ પોતાની અન્ય-ભાષા ફારસી રાખી ગ્રેજ્યુએટ થાયછે. તેમાં વાંધો કોઇને નથી. પરંતુ, 'તીવ્ર' 'ઉદ્દેશ' 'કાઠિન્ય' 'પ્રવૃત્તિ' શબ્દો આવતાં, ભાષાને સંસ્કૃતમય ગણી, ગૂજરાતી પુસ્તકોનો અનાદર કરેછે, એજ શોચની વાત છે. હરિ ! હરિ ! ગૂજરાતી ભાષાને પોતાનાંજ બાળકોથી તિરસ્કાર પામવાનો વખત જુઓ ! 'પોતાની માને ડાકણ કહેનારા' ખરેખર ગૂજરાતીઓજ છે. મિલ્ટન અને જૉન્સન વાંચતાં તેઓ તેમાં લીન બની જાયછે. જે પરિશ્રમ તેઓ તેમનાપર લે છે, તેનાથી સોમા ભાગનો પરિશ્રમ તેઓ ન લે, અને 'ગૂજરાતી તો અમારી ભાષા છે, માટે એ તો સમજાવીજ જોઇએ,' એમ જો તેઓ ગણતા હોય તો, પોતાની ભૂલ તેઓએ તેમાં સમજવી જોઇએ.

ભાવનગરના ઉદાર મહારાજા સાહેબ રાઓળશ્રી ભાવસિંહજીના ઉદાર આશ્રયથી આ પુસ્તક પ્રસિદ્ધિ જોવા પામ્યું છે, એટલા માટે હુંજ નહિ, પણ સમસ્ત ગુર્જર પ્રજા એ કર્ત્તવ્ય-પરાયણ મહારાજા સાહેબની ઓશિંગણ છે. એ યુવાન મહારાજા સાહેબની મદદ નહોત તો, આ પુસ્તક હું ગુર્જર બંધુઓની સમક્ષ મૂકવા શક્તિમાન થાત નહિ, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. અમારા કાઠિયાવાડના બીજા રાજાઓ, આ યુવાન મહારાજાને પગલે ચાલી, પોતાની પ્રજાનું કલ્યાણ શામાં સમાએલું છે તે સમજે, અને કર્ત્તવ્ય પરાયણ રહે, તો દેશને કેવો લાભ થાય, તે વિચારવું સ્પષ્ટ છે. આવી પ્રાર્થના કરવાનુંજ મારે ભાગે રહેછે, અને એ પ્રાર્થના સફળ થાય, એમ અંતઃકરણપૂર્વક હું ઇચ્છુંછું.

છેવટે, વર્તુળ, કવિ અને હૃદય-બળના નિબંધોમાં રા. રા. રણછોડલાલ લલ્લુભાઇ ખંભાતી બી. એ.એ મને પ્રુફ જોતાં સારી મદદ આપી છે, અને પોતાના વખતનો ભોગ આપ્યો છે, તેને માટે તે વિદ્વાન ગૃહસ્થનો હું આભારી છું.

વિક્રમાર્ક સંવત ૧૯૫૪,<br>માહા શુદિ પૂનમ

'કાઠિયાવાડી'

## શુદ્ધિ-પત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮ | ૧ | સ્વપ્રતિતી | સ્વપ્રતીતિ |
| ૧૫ | ૬ | ધર્મ-વિરો | ધર્મ-વીરો |
| ૩૨ | ૧૩ | અદ્દભૂતિ | અદ્દભૂત |
| ૪૪ | ૧૯ | સપ્રકૃતિ | સપ્રકૃતિક |
| ૪૮ | ૧૬ | કેટવીક | કેટલીક |
| " | ૨૪ | અનુકુળ | અનુકૂળ |
| ૫૦ | ૯ | निरयाधि | निरवधि |
| ૫૧ | ૧૭ | ક્ષણીક | ક્ષણિક |
| ૫૬ | ૧૯ | આગળીનું | આંગળીનું |
| ૮૧ | ૭ | પૌરાણીક | પૌરાણિક |
| ૮૨ | ૧૧ | તત્વ | તત્ત્વ |
| ૧૧૨ | ૧૭ | આજ્ઞાધિન | આજ્ઞાધીન |
| ૧૪૪ | ૨૯ | સોધ | શોધ |
| ૧૭૪ | ૧૪ | જીદગી | જીંદગી |
| ૧૮૭ | ૧૨ | મોહીની | મોહિની |
| ૧૯૧ | ૨૦ | વિદ્વતા | વિદ્વત્તા |
| ૨૩૪ | ૨૦ | માલમ પડેછે— | પડેછે— |
| ૨૩૭ | ૨ | સ્વાભાવીકતાથી | સ્વાભાવિકતાથી |
| ૨૩૮ | ૧૬ | જીુસ્સાને; | જીુસ્સાને, |
| ૨૫૬ | ૨ | પરમાત્મા એકતા | પરમાત્મા–એકતા |
| ૨૬૯ | ૧ | અજાણ્યા | અજાણ્યો |
| ૨૭૯ | ૨ | કાને માણસ | માણસ કાને |
| ૨૯૦ | ૩૦ | હતો, | હતો. |
| ૨૯૫ | ૨૮ | હૃદય | દ્રવ્ય |
| ૩૧૮ | ૮ | યાદછે." | યાદછે. |
| ૩૩૧ | ૨૭ | વાક્યોનો | વાક્યોના |
| ૩૩૬ | ૬ | પૃથ્થક્કરણુ | પૃથક્કરણુ |

# એમર્સન.

એમર્સનનું નામ અંગ્રેજી જાણનારા વિદ્વાનોથી અજાણ્યું નથી. વાસ્તવિક રીતે બોલતાં, કૅન્ટ કે શૉપનહોરના જેવો એ ફિલસુફ નહોતો, તેમ વર્ડ્સવર્થ કે મિલ્ટન જેવો એ કવિ પણ નહોતો; તથાપિ કાવ્ય અને ફિલસુફી–બંનેની પ્રબળ છાંટ તેના લખાણમાં મૂર્ત્તિમાન છે. કોઇ સંપ્રદાયની સ્થાપના એણે કરી નથી, ધર્મને નામે કોઇ ધતીંગ એણે ઉભું કર્યું નથી, તથાપિ નીતિ, ધર્મ, આસ્થા અને એના હૃદયની વિશુદ્ધિની છાપ એના લખાણ વાંચતાં પ્રથમ વાંચનારના હૃદય ઉપર પણ અનાયાસે–એની મેળે પડી ગયા વિના રહેતી નથી. ઉચ્ચ ઉદ્દેશે જન-સમાજ માટે વિચારવાનું કર્ત્તવ્ય એના લલાટે લખાયું હતું; અને પોતાના કર્ત્તવ્યને એણે અંતઃકરણના ઉત્સાહ, ઉમંગ, અને હૃદયની વિશુદ્ધિથી દીપાવ્યું છે. જોકે એના લેખ દોષથી તદ્દન મુક્ત નથી, અને વિદ્વાન વાંચનારને ઘણી જાતના વાસ્તવિક દોષ એના લખાણમાંથી મળી આવેછે, તથાપિ તેનો ઉપદેશ હૃદય ઉપર સચોટ છાપ પાડ્યા વિના રહેતો નથી. ગમે તેવું કઠોર છતાં તેનું વાક્ય સત્યના રણકારાથી આપણા કાનને તીવ્ર કરેછે. 'કોઈ પણ વાક્ય શબની પેઠે ઘસડાવું ન જોઈએ' આવી એની પ્રબળ ઈચ્છા હોવાથી, જેવા આવ્યા તેવા વિચારોને ફેંકી દેવાની પદ્ધતિ એણે ગ્રહણ કરીછે, અને તેથી તેની બુદ્ધિના કૂદકાની વચ્ચે ખાલી રહેતી જગ્યા પૂરવાની વાંચનારને જરૂર પડેછે. વળી, એનેજ લીધે, એક વિચારમાં બીજો વિચાર અનાયાસે ભળી જાયછે, અને એક બીજાનો સંબંધ જળવાઇ રહેતો નથી; તેથીજ કરીને, જ્યારે તે એક વખતે ભાષણ કરતો હતો, ત્યારે તેના પાડોશીએ એક વખત તેને પૂછ્યું હતુંઃ "તમે જે વાક્ય હમણાં બોલ્યા તેને, તેની આગળ બોલાએલા વાક્ય સાથે શો સંબંધ છે, અને તે સઘળાંને વળી પ્લેટો સાથે શો સંબંધ છે, તે મને કહેશો?" એમર્સને પ્રત્યુત્તર વાળ્યોઃ "કાંઇ નહિ ; માત્ર પરમેશ્વરની સાથે તેનો સંબંધ છે." છતાં તેનાં લખાણો ઉપદેશથી ભરેલાં છે, એ કોઇથી ના કહેવાય તેમ નથી. એનાં સર્વ લખાણની ચાવીઓ બહુજ થોડી છે. એ પોતે શુદ્ધ ચૈતન્યવાદી (Transcendentalist) હતો, અને તેથી ઉત્તમતા સિવાય બીજું કશું કોઇ પણ વસ્તુમાં તેણે જોયું નથી. આત્મા અને સૃષ્ટિ કિંવા કુદરત આ બે વસ્તુને તે પ્રાધાન્ય આપે છે. અને એ બેજ વસ્તુઓને–પછી ગમે તે નામ તેને આપો–સર્વ વસ્તુઓને

એક સરખીજ રીતે લાગુ પાડી દેવામાં તેની બુદ્ધિની વિશાળતા જણાઈ આવેછે. મારા એક વિદ્વાન સ્નેહીના કહેવા પ્રમાણે એના નિબંધોનું ટુંકામાં પૃથક્કરણ કરવું બની શક્યું હોત, તો બેશક સામાન્ય વાંચનારને વધારે સરળતા પ્રાપ્ત થાત, પરંતુ અવકાશના અભાવે તેમ બની શક્યું નથી, એને માટે દિલગીર છું. એનું જીવન માત્ર બહુજ ટુંકામાં આપણે અહીં દૃષ્ટિગોચર કરી જશું.

રાલ્ફ વાલ્ડો એમર્સન, અમેરિકામાં આવેલા બોસ્ટન શેહેરમાં તા. ૨૫મી મે, સને ૧૮૦૩ને દિવસે જનમ્યો હતો. એનાં માબાપ પ્રાચીન અને પ્રતિષ્ટિત કુળનાં વંશજો હતાં; અને ૧૭૦ વર્ષ પૂર્વે, પોતાના કુટુંબને લઇ, ઇંગ્લાંડથી અમેરિકામાં રહેવા તેઓ આવ્યાં હતાં. સાત આઠ પેઢીથી એના વડવાઓ ધર્મોપદેશકનો ધંધો કરતા આવ્યા હતા, અને તે ધંધામાં તેમણે પ્રખ્યાતિ પણ મેળવી હતી. તેઓ પ્યુરીટન સંપ્રદાયના હતા, અને તેથી તેમના નીતિના સિદ્ધાંતો કેવા હોય તે કહેવાની જરૂર નથી. એમર્સનને આ ગુણો વારસામાં મળ્યા, અને પેઢી દરપેઢીથી પ્યુરીટન સંપ્રદાયનું વિશુદ્ધ પાણી પી પીને ગર્ભિત બનેલા વંશ-વૃક્ષમાંથી એમર્સનનું પરિપકવ ફળ અંતે ઉપજ્યું.

એમર્સનને જનમ્યાને ઘણાં વર્ષ નહિ વીત્યા, ત્યાં તો તેની માતાને દુઃખદ વિધવાવસ્થા પ્રાપ્ત થવાનો વખત આવ્યો, અને તેથી એમર્સનને નાનપણમાંજ નિર્ધન અવસ્થાનો કડવો પણ શ્રેયસ્કર અનુભવ મળવાનો પ્રસંગ પડ્યો. યોગ્ય ઉમરે, એને નિશાળે બેસારવામાં આવ્યો; અને પછી હારવર્ડની શાળામાં એને મોકલવામાં આવ્યો. ક્લફ નામનો અંગ્રેજ એક જમાના પછી જ્યારે હારવર્ડમાં ગયો હતો, ત્યારે ત્યાં અપાતી કેળવણીની પદ્ધતિથી એને સંતોષ મળ્યો નહોતો. ઇંગ્લાંડ કરતાં ત્યાં ભાષાઓ વધારે શીખવાતી હતી, પણ તે સર્વ અપૂર્ણ રીતે શીખવાતી હતી, એમ એણે કહ્યુંછે. તથાપિ આ પદ્ધતિમાં પણ તેના પોતાના કેટલાક લાભ સમાએલા હતા, અને એમર્સનના સંબંધમાં એ લાભ અતિ ઉપયોગી થઇ પડ્યા છે.

નિશાળ છોડ્યા પછી એમર્સને ધર્મોપદેશક થવાની તૈયારી કરવા માંડી; ઇ. સ. ૧૮૨૬ અને ૧૮૨૭માં એણે જૂદે જૂદે સ્થળે ધર્મોપદેશ પણ આપ્યો હતો. બે વર્ષ પછી બોસ્ટનના યુનીટેરિયન દેવળમાં એની નિમણુક થઇ. થોડાજ વખતમાં દેવળના બાહ્યાચારથી એને કંટાળો ઉત્પન્ન થયો, અને તેના વિશુદ્ધ

આત્માને બાહ્યાચારમાં ભ્રષ્ટતા સમજાવા લાગી. એણે કહ્યું કે, આખી દુનિયા મૂર્ત્તિઓ, વિધિ, અને બાહ્યાચારથી ભરેલી છે. "ઉપદેશકનું કર્ત્તવ્ય તો એટલુંજ છે કે, પરમેશ્વરને અંતઃકરણ પૂર્વક પૂજવાનો લોકોને ઉપદેશ આપવો; અને જે જીવન સંપૂર્ણ રીતે વિશુદ્ધ હોય, તેજ જીવન ધાર્મિક છે; અને બળિદાન ધુમાડો છે, અને બાહ્યાચાર પડછાયો છે," એમ એ કહેતો.

આવી શરતે નોકરી કરવાને એ રાજી હતો; પરંતુ એ નવીનતા એ જમાનાને અકાળિક હતી, અને ઈ. સ. ૧૮૩૨માં પોતાની જગ્યાનું એણે રાજીનામું આપ્યું. પાંચ છ વર્ષ સુધી પછી એણે ઉપદેશ આપવાનું જારી રાખ્યું હતું; પરંતુ એ પદ્ધતિની પ્રમાણિકતાનો પણ એને સંશય પડવા લાગ્યો. સઘળાની વતી આખા મંડળમાંથી એક જણ પરમેશ્વરની પ્રાર્થના કરે, તેમાં દરેકના આત્માની વિશુદ્ધિ અને ઉન્નતિ શી રીતે થાય ?—આવા આવા આંતરિક સંશયોથી છેવટે તેણે ઉપદેશ આપવો બંધ કર્યો, (ઇ. સ. ૧૮૩૮), અને એણે ભાષણ આપવા માંડ્યાં.

બોસ્ટનના દેવળમાંથી જે વર્ષે એ મુક્ત થયો, તેજ વર્ષની શરૂઆતમાં, એમર્સનને પોતાની જુવાન સ્ત્રીથી કાયમને માટે વિયોગ થવાનો વખત આવ્યો. પોતાની વૃત્તિઓને કબજે રાખી આ દુઃખ જોકે એણે ગંભીરતાથી સહન કર્યું, તથાપિ તેની તંદુરસ્તી લથડી; અને ઇ. સ. ૧૮૩૩માં યુરોપની મુસાફ-રીએ એ ગયો. અહીંઆ દેશાટનના સંબંધમાં વિચિત્ર વિચારો બાહાર પાડ-વાનો આરોપ તેના ઉપર આવ્યોછે. બેશક, દેશાટનના ઉદ્દેશોને માટે દેશાટન કરવાની વિરૂદ્ધ એમર્સન નહોતો. "જ્યારે અંતઃકરણને વિદેશીય સામર્થ્યની જરૂર પડેછે, ત્યારે ભ્રષ્ટ થઇ જતું એને અટકાવવા માટે, મુસાફરીનું સાધન ઔષધનું કામ કરેછે,"-આ અભિપ્રાય એનો હતો. પરંતુ આ અને તેની બીજી બે મુસાફરીથી કોઇ રામાયણ લખાય તેમ નથી. 'સરખે સરખાંને સર-ખાં આકર્ષે છે,' તે પ્રમાણે, વર્ડસવર્થ, કૉલેરિજ, અને કારલાઇલની સાથે તેણે ત્યાં જઇ ઓળખાણ કરી; અને તેમાં કારલાઇલને તેની સ્મૃતિ રહી ગઇ, અને તેને પણ કારલાઇલની સ્મૃતિ રહી ગઇ.

બીજી જાતના સાંસારિક બનાવો એમર્સનના જીવનમાં બન્યા નથી. એ-નાથી વધારે વિશુદ્ધ, એનાથી વધારે સાદું, જીવન હોઇ શકે નહિ. સને ૧૮૩૮થી પોતાના વડવાઓના જૂના ઘરમાં–કૉનકૉર્ડમાં–એ રહેવા લાગ્યો. એની મુલાકાતે જનાર એક જણે તેના વિષે કહ્યું છેઃ "ઘરનો બાહારનો બધો દેખાવ

પ્રાચીન આગતાસ્વાગતા અને આનંદની સૂચના આપેછે. ઘરની અંદરતો પ્રાચીનતાની વાસ વળી વધારે તીવ્ર છે. દીવાલો ઉપર જૂનાં ચિત્રો લટકે છે; ઘરનો સામાન અને વાસણ સાદાં છે; જૂનાં રાચરચીલાંથી આગલા જમાનાની સ્મૃતિ આવેછે. જમણી બાજુએ એમર્સનની લાઈબ્રેરી છે. તે ઓરડો ચોરસ છે, અને તેમાં સામાન સાદો છે, પરંતુ ચિત્રો અને પ્રકાશથી તે આનંદજનક રહેછે. અભરાઇઓ પુસ્તકોથી ભરેલી છે, પણ તે પુસ્તકોને દેખાવડાં અને કિંમતી પૂઠાંનો વાંધો છે, અને દરેક પુસ્તક સેવામાં ને સેવામાં વૃદ્ધ થઇ ગયું હોય એમ જણાય છે. મી. એમર્સન મેડી ઉપર શાંત ઓરડામાં બેસીને અભ્યાસ કરતો.

તથાપિ ભાગ્ય-દેવીએ પોતાના પંજામાંથી તદ્દન મુક્ત એને રાખ્યો નહિ. કયા મનુષ્યની જીંદગી દુઃખના કોઇ પણ વાદળાથી આચ્છાદિત નથી થઇ? પરણ્યા પછી ત્રણ વર્ષ લગ્નનું સુખ ભોગવી, તેની પેહેલી સ્ત્રી ગુજરી ગઇ.નાનો પુત્ર, જે તેની આંખોનું રત્ન હતું તે પણ, ગુજરી ગયો. પરંતુ બીજા છોકરાઓની એને પ્રાપ્તિ થઇ, અને સાંસારિક સ્થિતિ અને સંબંધોમાં એ ઘણો સુખી હતો. *સને ૧૮૩૮માં એણે કારલાઇલને પત્ર લખ્યો હતો, તેમાં એણે લખ્યું

---

*અંગ્રેજી જાણનારાને એ કાગળજ વધારે સારી પ્રતિભા પાડશે :—'Besides my house, I have, I believe, 22,000 dollars, whose income in ordinary years is Six per cent. I have no other tithe or glebe except the income of my winter lectures, which was last winter 800 dollars. Well, with this income, here at home, I am a rich man. I stay at home and go abroad at my own instance. I have food, warmth, leisure, books, friends. Go away from home, I am rich no longer. I never have a dollar to spend on a fancy. As no wise man, I suppose ever was rich in the sense of *freedom to spend*, because of the inundation of claims, so neither am I, who am not wise.But at home I am rich—rich enough for ten brothers. My wife Lidian is an incarnation of Christianity ;--I call her Asia,—and keeps my philosophy from Antinomianism. My mother, whitest mildest, most conservative of ladies, whose only exception to her universal preference for old things is her son; my boy, a piece of love and sunshine, well worth my watching from morning to night; —these, and three domestic women, who cook and sew and run for us, make all my house-hold. Here I sit and read and write, with very little system,and, as far as regards composition,with the most fragmentary result: paragraphs incompressible, each sentence an infinitely repellent particle." (Morley's Introductory of Emerson's Miscellanies.)

હતું:—"મારા ઘર સિવાય લગભગ મારી પાસે ૨૨,૦૦૦ ડોલર છે. શિયાળામાં મારાં ભાષણો સિવાય બીજી કોઇ આવક મારે નથી; અને તે આવક ગયે વર્ષે ૮૦૦ ડોલરની હતી. આ ઉપજ સહિત હું ઘેર બેઠાં પૈસાદાર છું. ઘરથી બાહાર જતાં, વધારે વાર તાલેવંત હું નથી રહેતો. મારી સ્ત્રી સર્વોત્તમતાનું સ્વરૂપ છે. મારો પુત્ર નેત્રના મણિ જેવો છે. મારી માતુ:શ્રીને પ્રાચીનતાનો એટલો પ્રેમ છે કે, માત્ર તેના કરતાં તેના પુત્રનેજ એ વધારે ગણેછે. અહીંઆ બેસી કોઇ પણ નિયમ વિના હું લખું છું."

સવારના પહોરમાં જ્યારે મગજ શાંત હોયછે, ત્યારે પ્રાર્થના કરીને કે પ્લેટો અથવા બીજું કાંઇ વાંચીને લખવા બેસવાનું એને પસંદ હતું. તથાપિ એકાંત વાસના રોગથી તદ્દન મુક્ત એ થઇ શક્યો નહિ. પોતાના પાડોશીઓના કામમાં એ ભાગ લેતો હતો; અને વ્યવહારિક કામમાં કુશળ, સમજુ અને શાણો હતો, અને પોતાની સલાહથી પણ તેમને મદદ કરતો હતો. વટેમાર્ગુઓ એને ત્યાં આવતા હતા; અને ગમે તેવા જીદ્દી ચૈતન્યવાદીની સાથે વાત કરતાં એ ધીરજ ધરી શાંત રહેતો હતો. જ્યાં જ્યાં બની શકે ત્યાં સલાહની ના એ કદિ કહેતો નહિ.

ઉપદેશક તરીકે તેનું સામર્થ્ય અગાધ હતું. એની સમજાવવાની શક્તિ વિષે પ્રશંસા ઘણા કરેછે. મી. લૉવેલ કહેછે: "એના ગ્રંથોમાં તમે શૈલીની છટા શોધશો તો કદાચ તમને નહિ મળે, દરમ્યાન તમને માલમ પડશે કે તમારા વિચારોને એણે જાગૃત કર્યા છે." એ જ્યાં જ્યાં જતો, ત્યાં આવીજ અસર જણાઇ આવતી હતી. એણે પોતાના હુનરનો અભ્યાસ કર્યો હતો, અને તેમાં તેની પ્રવીણતા એવી તો હતી કે, નિષ્ફળતાના સો પ્રયાસ પોતાની ભૂલ મનુષ્યને બતાવી ન આપે ત્યાં સુધી કોઇને એમજ લાગે કે હું પોતે પણ તેમજ કરી શકું.

સન ૧૮૩૮માં હારવર્ડમાં એમર્સને ભાષણ આપ્યું, જેને લીધે કરીને, એની મરજી ઉપરાંત પણ પાખંડીનું ઉપનામ એને પ્રાપ્ત થયું. પરંતુ પ્રશંસનીય ગંભીરતાથી એમર્સન એની અસરથી મુક્ત રહ્યો. આગલે વર્ષે એણે 'અમેરિકન સ્કૉલર' ઉપર ભાષણ આપ્યું હતું. એ ભાષણથી કારલાઇલ અતિ પ્રસન્ન થયો, અને એણે એ વિષે તેના ઉપર પત્ર પણ લખ્યો હતો.

આના પછી તુરતજ 'ડાયલ' પત્રની યોજના થઇ. પરંતુ 'ડાયલ'ની સાથે એમર્સનનું નામ સંયુક્ત થયું નહોત તો એને કોઇ આજે સંભારત

પણ નહિ ; અને એમર્સનના લેખો બાદ કરતાં, તેમાં વાંચવા જેવું થોડુંજ રહેછે.

સન ૧૮૪૧માં એમર્સનના નિબંધોની પ્રથમ માળા પ્રસિદ્ધ થઇ; અને ત્રણ વર્ષ પછી બીજી માળા પ્રસિદ્ધ થઇ. સન ૧૮૪૭માં તેની કવિતાઓને પ્રથમ એકઠી કરવામાં આવી, પણ ૧૮૭૬માં તેમને આખરતું સ્વરૂપ આપવામાં આવ્યું. એમર્સન ૧૮૪૭માં બીજી વાર ઇંગ્લાંડમાં ગયો, અને 'દૃષ્ટાંતિક પુરૂષો' (Representative men) ઉપર ભાષણો આપ્યાં; અને તેમને એકઠાં કરી ૧૮૫૦માં છપાવ્યાં. પુસ્તકોનું વેચાણ મંદ હતું, પરંતુ જીવન-નીતિ (conduct of Life) નું વેચાણ ૨૫૦૦ નકલોથી શરૂ થયું.

પછી 'સિવિલ વૉર'નો મહાન્ પ્રસંગ આવ્યો. આ વિગ્રહમાં બને તેટલું એમર્સને લખી પોતાના દેશની સેવા એણે બજાવી છે. આ વિગ્રહ પછી તેની કીર્ત્તિ મૃત્યુ પર્યંત તેના દેશમાં ઉચ્ચ સ્થાને રહી હતી. લગભગ મૃત્યુ સુધી તેણે પોતાનો ધંધો ચલાવ્યો હતો; એની જીંદગીનો પાછલો પોહોર વાદળ રહિત હતો ; અને ઝળઝળાની છાયા ગંભીરતાથી તેના જીંદગી ઉપર આવવા લાગી. છેવટના ભાગમાં તેની યાદશક્તિ શિથિલ થઇ ગઇ હતી, અને આ શાંત અને ગંભીર શિથિલતા વિષે એક કરતાં વધારે કરૂણ-મય વાતો કહેવામાં આવેછે. તોપણ, છેવટ સુધી, જોકે ગઇ કાલની વાતને તેની સ્મૃતિમાં સ્થાન નહોતું મળતું, પરંતુ દૂર ગએલા ભૂતકાળની વાતો તેની સ્મૃતિમાં તાજી અને અવિચ્છિન્ન રહી હતી; અને પોતાની આગલી જીંદગીના મિત્રો વિષે તીવ્ર લાગણીથી એ વાતો કરતો હતો. આ પ્રમાણે સગાંવાહાલાંથી વીંટાએલો, ભક્તિ અને માનથી પૂજનીય ગણાતો ગણાતો, પોતાના પાડોશીઓ અને ગામનાં માણસોની શ્રદ્ધાયુક્ત અને માન-યુક્ત સ્મૃતિમાંથી નહિ ખસતો, આ ડાહ્યો પુરૂષ અને જ્ઞાની ઉપદેશક, આ માયાળુ અને કલ્યાણકારી પુરૂષ, ધીમે ધીમે મનુષ્યના નિર્માણને આધીન થઇ સ્વર્ગમાં સિધાવી ગયો, ૨૭મી એપ્રીલ ૧૮૮૨.

## અનુક્રમણિકા.





ॐ

# એમર્સનના નિબંધો.

## આત્મ-શ્રદ્ધા.

આપણે ઘણાં માણસોને એવાં જોઇએ છીએ કે જે બીજાનું બોલેલું કે લખેલું પોતાના બોલવામાં કે લખવામાં પ્રમાણ તરીકે વાપરેછે. પોતાનું અંતઃકરણ એ વિચારની સાક્ષી પૂરેછે કે કેમ? એવીજ જાતનો વિચાર પોતાના અંતઃકરણમાં અગાઉ કોઇ વખત આવ્યો હતો કે કેમ? તે જોવાનો અવકાશ પણ તેઓ પોતાના અંતઃકરણને આપતા નથી; કારણ કે જેના વચનનો પોતે ઉપયોગ કરેછે તે વિદ્વાન છે, સંસારમાં મોટો અને માનનીય તે ગણાય છે; એટલે એના બોલેલા કે લખેલા વિચારો ઉપર વિચાર કરવો એ વખતનો દુરૂપયોગ કરવા જેવુંછે એમ તેઓ માનેછે. એક વિદ્વાન સત્ય કહેછે કે જેનામાં વિચાર કરવાની શક્તિ નથી, તે બેવકુફ-પશુ જેવો છે; અને તેના ઉપર માત્ર આપણને દયા ઉપજવી જોઇએ. પોતાનામાં વિચાર કરવાની શક્તિ છે છતાં જે વિચાર કરતો નથી, તે આળસુ છે; અને એવો માણસ સંસારને નકામો છે. પણ પોતામાં વિચાર કરવાની શક્તિ છે, અને એ વિચાર શક્તિને અવલંબતાં પરિણામરૂપે જે વિચાર ઉદ્દભવ પામેછે તે અમુક મનુષ્યના વિચારથી વિરૂદ્ધ હોવા છતાં, જે પોતાના વિચારને દાબી રાખેછે, તે ઢોંગી છે-ધુતારો છે, અને તેના ઉપર આપણને તિરસ્કાર આવે તો તેમાં આશ્ચર્ય બિલકુલ નથી. જે માણસ પોતાના અંતઃકરણને અનુસરી બોલેછે તે કોઈનો દુશ્મન નથી.

વળી કેટલાંક મનુષ્યો એવા બીકણ સ્વભાવનાં હોયછે કે, જે વિચારથી પોતે વિરૂદ્ધ છે તેનાપર ટીકા કરવા જતાં પોતાના ઉપર એ વિચારવાળો ઉતરી પડશે તો તેનો પ્રત્યુત્તર કદાચ પોતાથી વાળી ન શકાય, માટેજ પોતાના વિચારને એ દાબી રાખેછે. વિચાર કરીએ તો એનો અર્થ એવો થાય કે પોતાનું અંતઃકરણ શુદ્ધ બુદ્ધિથી જે વિચારે છે તેનો તેમને પોતાનેજ વિશ્વાસ નથી.

પોતાના હૃદયનો પોતાને વિશ્વાસ હોય તો આ સઘળી કૃત્રિમતા નાશ પામેછે. દુનિયાનો ડર રાખવો, માનનીય પુરૂષોથી ભીતિમાં રહેવું, અને ડગલે ડગલે કોઇ ગુપ્ત વ્યવહારથી આપણા શુદ્ધ વિચારોને અંકુશમાં રાખવા, એ સરળ હૃદયની નિશાની નથી. આપણા વિચારો કદાચ માન્ય થાય એવા ન હોય, દુનિયાના મોટા ભાગને જે વિચાર માન્ય હોય તેનાથી આપણે કદાચ જૂદા પડતા હોઇએ, અને આપણા વિચારો કદાચ એવી અપૂર્ણ ભાષામાં મૂકાયા હોય, કે જેનું તાત્પર્ય કદાચ બીજાને યથેચ્છ ન સમજાય, અને એવી રીતે સમજાવવાની શક્તિ કદાચ આપણી વાણીમાં ન હોય, તથાપિ અંતઃકરણ આપણને અંદરખાનેથી જે કહે, તેનેજ બાહાર બોલી બતાવવામાં અંતઃકરણની વિશુદ્ધતા છે. મૂળ સ્વરૂપે, અંતઃકરણ હમેશાં વિશુદ્ધ છે.

અંતઃકરણમાંથી જે અવાજ નીકળે છે તે હમેશાં દિવ્ય હોયછે ; અને વિષય ગમે તે હોય, પરંતુ તે અવાજમાંથી આપણને શિખામણ મળી શકેછે. અંતઃ-કરણમાંથી ઉત્પન્ન થતા અને નીકળતા અવાજોમાં જે ભાવ પ્રકાશિત થાયછે, તે કૃત્રિમ વિચારોમાં કદિ આવી શકતો નથી ; અને એ ભાવથીજ વાંચનારના મન ઉપર જે અસર થાયછે, તે બીજા કશાથી થતી નથી. ભાવના કુદરતી સૌંદર્યની ખોટ કૃત્રિમ અલંકારોથી પૂરી પડી શકતી નથી. એક ખેડૂતના વિચાર, એક વિદ્વાનના પરિપક્વ વિચાર જેવા હોઇ શકેછે. બંનેના ઉપરનાં સ્વરૂપ કદાચ જૂદાં જૂદાં હશે, પરંતુ તેમનો આત્મા એકજ હોવાનો સંભવ અશક્ય નથી ; એટલા માટે, કોઇ પણ મનુષ્યને પોતાના શુદ્ધ વિચાર જણાવતાં જરા પણ ખંચાવાનું કાંઇ પણ પ્રયોજન નથી. પોતાનું અંતઃકરણ જે ધારે તે બોલવું, અને એનો આપણને પોતાને દૃઢ વિશ્વાસ હોવાથી બીજાને પણ એ માનનીય થવુંજ જોઇએ—એવો જે નિશ્ચય, તેમાંજ અલૌકિક અંશની પ્રતીતિ થાયછે. મહાન્ પુરૂષોનાં જીવન આપણે તપાસશું, તો તેમાંથી આ સિદ્ધાંત આપણને જરૂર હાથ લાગશે. તેઓ પોતાના વિચારને વિશ્વાસથી–દૃઢતાથી વળગી રહ્યાછે ; અને તેથીજ તેઓ અંતે જન–સમુદાયને આશિર્વાદરૂપ થઇ પડ્યાછે. જે મગજમાં એવા વિચારો યોજવાની કે સમજવાની શક્તિ નથી, તેઓ કદાચ પ્રથમ તેને નિંદશે, દુઃખ દેશે કે તરેહ તરેહની રીતે તેમને બીજી કોઇ આપત્તિમાં ઉતારશે, તો તેથી શું થઇ ગયું ? કાળની અનંતતા આગળ માણસની જીંદગી ટૂંકી છે ; અને એ ટૂંકી જીંદગીમાં જે જે દુઃખ કે આપત્તિ આવી પડે, તેને ધીરજથી સહન કરવામાં મનુષ્યના હૃદયની મોટાઇ છે ; અને

તેમાંજ તેની જીંદગીનું સાર્થક છે. મહા પુરૂષો આ સઘળું સમજે છે, અને દુનિયાના દુઃખથી તેઓ ડગતા નથી ; અને જો ડગી ગયા હોત તો દુનિયાની ઉન્નતિ કેમ થાત ?

આપણું અંતઃકરણ જે છૂપી સૂચના આપે તે નોંધી લેવી. એ સૂચનાઓને વિસ્તૃત કરી વિચારનું સ્વરૂપ બાંધવું ; અને એ સ્વરૂપને બેધડક જન-મંડળની સમક્ષ મૂકી દેવું. કાળાંતરે સત્ય તરી આવશે ; અને જે વિચાર પ્રથમ બાહાર લાવતાં આપણને શરમ લાગતી હતી તેજ વિચારને મહાન્ પુરૂષો પણ અભિનન્દે છે એ જોવાનો વખત કદાચ આપણને નહિ આવે, તથાપિ જગત જોશે અને જાણશે. એ તો સુપ્રસિદ્ધ વાત છે કે મહાન્ વિષયો સમજવાને અને સમજેલું સર્વ સંગ્રહી રાખવાને હૃદય પણ થોડે ઘણે અંશે તેવુંજ મહાન્ હોવું જોઇએ. સાક્ષરોના ઉચ્ચ વિચારો ગ્રહણ કરી તેનું સૌંદર્ય સમજનારી બુદ્ધિમાં પણ તેવું સાક્ષરત્વ થોડેઘણે અંશે હોવું જોઇએ. ઉચ્ચ બીજને ગ્રહણ કરી રાખે એવું ગર્ભાશય ચપળ અને સુદૃઢજ હોવું જોઇએ. કાળિદાસ, ભવભૂતિ, બાણ, જેવા સમર્થ લેખકોની રસિકતા સમજનારૂં હૃદય પણ કાંઇક રસિક હોયજ. એ રસિકતા—એ સાક્ષરત્વનો અંશ થોડોઘણો પણ જો આપણામાં હોય, તોજ તેની રસજ્ઞતા અને તેનું ખરેખરૂં સૌંદર્ય આપણે સમજી શકીએ. ત્યારે આપણા કરતાં એ પુરૂષોએ વધારે શું કર્યું ? વિચાર કરશો તો તમને જણાશે કે એ રસિકતા—એ સાક્ષરત્વ તમને ગમે તેટલું પરિચિત હતું છતાં તમે તેને બાહ્ય સ્વરૂપ આપી શક્યા નહિ. તમારૂં મન પારકાની આગળ ખૂલ્લું કરતાં તમને કદાચ શરમ લાગતી હતી. તમારા અંતઃકરણનો તમને પોતાનેજ વિશ્વાસ નહોતો. પોતાના વિચાર પ્રસિદ્ધ કરતી વખતે એ પુરૂષો ગમે તેવા ગણાયા, પરંતુ પોતાનું હૃદય બેધડક ખૂલ્લું કરી લોકોને પ્રત્યક્ષ બતાવી દીધું. કોઇનું કહેલું તેઓએ કહ્યું નહિ, સાંભળેલું તેઓ બોલ્યા નહિ, અને જોએલું તેઓએ માન્યું નહિ, પણ એ સર્વેને એકત્ર કરી પોતાનું અંતઃકરણ જેમ દોરવે તેમજ તેઓ દોરવાયા ; અને તેથીજ આપણે તેમને અભિનન્દીએ છીએ. કવિઓએ અને મહતોએ ઉઘાડી કરી આપેલી આરસીમાં તેઓએ જોયું ; પણ જ્યાં સુધી તેમના હૃદયમાંથી કોઇ કિરણ પ્રગટ્યું નહિ, ત્યાં સુધી માત્ર તેઓએ જોયાંજ કર્યું ; અને કિરણ પ્રગટ થયું કે તુરતજ તેનું અલૌકિક સ્વરૂપ આપણી નજર સન્મુખ તેમણે ધરી દીધું. આપણે આપણુંજ અંતઃકરણ શોધવું ઘટેછે. આપણે એમ કરીએ છીએ,

અને છતાં ઘણી મહેનતે મળેલા પરિણામને ઘણી વખત આપણે એકકોરે ફેંકી દઇએ છીએ ; કારણ કે આપણા હૃદયનો આપણને વિશ્વાસ નથી હોતો. પ્રખ્યાત નવલકથાકાર થેકરે (Thackaray) ને માટે કહેવાય છે કે તેને પોતાના હૃદયનો વિશ્વાસ નહોતો, અને ડીકન્સને પોતાના હૃદયનો વિશ્વાસ હતો. તેઓ બંને સમકાલીન હતા, તોપણ તેમના વખતમાં ડીકન્સના જીવનની છાયામાં થેકરે આવી જાયછે; તેનું કારણ પણ તેજ છે. મનુષ્યનું અંતઃકરણ શરમાળ નહિ, પણ હિંમતવાન જોઇએ. દરેક વિદ્વાન ગ્રંથમાં સમાયેલા ઉમદા વિચારમાં આપણે આપણા ફેંકી દીધેલા વિચારનું પ્રતિબિંબ જોઇએ છીએ; અને વાંચતી વખતે કોઇ નવીન ભભકાથી એ આપણી આગળ તરી આવેછે. શિષ્ટ ગ્રંથોની આ શિખામણ ઓછી છે? એ આપણને શું શીખવે છે? એ આપણને એવું શીખવે છે કે, આખી દુનિયા તમારા વિચારથી વિરૂદ્ધ હોય, તથાપિ તમારા વિચારને (જો એ તમારા પોતાનાજ શુદ્ધ અંતઃકરણની ઉત્પત્તિ હોય તો તેને) વળગી રહેજો; નહિતો કાલે કોઇ બીજો પ્રવીણ પુરૂષ એનો એજ વિચાર પ્રસરાવશે, અને તમને તમારો પોતાનોજ વિચાર બીજા પાસેથી ગ્રહણ કરવાની શરમ ભરેલી ફરજ પડશે.

જો કોઇ પણ મનુષ્ય પોતાના મનને કેળવવા માંડશે તો તેની કેળવણીમાં એવો એક વખત આવશે કે જે વખતે એને જરૂર લાગશે કે ઇર્ષ્યા એ અજ્ઞાનતા છે; કોઇનું અનુકરણ કરવું એ આત્મહત્યા બરાબર છે; અને જે એને ભાગે આવે તેમાંજ સારો નરસો ઉપયોગ એને કરવાનો છે; અને જો કે આ બોહોળો સંસાર બહુ દયાળુ છે, તથાપિ તેને ભાગે જે કટકો આવેલો છે, તેનાજ ઉપર પરિશ્રમ લેવાથી એનું વળવાનું છે, બાકી બીજે કોઇ પણ સ્થળેથી તેનો નિર્વાહ થવાનો નથી. એનામાં જે શક્તિ રહેલી છે; તે કુદરતી સૃષ્ટિમાંથી બીજાને નવીજ છે; અને પોતે શું કરી શકશે તે જાણવાની શક્તિ તેના પોતા સિવાય બીજા કોઇનામાં નથી; અને વળી જ્યાં સુધી પોતે હિંમતથી બહાર પડશે નહિ, ત્યાં સુધી તેને પોતાને પણ તેની પ્રતીતિ પડશે નહિ. અમુક વ્યક્તિ, અમુક આકૃતિ, કે અમુક બાબત તેના મન ઉપર અસર કરેછે અને બીજી કોઇ વસ્તુ અસર નથી કરતી, તે નિષ્પ્રયોજન છે એમ નથી. આગળથી સ્થાપિત થએલા હૃદય તંતુઓનું એ પરિણામ છે. આંખને એટલા માટે રાખવામાં આવી છે કે કોઇ કિરણ તેમાં પ્રતિબિંબિત થાય, તો પછી તે અમુક કિરણની તે સાક્ષી આપે. હૃદયમાં જે અસર ઉત્પન્ન

થાયછે, તે જૂદી જૂદી શરીરની ઇંદ્રિઓએ ઉત્પન્ન કરેલી અસરનું પરિણામ છે. આપણે આપણું અરધું હૃદયજ માત્ર દૃશ્ય કરી શકીએ છીએ ; અને જે દૈવી સંપત્તિ આપણા અંતઃકરણમાં સમાએલી છે, તેને બાહાર લાવતાં આપણે શરમાઇએ છીએ. એનેજ આપણે સામ્ય અને અલૌકિક ગણી શકીએ, અને અક્ષરશઃ એજ સ્વરૂપમાં આપણે એને બાહાર મૂકી શકીએ ; પણ પરમેશ્વર પોતાનું કામ બાયલાને હાથે નથી કરાવતો. સફળ થવાય કે ન થવાય, જે ઉદ્દેશથી આપણે એ બાહાર પાડીએ છીએ તે લોકોના ધ્યાનમાં આવે કે ન આવે, પરંતુ જો કોઇ માણસ પોતાના કામમાં અંતઃકરણ પરોવી પોતાથી બને તેટલું કરેછે, તો તેનું હૃદય હલકું થઇ જઇ અંતે તે આનંદની પ્રાપ્તિ કરી શકે છે; પરંતુ જો એથી વિરૂદ્ધ એ વરતે, તો તેથી તેનું ચિત્ત કદિ પણ સ્વસ્થતા પામતું નથી ; કાર્ય કરે, પણ તેથી તેને કરવાના કાર્યનો બોજો વધતો જાયછે; મુંઝવણમાંથી છુટવાનો પ્રયત્ન તે કરેછે, તથાપિ મુંઝવણ વધતી જાયછે ; છેવટ, કાર્યમાંજ તેની બુદ્ધિ તેને અધવચ રઝળાવે છે ; તેની કોઇ પણ માનસિક શક્તિ તેની સહાયતાએ આવતી નથી ; અને કોઇ પણ યુક્તિ ન સૂઝ-વાથી, સર્વ આશા અદૃશ્ય થાયછે, અને પોતાના કાર્યમાં નિરાશ થવાનો વખત એને આવેછે.

તમારા પોતાના અંતઃકરણપરજ જો તમે દૃઢ વિશ્વાસ રાખશો, તો દરેક અંતઃકરણ તમારી એ દૃઢતાથી અંતે ચલિત થશે. પરમેશ્વરે જે સ્થિતિ તમારે માટે નિર્માણ કરી છે, જેવી કે તમારા સાથીઓની સંગતિ, જૂદા જૂદા તમારા પ્રસંગોની સાંકળ—તે પ્રફુલ્લ અંતઃકરણથી કબુલ કરવામાં આનંદ છે. સુખ દુઃખ એ માત્ર મનની કલ્પના છે, અને તેનો શોચ કર્યે તમારૂં કાંઇ વળવાનું નથી. સર્વ મોટા માણસો કાળચક્રના એ ઝપાટામાં આવી ગયા છે, અને તમે પણ આવો તો તેમાં આશ્ચર્ય જેવું થોડું છે. એવે વખતે તો ખંતથી ઉદ્યમ કરી, શાંતિથી તમારા નશીબનું સુકાન સર્વ શક્તિમાન પ્રભુને સોંપી દેવું, અને નિર્દોષ બાળકની પેઠે તે જે કરે તેમાં આનંદ માનવો. આપણે માણસ છીએ—આપણે પુરૂષો છીએ, એ વિચાર મનમાં રાખી, તેમનું (મહા-ત્માઓનું) જે ભવિષ્ય થઇ ગયું છે, તેવા ભવિષ્યને આધીન થવું. આપણે ઘોડિયામાં સૂતેલા બાળક નથી, તેમ એક ખુણામાં ભરાઇ રહીએ તેવા આપણે માંદા કે અશક્ત નથી ; બાયલાની પેઠે ભય આવવાથી આપણે નાશી જઇએ તેવા નથી, પરંતુ આપણે રણધીર પુરૂષો છીએ, આપણે આગેવાન

છીએ, આપણે આપણા દેશનું ભલું કરનાર–તેને ઝુંસરીમાંથી છોડાવનાર છીએ, અને પરમેશ્વરની વૃત્તિને અનુસરીને અંધારામાં—ઘોરતામાં પણ આગળ ચાલનારા છીએ; પરંતુ જો આપણે મનના નિર્બળ હોઇશું અને આપણા શુદ્ધ હૃદયની આપણનેજ પ્રતીતિ નહિ હોય, તો આપણાથી કંઇ બની શકવું નથી એ નિશ્ચય સમજજો. જો આપણે બીકણ હોઇશું તો કોઇ પણ મહદ્ કાર્ય પરમેશ્વર આપણે હાથે કરાવવા અપેક્ષા પણ નથી રાખતો એ સ્પષ્ટ છે. આપણા જેવુંજ શિવાજી માહારાજનું મન નિર્બળ હોત તો ધર્મ રાજ્ય સ્થપાત નહિ; શૂરા રણજીતસિંહનું મન એવું હોત, તો શીખ રાજ્યની સબળતા જણાત નહિ; લોર્ડ કલાઇવનું મન એવું હોત તો અંગ્રેજી રાજ્યનો અમલ જામત નહિ; શ્રીમન્ શંકરાચાર્યનું મન એવું હોત તો વેદાંતનો ધ્વજપટ ફરફડાવવામાં મુસ્કેલી પડત.

સર્વ સ્થળે સુંદરતાથી ભરેલી કુદરત પણ આપણને આ વિષય પરત્વે કેવી શિખામણ આપેછે!! છોકરાંઓનાં, બાળકોનાં, અને જંગલીઓનાં, પણ ચેહેરા અને વર્ત્તન તપાસો. ફૂટી ગએલું અને બળવાખોર મન, અંતઃકરણના વિચારનો અણવિશ્વાસ, (કારણ કે ગણત્રી ગણતું આપણું મન આપણા શુદ્ધ અંતઃકરણના વિચારની વિરૂદ્ધ ઉપાયો અને યોજનાની ગણત્રી કરાવે છે)—તેમાંનું કાંઇ એમનામાં જોવામાં નહિ આવે. તેમનું અંતઃકરણ શુદ્ધ અને સાજું હોવાથી, તેમની આંખો નીડર રહેશે, અને તેમના સામું જો આપણે જોશું, તો આપણે પાછા પડી જશું. તેમની નિર્દોષતા કોઇની સ્પૃહા રાખતી નથી; પણ એની સ્પૃહા આપણે સઘળા રાખશું; અને તેથી પુખ્ત વયે પહોંચેલા એવા ચાર પાંચ જણના સામટા ગુણો ઘણુંકરીને એકજ બાળકમાં જોવામાં આવેછે. આ પ્રમાણે, પરમેશ્વરે પણ, નાનપણ, યુવાની અને પુખ્તવય એ સઘળાંને એકજ જાતના શસ્ત્રથી હથિઆરબંધ કરેલાં છે, અને એ સર્વ જો પોતપોતાનાજ આધારથી ઉભાં રહે, તો એકએકથી ખાળ્યાં ન જાય એવાં એ સર્વ ઉત્કૃષ્ટ છે. તમારી કે મારી સાથે બાળકો વાત કરતાં નથી એ ઉપરથી એમ ધારશો નહિ કે તેમનામાં કાંઇ નથી. જુઓ, સાંભળો! આ પાસેના ઓરડામાંથી એમનો સાદ સંભળાય છે, તે સ્પષ્ટ, ચોખ્ખો અને વજનદાર છે. તેઓ માંહોમાંહે કેમ કરવું તે સમજી શકતાં હોય એમ જણાય છે. શરમવાળા કે શરમ વગરના, પણ પોતાના આનંદમાં પુખ્ત વયનાની હાજરી કેમ ભૂલી જવી એ તેઓ સારી રીતે સમજે છે.

બાળકોને પોતાનાં પેટ ભરાવાની સંપૂર્ણ ખાત્રીછે; અને એક અમીર કે ઉમરાવના જેવા તદ્દન નિસ્પૃહી છે. બાળકોના જેવી નિસ્પૃહતા હોવી—એજ મનુષ્ય સ્વભાવની તંદુરસ્ત સ્થિતિ છે. નાટકશાળામાં નીચેના વર્ગના પ્રેક્ષકો જે સત્તા ભોગવે છે તેવીજ સત્તા દીવાનખાનામાં એક બાળક ભોગવે છે. સ્વતંત્ર, બીનજવાબદાર, અને બનતા પ્રસંગો અને આવતાં જતાં મનુષ્યો ઉપર એક ખૂણામાં રહ્યો રહ્યો નજર રાખનાર—એવો એ બાળક બાળકની ઉતાવળી અને તોતળી ભાષામાં દરેક ગુણ અવગુણ ઉપર બેધડક બોલ્યા કરેછે, અને "આ ખરાબ" "આ સારૂં" "આ મજેનું" "આ રમુજી" "આ અક્કલ વિનાનો" "આ ખટપટીઓ" એવા ફૈંસલા પોતાની મરજી પ્રમાણે એ આપ્યા કરેછે. પરિણામની દરકાર એ રાખતો નથી, કોઇના સુખ દુઃખની ગણના એ કરતો નથી; પણ સ્વતંત્ર અને પોતાને લાગે તેવો ખરેખરો અભિપ્રાય એ કહી સંભળાવે છે. તમે એની પાસે જાઓ ત્યારે, બાકી એ તમારી પાસે નહિ આવે. પણ માણસ તો, જાણે કેદમાં પડ્યા હોય તેમ, દુનિયાથી બંધનયુક્ત થઇ રહેછે. એક વખત એણે પોતાનો ઠરાવ બાહાર પાડ્યો કે તરતજ મનુષ્યોની નજરે તે ચડી રહેછે; જેના પ્રેમની એને સ્પૃહા રહેછે એવા હજારો માણસોના સંતોષ કે ધિક્કાર એના તરફ તાકી રહેછે. એવા માણસોની વિસ્મૃતિ એનાથી થઈ શકતી નથી. આહા! પોતાના અંતઃકરણની શુદ્ધ—મૂળ સ્થિતિ પાછી એ મેળવી શકે!! જે માણસ આવો પ્રેમ ભેદી શકે, અને પોતે જોયેલું હોવાથી, નિર્મળતાના શિખર ઉપરથી કોઇની સ્પૃહા વિના, કોઇની દરકાર વિના, કોઇથી ભય પામ્યા વિના સર્વ વાતે અભેદ્ય રહી એનું એ પાછું એ જોઇ શકે, તે માણસ પૂર્ણ શક્તિમાન હોવો જોઇએ. તે દરેક વિષયપર પોતાના અભિપ્રાય આપે; અને સ્વાર્થી નહિ, પણ જરૂરના હોવાથી, લોકોના અંતઃકરણમાંથી તીરની માફક તે ચાલ્યા જાય, અને તેમને અંકુશમાં રાખે.

અંતઃકરણની એકાંતમાંથી જે અવાજ આપણે સાંભળીએ છીએ, તે આવીજ જાતના હોયછે; પરંતુ તેઓને સંસારનો સ્પર્શ થતાં મંદ અને નહિ સંભળાય તેવા ધીમા થઇ જાયછે. સર્વ સ્થળે, જન-સમુદાય તેમાં રહેલા પુરૂષના પુરૂષાર્થથી વિરૂદ્ધ હોયછે. જન-સમુદાય એ જાણે ભાગીદારોની બનેલી મંડળી છે; અને તેમાં મનુષ્યો, સર્વ ભાગીદારોના પૃથક પૃથક નિર્વાહને માટે, પોતપોતાની સ્વતંત્રતા અને મનની શુદ્ધ કેળવણી ઉપરથી હક ઉઠાવી લેવાને કબુલ કરેછે. લૌકિક રીત રીવાજમાં એકમત રહેવું અને વર્તવું,

એવી ઘણાખરાની માગણી હોયછે; ત્યાં સ્વપ્રતિતી–સ્વાશ્રય પ્રતિસ્પર્ધી બનેછે. સત્યથી રહેનારા અને શોધકોને જન-સમુદાય ચાહાતો નથી, પણ માત્ર પોતાના ચાલ્યા આવતા રીવાજો અને નામને એ ચાહેછે.

જેને મનુષ્ય તરીકે–ખરેખરા નર તરીકે ગણાવું છે, તેણે તો મત–ભિન્નત્વ ગ્રહણ કરવું જોઇએ. જેને અમર કીર્ત્તિનું છત્ર ઓઢવું છે, તેણે માત્ર સાલસાઇના નામથીજ થોભવાનું નથી, પણ ખરી સાલસાઇ ક્યાં રહેલી છે તે તેણે શોધવાનું છે. તમારા પોતાના નિર્મળ અંતઃકરણની શુદ્ધતા કરતાં વધારે શુદ્ધ બીજું કાંઇ નથી. તમારા પોતાનાજ અંતઃકરણની વૃત્તિને માર્ગ આપો, અને પછી દુનિયા એની મેળેજ તમને આશ્રય આપશે. આપણા પોતાના અંતઃકરણમાં જે સત્ય લાગે તેજ આપણો કાયદો; અને તેના કરતાં વધારે પવિત્ર કાયદો તમને મળવાનો પણ નથી. સારૂં કે નરસું–એ તો માત્ર નામ છે. એ નામ ઘડીકમાં લોકો આને આપે અને ઘડીકમાં એને આપે. મારા પોતાના અંતઃકરણને અનુસાર તેજ ખરૂં–તેની વિરૂદ્ધ તે સર્વ ખોટું. સંસારની સર્વ વિરૂદ્ધતાની વચ્ચે થઇને માણસ ચાલ્યો જવો જોઇએ; પોતાનું અંતઃકરણ શુદ્ધબુદ્ધિથી જે માનેછે તે સિવાય સઘળી ચીજો માત્ર નામની અને ક્ષણિક છે એવો દૃઢ વિશ્વાસ તેને હોવો જોઇએ. માત્ર મોટાં નામથી અને સત્તાથી આપણે કેવી સેહેલાઇથી અંજાઇ જઇએ છીએ, એ જોઇ આપણે અંતઃકરણમાં શરમાઇ જઇએ છીએ. દરેક દેખીતા ભલા અને આબરૂદાર માણસથી આપણે અંજાઇ જઇએ છીએ; અને જો કે એમનાં અંતઃકરણ અંદરથી કાળમીંઢ પથ્થર જેવાં કઠણ અને નિર્દય હોયછે, તથાપિ તેમના ઉપલક વિવેકથી આપણે ભોળવાઇ જઇએ છીએ; અને ઘડીક મન નિર્બળ બની જાયછે. પરંતુ આપણે સીધા અને અક્કડ થઇ ચાલવું જોઇએ, અને જેવું હોય તેવું તેને મોંહેજ કહી દેવું જોઇએ. સાર્વજનિક લાગણીના જૂઠા ડગલા નીચે રહેલા હરામી અને બદદાનતવાળા અંતઃકરણને આપણે એમને એમ જવા દેવું? જેવું હોય તેવું તેને કહી દેવામાં હરકત શી છે? સાચાને સાચો, જૂઠાને જૂઠો અને હરામીને હરામીજ કહેવો. સાચું બોલવાથી કદાચ કોઇને માઠું લાગશે, તોપણ તમારા સત્યને તો કલંક નહિ આવે! તમારો સખ્ત પણ સાચો આવકાર કદાચ તેમને અપ્રિય થઇ પડે, તોપણ આડંબર કરતાં સત્ય વધારે સુંદર છે. તમારા હૃદયની સરળતાને થોડીક તીક્ષ્ણ ધાર પણ હોવી જોઇએ, નહિતો એ સરળતાજ નથી એમ સમજજો. પ્રેમ અને ધિક્કારનાં સૂત્રોને ગાઢ સંબંધ હોવો જોઇએ.

જ્યાં પ્રેમ હોય ત્યાં ધિક્કાર નજ હોય, અને જ્યાં ધિક્કાર હોય, ત્યાં પ્રેમનો વાસ ન હોઇ શકે. જ્યાં બંનેનો સંયોગ હોય, ત્યાં અંતઃકરણની વિશુદ્ધતા નથી એમ સમજવું. જ્યારે આપણે આપણું કર્તવ્ય બજાવવાનું હોય, ત્યારે તો માબાપ, ભાઇભાંડુ, કે બઇરી કે કોઇની દરકાર ન હોવી જોઇએ. લોકો તમને સ્વેચ્છાચારી કહેશે, લોકો તમને સ્વચ્છંદી કે તોરી કહેશે તો તેથી શું થઇ ગયું ? અમુક મંડળમાં પ્રવેશ કરવાની મારી વૃત્તિ શા માટે થાયછે, અને અમુક મંડળને હું શા માટે તરછોડું છું, તે વિષે મને કોઈ પૂછશો નહિ. હું મારા અંતઃકરણને અનુસાર કર્યો જઉંછું, તેમાં કોઇએ વચ્ચે પડવાની જરૂર નથી. મારે હાથે કોઈનું સારૂં થાય તો તે પણ મને જણાવવાની જરૂર નથી. મારા અંતઃકરણને જે ઠીક લાગેછે તે હું કર્યો જઉંછું. હું ગરીબોને મદદ કરૂંછું તો તેમાં હું વધારે શું કરૂંછું ? વળી પરમેશ્વરને ત્યાં ગરીબ કે તવંગર છેજ કોણ ? ગરીબો ઉપર ખોટી પ્રીતિનું ડોળ રાખનાર ઢોંગી પુરૂષ! હું તને કહુંછું કે તારી દેખીતી અને સ્વાર્થી ઉદારતા મને બિલકુલ પસંદ નથી. જન-મંડળના અમુક વર્ગને હું ચાહુંછું અને વગર મૂલ્યનો હું તેમનો વેચાણ છું. તેમણે મને વગર મૂલ્યે ખરીદ્યો છે. તેમને માટે જરૂર પડે તો હું કેદમાં પણ જઉં. પણ ભાઈ સાહેબ! તારી ઉદારતાને તો છેટેથીજ નવ ગજના નમસ્કાર. તું વિદ્યાર્થીઓને માટે સ્કોલરશીપ કાઢે, તો તે માત્ર નામનાને કે સ્વાર્થને માટે; તું ધર્મનાં મકાન સ્થાપે, તો તેની ઉપજ લેવા માટે; તું ગ્રંથકારોને આશ્રય આપે, તો તે તારા આશ્રિતોને કે ઓળખીતાઓનેજ, અને તે પણ વળી શરમનો માર્યોજ; અને જૂદી જૂદી મંડળીઓમાં તું નાણું ભરે, તો તેમાં અધ્યક્ષ કે ઉપાધ્યક્ષ થવાને માટે; તને પરમેશ્વરે પૈસો આપ્યો, તો તેને શુદ્ધ બુદ્ધિથી વાપરવાની હિંમત તારામાં ક્યાં છે? તારી ઉદારતાનો લાભ માત્ર વેશ્યાજ લેછે; તારી ભલમનસાઇનો ઉપયોગ માત્ર લુચ્ચાજ કરેછે!!

લોકોના હિસાબે તો, સદ્ગુણો નિયમ તરીકે નહિ, પણ અપવાદ તરીકે ગણાય છે. આ અહીંઆ એક માણસ અને તેના સદ્ગુણો છે. જે સુકૃત્ય કહેવાય છે, તે લોકો બાહાદુરીના કે ઉદારતાના એક કામ તરીકે કરેછે; પરંતુ એ કરવાનું પોતાનું કર્તવ્ય છે એમ સમજીને કરતા નથી. કેમ જાણે, હમેશાં પોતાના કર્તવ્યથી તેઓ વેગળા રહેછે, અને તેથી શરમના માર્યા એમ કરતા હોય, એમ જણાય છે. પોતે દુનિયામાં રહેછે તેના ભાડા ખાતર, કે મોટાઇની ખાતર તેઓ એ કરેછે; અને એ વખતે તેઓ એનું મોટું મોટું સ્વરૂપ

બતાવે છે, કારણ કે માંદા અને ગાંડા મનુષ્યોનો ખોરાકી ખર્ચ વધુ બેસેછે. તેમનાં સદ્દગુણો પ્રાયશ્ચિતનાં સાધન બનેછે; પરંતુ મારે તો પ્રાયશ્ચિત નથી કરવું, પણ મારે તો ખરી રીતે જીવવુંજ છે. મારી જીંદગી પોતાના જીવનને માટેજ છે; કાંઇ દેખાવને માટે નથી. ચકચકતી પણ અનિશ્ચિત હોય, તેના કરતાં તે ગરીબ સ્થિતિની પણ શુદ્ધ અંતઃકરણની હોય તે હું વધારે પસંદ કરૂંછું; એવી સ્થિતિમાં એને પવિત્ર અને શુદ્ધ રહી શકવાનો સંભવ વધારે છે. મારૂં જીવન શુદ્ધ અને આનંદી હોય એમ હું ઇચ્છુંછું; પરંતુ એ અર્થે એને બીજા સાધનની જરૂર પડે એમ હું નથી ઇચ્છતો. હું તો દરેક માણસનેજ પૂછુંછું કે તમે પુરૂપ છો કે કેમ? અને એના કામ તરફ જોઇને એ પુરૂપ છે કે નહિ એ કહેવાની હું સ્પષ્ટ ના કહું છઉં. મારે પોતાને માટે તો જેને દુનિયા સુકૃત્ય કહેછે, તે કરૂં કે ન કરૂં, તે મારે મન સરખુંજ છે. જ્યાં મારો પોતાનો હક છે, ત્યાં એ હકને માટે ભાડું આપવાની હું સંમતિ આપી શકતો નથી. પરમેશ્વરે મને ગમે તેવી કંગાળ અને હલકી બક્ષીસો આપી હશે, પણ હું પોતેજ અહીં હાજર છું; અને મારી પોતાની કે દુનિયાની ખાત્રીને માટે હું બીજા પૂરાવાની જરૂર જોતો નથી.

મારે શું કરવાનું છે તે મારા પોતાનાજ વિચારની વાતછે; લોકો શું વિચારે છે એ વાતનું મારે પ્રયોજન નથી. પ્રવૃત્તિમય તેમજ નિવૃત્તિમય જીવનમાં આજ નિયમ એક સરખી રીતે લાગુ પડેછે; અને ઉચ્ચતા અને નીચતાનું પારખું પણ તેમાંજ સમાએલું છે. હમેશાં તમને એવાં માણસો મળીજ રહેશે કે જેઓ ધારેછે કે તમારૂં કર્તવ્ય શું છે તે તમારા કરતાં તેઓ વધારે સારી રીતે જાણેછે અને સમજે છે, અને તેથી એ નિયમ પાળવો વધારે કઠીન થઇ પડેછે. બીજાના કરતાં પોતે વધારે ડાહ્યો છે એમ બતાવવાનો ડોળ દરેક માણસને બહુ વાહાલો છે. સંસારમાં લોકોના અભિપ્રાય અનુસાર રહેવું એ સહેલું છે; એકાંતમાં આપણા અભિપ્રાયને અનુસાર રહેવું એ પણ સહેલું છે; પરંતુ ખરેખરો મહા પુરૂષ તો એજ કે જનસમુદાયની વચ્ચોવચ, પોતાના સ્વતંત્ર અભિપ્રાય જે આનંદથી સાચવી શકેછે.

જે રીવાજો કે નિયમો તમને માન્ય ન હોય, તેને અનુસાર વગર વિચારે તમે ચાલો તો તમે પોતેજ તમારૂં અંતઃકરણ બીજાને જાણવા દેવાનો અવકાશ ઓછો કરોછો. તમારા વખતની ખુવારી થાયછે, અને તમે તમારા વિષે જે અસર મનુષ્યના અંતઃકરણપર ઉત્પન્ન કરી હોયછે, તેને એ ભુંસી નાખેછે.

તમે પોતે ખરેખરા કેવા છો તે જાણવાનું બારૂં તમેજ બંધ કરોછો. શરમની ખાતર તમે ઉદારતા કરો, સ્વાર્થની ખાતર તમે દેવાલયો બાંધો, નામનાની ખાતર તમે વિદ્યાની અભિવૃદ્ધિ થવા તરફ મદદ કરો, અને તમારા પોતાના કોઇ આંગત કારણથી દોરવાઇ અમુક રાજકીય બાબતમાં તમારો અનુમત આપો, એ બધું જો કે કાંઇ નહિ કરવા કરતાં કાંઇક સારૂં છે, પરંતુ તમારૂં અંતઃકરણ કેવું છે એ બીજાને જાણવાનો રસ્તો તેથી તમે બંધ કરોછો; અને તમારા શુદ્ધ જીવનમાંથી એટલું સામર્થ્ય ઓછું કરોછો. તમારૂં કર્ત્તવ્ય તમે બેધડક કરો, અને જેવા અંતઃકરણના તમે હોશો તેવા તમે જણાઇ રહેશો; એટલુંજ નહિ, પણ તમે પોતે તેથી વધારે સબળ બનશો. સંસારના મતમાં એકદમ સંમત થવું એ આંધળા પાડાની રમત જેવું છે એ દરેક મનુષ્યે વિચારવા જેવુંછે. તમારો પંથ હું જાણતો હોઉં તો તેની તરફેણમાં તમે શું કહેશો તે પણ હું જાણી શકું. દરેક પંથનાં માણસો પોતપોતાના ધર્મની વિશુદ્ધિનાં વખાણ કરેછે. પરંતુ હું આગળથીજ જાણુંછું કે એજ માણસ તે સિવાય બીજું કાંઇ વધારે બોલી શકશે નહિ. પોપટની માફક શીખેલું એ પઢી જશે, પણ પોતાના શુદ્ધ અંતઃકરણમાંથી નીકળેલા સ્વતંત્ર વિચાર જેવું તે કદાચ કાંઇ પણ બોલી નહિ શકે. ધર્મના સિદ્ધાંતો અને તત્વો તપાસવાનું એ ડોળ કરેછે, તથાપિ તેમાંનું કાંઇ એ કરશે નહિ; કારણ કે તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો છે કે માણસની પેઠે નહિ, પણ એક ભાડૂતની પેઠે તેણે એકજ બાજુએ જોવું, અને એ બાજુએ તેનો પોતાનોજ ધર્મ-પંથ હોયછે. પૈસા આપીને રાખેલા વકીલ જેવો એ છે, અને તેનો બધો દંભ નિર્જીવ છે. તેની આંખ એકજ બાજુએ ખુલ્લી છે, બાકી બીજી બધી બાજુએ એણે પાટા બાંધ્યા છે. દુનિયામાં પણ દરેક માણસે આવીજ રીતે કોઇ પણ એક જાતનો પાટો બાંધ્યો હોયછે, અને તેને તે વળગી રહેછે. તેમની આ આંધળી સંમતિ તેમને કોઇ કોઇજ બાબતમાં જૂઠા બનાવે છે, કોઇ કોઇજ અસત્યના તેમને કર્ત્તા બનાવે છે એવું નથી, પણ તેઓ સઘળી બાબતમાં જૂઠા અને ઢોંગી બનેછે. તેઓ જેને સત્ય ગણેછે તે તદ્દન સાચું નથી હોતું. તેમનું "ભૂ" ખરેખર પાણી નથી હોતું, અને તેમના "તાતા" ખરેખર રોટલા નથી હોતા; તેથી કરીને તેમના દરેક શબ્દથી આપણે નાખૂશ થઇએ છીએ, અને તેમને કેવી રીતે સુધારવા માંડવા તે પણ આપણને સમજાતું નથી. દરમિયાન જે પંથના ઉપાસક તેઓ હોયછે, તેના આપેલા પોશાકને લાયક તેમને કરવા કુદરત સુસ્ત નથી રહેતી.

ધીમે ધીમે અમુક જાતના ચેહેરા અને આકૃતિથી આપણે પરિચિત થઇ જઇએ છીએ અને પછી આપણે પણ તેમના જેવાજ લાગીએ છીએ. જેમાં આપણે સમજતા ન હોઇએ, તે સમજવાનો ડોળ કરી દંભ જારી રાખવો; જે વિષયમાં આપણને આનંદ મળતો ન હોય છતાં કહેવું કે તેમાં આપણને આનંદ મળેછે, અને તેને અનુસરતો ચેહેરો રાખવો; અમુક માણસની પડતીથી આપણે દિલગીર ન હોઈએ તથાપિ લોક-રૂઢિની ખાતર તેમ બતાવી ચેહેરો વાંકો ચુંકો કરવો;—એ સઘળું કરવામાં હૃદયને એક જાતનું દુઃખ અનુભવવું પડેછે. અંતઃકરણની મરજી વિરૂદ્ધ અને બીજા પ્રસંગોને લીધે ઉદ્દભવ પામેલી ખોટી મરજીને અનુસાર, સ્નાયુઓના આમતેમ હાલવાથી હૃદય અંદરથી ખિન્ન થયા વિના રહેતું નથી.

દુનિયાની સાથે અસંમત થવાથી કદાચ દુનિયા તમને પોતાની નાખૂશીના ફટકાવડે સજા કરશે. એટલા માટે નાખૂશી શામાં સમાએલી છે તે જાણવાની જરૂર છે. રસ્તે જનારાઓ એના ઉપર રસ્તામાં અગર દોસ્તોના ઘરમાં ક્રૂર દૃષ્ટિથી જુએછે. આ ક્રૂર દૃષ્ટિ, જો એના પોતાનાજ જેવા ધિક્કાર અને તિરસ્કારનું પરિણામ હોય તો, એ દિલગીર બની ઘેર જાય તો તેમાં નવાઇ નથી. પરંતુ લોકોની ખૂશી કે નાખૂશીનું કોઇ સબળ કારણ નથી હોતું, પણ તે તો માત્ર જે તરફ પવન ફૂંકાય તે તરફજ વળેછે. તોપણ સભાની કે શાળાની નાખૂશી કરતાં લોકોની નાખૂશી વધારે ભયંકર છે. દુનિયાને ઓળખે છે તેવા દૃઢ પુરૂષને કેળવાએલા લોકનો ગુસ્સો સહન કરવો એ સેહેલી વાતછે. તેમનો ગુસ્સો શાંત અને હદમાં હોયછે, કેમકે તેઓ બીકણ હોયછે; કારણ કે તેઓ સમજે છે કે એવાજ ગુસ્સાનો ભોગ થવાનો કદાચ તેમનેજ વખત આવે. પરંતુ જ્યારે તેમના બીકણ ગુસ્સાની સાથે લોકોનો જુસ્સો ભળેછે, જ્યારે અજ્ઞાન અને ગરીબ વર્ગ ઉશ્કેરાઈ જાયછે, જ્યારે જનસમાજને તળીએ રહેલું જંગલી અને અણસમજુ જોર ઉછળવા લાગેછે, ત્યારે તો જો મનુષ્યનું અંતઃકરણ ખરેખરૂં આસ્થાવાળું હોય, તેનું અંતઃકરણ ખરેખર ઉદારતાથી ભરપૂર હોય તોજ, પરમેશ્વરની પેઠે, તેને તે એક નિર્જીવ ચીજની પેઠે ગણી શકેછે.

આત્મ-શ્રદ્ધાને બીવાડનારૂં બીજું નડતર સામ્યતા (જેને હું તો **મમત** કહુંછું તે) છે. આપણે પોતે અગાઉ કરેલા કૃત્ય કે ઉચરેલા શબ્દને માટે વિચાર રાખીએ છીએ; કારણ કે આપણા જીવનની કક્ષા નીહાળવાને

લોકોની નજરમાં એ કૃત્ય કે શબ્દો સિવાય કશું આવતું નથી, અને તેમને નાઉમેદ કરવાને આપણે નારાજ હોઇએ છીએ.

પણ તમારૂં મસ્તક તમારા ખભા ઉપર રાખવાનું પ્રયોજન શું છે? અગાઉ કોઇ જાહેર જગાએ બોલ્યા હતા તેથી રખેને વિરૂદ્ધ ન બોલો, એટલા માટે તમારી સ્મરણ શક્તિના એ મડદાને શા માટે તમે જ્યાં ત્યાં ઘસડી જાઓછો? ધારો કે તમે એક વખતે એક વસ્તુ બોલ્યા, અને પછી બીજી વખતે બીજું બોલ્યા તો તેથી શું થઇ ગયું? કેવળ યાદશક્તિ ઉપર આધાર કદિ ન રાખવો એ ડાહાપણનો એક નિયમ છે. ભૂતકાળને હજારો આંખવાળા વર્તમાન કાળમાં ફેંસલાને માટે લાવવો જોઇએ; અને હમેશાં નવાજ દિવસમાં રહેવું જોઇએ. તમારા માનસશાસ્ત્રમાં તમે કબુલ કરોછો કે ઇશ્વર નિરાકાર છે; પરંતુ અંતઃકરણની કોઇ પણ ભાવિકવૃત્તિ ઇશ્વરને આકૃતિ અને રૂપ આપે, તો ઉત્પન્ન થએલી એ શુદ્ધ વૃત્તિને દૃઢતાથી વળગી રહેવું. જેમ કોઇ વેશ્યાના ફંદમાં અજાણતાં ફસાએલો પરમહંસ–સાધુજન તેના હાથમાં પોતાનું વસ્ત્ર રહેવા દઇ નાસી છૂટે, તેમ કોઇ પણ શાસ્ત્રના નિયમને એ વખતે છોડી દેવું.

મૂર્ખતાથી ભરેલી સામ્યતા એતો માત્ર હલકા પુરૂષોનો પિશાચી દેવ છે; માત્ર રાજ્યપ્રપંચી પુરૂષો, અમુક પંથના શોધકો કે ઉપાસકો અને ધર્માધિકારીઓજ એને પૂજેછે. ખરેખરા મહાપુરૂષોનો આત્મા સામ્યતાની કશી દરકાર રાખતો નથી. દીવાલપર પડતા પોતાના પડછાયાની એ દરકાર રાખે તો એની પણ એ રાખે. તમારા અંતઃકરણમાં આજે જે આવે તે ખૂલા અને કઠીન શબ્દોમાં બાહાર કાઢો, અને વળી કાલે બીજું આવે તો તે પણ તેવાજ શબ્દોમાં તે વખતે બાહાર કાઢજો. તમારૂં બોલવું એક બીજાથી વિરૂદ્ધ થાય તો તેની ફિકર નહિ. હા, પણ ત્યારે લોકો તમારા અંતઃકરણનો વિપરીત અર્થ કરશે?—ત્યારે આપણા અંતઃકરણનો વિપરીત અર્થ થાય એ એટલું બધું ખરાબ છે? પીથાગોરસના અંતઃકરણનો વિપરીત અર્થ થયો હતો; સોક્રેટીસ, અને જીસસ ક્રાઇસ્ટ, અને મારટીન લ્યુથર, અને કોપરનીકસ અને ગેલિલીઓ અને ન્યુટન અને તે સિવાય જે જે શુદ્ધ અંતઃકરણના અને ખરેખરા શોધકો થઇ ગયેલ છે તેને એમજ થયુંછે. ત્યારે આપણા અંતઃકરણનો વિપરીત અર્થ થાય તો તે મોટા પુરૂષોમાં ગણાવા જેવુંછે.

હું તો ધારૂંછું કે કોઈ પણ માણસ પોતાના સ્વભાવ વિરૂદ્ધ કાંઇ પણ

કરી શકતો નથી. જેમ હિમાલય અને આંદેજની અસમાનતા પૃથ્વિના ગોળાકારમાં નષ્ટ પામેછે, તેમ તેની ઇચ્છાના સઘળા તુરંગો તેની પોતાની હસ્તીના નિયમમાં અદૃશ્ય થાયછે. તમે તેને ગમે તેવી રીતે તાવો કે તેની ગમે તેમ પરીક્ષા કરો, પણ તેની તેને અડચણ નહિ પડે. મનુષ્ય સ્વભાવ એ એક જાતના સરવાળાના કોઠા જેવોછે; ગમે ત્યાંથી ગણો પણ સરવાળો તેનો તેજ આવે એવો તે છે. ગમે તેવી સ્થિતિમાં હો-ઝાડના જંગલમાં હો, પણ પરમેશ્વરે તમને જે સ્થિતિ આપી હોય તેમાં રહીને તમે તમારા વિચારને નોંધી રાખજો; અને તમારી ઇચ્છા નહિ હશે, તમે એવો ઇરાદો આગળથી રાખતા નહિ હશો-તોપણ તેમાં સામ્યતા એની મેળેજ આવી રહેશે. તમારા જંગલના વિચારોમાં તેનો વાસ આવવોજ જોઇએ, જૂદા જૂદા જંતુઓનો ગણગણાટ તેમાં ધ્વનિત થવોજ જોઇએ; ચકલી ચાંચમાં ઘાલીને ઘાસ પોતાનો માળો બાંધવા લઇ જાય છે તે પણ તેમાં આવવું જોઇએ. એ સઘળું આવવું જોઇએ; અને તે તમારા પ્રયાસ વગર પણ આવશે. આપણે જેવા હોઇએ છીએ તેવાજ આપણે ગણાઇએ છીએ. ઇચ્છાઓ ઉપરાંત પણ સ્વભાવ આપણને શીખવે છે. માણસો ધારેછે કે તેમનાં છેલ્લાં કૃત્યથીજ તેમના સદ્દગુણ કે દુર્ગુણ જણાય છે, પણ એટલું નથી સમજતા કે દરેક ક્ષણે તેમના શ્વાસોશ્વાસમાં પણ તેમનો અંશ છે.

દરેક કૃત્ય કરતી વખતે જો તમારૂં અંતઃકરણ શુદ્ધ અને પ્રમાણિક હશે, તો તે સર્વમાં સામ્યતા એની મેળેજ આવશે. ગમે તેવાં દેખીતાં ભિન્ન લાગે, તથાપિ એકજ વિર્યથી જન્મેલાં બાળકો સરખાંજ થશે. થોડેક દૂર જઇને જોવાથી, વિચારના જરા વધારે ઉંચા શિખરે ચડી તેમને નીહાળવાથી, સઘળી અસમાનતા અદૃશ્ય થઇ જશે. એકજ ચેતનની સાંકળ એ સઘળાંને જોડેછે. સારામાં સારા વાહાણની ગતિ પણ સૂક્ષ્મ દ્રષ્ટિએ જોતાં વાંકીચુંકી લાગશે, પરંતુ છેટેથી જોતાં તેની ગતિ તદ્દન સીધી જણાશે. શુદ્ધ અંતઃકરણનું તમારૂં કામ સ્પષ્ટ દેખાશે અને તમારા બીજાં કામોને સ્પષ્ટ દેખાડશે. પરંતુ તેથી વિરૂદ્ધ કરેલું કામ કાંઇ પણ સ્પષ્ટ કરી શકશે નહિ. તમારે પોતાનેજ જે કરવું હોય તે કરો, અને તમે જે અત્યાર સુધીમાં કર્યું છે તેજ બતાવી આપશે કે તમે કરોછો તે વાજબીજ કરોછો. મોટાઇની પરીક્ષા હમેશાં ભવિષ્યમાંજ થાયછે. જો આજે કોઇ પણ કામ કરવાને હું દૃઢ રહી શકું, અને લોકોના બોલવાની કાંઇ પણ ગણના હું ન રાખી શકું, તો આગળ પણ એવીજ

દૃઢતાથી મેં સુકૃત્યો કરેલાં હોવાં જોઇએ; અને એ અત્યારે મારો બચાવ કરશે. થવું હોય તે થાઓ, પણ અત્યારે તો તમારાં અંતઃકરણને જે વાજબી લાગે તેજ કરજો. હમેશાં આડંબરને ધિક્કારજો ; અને તેમાં કાંઇ અડચણ નથી. દૃઢતા ધીમે ધીમે સ્વભાવમાં વધતી જાયછે. સદ્ગુણના સઘળા આગલા દિવસો તમારા અત્યારના કામમાં મદદ કરશે. સભાઓમાં ગાજી ઉઠેલા, અને રણસંગ્રામમાં ઘુમેલા ધર્મ-વિરો, જે આપણી કલ્પનામાં તરવરી રહ્યા છે, તેનો પ્રતાપ આપણને શામાં લાગેછે? તેમના મહાન્ દિવસોનું ભાન અને તેમની ફતેહનું જ્ઞાન. આગળ ધસ્યા જતા પાત્રના ઉપર તેમનો પ્રકાશ પડેછે. તેને જાણે ફિરસ્તાનું વળાવું હોયછે. એજ એના અવાજમાં ગર્જના મૂકેછે, એજ તેના કૃત્યમાં પ્રતાપ મૂકેછે, અને એજ સૃષ્ટિની આંખોને આંજી નાખેછે. પ્રતિષ્ઠા આપણને માનનીય છે, કારણ કે એ આજકાલની નથી. એતો હમેશાં પ્રાચીન કાળનોજ સદ્ગુણછે. આપણે એને આજે અભિનન્દીએ છીએ, કારણ કે એ આજકાલની મેળવેલી નથી. આપણે એના ઉપર પ્રેમ રાખીએ છીએ અને એને માન આપીએ છીએ, કારણ કે એ આપણા પ્રેમ અને માનને માટે કોઇ જાળ નથી ; પણ કોઇ યુવાનમાં એ દેખાય તોપણ એનો આધાર એના પોતાના ઉપરજ છે એવી, અને જાતમેહેનતુ છે, અને તેથીજ તેની ઉત્પત્તિ પવિત્ર પણ પૂરાતન વંશમાંથી છે.

શબ્દોનું સામર્થ્ય શું છે? જ્યાં સુધી બોલવા પ્રમાણે ચાલો નહિ, ત્યાં સુધી બોલવાની કિંમત શી છે? માફી માગવાથી ફાયદો શું ? કોઇ મોટા માણસ સાથે આપણે પ્રસંગ પડ્યો. એની ખૂશામત કરવાની મારી વૃત્તિ નહિ થાય. શા માટે થાય? મારૂં અંતઃકરણ જ્યાં સુધી શુદ્ધ છે ત્યાં સુધી હું એ અંતઃકરણનીજ ખૂશામત કરીશ; અને એ પણ એની ખૂશામત કરે એમ હું ઇચ્છુંછું. હું માણસાઇની ખાતર તેની પાસે ઉભો રહીશ, તેની સાથે વાત કરીશ, અને તેની સાથે સભ્ય રહેવાનો પ્રયત્ન કરીશ, તથાપિ મારા અંતઃકરણ વિરૂદ્ધ હું નહિજ ચાલું. લોકોની સરળ સામાન્યતા અને અધમ ચિત્ત-સમાધાનની સામે આપણે હિંમતથી થવું ; અને જ્યાં જ્યાં માણસનું શુદ્ધ અંતઃકરણ પ્રવૃત્ત થાયછે, ત્યાં ત્યાં સર્વથી શ્રેષ્ટ પુરૂષ એવો પરમેશ્વર હાજર છે-આ ખરી હકિકત છે અને સઘળા ઇતિહાસોનું પરિણામ છે; અને એ આપણે રીત, રીવાજ અને ધંધામાં મ્હોંપર તમાચો મારીને કહેવું. ખરે-ખરો પુરૂષ કોઇ પણ સ્થળ કે વખતને વશ નથી, પણ પોતેજ સર્વ વસ્તુનું

મધ્યસ્થ છે. જ્યાં એ છે ત્યાંજ કુદરત છે. તમારે, સઘળા માણસોનું અને સર્વ બનાવોનું તે તોલન કરેછે. સાધારણ રીતે પ્રત્યેક પુરૂષ, કોઇ પણ પુરૂષ કે કોઇ પણ બાબતની આપણને યાદદાસ્ત આપેછે. પરંતુ સ્વભાવની સત્યતા તો પોતાના સિવાય બીજા કશાની યાદદાસ્ત આપતી નથી. આખી સૃષ્ટિમાં-થીજ એની ઉત્પત્તિ થાયછે. સર્વ બાબતોથી બેદરાકર–નચિંત રહી શકે એજ માણસ ખરેખરો મોટો છે. દરેક શુદ્ધ મનુષ્ય પોતેજ પક્ષ છે, પોતેજ દેશ છે, અને પોતેજ જમાનો છે; અને એની પોતાની ધારણા પરિપૂર્ણ કરવાને સ્થળના સ્થળ, કાળના કાળ અને સંખ્યાની સંખ્યા જોઈએ; અને પછીનો જમાનો, અસીલની પેઠે એને પગલે પગલે ચાલતો જણાયછે. સીઝર જનમ્યા પછી, જમાનાના જમાના સુધી રોમનું રાજ્ય રહ્યું હતું. ઇશુખ્રિસ્તનો જન્મ થયોછે, અને તેની અગાધ બુદ્ધિ ઉપર લાખો માણસો એવાં ઉભરાઇ જઇ વળગી રહેછે કે દૈવી અંશ અને મનુષ્યની શક્ય સર્વોત્તમતા વચ્ચે એ ગુંચવાઈ જવાયછે. કોઈ પણ સમાજ એ તેના સ્થાપનારનો માત્ર અવલંબિત પડછાયો છે. સાધુ એન્ટોનીની એવી છાયા, *મઠ; લુથરની, §ધર્મસુધારણા; વેસ્લીની, ‡નિત્યનિયમ; ક્લાર્કસનની, † ઉચ્છેદસમાજ; ફૉક્ષની, +ક્વેકરીઝમ; સ્વામી સહેજાનંદની, સ્વામીનારાયણ સંપ્રદાય; વલ્લભાચાર્યની, વૈશ્નવ સમાજ; ઇત્યાદિ. મિલ્ટને, સીપીઓને રોમનો શિરોબિંદુ કહ્યો. અને આખા ઇતિહાસનું શોધન કરીએ તો તેમાંથી એવા થોડાનાંજ જીવનચરિત્ર સબળ અને ઉપદેશનીય નીકળી આવશે.

ત્યારે દરેક માણસે પોતાની કિંમત જાણવી, અને દરેક ચીજને પોતાના પગતળે રાખવી ઘટિત છે. દુનિયા જે તમારે માટેજ હયાત છે તેમાં તમારે એક ભિક્ષુક, અનૌરસપુત્ર, કે કોઈના કામમાં વચ્ચે પડનારની પેઠે મ્હોં છુપા-

---

* Monachism. § The Reformation. આ વિષય ઇંગ્લાંડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ‡ Methodism. ખ્રીસ્તિ ધર્મનો આ એક સંપ્રદાય છે. તેના અનુયાયીઓની જીવનમાં સંપૂર્ણ નિયમિતતા, અને તેમના સિદ્ધાંત અને નિયમોની સખ્તાઇને લીધે તેમનું આ નામ પડયું છે. † Abolition. +Quakerism. આ સંપ્રદાયનો પ્રવર્તક જ્યોર્જ ફૉક્ષ હતો. એ લૅંકેશાયરમાં આવેલા ડ્રેટનમાં સને ૧૬૨૪માં જનમ્યો હતો. હ્યુમ કહેછે કે આ પંથના ધર્મ ગુરૂઓ, બીજી પ્રબળ મનોવૃત્તિઓની પેઠે, પોતાના સિદ્ધાંતનો બોધ કરવામાં ઉશ્કેરાઇ જતા હતા; એટલા કે તેથી તેઓ બોલી પણ શકતા નહિ.

મણા થવું નહિ. પરંતુ રસ્તામાં ચાલતો કોઇ માણસ મોટા મકાન ઉપર નજર નાખેછે, કોઇ ચિત્ર કામ તરફ જુએછે, ત્યારે એવી શક્તિ પોતાની નથી એ જોઇને અંતઃકરણમાં એ દીન બની જાયછે, અને એને મનમાં ઓછું આવેછે. મેહેલ, પૂતળા, કે કોઇ કિંમતી પુસ્તકથી એના મનપર વખતે નાખૂશી ઉપજાવે એવી અને વિરસ અસર ઉત્પન્ન થાયછે; અને એ સઘળાં એને "તમે કોણછો, સાહેબ ?" એમ કહેતા હોય એમ લાગેછે. તોપણ એ સઘળાં એનાજ લક્ષની યાચના કરેછે; એનીજ ઇંદ્રિયોને પોતાનું સૌંદર્ય સંગ્રહી રાખવાને વિનતિ કરેછે. મારા અભિપ્રાયની તસવીર રાહ જુએછે; મને એ હુકમ કરવાની નથી, પણ એના ગુણનો મારેજ નિર્ણય કરવાનોછે. એક પીધેલ્લાને રસ્તામાંથી ઉચકી રાજ્ય ગાદીએ બેસાર્યો તો જાગ્યા પછી એ બધાને, જાણે પોતેજ રાજા હોય તેમ, તૃણવત્ ગણવા લાગ્યો; અને સૌને ખાત્રી આપવા લાગ્યો કે માત્ર એટલો વખત એતો માત્ર દીવાનો થઇ ગયો હતો.* સંસારમાં દરેક માણસ પણ એના જેવુંજ છે. જ્યારે પોતાની વિચારશક્તિનો ઉમદા ઉપયોગ એ કરેછે ત્યારે તે જાગૃત બને છે; અને ખરેખર એ વખતે પોતે એક રાજાજ છે એમ એ સમજે છે.

આપણું પોતાનું વાંચન ગરજાઉ અને ખૂશામતખોર છે. ઇતિહાસમાં આપણી કલ્પના આપણને દગો દેછે. રાજ્યો અને અમીરાત, સત્તા અને જાગીર એ નાના ઘરમાં રહેતા અને સાધારણ જીંદગીમાં ભેળાતા એડવર્ડ અને જૉન કરતાં વધારે આકર્ષક શબ્દો છે; પરંતુ જીંદગીની ખાનગી બાબતો તો બંનેને સરખીજ છે. બંનેનો સરવાળો એકજ છે. ત્યારે મોટા મોટા રાજાઓને એટલું બધું માન શા માટે ? ધારો કે તેઓ સદ્ગુણી હતા ; પરંતુ આપણા સદ્ગુણો એમણે પરિધાન કર્યા હતા ? તેમના સાર્વજનિક અને પ્રખ્યાત કામ ઉપર જેટલું જોખમ હતું, તેટલુંજ, બલકે તેથી પણ વધારે જોખમ તમારા પોતાના ખાનગી કામ ઉપર રહેલુંછે. જ્યારે ગૃહસ્થો પોતાના ખાનગી કામોમાં શુદ્ધ બુદ્ધિથી વરતશે, ત્યારે રાજાના કામોનો ચળકાટ તેમના ખાનગી કામોમાં પણ ઉતરશે.

પ્રજાની આંખો જેણે આકર્ષીછે એવા રાજાઓથી દુનિયા શિક્ષિત થાયછે. મનુષ્યો એકબીજા તરફ માનથી વર્તવાને બંધાયલાંછે એ રાક્ષસી નિયમથી

* વાંચનારને આ કિસ્સો સંપૂર્ણ રીતે જાણવાની જીજ્ઞાસા હોય તો જુઓ, શેક્સપીઅરનું નાટક 'ટેઇમીંગ ઓફ ધી શ્રુ'. કા.

એ શિક્ષિત થાયછે. રાજા, અમીર, કે મોટો જમીનદાર પોતાનાજ કાયદાથી ચાલેછે, મનુષ્યના દરજ્જા પોતાનીજ સત્તાથી બાંધેછે, પોતે કરે એ ખરૂં અને બીજા કરે એ ખોટું એમ માને છે, અને કાયદામાં પૈસા નહિ, પણ માનજ માત્ર આપેછે, અને આખા કાયદાનું અસ્તિત્વ પોતામાંજ બાંધેછે;—આ સઘળું લોકો જે આનંદમય રાજ્ય-ભક્તિથી ચાલવા દેછે, એજ એક સાંકેતિક ચિહ્ન છે, કે જેથી પોતાના હકની અને ખુબીની ગણના તેઓ પોતેજ ઓછી કરેછે.

સ્વતઃબુદ્ધિનું કામ જે આકર્ષણ કરેછે તેનો ખુલાસો આપણે જ્યારે આત્મ-શ્રદ્ધાનું કારણ ખોળીએ છીએ ત્યારે આપણને મળેછે. વિશ્વાસ રાખી શકાય તેવું પાત્ર કોણ છે? જેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી શકાય એવું મૂળ તેજ કયું છે? અગણિત તત્વોવાળો, લંબન વિનાનો, અને જે, જ્યાં જરા પણ સ્વતંત્રતાનું ચિહ્ન દેખાય ત્યાં, નિર્જીવ અને અપવિત્ર કામોમાં પણ, પોતાના સૌંદર્યનું કિરણ ફેંકયા વિના રહેતો નથી એવા, શાસ્ત્રને પણ હઠાવે તેવા મંગળકારી તારાની શક્તિ અને સ્વભાવ કેવાં છે? શોધ કરીએ તો આપણને માલમ પડશે કે જ્યાં બુદ્ધિ, સદ્‌ગુણ અને જીવનનું તત્વ રહેલું છે તેજ એ સ્થળ છે. એ મૂળ ડાહાપણને આપણે અંગજ્ઞાન—સ્વયંપ્રકાશ કહીએ છીએ. એનેજ આપણે પ્રેરણા કહીએ છીએ; અને પછીનાં બધાં જ્ઞાન એનાથી મળેલાં શિક્ષણ છે. જે અંત્ય પરિણામની પછવાડે પૃથક્કરણ જઇ શકતું નથી, તેજ એ ઉંડી શક્તિ છે; અને તેમાં બધી ચીજોનાં સાધારણ મૂળ છે. કારણ કે હસ્તીનું ભાન, જે આપણા અંતઃકરણમાં શાંતિને સમયે ઉત્પન્ન થાયછે–કેવી રીતે ઉત્પન્ન થાયછે તે આપણે પણ જાણતા નથી તે–વસ્તુથી, આકાશથી, કાળથી કે મનુષ્યથી–કશાથી જૂદું નથી; પણ તે એમાં છે અને એ તેમાં છે; અને જ્યાંથી તેમની જીંદગી અને હસ્તી નીકળે છે, તેજ મૂળમાંથી તે પણ આગળ ચાલેછે એ દેખીતું છે. જે જીંદગીથી વસ્તુઓ ટકી રહેછે તેના પ્રથમ આપણે ભાગીદાર થઇએ છીએ; અને પછી કુદરતમાં આપણે તેમને દૃશ્ય વસ્તુરૂપે જોઇએ છીએ; અને એમનું કારણ તે આપણું પણ કારણ હતું તે આપણે ભૂલી જઇએ છીએ. વિચારોનો–કાર્યનો પ્રવાહ અહીંજ છે. મનુષ્યને જે ડાહાપણ બક્ષેછે અને જેને નાકબુલ કરવામાં નિરીશ્વરવાદી થવાય કે નાસ્તિક કહેવાઇએ, તેજ એ ઇશ્વર પ્રેરિત જ્ઞાનનાં ફેફસાંછે. આપણે અગાધ જ્ઞાનના ખોળામાં સૂઇએ છીએ, અને તે આપણને તેના સત્યના ત્રાતા બનાવેછે, તેજ આપણને તેના ચાંચલ્યની ઇંદ્રિઓ બનાવેછે. જ્યારે આપણે

ન્યાયને ઓળખીએ છીએ, જ્યારે આપણે સત્ય પારખીએ છીએ, ત્યારે આપણે પોતે કાંઇ કરતા નથી, પણ તેનાજ કિરણોને આપણે માર્ગ આપીએ છીએ. એ ક્યાંથી આવેછે? એમ જો આપણે પૂછીએ, અને જે આત્મામાંથી એ ઉત્પન્ન થાયછે તેમાં જોવાનો પ્રયત્ન કરીએ તો, એ વખતે આપણી સઘળી ફિલસુફી નકામી છે. એની હયાતી છે કે હયાતી નથી?–તેનોજ આપણે નિર્ણય કરી શકીએ. સ્વેચ્છાથી આચરેલાં કૃત્યો, અને તેની વિરૂદ્ધ અંતઃકરણ જે શુદ્ધ શિખામણ આપેછે તે–બન્નેની વચ્ચેનો ભેદ દરેક માણસ જાણેછે; અને અંતઃકરણની શુદ્ધ શિખામણ ઉપરજ ભરોસો રાખવો યોગ્ય છે એમ પણ સર્વ કોઇ જાણે છે. શામાટે એમ થાયછે એ સમજાવવાની શક્તિ કદાચ તેનામાં નહિ હોય, તોપણ તેની સત્યતા વિષે કોઇથી ના કહેવાય તેમ નથી; અને જેમ દૂધ ઉજળું છે એ દેખીતી વાત છે, તેમ તે પણ તેવી વાત છે. ઇચ્છાથી કરેલાં કામો અને તેમની સંપત્તિ તો માત્ર અનિશ્ચિત છે; પરંતુ નજીવામાં નજીવી ભાવના—આછામાં આછી પણ મૂળ પ્રકૃતિ, માટેજ મારામાં જીજ્ઞાસા અને માન સચેત થાયછે. અવિચારી લોકો પોતાના અભિપ્રાય અને અંતઃકરણની વિશુદ્ધિ–એ બંનેની સેળભેળ કરી નાંખેછે; અને વિશુદ્ધિને અભિપ્રાય ગણી તેની વિરૂદ્ધ વર્તવામાં વાર લગાડતા નથી. એ બંનેની વચ્ચેનો ભેદ તેઓ સમજતા નથી. તેઓ એમ ધારેછે કે હું મરજી પ્રમાણે ગમે તે વસ્તુ જોઉંછું. પરંતુ અંતઃકરણની ભાવના તુરંગી–સ્વચ્છંદી નથી, પણ અનિવાર્ય અને દૈવાધિન છે. જો હું કોઇ પણ નવીન વિચિત્રતા જોઉં, તો મારી પછી મારા છોકરાંઓ પણ તે જોશે અને ધીમે ધીમે આખી દુનિયા પણ જોશે; પ્રથમ કદાચ મારાજ લક્ષમાં એ આવી હશે તો તેથી શું થઇ ગયું? કારણ કે તેના વિષે મારી ભાવના એ દિવસના જેવી દેખીતી સત્ય વાત છે.

આત્મા અને પરમાત્મા વચ્ચે એવો પવિત્ર સંબંધ રહેલો છે કે એ બંનેની વચ્ચે પડવાનો પ્રયત્ન કરવો એ દુષિત છે–નિંદ્ય છે. પરમેશ્વર જ્યારે કહેવા માંડશે, ત્યારે એક નહિ, પણ અનેક વાતો કહેશે; અને એમ બનવુંજ જોઇએ; આખી સૃષ્ટિ પોતાના અવાજથી તે ભરી દેશે. પ્રકાશ, કુદરત, કાળ, આત્મા–એ સઘળું તે એકજ વિચારના મધ્ય બિંદુમાંથી વેરી નાખશે; અને મરજીમાં આવે ત્યારે નવેસરથી વળી દુનિયા બનાવશે; અને કાળની હદ પણ નવેસરથી બાંધશે. જ્યારે કોઇ શુદ્ધ અને સરળ અંતઃકરણને પરમાત્માનું જ્ઞાન થાય છે, ત્યારે જૂની વસ્તુઓ સઘળી જતી રહેછે. સાધનો, શિક્ષકો,

ગ્રંથો, દેવાલયો-સર્વ જતાં રહેછે; પરંતુ એ પોતેજ સજીવન થાયછે, અને ભૂત અને ભવિષ્યને પોતાના વર્ત્તમાનમાં સંકેલી લેછે. ગમે તેવી દુષિત વસ્તુ હોય, પણ એના સંબંધમાં આવવાથી એ પવિત્ર થઈ જાયછે. દરેક વસ્તુ આખા સમુદાયના મધ્ય બિંદુએ એક થઇ જાયછે, અને સંસારના નાના અને ખાસ ચમત્કારો મોટા ચમત્કારમાં લય પામી જાયછે. એટલા માટે કોઇ માણસ ઇશ્વરને ઓળખવાનો દાવો કરી તેના વિષે બોલે, અને જો બીજા કાળમાં-નષ્ટ થએલા બીજા દેશની કોઇ ભાષામાં એ તમને પાછા લઇ જાય, તો તમે તેને માનશો નહિ. વૃક્ષ, જે તેના બીજનો માત્ર વિસ્તાર છે તે, બીજ કરતાં કાંઇ વધારે છે? જે બાળકમાં તેમના માબાપે પોતાનું અસ્તિત્વ રેડયું છે તેના કરતાં તેઓ કાંઇ વધારે છે? ત્યારે આ ભૂતકાળની પૂજનીયતા ક્યાંથી આવી? આત્માની સત્તા અને શાણપદ વિરૂદ્ધ આ જમાનાઓ તર્કટ રચેછે. કાળ અને સ્થિતિ એ †પ્રાણિવિજ્ઞાન શાસ્ત્રનાં રંગોજ છે, અને ચર્મ ચક્ષુઓજ એને જૂદે જૂદે રૂપે રચે છે; પરંતુ આત્માતો પોતેજ પ્રકાશક છે. જ્યાં એની હાજરી છે ત્યાં દિવસ છે, જ્યાં એ હતો ત્યાં રાત્રિ છે. આનંદી ઉપકથા-કે જીવન કેવું હોવું જોઇએ અને તેને તેવું કેમ કરવું એજ બતાવવાના ઉદ્દેશ સિવાય જો ઈતિહાસનો બીજો ઉપદેશ હોય તો તેમાં ધૃષ્ટતા છે; અને એમાં નુકસાન છે.

મનુષ્યો બીકણ અને પોતાના દોષ ન દેખાય તો સારૂં-એવી ઇચ્છા વાળા છે. 'હું આમ કહુંછું' કે 'મારો વિચાર આવો છે' એમ બોલવાની તેમની હિંમત ચાલતી નથી; પણ ફલાણા મહાત્મા કે મહા પુરૂષે આમ કહ્યું છે એમ તેઓ બોલેછે. એક તૃણ આગળ—એક ખીલતા ગુલાબ આગળ પણ તેઓ શરમાય છે. આ બગીચામાં જે ગુલાબ છે તે આગલાં ગુલાબો કે તેથી સારાં ગુલાબો સંબંધી કાંઇ બોલતાં નથી. તેઓ પોતાને માટેજ ઉભાં છે; સાક્ષાત્ ઇશ્વરની સાથેજ આજે તેઓ ઉભાં છે. એમને કોઇ કાળ નથી; ત્યાં માત્ર ગુલાબજ છે. પોતાની હયાતીની દરેક પળે તે સંપૂર્ણ છે. એનાં પાંદડાં ફૂટયાં પહેલાં પણ તેમની આખી જીંદગી કાર્યં સાધનામાં પ્રવૃત્ત થાયછે; સંપૂર્ણ રીતે વિકસિત થએલા પુષ્પમાં કોઇ વસ્તુ વધારે નથી; તેમ પાંદડાં વિનાના ઠૂંઠામાં કાંઇ ઓછું નથી. એની પોતાની કુદરત તૃપ્ત થાયછે, અને કુદરતને એ તૃપ્ત કરેછે. પણ માણસ તો હર-

† Physiology.

કોઇ બાબત મુલત્વી રાખેછે અને કાંતો સંભારવા જાયછે. એ વર્ત્તમાન કાળમાંજ જીવતો નથી; પણ આંખો ફેરવીને ભૂતકાળનો શોક કરેછે, અથવા તો, જે અમૂલ્યતા એને વીંટાએલી છે તે ભૂલી જઇને ભવિષ્ય જોવા આતુર બની જાયછે. કાળને ભૂલી જઇ, જ્યાં સુધી વર્ત્તમાન કાળમાંજ કુદરત સાથે એ ન જીવે, ત્યાં સુધી એ પણ સુખી અને પ્રબળ થઇ શકે નહિ.

આ વાત સઘળી સ્પષ્ટ છે. તોપણ જુઓ ! બુદ્ધિમાન મનુષ્યો પણ, મહાત્માઓનાં વચનો સિવાય બોલવાની હિંમત કરતાં નથી. થોડાંક જીવનો કે થોડાંક પ્રમાણો ઉપર આપણે એટલું બધું વજન રાખવું ન જોઇએ. આપણે, બાળકની પેઠે, વડીલો કે શિક્ષકોનાં વાક્યો મોઢે બોલી જઈએ છીએ, અને જેમ જેમ મોટા થતા જઇએ છીએ તેમ તેમ આપણા કરતાં વધારે બુદ્ધિમાનનાં વાક્યો એવીજ રીતે બોલતા જઇએ છીએ, અને તેમનું કહેલું બરાબર યાદ રાખવાને પરિશ્રમ લઇએ છીએ. એમ કરતાં કરતાં, જ્યારે આપણે તેમના વિચારના શિરોબિંદુએ આવી પહોંચીએ છીએ, ત્યારે એ વિચારનો સઘળો વિસ્તાર આપણે સમજીએ છીએ ; અને પછી જ્યારે આપણને માલમ પડેછે કે પ્રસંગ પડે તો આપણે પણ તેવોજ વિચાર કરી શકીએ છીએ, ત્યારે એમના શબ્દોની વિસ્મૃતિ આપણે કદાચ ખૂશીથી કરીએ છીએ. જો આપણું જીવન શુદ્ધ હશે, તો વિચારો પણ શુદ્ધજ આવશે. બળવાન માણસને બળ બતાવવું જેટલું સહેલું છે, તેટલુંજ સહેલું નિર્બળ માણસને નિર્બળતા બતાવવાનું છે. જ્યારે આપણને કોઇ નવીન ભાવના થાયછે, ત્યારે ખૂશીથી આપણે જૂની ભાવનાઓના કચરાનો બોજો આપણી યાદદાસ્તમાંથી કાઢી નાંખીએ છીએ. આવી રીતે જ્યારે મનુષ્ય પરમેશ્વરના સંબંધમાં રહેછે, ત્યારે નિર્મળ વહેતા નિર્ઝરની પેઠે તેનો અવાજ સ્વચ્છ અને ચોખ્ખો થાયછે.

અને હજી આટલું કહેવા છતાં, ખરેખરૂં કહેવાનું તો રહીજ જાયછે ; અને કદાચ એ કહી પણ ન શકાય. જેસઘળું આપણે કહી શકીએ છીએ તે આ છે, અને તે પ્રેરણાનીજ લાંબી-ઝાંખી સ્મૃતિછે. જ્યારે તમારૂં કાંઇ શ્રેય તમારી નજીક છે, જ્યારે તમારામાં ચૈતન્ય છે, ત્યારે તે કોઇ જાણીતા કે પરિચિત રસ્તાથી નથી. બીજાનાં કોઇનાં પગલાં ત્યાં તમે જોશો નહિ ; મનુષ્યની આકૃતિ ત્યાં તમને મળશે નહિ ; કોઇ પણ નામ તમે ત્યાં સાંભળશો નહિ. તે રસ્તો, તે વિચાર, તે શ્રેય, એ બધું તમને તદ્દન નવું અને વિચિત્ર લાગશે ; કોઇ પણ દૃષ્ટાંત કે અનુભવની એ બાહાર રહેશે. માણસમાંથી તમે રસ્તો

લ્યો છો, માણસ પાસે જવાનો નહિ. જે મનુષ્યો થઇ ગયા છે, તે વિસ્મૃત થઇ જવાએલા એના સેવકો છે. ધાસ્તી અને આશા એની નીચેની વાત છે. આશામાં પણ કાંઇક નીચતા જેવું છે. જેને ઉપકાર કહેવાય, જેને બરાબર રીતે આનંદ કહેવાય, એવું અંતઃકરણના આભાસની વખતે કાંઇ નથી. વિકારોથી ઉંચે ગએલો આત્મા સમાનતા અને ઉત્પાદક શક્તિ જુએછે; સત્ય અને ન્યાયની મૂર્ત્તિ તેની નજરે ચડેછે; અને સઘળી વસ્તુઓ સુઘડતાથી ચાલી જાયછે એ જોઈને એ સંતોષ પામેછે; કુદરતનાં વિશાળ સ્થળ-મહાસાગર અને સમુદ્રો, કાળના લાંબા કટકાઓ-વરસો અને સૈકાઓ, એ કાંઇ હિસાબના નથી. હું તો ધારૂંછું અને મને એ સત્ય લાગેછે કે જીંદગી અને બનાવોની આગલી દરેક સ્થિતિની નીચે રહેલું તત્વ આ છે. અત્યારે પણ એ મારા જીવનની ઉંડાણમાં રહેલું છે; અને એજ જીંદગી કહેવાયછે, એજ મૃત્યુ કહેવાયછે.

જીવીએ તે કામનું છે; જીવ્યા એ નકામું છે. વિશ્રાંતિને સમયે શક્તિ સૂઇ રહેછે. સ્થળાંતરની વખતે—ગત થએલી સ્થિતિમાંથી નવી સ્થિતિમાં આવતી વખતે ઉપસાગર ઉપરથી પસાર થઈ જવામાં, કોઇ ઉદ્દેશ તરફ ધસી જવામાં એ રહેલીછે. આત્મા ઉદ્ભવેછે-એ એક હકીકતને દુનિયા તિરસ્કારેછે; કેમકે, હમેશને માટે ભૂતકાળને એજ હલકી પાયરીએ આણેછે; સઘળી સંપત્તિને નિર્ધન બનાવેછે; કીર્તિને અપકીર્તિનું રૂપ આપેછે; સંત અને અસંતનો વરતારો રહેવા દેતું નથી; અને સદ્ગુણ અને દુર્ગુણ બંનેને એક કોરે ફેંકી દેછે. ત્યારે, આપણે આત્મ-શ્રદ્ધાની બડાઇ શા માટે કરીએ છીએ? જ્યાં સુધી આત્મા હયાત છે, ત્યાં સુધી વિશ્વાસુ નહિ, પણ કારક શક્તિ રહેશે. પ્રતીતિની વાત કરવી એ માત્ર ઉપરથીજ બોલવાનો નિર્બળ રસ્તો છે; તેના કરતાં જે વિશ્વાસ રાખેછે, તેનીજ વાત કરો; કારણ કે એજ છે અને એજ કામ કરેછે. જેનામાં મારા કરતાં પણ વધારે સામર્થ્ય છે તે પોતાની આંગળી ઉંચી કર્યા સિવાય પણમને તેની સત્તાને આધીન કરેછે; અને તેની આસપાસ મારે ચૈતન્યના ગુરૂત્વાકર્ષણથી ફરવું જોઇએ. જ્યારે કોઇ મહાન્ સદ્ગુણની આપણે વાત કરીએ છીએ, ત્યારે આપણે એને અલંકારશાસ્ત્ર ધારીએ છીએ. સદ્ગુણ પોતેજ સર્વોત્તમતા છે, અને નિયમને આધીન અને વળી જાય તેવાં મનુષ્યે કે મનુષ્યોની મંડળીએ, કુદરતના કાનુનવડે, શેહેરો, પ્રજાઓ, તવંગરો, કવિઓ જે સઘળા નથી તેમને વટાવી જવા જોઇએ, એ આપણે સમજતા નથી.

આ સઘળી વસ્તુનો લય તેમાંજછે; સર્વને સુખકારી પ્રભુ-એજ છેવટની વાત છે. સઘળા વિષયની પેઠે, આમાં પણ આપણે આરપાર જઇએ છીએ. આત્મ-અસ્તિત્વ એ ઇશ્વરે આપેલો ગુણ છે; જેટલે દરજ્જે એ ભ્રષ્ટ આચારમાં પેસેછે તેટલે દરજ્જે તેના સારાનું એ માપ બનેછે. સઘળી વસ્તુઓમાં જેટલો સદ્‌ગુણ છે, તેટલા પ્રમાણમાં તે સારી છે. વેપાર, ખેતી, શિકાર, લડાઇ, વકતૃત્વ, આબરૂ, એ કાંઇક કાંઇક છે; અપવિત્ર કામો અને તેની હયાતીનાં દૃષ્ટાંત તરીકે એ મારૂં ધ્યાન ખેંચેછે. ઉત્પત્તિ અને અભિવૃદ્ધિ માટે એવોજ નિયમ કુદરતમાં પણ દૃશ્ય થાયછે. કુદરતમાં, શક્તિ એ વસ્તુના વજનનું અગત્યનું માપ છે. જે પોતે પોતાને મદદ કરી ન શકે, એવી વસ્તુને કુદરત પોતાના રાજ્યમાં રહેવા દેતી નથી. ગૃહોની ઉત્પત્તિ અને પુખ્તતા, તેમનાં વજન અને કક્ષા, સબળ પવનથી વળી જતા ઝાડની સ્થિતિસ્થાપકતા, પ્રાણી અને વનસ્પતિનાં પોષણનાં મૂળ, એ સર્વ પોતાથીજ જીવનારાં અને માટેજ, સ્વાશ્રયપર આધાર રાખી રહેનારાં, પ્રાણીઓનાં દૃષ્ટાંતછે.

બધાનો સાર આ છે. આપણે બાહાર ભમવું નહિ; મૂળ કારણની સાથે આપણે ઘરમાંજ બેસવું; અંતઃકરણમાં જેની પ્રેરણા થાયછે એવી હકીકત સ્પષ્ટ જણાવીને, આપણે ઘુસણીયા લોકોના ટોળાને, ગ્રંથોને, અને સમાજને જડ બનાવી ચકિત કરવાં. બાહારથી અંદર ધસી આવતા લોકોને ઉપાન બાહાર ઉતારવાનું કહો, કારણકે અહીં અંદર પરમેશ્વર છે. આપણી પોતાની સરળતાથીજ તેમનું તોલન કરવું અને આપણા પોતાના કાયદાને અનુસરી, કુદરતની અને નસીબની નિર્ધનતા, આપણી પોતાની ફળદ્રુપતાની જોડાજોડ બતાવી દેવી.

પણ આપણેજ ટોળાની સાથે ભળી જઈએ છીએ. માણસ માણસની ધારતીમાં રહેતો નથી, તેમ તેની બુદ્ધિને ઘરમાંજ રહેવાને અને પોતાનાજ અંતરના મહાસાગર સાથે વ્યવહાર રાખવાને શિક્ષિત કરવામાં નથી આવતી; પણ તે બાહાર જાયછે અને બીજાના વાસણમાંથી પાણીનો પ્યાલો માગેછે. આપણે એકલાજ જવું જોઇએ. ધર્મના કોઇ ભાષણ કરતાં, ભાષણ વિનાના શાંત દેવળને હું વધારે ઇચ્છુંછું. દેવાલય અને પવિત્રતાની મર્યાદાથી વીંટાએલા પુરૂષો કેવા શાંત, કેવા નિર્મળ અને એકાંતિક દેખાયછે! આપણે પણ એજ પ્રમાણે હમેશાં બેસવું. આપણા પિતા, માતા, સ્ત્રી કે બંધુ વર્ગના દોષ શામાટે આપણે ધારણ કરવા જોઇએ? એ આપણા કૌટુમ્બિક છે, કે એનું અને આપણું લોહી, એક કહેવાયછે, એટલા માટે? સર્વ માણસોનું લોહી મારામાં

છે, અને મારૂં લોહી એમનામાં છે; પણ એટલા માટે એમની દુષ્ટતા અને દુર્બુદ્ધિ હું ગ્રહણ નહિ કરૂં; અને તે પણ વળી મને શરમ આવે એટલી. પણ એ અળગાપણું સાધારણ કે દેખીતું હોવું ન જોઇએ; પરંતુ તે આત્મિક, એટલે સંપૂર્ણ ભાવનાયુક્ત, હોવું જોઇએ. કોઇ કોઇ નિર્જીવ કામોમાં પણ જ્યારે દુનિયાનું ધ્યાન ખેંચાય છે, ત્યારેતો આખી દુનિયા પણ તેને માટે આગ્રહ કરવા એકત્ર થઇ જાયછે. દોસ્તો, અસીલો, બાળકો, મંદવાડ, ધાસ્તી, તંગી, ભિક્ષા, એ સઘળાં એકી વખતે તમારે બારણે આવી ઉભાં રહેછે, અને કહેછે કે "ચાલો, અમારા પંજામાં આવી જાઓ." પણ તે વખતે તમારો મોભો જાળવજો; તેમના ગભરાટમાં ગુંચવાઇ ન જશો. જો કોઇ પણ માણસમાં મને હેરાન કરવાની શક્તિ હોય તો તે મારી જીજ્ઞાસાથી તેને હું પૂરી પાડુંછું. મારા પોતાનાજ કૃત્ય સિવાય કોઇ પણ માણસ બીજા કશાથી મારી પાસે આવી શકે તેમ નથી. "જે આપણે ચાહીએ છીએ તે આપણી પાસેજ હોયછે, પરંતુ આપણી પોતાનીજ ઇચ્છાથી એના પ્રેમના આપણે હતભાગી થઇએ છીએ."

જો આપણે ધર્મપરાયણતા અને આસ્થાની પવિત્રતા સુધી એકદમ જઇ શકીએ એમ ન હોઇએ તો, લાલચોની સામે થવા જેટલું તો આપણે કરવુંજ જોઇએ. આપણા અંતઃકરણમાં આપણે દૃઢતા અને હિંમત લાવવી; અને પછી તેની સાથે સંગ્રામમાં ઉતરવું. આપણા સરળ વખતમાં સત્ય બોલીને અને ન્યાયથી ચાલીને આ કર્ત્તવ્ય આપણે કરવાનુંછે. ઢોંગી આવકાર અને જૂઠા પ્રેમ ઉપર અંકુશ રાખો. છેતરતા અને છેતરાતા જે લોકોની સાથે આપણે વાત કરીએ છીએ તેવાઓની અપેક્ષા પ્રમાણે આપણે ન વર્તવું. તેમને કહોકે 'અરે પિતા, અરે માતા, અરે પત્ની, અરે ભ્રાતા, અરે મિત્ર, આજ દિવસ સુધી તો હું ઢોંગને પગલે પગલે વરત્યોછું; પણ હવેથી હું સત્યનો સેવક થયોછું. હવેથી તમે જાણજો કે અંતઃકરણની શુદ્ધ આજ્ઞા સિવાય બીજા કશાની હવેથી હું દરકાર રાખવાનો નથી. મારે કોઇ સંકેત જોતા નથી. પણ અંતઃકરણનું સાંનિધ્ય જોઇએ છીએ. મારાં માબાપને પોષિત કરવા, મારા કુટુંબનો નિર્વાહ કરવા, મારી પત્નીનો વિશુદ્ધ સ્વામી રહેવા, હું પ્રયત્ન કરીશ; તથાપિ આ સઘળા સંબંધ હું નવીન અને અપૂર્વ રીતે હવેથી સાચવીશ. તમારા રીત રીવાજની ઉપરવટ મારે જવુંછે; મારે પોતાને હું પોતેજ થવુંછે. તમારી ખાતર હું પોતે હવેથી નિરાશ નહિ થાઉં; અને તમને નિરાશ નહિ કરૂં. જેવો હું છું, તેવાના ઉપર જો તમે પ્રેમ રાખી શકો, તો આપણે વધારે સુખી થઇશું. એમ ન બની શકે, તોપણ તમે

પ્રેમ રાખો એવો થવાનો હું પ્રયત્ન કરીશ. મારી રસિકતા કે મારા અણગમા હું તમારાથી ગુપ્ત નહિ રાખું. મારો એવો વિશ્વાસ છે કે જે અંતઃકરણમાંથી નીકળે છે તે પવિત્ર છે; અને જે મારૂં અંતઃકરણ કબુલ કરે—જેના વિષે મને અંદરખાનેથી આનંદ થાય, તે હું ધોળે દહાડે અને છડેચોક કરીશ. જો તમે તેજસ્વી હશો તો હું તમારાપર પ્રેમ રાખીશ; અને જો તમે તેવા નહિ હશો તો ખોટા પ્રેમથી, તમને કે મને પોતાને હું માઠું નહિ લગાડું. તમને જે સાચું લાગે, તે મને જે સાચું લાગે તેની સાથે મળતું ન આવે, તો તમે તમારા સત્યને વળગી રહેજો; હું મારાતુંજ શોધન કરીશ. હું આ સ્વાર્થ બુદ્ધિથી નથી કરતો; પણ નમ્રતાથી અને શુદ્ધ અંતઃકરણથી કરૂંછું. ગમે તેટલા લાંબા વખત સુધી આપણે જૂઠાણું ચલાવ્યું હશે, પણ હવે સત્યતાથી રહેવામાં મારો, તમારો અને આખી આલમનો સ્વાર્થ સમાયલો છે. આ બધું આજે તમને કાંઇ વિચિત્ર અને કઠોર ભાસે છે? તમારૂં અંતઃકરણ જે કહેછે તેનાપર તમે પ્રેમ રાખો, મારૂં અંતઃકરણ કહેછે તેનાપર હું પ્રેમ રાખું; અને જો આપણે સત્યતાનીજ પછવાડે–તેને પગલે પગલે–ચાલશું, તો તે અંતે આપણને બાહાર સહીસલામત લઇ આવશે." પણ કદાચ આમ કહેવાથી તમારા મિત્રને તમે માઠું લગાડશો. ભલે, માઠું લાગે તો ભલે લાગે; પણ તેમની લાગણીને માટે પણ હું મારી સ્વતંત્રતા કે સત્તા કાંઇ વેચું નહિ. વળી મનુષ્યો, જ્યારે અંતઃકરણના સંપૂર્ણ સત્યમાં તેઓ નજર કરેછે, ત્યારે તેઓ બુદ્ધિના ઝબકારા જુએછે; તે વખતે તેઓ મારૂં કહેવું પ્રતિપાદન કરશે; અને તે વખતે તેઓ હું કહુંછું તેમ કરશે.

જ્યારે તમે લોકોના સાધારણ ધોરણનો ત્યાગ કરોછો, ત્યારે તમે એનાં સઘળાં ધોરણોનો ત્યાગ કરોછો, અને એ સર્વથી ઉલટો એક ઇલાયદો કાયદોજ ગ્રહણ કરોછો, એમ તેઓ સમજે છે; અને પોતાના અપરાધ ઉપર ઢોળ ચડાવવા કોઇ હિંમતવાન દુર્વિકારી તો વળી ફિલસુફીનું નામ પણ એને આપશે. પણ ચૈતન્યનો કાયદો સર્વત્ર રીતે લાગુ પડેછે. કબુલત કરવાનાં બે સ્થળ છે, અને તેમાંથી ગમે તે પાસે મોકળા મનથી પાપછૂટયું કબુલ કરવું જોઇએ. સીધા કે વાંકાચુંકા રસ્તાથી—તમે તમારી મેળે શુદ્ધ થઇને તમારાં કર્ત્તવ્ય સંપૂર્ણ કરી શકો. વિચાર કરો કે, બાપ, મા, ભાઇ, બેહેન, શેહેર, પાડોશી, કે તમારા સગાંવાહાલાંને તમે સંતોષ્યા છે? કે તેમાંનું કોઇ તમને ઠપકો આપી શકે તેમ છે? પણ હું તો આ વાંકાચુંકા

ધોરણની પણ દરકાર ન રાખું ; કારણ કે હું તો સીધે રસ્તેજ-મારી પોતાની મેળેજ છૂટો થવા ઇચ્છુંછું. મારે કરવાનાં મારાં પોતાનાં કર્તવ્યો સપ્ત છે, અને મારે મારા પોતાનું મંડળ છે. ઘણાં કામો જેને લોકો કર્તવ્ય કહેછે, તેમાંથી ઘણાંખરાંને કર્તવ્યનું નામ આપવાની એ ના કહેછે. પરંતુ તેનું ઋણ જો હું અદા કરી શકું તો, લોકોનો ધારો એકકોરે મૂકવાની મને એ શક્તિ આપેછે. જો કોઇ એમ ધારે કે એ કાયદો શિથિલ છે, તો તેણે તેની આજ્ઞા એકજ દિવસ પાળવી.

જે માણસે મનુષ્યના સાધારણ હેતુઓ એકકોરે ફેંકી દીધાછે, અને પોતાના અંતઃકરણની શુદ્ધતા ઉપરજ જેને વિશ્વાસ રાખવાની હિંમત છે, તે માણસમાં ઇશ્વરીક અંશ ખરેખર હોવો જોઇએ. એનું અંતઃકરણ શ્રેષ્ટ થાઓ, એની વૃત્તિઓ નૈષ્ઠિક થાઓ, અને નજર સ્પષ્ટ થાઓ, કે જેથી કરીને પોતાની મેળેજ એ પોતાનો સ્થાપક, પોતાનો સમાજ, અને પોતાનો કાયદો થઇ પડે; અને જેથી કરીને, મનુષ્યની સાધારણ વસ્તુઓ પણ એને કર્તવ્ય સમાનજ લાગે.

જેને આપણે જનસમાજ કહીએ છીએ તેની હાલની સ્થિતિ ઉપર કોઇ પણ મનુષ્ય વિચાર કરશે, તો આ નીતિશાસ્ત્રની જરૂર છે એમ એને લાગશે. મનુષ્યમાંથી નસો અને અંતઃકરણો ખેંચી લેવાયાં હોય એમ લાગેછે, અને આપણે બીકણ-નિરાશ થઇ ઘરમાં બેસી રોનારા છીએ. સત્યથી ડરીએ છીએ, નશીબથી ડરીએ છીએ; મૃત્યુથી ડરીએ છીએ, અને એક બીજાથી પણ આપણે ડરીએ છીએ. આપણો જમાનો કોઇ મહા પુરૂષોની ઉત્પત્તિ કરતો નથી. આપણે એવા પુરૂષ અને સ્ત્રીની જરૂર છે કે જે આપણી જીંદગી-સંસારિક સ્થિતિને સુધારી નાખે. પરંતુ આપણે જોઇએ છીએ કે ઘણી પ્રકૃતિઓ પોતેજ ઋણમુક્ત થતી નથી; પોતાની જરૂરીઆતો પૂરી પાડી શકતી નથી; તેમનો લોભ તેમના ગજા ઉપરાંત હોયછે, અને તેઓ અહોનિશ ભિક્ષુક બની નિરંતર યાચના કર્યા કરેછે. આપણો સંસાર ભિક્ષુક છે; આપણા હુનરો, આપણા ધર્મો, આપણાં લગ્નો, આપણા ધંધાઓ, એમાંનું કાંઇ આપણે પસંદ કરતા નથી, પરંતુ સમાજ આપણને પસંદ કરી આપેછે. આપણે માત્ર ઘરમાંજ શૂરા-પૂરા છીએ; પરંતુ નશીબની કઠીન લડાઇ, જેની સાથે સંગ્રામમાં ઉતરવાથી આપણામાં સામર્થ્ય આવેછે તેનાથી નાસતા ફરીએ છીએ.

જો આપણા કોઇ યુવાનને તેના પ્રથમ સાહસમાં પાંશરૂં ન પડે તો તુરત તે

નિરાશ થઇ જાયછે. જો કોઇ યુવાન વેપારી પોતાના ધંધામાં નિષ્ફળ થાય, તો કહેછે કે એનું ખરાબ થઇ ગયું. આપણી પાઠશાળામાંથી શિક્ષણ લઇ બહાર નીકળ્યા પછી જો કોઇ યુવાનને એક વરસની અંદર ક્યાંઇ સારો દરજ્જો ન મળે તો તે પોતે નિરાશ થઇ જવામાં પોતાને વાજબી સમજે છે; અને તેના દોસ્તો અને વડીલો કહેછે કે "બાપડો ભણ્યો ઘણું, પણ ભણતર કામ ન આવ્યું" પરંતુ જે માણસ વારા ફરતી દરેક ધંધા કરેછે,–નિશાળ માંડેછે, આચાર્ય બનેછે, પત્રનું અધિપતિપણું કરેછે, સભા સ્થાપેછે, નાટક કંપની ઉભી કરેછે, વિગેરે જે આવ્યો તે ધંધો કરેછે, અને હમેશાં બિલાડીની પેઠે પોતાના પંજા-પરજ પડેછે, તેવા મજબુત મનનો એક યુવાન, મારી નજરમાં તો શહેરવાસી સો પૂતળા કરતાં પણ વધારે છે. એ પોતાના જમાનામાં સીધો ચાલ્યો જાયછે; અને કોઇ પણ ધંધો હાથ કરવામાં એને શરમ આવતી નથી. એ પોતાની જીંદગીને આધી ઠેલતો નથી, પણ જીવવાજ માંડેછે. એને એકજ લાભ નથી, પણ ઘણાછે. કોઇ પણ વિરાગી પુરૂષને મનુષ્યની સંપત્તિનાં સ્થાન ખુલ્લાં કરવા દ્યો, અને મનુષ્યને એને જાહેર કરવા દ્યો કે મનુષ્યો એ વળી જાય એવા છોડવા નથી, પણ પોતાની મેળે ઉભા રહી શકે તેવા વૃક્ષ છે; અને આપણે તેમજ રહેવું જોઇએ. આત્મ-શ્રદ્ધાના પ્રયોગથી નવી શક્તિઓ આવશે; માણસ એ પ્રજાનું દુઃખ મટાડનારો માંસવાળો–લોહીવાળો શબ્દ છે. એણે આપણી દયાને માટે શરમાવું જોઇએ; અને જે ઘડીએ, કાયદા, ગ્રંથો, મૂર્તિપૂજા, અને રીવાજોને બારીમાંથી બાહાર ફેંકી પોતાના અંતઃકરણ પ્રમાણે એ ચાલશે, તેજ ઘડીથી આપણી દયાનું પાત્ર એ મટી જશે; પરંતુ આપણેજ એને પૂજશું અને માન આપશું; અને એજ મનુષ્ય, મનુષ્યનાં જીવન સુધારી શકશે, અને તેનુંજ નામ સઘળા ઇતિહાસને પ્રિય થાય એવું બની જશે.

સ્પષ્ટ છે કે જો સ્વપ્રતીતિનો ઓહોળો ઉપયોગ કરવામાં આવે તો ધર્મમાં, કેળવણીમાં, ધંધામાં, રહેવાની રીતભાતમાં, મંડળીમાં, મિલ્કતમાં, સિદ્ધાંતિક વિચારમાં, અને માણસના દરેક આચાર વ્યવહારમાં પણ, મોટો ફેરફાર થઇ જાય.

કેવી જાતની પ્રાર્થના માણસો કરેછે!! જેને તેઓ પવિત્ર પ્રાર્થના કહેછે તે એટલી બધી મર્દાઈ ભરેલી કે વિરત્વવાળી નથી હોતી. એ પ્રાર્થનાની ખોળ બાહાર હોય છે, અને જે કોઇ ગુણ આપણામાં નથી, એવા પરાયા ગુણની મારફત પરાયો ફાયદો માગેછે; અને માનુષી અને અમાનુષી, સાધારણ

અને અસાધારણની અપાર ગહનતામાં પોતે ભૂલી પડેછે. જે પ્રાર્થનાનો ઉદ્દેશ અમુક લાભ છે–જેમાં સર્વત્ર ભલાના કરતાં કાંઇક ઓછાની માગણી છે, તે પ્રાર્થનાજ એબનાળી છે. પ્રાર્થના, એ વિચારના શિરોબિંદુએથી આપણી જીંદગીના ગત વૃત્તાંતનું મનન છે. જોઈ શકે તેવા અને આનંદી આત્માનું એ સ્વગત ભાષણ છે. પ્રભુના કામને વખાણતો એ પ્રભુનોજ આત્માછે. પરંતુ અમુક મતલબ સાધવાના ઈરાદાથી પ્રાર્થના કરવી-એમાં નીચતા અને લુચ્ચાઇ છે. કુદરત અને ચૈતન્યમાં એ અદ્વૈત નહિ–પણ દ્વૈતવાદ ઉત્પન્ન કરેછે. જ્યારે આત્મા અને મનુષ્ય એક થઇ જાયછે, ત્યારે મનુષ્ય કશું માગતોજ નથી. પછી તો એ સઘળા કામમાં પ્રાર્થનાજ જોશે. જે પ્રાર્થના ખેડૂતો પોતાના અનાજના વાવેતર વખતે કરેછે,–જે પ્રાર્થના ખલાસીઓ વહાણ હંકારતી વખતે કરેછે, તે પ્રાર્થના જો કે નજીવા પરિણામને માટે હોયછે, તથાપિ તે પ્રાર્થનાઓ કુદરત સાંભળે છે. હરક્યુલીસે પોતાની મદદ માગતા ખેડૂતને કહ્યું હતું કે "તમે પ્રયત્ન કરો તો પરમેશ્વર તમને સહાય થશે. તમારાં પોતાનાં પરાક્રમો એજ તમારા દેવ છે."

બીજી જાતની જૂઠી પ્રાર્થના આપણા શોચ છે. એવી જાતની પ્રાર્થનાઓનું મૂળ અસંતોષ છે. અસંતોષ એ આત્મ–શ્રદ્ધાની ખામીને લીધે જન્મ પામેછે. આપણી વૃત્તિનીજ માત્ર એ નબળાઇ છે. જેને દુ:ખ થાયછે તેને જો તમે શોચ કરવાથી મદદ કરીશકતા હો તો તે વાજબી છે; પણ જો તેમ નથી બની શકતું તો, તમે તમારે પોતાને કામે લાગો, અને તેથી તુરતજ દુ:ખ ઓછું થવા માંડશે. આપણી અનુકંપા પણ એવીજ નીચ છે. જે નાદાનો મુર્ખાઇને લીધે રડેછે, તેની પાસે જઇ આપણે પણ તેની સાથે રડવા બેસીએ છીએ. પણ જેથી કરીને તેઓ વિવેકના રસ્તામાં ફરીને ચાલવા લાગે અને તેમનાં મન શાંતિ પામે, એવાં વીજળીના ધક્કા જેવાં સત્ય અને મનની તંદુરસ્તી આપણે તેને આપતાં નથી. આપણા પોતાના હાથનો આનંદ-એજ નશીબનો ગુપ્ત ભેદ છે. જે માણસ પોતે પોતાને મદદ કરેછે, તે હમેશાં પરમેશ્વરને વાહાલો છે. એને માટે સઘળાં દ્વાર ખુલ્લાં થઇ જાયછે; એનેજ સઘળી જીવ્હા આવકાર આપેછે; એનાજપર માન મરતબાનો ઢગલો થાયછે ; અને એનીજ પછવાડે લોકોની આંખો આકર્ષાય છે. આપણો પ્રેમ એની પાસે જાયછે અને એને ભેટેછે ; કારણ કે એની એને જરૂર નહોતી. આપણે એની ખૂશામત કરીએ છીએ, આપણે એની મરજી ઉપરાંત એને પ્રખ્યાતિ આપીએ છીએ, કારણ કે એ એના કામમાં વળગી

રહ્યો, અને આપણી પસંદગી કે પ્રસન્નતાની એણે બિલકુલ સ્પૃહા રાખી નહિ. માણસોએ એને ધિક્કાર્યો માટેજ દેવ એને ચાહેછે. ઝોરોસ્ટરે કહ્યું છે કે "જે માણસ ખંતી છે, તેને અમર દેવતાઓ પણ સુલભ છે."

માણસની પ્રાર્થના જેમ તેમની વૃત્તિઓનો રોગ છે, તેમ ધર્મમતો એ તેમની બુદ્ધિનો રોગ છે. દરેક સ્થળે હું કોઇ પણ મનુષ્યમાં પરમેશ્વર જોતો નથી, કારણ કે એ પોતેજ પોતાનાં (અંતઃકરણનાં) દેવળનાં દ્વાર બંધ કરેછે; અને પોતાના બીજા કોઈ મનુષ્ય–ભાઇના કે તેના ભાઇના પરમેશ્વરની કથા તે કહ્યા કરેછે. દરેક નવું અંતઃકરણ એ નવોજ પંથછે. સહેજાનંદ, વલ્લભાચાર્ય કે એવો બીજો કોઇ પ્રબળ શક્તિવાળો મનુષ્ય પેદા થાયછે, અને તે બીજાં મનુષ્યો પર પોતાની સત્તાની સ્થાપના કરેછે; અને એવી રીતે નવો પંથ ઉભો થાય છે. વિચારોની ઉંડાઈના પ્રમાણમાં, અને એ વિચારોવડે વસ્તુની જેટલી સમીપ તેઓ જઇ શકે, અને પોતાના સેવકોની સમજણમાં જેટલું લાવી શકે તેના પ્રમાણમાં તેમનો વિજય સમાએલો છે. ધર્મપંથોમાં વિશેષે કરીને આ દેખીતું છે. ધર્મપંથો તો માત્ર, મનુષ્ય અને પરમેશ્વરના સંબંધ અને કર્ત્તવ્યના મૂળ વિચાર ઉપર મનન કરતા કોઇ શક્તિમાન પુરૂષની છાયા છે. સ્વામીનારાયણનો પંથ, વલ્લભાચાર્યનો પંથ, અને નાનકનો પંથ, વિગેરે આનાં દૃષ્ટાંત છે. જેમ કોઇ મનુષ્ય વનસ્પતિવિદ્યા નવીજ શીખે, અને તેથી નવીજ સૃષ્ટિ—નવીજ ઋતુઓ જોઇને આનંદ પામે, તેમ તેની પેઠે તેના સેવકો પોતાનું સઘળું એમના સંજ્ઞા–શાસ્ત્રને આધીન કરી દેવામાં આનંદ માનેછે. પોતાનાં સેવ્યની બુદ્ધિના સેવનથી તેમની પોતાની પણ શક્તિ ખીલેછે, એમ તેઓ માનેછે; અને થોડો વખત તો એમ બને પણ છે; પરંતુ સઘળા અસ્થિર-અનિશ્ચિત મનવાળા તેમના અનુયાયીઓ, એ ધર્મમતાંતરને આસ્થાપૂર્વક પૂજે છે; તેજ મોક્ષનું સાધન ગણાય છે; અને એ સાધનો અખુટ છે એમ તેઓ માનેછે, જેથી કરીને, તેમના પંથની દીવાલો, સૃષ્ટિની દીવાલો સાથે દૂર દૃષ્ટિ-મર્યાદામાં તેમની આંખોને સંગમ થતી જણાયછે. તેમનાજ આચાર્યે જે નભ-મંડળ બાંધેલું હોયછે તેમાંથી આકાશના સર્વ પ્રકાશકો લટકાવેલા હોયછે એમ તેમને લાગેછે. એના ધર્મથી વિરૂદ્ધ હોવા છતાં તમે એ જોઇ શકોછો–તમને પણ એ જોવાનો હકછે, એ તેઓની કલ્પનામાં આવી શકતું નથી. અમારીજ પાસેથી તમે પ્રકાશ ચોરેલો છે, અને તેથીજ તમે એ જોઇ શકોછો એવી તેમની સમજણ હોયછે. જે પ્રકાશ સ્વયંભૂ અને કદિ પણ ઓલવાય નહિ

એવો છે, એજ પ્રકાશ ગમે તેવી અંધારી ઓરડીમાં—તેમની પણ ઓરડીમાં જઈ શકેછે, એ તેઓ સમજતા નથી. ભલે ઘડીક તેઓ બડબડે કે એ પ્રકાશ એમનો છે. જો તેઓ પ્રમાણિકતાથી શુદ્ધતા આચરશે તો તેમનો ચોખ્ખો પણ નવો દાબડો સંકોચાઇ જશે, તેમાં ફાટ પડશે, તે નિર્બળ બની જશે, અને ભાંગી જઇ નષ્ટ થશે; અને તીવ્ર અને આનંદિત, અને કરોડો કિરણવાળો અને લાખો રંગોવાળો અમર પ્રકાશ પ્રથમનાં પ્રાતઃકાળની પેઠેજ સૃષ્ટિ ઉપર પોતાનાં કિરણો પ્રસરાવશે.

દેશાટણ જે આપણો મોહ ટકાવી રાખેછે, તેમાં માત્ર આપણી કેળવણીનીજ ખામી છે. શા માટે વિલાયત જવું? શા માટે ફ્રાન્સ જવું? ઇટાલી કે જર્મનીમાં શા માટે જવું? જે પુરૂષોનાં પરાક્રમોને લીધે એ દેશો પ્રસિદ્ધિને પામ્યા છે, એ પુરૂષોએ પોતાનાં પરાક્રમો, પૃથ્વીની ધરીની પેઠે એકજ સ્થળે—પોતાના દેશમાંજ રહીને–કર્યાં છે. અંતઃકરણના શુદ્ધ સામ્રાજ્યની વખતે આપણને લાગેછે કે કર્ત્તવ્ય એજ આપણું સ્થળ છે. આત્મા મુસાફર નથી; ડાહ્યો પુરૂષ તો ઘેરજ બેસી રહેછે; અને જ્યારે કોઇ પણ પ્રસંગે એવી જરૂરીઆતો–કર્ત્તવ્ય એને ઘર બાહાર લઇ જાયછે, અથવા તો વિદેશ ગમન કરાવે છે, ત્યારે પણ તે તો ઘેરજ છે, અને માત્ર ડાહાપણ અને સદ્‌ગુણના પ્રચારક તરીકેજ એ ફરેછે; અને અનધિકારી કે સેવકની પેઠે નહિ, પણ રાજાની માફક એ શેહેરો અને મનુષ્યોની મુલાકાત લેછે, એવી સમજણ મનુષ્યોને પોતાની આકૃતિના સ્પષ્ટ દેખાવથી એ આપેછે.

હુનર, અભ્યાસ, કે પરોપકારને માટે પૃથ્વીપ્રદક્ષિણા કરવાને મારી નાદાની ભરેલી ના નથી; જેથી કરીને મનુષ્ય પ્રથમ પરિચિત થાયછે અથવા પોતે જાણેછે તેના કરતાં વધારે જાણવાની આશાથી તે બાહાર જતો નથી. જે પોતાની ગમ્મત ખાતરજ મુસાફરી કરેછે, પોતાની પાસે જે નથી તે મેળવવાની ખાતરજ બાહાર ફરેછે, તે પોતાના આત્માથીજ છેટો ફરેછે; અને પ્રાચીન વસ્તુઓની વચ્ચે જુવાનીમાં પણ વૃદ્ધ એ બનેછે. મિસરના પિરામીડમાં તેમની વૃત્તિઓ અને અંતઃકરણ તેમનાં જેવાંજ વૃદ્ધ અને ખંડીએરમય બની જાયછે. ખંડેરમાંજ તે ખંડેર લઇ જાયછે.

મુસાફરીથી નાદાનોજ સ્વર્ગતુલ્ય સુખ માનેછે. આપણી પેહેલી સફર સ્થળાંતરનું લઘુત્વ સૂચવે છે. ઘેર બેઠાં હું એમ ધારૂંછું કે સ્થળાંતરથી મારો જીવ આનંદમાં રહેશે, અને મારી દિલગીરી વિસરી જવાશે. એ વિચારથી હું

તુરતજ તૈયારી કરવા માંડુંછું, દોસ્તોને ભેટી લઉંછું અને સમુદ્રની સફરે કે મુસાફરીએ ચડી જઉંછું. પરંતુ ધારેલે સ્થળે જવાથી મને અંતે જાગૃતિ આવેછે અને ત્યાં મને કઠોર પણ ખરી હકીકત માલમ પડેછે, અને જે ઉદાસી આત્માથી હું સ્થળાંતર કરી નાસી છુટવા ઇચ્છતો હતો, તે નિર્દય આત્મા–તેનો તેજ ઉદાસી આત્મા–ત્યાં પણ મને તેવાજ શોચથી વળગી રહે છે. મેહેલોમાં જઉંછું, દેવાલયોમાં જઉંછું, અને એ સઘળું જોઇને હું આનંદી થવાનો ડોળ કરૂંછું, તથાપિ હું ખરેખરો આનંદી નથી થતો. મારો એ અસુર આત્મા હું જ્યાં જઉં ત્યાં સાથેનો સાથેજ રહેછે.

પરંતુ મુસાફરીનો જુસ્સો એ આખા માનસિક વ્યાપારની વધારે ઉંડી અશક્તિની નિશાની છે. બુદ્ધિ વંઠેલ છે અને આપણી કેળવણીની પ્રથા અશાંતિનેજ કેળવે છે. જ્યારે આપણા શરીરને ઘેર રોકી રાખવાનો આપણે આગ્રહ કરીએ છીએ ત્યારે આપણાં મન બાહાર ભટકે છે. આપણે કોઇની નકલ કરીએ છીએ; અને નકલ એ મનનું ભટકવું નહિ તો બીજું શું છે? વિદેશીય રસિકતાથી આપણે આપણાં ઘરો બાંધીએ છીએ; આપણી અભરાઇઓ વિદેશીય અલંકારોથી સુશોભિત કરીએ છીએ; આપણી રસિકતા, આપણા વિચાર, અને આપણી શક્તિઓ દૂરના અને ગત થએલા કાળ ઉપર આધાર રાખેછે; અને તેનેજ પગલે ચાલેછે. જ્યાં જ્યાં આત્માએ સંપૂર્ણ રીતે પ્રફુલ્લિત થએલા છે, ત્યાં ત્યાં તેમણે કારીગિરી પેદા કરીછે. પોતાના નમુનાને માટે દરેક કારીગરે પોતાનાંજ અંતઃકરણોનું શોધન કર્યુંછે. પોતાનું કાર્ય કેમ કરવું અને કેમ પાર ઉતારવું તેના વિચારને માટે તેઓ પોતાનાજ અંતઃકરણની પછવાડે લાગી રહ્યા છે. ત્યારે બીજાઓના નમુનાની આપણને નકલ કરવાની શી જરૂર છે? સૌંદર્ય, સાનુકૂળતા, વિચારોનું ગાંભીર્ય, અને ચાતુર્યથી ભરેલાં વચનો, કોઇ પણ શખ્સની પેઠે આપણને પણ સુલભ છે; અને દેશ, કાળ, હવા, દિવસની લંબાઇ, લોકોને તેની જરૂર, રાજ્યનું ધોરણ અને બંધારણ, એ સઘળાનો વિચાર રાખી જો કોઇ પણ કારીગર પોતાના કાર્યમાં પ્રેમ અને આશાથી મંડ્યો રહેશે, તો એ એવો બંગલો ઉત્પન્ન કરી શકશે કે તેમાં આ સઘળી વસ્તુઓ બંધ બેસતી આવશે; અને તે રસિકતા અને મનોભાવને પણ સંતુષ્ટ કરી શકશે.

તમારા પોતાનાપરજ આગ્રહ રાખો; કદિ નકલ ન કરો. તમારી આખી જીંદગીમાં લીધેલી કેળવણીના એકત્ર થએલા જોરથી તમે તમારી શક્તિને

દરેક પળે બતાવી શકશો. પરંતુ પારકી-પોતાની કરેલી શક્તિ તો આવે ત્યારેજ આવે. એ તો અપૂર્ણ દ્રવ્ય છે. કોઇ પણ માણસ પોતે એકલોજ કાંઇ સર્વોત્તમતા કરી શકે, તો તેના પરમેશ્વર સિવાય તેને કોઇ શીખવતું નથી. એ જ્યાં સુધી બાહાર દશ્ય સ્વરૂપમાં એને આણશે નહિ, ત્યાં સુધી તે શું છે, એ કોઇ કહી શકશે પણ નહિ. શેકસપીયરને શીખવનાર ગુરૂ કોણ હતો? શ્રીમન્ શંકરાચાર્યનો ગુરૂ કોણ હતો? ફ્રાંકલીન, બેકન, ન્યુટન, વોશીંગટન, એ સઘળાને શકિત આપનાર કોણ હતો? દરેક મહાત્માની તેના પોતા સિવાય કોઇ જોડી હોતી નથી. મહાત્મા પોતાનું મહાત્માપણું કોઇની પાસેથી લઇ શકતા નથી. કાળીદાસના અભ્યાસથી કોઇથી કાળીદાસ થવાશે નહિ. જે તમારે ભાગે કરવાનું છે તે તમે કરો, અને તેમાં તમે વધારે પડતું કરોછો અથવા તો વધારે પડતાની તમે આશા રાખોછો, એવું કદિ બનવાનું નથી. કાળીદાસ, ભવભૂતિ અને દંડીની કલમ જેવી, શેક્સપીઅર, ડાન્ટે અને ગેટીની અદ્દભૂતિ શક્તિ જેવી, કોઇ પણ કુદરતી શકિતવાળાની કારીગરની નામના જેવી, પ્રસિદ્ધિ, અત્યારે પણ તમારે માટે છે; પણ તે સર્વથી એ કોઇક રીતે ભિન્ન છે. ઠેકાણે ઠેકાણેથી ચીરાએલી જીભ્હાવાળો, સર્વ રીતે અલંકૃત, સર્વ રીતે સંપૂર્ણ, આત્મા એકવાર કહેલું ફરીથી બોલવાની કદાચ કૃપા પણ નહિ કરે! આ આદિ પુરૂષો શું કહેછે એ જો તમે સાંભળી શકોછો તો ખરેખર તેવાજ જુસ્સાથી તમે તેને પ્રત્યુત્તર પણ આપી શકો; કારણ કે, કાન અને જીભ્હા એ બંને એકજ કુદરતની ઇંદ્રિઓ છે. તમારી પોતાનીજ જીંદગીના સાદા અને ઉમદા પ્રદેશોમાં રહેજો, તમારા પોતાનાજ અંતઃકરણની શુદ્ધ સત્તાને આધિન થાઓ, અને ગત થએલી સૃષ્ટિને ફરીથી અનુપમ તમે બનાવી શકશો.

જેમ આપણો ધર્મ, આપણી કેળવણી, અને આપણા હુનર બાહાર ફરેછે, તેવીજ સ્થિતિ આપણા જન-સમાજનીપણ છે. સર્વ માણસો સમાજની સુધારણાપરથી નકલ કરેછે, પણ કોઇ સુધરતો નથી.

જન-સમાજ કદિ આગળ વધતોજ નથી. અગ્નિરથના ઇંજીનના દાંડાની પેઠે, એક બાજુએ જેટલી ત્વરાથી એ વધેછે, તેટલીજ ત્વરાથી બીજી બાજુએ પાછો હઠેછે. નિરંતર એના રૂપાંતર માત્ર થયા કરેછે. જંગલી હોય, સુધરેલ હોય, ધાર્મિક હોય, પૈસાદાર હોય, શાસ્ત્રજ્ઞ હોય-પરંતુ આ સઘળાં રૂપાંતર એ સુધારો-શુદ્ધ ન કહેવાય. કાંઇ જે આપણને મળેછે, તો તેના બદલા-

માં આપણી પાસેથી કાંઇ જાયછે. જનસમાજને નવા હુનર મળેછે અને તેમની જૂની પ્રેરણાઓ જાયછે. સુશોભિત પોષાકવાળા, વાંચતા લખતા, અને તેના ઉપર વિચાર કરતા, ખીસ્સામાં ઘડીઆળ, હાથમાં પેનસીલ અને ગજવાંમાં હુંડીના કાગળીઆ હોય તેવા એક સુધરેલા–અને વસ્ત્રહીન, હાથમાં ડાંગ, ભાલું કે તીરકામઠું હોય, અને જેને સૂવા માટે ચટાઇ અને જમીનનો નાનો કટકો હોય, એવા એક જંગલી–એ બેની વચ્ચે કેટલો તફાવત હોયછે! પરંતુ બંનેની તંદુરસ્તી સરખાવશો તો તમને તુરત માલમ પડશે કે સુધરેલાનું મૂળ શરીર-સામર્થ્ય જતું રહ્યું છે. કેટલાક તો એમ પણ કહેછે કે જંગલીને કુવાડાનો ઘા તમે મારશો અને તેનો જખમ ગમે તેવો જબરો હશે તોપણ તે એક બે દિવસમાં એવો રૂઝાઇ જઇ પૂરાઇ જશે કે જાણે તમે ઘાજ નથી માર્યો; અને એવોજ ઘા આપણા સુધરેલાના પ્રાણ લેશે.

સુધરેલા માણસે ગાડી ઘોડા કર્યા તો તેની ચાલવાની શક્તિ જતી રહી. ચાલતી વખતે લાકડીનો એને જેટલો ટેકો લેવો પડેછે, તેટલો સ્નાયુનો ટેકો ઓછો થાયછે. આપણે ઘડીઆળ પાસે રાખીએ છીએ, પણ સૂર્યની ગતિ ઉપરથી વખત કહી આપવાની શક્તિ જતી રહી. નૌકાશાસ્ત્રનું પંચાગ થયું અને જ્યારે જોઇએ ત્યારે ખબર મળતી હોવાથી, સાધારણ માણસો આકાશના તારાને પણ ઓળખી શકતા નથી. ઉત્તરાયન કે દક્ષિણાયન તે જાણી શકતો નથી. વિષુવકાળમાં પણ એ થોડુંજ સમજે છે. વરસનું પંચાગ જાણ્યું એટલે રાશી વિગેરે એ ભૂલી જાયછે. તેના ટીપ્પણથી તેની યાદશક્તિ ઓછી થાયછે. પુસ્તકાલયથી તેના મગજપર બોજો વધી પડેછે; વીમાકંપનીને લીધે અકસ્માતની સંખ્યા વધતી જાયછે; અને યાંત્રિકશક્તિનો ઉપયોગ માથે પડતો નથી, સુધારાથી થોડું ઘણું પણ આપણું તેજ જતું નથી રહેતું, એ શક પડતી વાત છે.

ઉંચાઇ કે કદના ધોરણમાં જેટલું વિમાર્ગગમન થયું છે તેના કરતાં વધારે કાંઇ નીતિના ધોરણમાં થયું નથી. મહાત્માના મહાત્માપણાના ધોરણમાં કાંઇ ફેરફાર થયો નથી. પહેલા અને છેલ્લા જમાનાના મહા પુરૂષોમાં અજાએબ જેવી સમાનતા જણાયછે. ઓગણીસમી સદીના સઘળાં શાસ્ત્રો, સઘળા હુનરો, ધર્મ અને ફિલસુફી, એવો એક પણ માણસ બતાવી શકે તેમ નથી કે જે સૈકાઓ અગાઉ થઇ ગએલા મહાત્મા વ્યાસ કે મનુ કરતાં વધારે મોટો હોય. વખત જતાં પણ મનુષ્ય જાત આગળ વધતી જતી નથી. સોક્રેટિસ, ડાયો-

ઝીનીસ, વિગેરે મહાત્માઓ છે; પણ તેમની પછવાડે એક નિયમિત તેમનો વર્ગ નથી થયો. કપીલમુનિ,અને પાણિનીની પછવાડે બીજા કપીલમુનિ અને પાણિની નથી થયા. જે એના વર્ગનો હશે, તે એના નામથી નહિ ઓળખાય, પણ તે વળી પોતાનુંજ નામ કાઢશે, અને પોતાનીજ શાળા સ્થાપશે. હુનર અને શકિતઓ માત્ર જમાનાના પોષાક છે; અને તે મનુષ્યને તેજસ્વી બનાવતાં નથી. હડસન અને બેહેરીંગે પોતાની નાની નાની ફતેમારી વડે પણ એટલું બધું કર્યું કે પૅરી અને ફ્રાંકલીન જેઓ શાસ્ત્રના તત્વો તપાસી થાકી ગયા, તેઓ તો આશ્ચર્યજ પામી ગયા. ગેલિલીઓએ સાધારણ કાચથી આકાશના એટલા બધા બનાવો ખોળી કાઢયા કે, એની પછવાડે કોઇએ એટલું નથી કર્યું. એક સાધારણ વાહાણ વડે પણ કોલંબસે અમેરિકા શોધી કાઢયો. થોડા વરસ પહેલાં કે થોડા સૈકા પહેલાં જે યંત્રો અને સાધનોને મોટા કોલાહલથી દાખલ કરવામાં આવ્યાં હતાં, તેનો નિરૂપયોગ કે તેની ક્ષીણતા જોઇ આપણે વિસ્મય પામીએ છીએ. ખરેખરા પુરૂષ પાસે મહા શકિત ફરી આવેછે. શાસ્ત્રની સિદ્ધિ તરીકે લશ્કરી કામમાં આપણે જે સુધારો કર્યો હતો તેને આપણે સંપૂર્ણ ગણતા હતા, તથાપિ નેપોલિઅને અચાનક છાપાથીજ આખા યુરોપને હંફાવ્યો. તેને માત્ર શૌર્ય સિવાય કશાની મદદ હતીજ નહિ. લેસકેસસ કહેછે કે શાસ્ત્રો, શાસ્ત્રાલયો, ગાડાંઓ, સાહિત્યો, એ બધાને કાઢી નાખ્યા સિવાય અને પૂરાતની રીવાજ પ્રમાણે જ્યાં સુધી દરેક શૂરવીર પોતાને માટે જોઇતું અનાજ મેળવી, પોતાને હાથે ઘંટીમાં દળી, પોતાને માટે રોટલા બનાવે નહિ, તે સિવાય ઉમદા લશ્કર ઉભું થઇ શકે નહિ, એમ એનું ધારવું હતું.

જન-સમુદાય પાણીની લેહેર જેવો છે. લેહેર પોતે આગળ વધતી જાયછે, પણ જે પાણીની એ બનેલી છે, તે પાણી તો ત્યાંનું ત્યાંજ રહેછે. એક કિનારેથી ઉત્પન્ન થએલું પાણીનું રજકણ બીજે કિનારે જતું નથી. આપણને એમ લાગેછે, પણ એ માત્ર દૃષ્ટિનોજ ભુલાવો છે. જે પુરૂષોનું અત્યારે પ્રજામંડળ બનેલું હોયછે, તે આવતે વરસે ગત થાયછે, અને તેમની સાથે તેમનો અનુભવ પણ જતો રહેછે.

એવીજ રીતે મિલ્કતપર વિશ્વાસ, જે રાજ્ય એનું રક્ષણ કરેછે તેનાપર આ-ધાર—એ આપણાપર આપણા પોતાનાજ વિશ્વાસની ખામીછે. મનુષ્યો એટલા લાંબા વખતથી બાહાર દૃષ્ટિ રાખતા આવ્યા છે અને પારકી ચીજોપર આધાર રાખતાં આવ્યા છે કે ધર્મની, વિદ્વતાની અને સંસારની સ્થાપનાને તેઓ પોતાની

મિલ્કતના રક્ષક તરીકે ગણુતા આવ્યાછે; અને એમનાપર હુમલો કરવો એ તેઓ અધમ ગણેછે; કારણ કે તેમનાપર હુમલો કરવો એ પોતાની મિલ્કતના પર હુમલો કરવો એમ તેઓ ગણેછે. દરેક પુરૂષ કેવોછે—એ નહિ, પણ એની પાસે કેટલું છે—એ લોકોની ગણનાનું ધોરણ છે. પરંતુ ખરેખરો કેળવાએલો પુરૂષ તો, પોતાના પંડનાજ માનની ખાતર, પોતાની મિલ્કતથી શરમાય છે; અને તેમાં પણ એ કોઇ અકસ્માતથી આવી છે,—કોઇ વારસાથી, બક્ષીસથી કે દુરાચારથી એ પ્રાપ્ત થએલી છે, એમ એ જાણે ત્યારે તો એ ઉલટો એને ધિક્કારેછે; ત્યારે એને લાગેછે કે એ મિલકત મળી તેમાં કાંઇ મોટાપણું ન કહેવાય. એની એ નથી, એમાં એનું ઉપાર્જન નથી, અને બીજો કોઇ લુટારો એ નથી લઇ જતો માટે એ એનીપાસે છે. જે સત્વ મનુષ્યમાં રહેલું હોયછે, તેનાથી જ્યારે જોઇએ ત્યારે મિલ્કત મેળવી શકાયછે; માણુસની પોતાની મેળવેલી એજ મિલ્કત છે; અને એજ મિલ્કત રાજાથી, અગ્નિથી, તસ્કરથી, કે કશાથી નષ્ટ થઇ શકતી નથી. એનો ઉપયોગ જ્યારે જોઇએ ત્યારે કરી શકાયછે. કોઇ મહાત્માએ કહ્યું છે કે "નસીબ તારી પછવાડેજ આવેછે; માટે નસીબની શોધમાં તું ફરીશ નહિ." વિદેશીય વસ્તુઓ પર આપણે આધાર રાખતા હોવાથી, આપણે જેને નીચ રીતે માન આપવું પડશે તેવાઓની સંખ્યા વધશે. રાજકીય મંડળીઓ ઠેકાણે ઠેકાણે મળેછે; દરેક વખતે તેમની ગર્જના વધતી જાયછે. દરેક સ્વદેશાભિમાની યુવાન પોતાની આસપાસ દિવસે દિવસે એવા પુરૂષોને વધતા જતા જોઇ આનંદ પામેછે. એજ પ્રમાણે સંસાર સુધારાના-હિમાયતીઓ પણ મંડળી એકઠી કરેછે; અને સર્વાનુમતે ઠરાવો પસાર કરેછે. એનાથી કાંઇ વળવાનું નથી. ભાઇઓ, એવી રીતે પરમેશ્વર તમારામાં વાસો કરવાની કૃપા નહિ કરે; પણ તેથી જૂદીજ રીતે એ કૃપા કરશે. એ તો માત્ર જ્યારે માણુસ પોતાનાજ અંતઃકરણપર આધાર રાખી એકલો ઉભો રહેશે, ત્યારેજ બનશે; ત્યારેજ તે સબળ થઇ પડશે; તેના ધ્વજપટ નીચે જેટલી સંખ્યાનો વધારો થશે, તેના પ્રમાણુમાં તેને નડતર વધતું જશે. એક શેહેર કરતાં એક માણુસ શું વધારે નથી? માણુસો પાસેથી કશાની આશા કે યાચના ન કરો, અને જે સઘળું તમને વીંટાઇ વળ્યું છે, તેના આધારરૂપ તમે પોતેજ, સર્વ ફેરફારોની વચ્ચે, તમારા પોતાના અંતઃકરણપર આધાર રાખી ઉભા રહેજો. જે કોઇ પુરૂષ એમ ધારેછે કે આપણી શક્તિ આપણા પોતાનામાંજ જન્મેલી છે, સિવાય બાહારે ફરવું એ મનની નિર્બળતા છે;

અને વગર આનાકાનીએ જે પોતાનાજ શુદ્ધ અંતઃકરણપર આધાર રાખેછે, તેજ સાચા અને વાજબી રસ્તામાં પ્રવૃત્ત થાયછે એમ સમજજો; તેજ ટટ્ટાર, કોઇની પણ મદદ વિના, પોતાની મેળેજ ઉભો રહી શકેછે; પોતાના અવયવો પર તેજ સત્તા ચલાવી શકેછે; અને અદ્દ્ભુત કામો તેનાથીજ બની શકેછે; કારણ કે જે માણસ પોતાના માથા ઉપર ઉભો રહેછે તેના કરતાં જે માણસ પોતાના પગ ઉપર ઉભો રહેછે એ વધારે શક્તિમાન છે.

નશીબ સાચું છે. ઘણા માણસો તેની સાથે રમેછે અને તેનું ચક્ર જેમ ફરેછે તેમ તે સઘળું મેળવે છે અને સઘળું ખુએછે. પરંતુ એવી રીતે મેળવવાનું તમે અધમ ગણજો; અને કાર્ય, કારણ જે પરમેશ્વરનાજ અધ્યક્ષ છે તેની સાથે સંબંધ રાખજો. જો અંતઃકરણની શુદ્ધ ભાવના પ્રમાણે કામ કરશો તો નશીબ એની મેળેજ બંધાઇ જશે; અને એના ચક્રના ફેરફારની ધાસ્તી પછી તમને નહિ રહે. રાજકીય ફતેહ, ધનનો લાભ, મંદવાડમાંથી તમારા સ્નેહીઓનું સાજા થવું, ગુમ થએલા તમારા કોઇ મિત્રનું પાછું આવવું, કે એવાજ કોઇ સાનુકૂળ પ્રસંગથી તમને હર્ષ થાયછે; અને સારા દિવસ આવે છે એમ તમે ધારોછો. તોપણ તેનાજપર વિશ્વાસ રાખી બેસી રહેશોમાં. તમારા પોતાના સિવાય તમને કોઇ સ્વસ્થતા આપી શકે તેમ નથી. તમારો પોતાનો વિશ્વાસ–તમારા પોતાના અંતઃકરણ ઉપર દૃઢ આસ્થા, એજ તમને સ્વસ્થતા બક્ષી શકે તેમ છે. *એક ઠેકાણે ઇંગ્રેજ કવિ કહેછે કે—

*Man is his own star; and the soul that can*
*Render an honest and a perfect man,*
*Commands all light, all influence, all fate;*
*Nothing to him falls early or too late.*
*Our acts our angels are, or good or ill;*
*Our fatal shadows that walk by us still.*

મનુષ્ય પોતેજ પોતાનો ગ્રહ છે; અને જે આત્મા પ્રમાણિક અને સંપૂર્ણ મનુષ્ય ઉત્પન્ન કરી શકે, તે સર્વ પ્રકાશ મેળવે છે; તે સર્વ સત્તા અને નશીબ ભોગવે છે; અને એને કશું વેહેલું મોડું થતું નથી. આપણા કાર્યો આપણા ફિરસ્તા, કે સારા કે નરસારૂપ, બનેછે,–આપણી પડખે ચાલ્યા આવતા આપણા વિનાશકારક પડછાયા છે.

---

* બોમંટ અને ફ્લેચર.

## અધ્યાત્મિક નિયમો.

ઇતર પ્રાણીઓ કરતાં મનુષ્યોમાં માત્ર વિચાર કરવાની શક્તિ વધારે છે. આહાર, ભય, મૈથુન, અને ઇચ્છા, મનુષ્યોની પેઠે, ઇતર પ્રાણીઓને પણ સાધારણ છે. ક્ષુધાથી વ્યાપ્ત થએલું પ્રાણી આહાર મેળવવાનો યત્ન કરેછે; શિરપર ભમતા સંકટથી દરેક પ્રાણી ભય-ગ્રસ્ત થઇ જાયછે. કામ-વાસનાને તૃપ્ત કરવાની ઇચ્છા દરેક પ્રાણીને થાયછે. પરંતુ ઇતર પ્રાણીઓ પોતાના અંગજ્ઞાનને-કુદરતી પ્રેરણાને-વશ થઇ સામાન્ય રીતે કુદરતી કાનુનોને અનુસાર પોતાનું વર્ત્તન રાખેછે; ત્યારે મનુષ્યોને તેમાં વિચાર-શક્તિનું પરિબળ મિશ્રિત કરી પોતાનું જીવન શ્રેષ્ટ બનાવવાનો અવકાશ છે. પશ્ચિમવાસી વિદ્વાન ડારવીનના તર્ક પ્રમાણે પ્રાણીઓની સૃષ્ટિમાં મનુષ્ય-ઉત્પત્તિનું પગથીયું છેલ્લું અને સર્વોત્તમ ગણેલું છે. આપણા શાસ્ત્રકારો તો કહેછે કે પૂર્વનાં પુણ્યના પ્રભાવે, આગલા સંચિતના પરિબળે પ્રાણીનો મનુષ્ય-યોનિમાં જન્મ થાયછે; અને એટલા માટે મનુષ્ય દેહ મળવો દુર્લભ માનેલો છે.

*दुर्लभोमानुषोदेहो देहिनांक्षणभंगुरः ।
तत्रापिदुर्लभमन्ये वैकुंठप्रियदर्शनम् ॥

વિચારવડેજ મનુષ્ય પોતાના જીવનનું શ્રેય કરી શકે છે; વિચાર વડેજ મનુષ્ય પોતાના ઐહિક અને આમુષ્મિક સુખના ભોક્તા બનવાની યોજના કરી શકેછે. એટલા માટે વિચારોને કેળવી સર્વ વસ્તુઓની સારાસારતા ગ્રહણ કરી તેને પોતાની માનસિક ઉન્નતિનું સાધન બનાવી દેવી, એ લક્ષ્ય દરેક ઉત્તમ મનુષ્યનું હોવું જોઇએ.

જ્યારે અંતઃકરણમાં વિચારનું કાર્ય થવા માંડેછે, જ્યારે વિચારના પ્રકાશ વડે આપણા અંતરનો પ્રદેશ ઝગમગી રહેછે, અને એ વખતે જ્યારે આપણે તેના તરફ નજર કરીએ છીએ, ત્યારે આપણને માલમ પડેછે કે આપણું જીવન સૌંદર્યથી વીંટાએલું છે. જેમ જેમ આપણે આગળ ચાલતા જઈએ છીએ, તેમ તેમ દૂર રહેલાં મેઘ-દળની પેઠે, આપણી પાછળની વસ્તુઓ સુંદરતાનું સ્વરૂપ ધારણ કરતી જાયછે. જૂની અને પરિચિત વસ્તુઓજ માત્ર

* શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૧ મો.

નહિ, પરંતુ શોકજનક અને ત્રાસ ઉપજાવે એવી વસ્તુઓ પણ જ્યારે તેમનું ચિત્ર આપણી સ્મૃતિમાં બરાબર પડી રહેછે ત્યારે આપણને ફુટડી લાગેછે. સરિતાનો તટ, જળવાળી જગ્યામાં આવેલા છોડવાઓ, જૂનું ઘર, મૂર્ખ આદમી—એ સઘળાંને તેમની પાસેથી પસાર થતાં આપણે ગમે તેમ વિસ્મૃત કર્યાં હશે, તથાપિ પાછળથી દૃષ્ટિ કરતાં તેમનામાં મનહરતા આવેછે. એક શબ પણ ઘરમાં પડયું હોયછે તો તે પણ ઘરને ગંભીર પ્રકારનું એક ઘરેણું થઇ પડેછે. વિરૂપતા કે દુઃખને આત્મા ઓળખતો નથી. તેની માહીતિ તેને નથી. બુદ્ધિના સ્પષ્ટ ઝગમગાટના કોઇ પણ પ્રસંગે, જો આપણે અંતઃકરણપૂર્વક સાચુ બોલીએ તો, આપણે કહેવું જોઇએ કે આપણે કશાનું કદિ પણ સમર્પણ કર્યું નથી. આવે પ્રસંગે અંતઃકરણ એટલું ઉદાર બની જાયછે કે એ વખતે આપણી પાસેથી કાંઇ પણ એવું લઈ શકાય નહિ કે જે વધારે પડતું થઇ પડે. સઘળાં નુકસાન, સઘળાં દુઃખ, માત્ર અમુક વ્યકિતનાજ સંબંધમાં હોયછે. સૃષ્ટિ તો અંદરથી ઇજા રહિતજ રહેછે. સંકટો કે ક્લેશને લીધે કુદરતપર આપણો વિશ્વાસ ઓછો થતો નથી. મનુષ્યોએ પોતાના પરિતાપ તુચ્છ ગણવા જોઇએ; અને જેટલી તુચ્છતાથી એ તેમને બોલી શકે, તેટલી તુચ્છતાથી કોઇ કદિ બોલ્યું નથી. અતિશય સહનશીલ, અને દાબીને હાંકેલા અશ્વમાં રહેલી અતિશયોક્તિને બાદ કરો; કારણ કે, જે ખળભળીને દુઃખી થાયછે તે તો અંતવાન છે; અનંતતા તો સ્મિત હાસ્ય કરતી કરતી, તદ્દન નિવૃત્તિમાં રહેતી, પોહોળી થઇ પડી રહેછે.

જો મનુષ્ય કુદરતી રીતે પોતાનું જીવન જીવે, અને જે મુસીબતો એની નથી તેનો પ્રવેશ પોતાના અંતઃકરણમાં થવા ન દે, તો તેનું બુદ્ધિમય જીવન શુદ્ધ અને તંદુરસ્ત તે રાખી શકે. પોતાના મનનમાં કોઇ પણ મનુષ્યને ગભરાવાનું બિલકુલ પ્રયોજન નથી. જે પોતાનુંજ છે—જે પોતાના શુદ્ધ સ્વભાવને અનુરૂપ છે, તેજ તેને કરવા દો, તેજ તેને કહેવા દો, અને જોકે ગ્રંથોથી તે તદ્દન બીન-વાકેફ હશે તોપણ, તેની કુદરત તેને કોઇ પણ માનસિક અડચણનું નડતર રહેવા દેશે નહિ. પૂર્વનાં પાપ, પૂર્વનાં સંચિત, પૂર્વ–નિર્ણય, એવા એવા ધાર્મિક મતોનો ચેપ આપણા યુવાનોને વળગેલો હોયછે. જે માણસ પોતાના શુદ્ધ અંતઃકરણના રસ્તામાંથી આડો જઇને તેમને શોધવા ગયો નથી, તેને આવી બાબતોથી પોતાના વ્યવહારમાં મુશ્કેલી નડી નથી. તેનો માર્ગ આવા પડછાયાથી આચ્છાદિત થયો નથી. આ તો આત્માનાં

દરદ અને અછબડાં અને કફ છે; અને જે એમના ભોગ થયા નથી, તે એની ચિકિત્સા કહી શકે નહિ; અને તેનો ઉપાય બતાવી શકે નહિ. શુદ્ધ અને સાદું અંતઃકરણ આવા શત્રુઓને ઓળખતું નથી. પોતાની આસ્થાનો હેવાલ આપી શકવો, અને બીજાને માનસિક સ્વતંત્રતા અને અભેદતાનો નિયમ સમજાવી શકવો, એ તદ્દન જૂદી જૂદી વાત છે. એને માટે તીવ્ર બુદ્ધિની જરૂર છે. તોપણ, પોતાને વિષે આ ઉંચી પ્રતિના જ્ઞાન સિવાય પણ, પોતે જે છે તેમાંજ પ્રાથમિક સામર્થ્ય અને પ્રમાણિકતા હોઇ શકે. તેને માટે, થોડીક પ્રબળ પ્રેરણા, અને થોડાક ચોખ્ખા નિયમો—આટલુંજ બસછે.

મારા મનની કલ્પનાઓ હમણાં જે સ્થિતિ ધરાવે છે, તે સ્થિતિમાં મારી વૃત્તિ તેમને કદિ નથી લાવી. કોઇ કોઇ વખતે, નકામા ધારીને ફેંકી દીધેલાં પુસ્તકોમાંથી આપણને જે હકીકતો મળી આવેછે, તેના કરતાં વધારે સારી હકીકત અભ્યાસના નિયમિત પ્રવાહથી, કે શાળા કે ધંધાની કેળવણીના વરસોના વરસોમાંથી, પણ નથી મળી આવતી. જેને આપણે કેળવણી કહીએ છીએ, તેના કરતાં જેને આપણે કેળવણી નથી કહેતા તે ઘણી કિંમતી છે. કોઇ પણ વિચારને જ્યારે આપણે ગ્રહણ કરીએ છીએ, ત્યારે પાછળથી તેની કિંમત કેવી માલમ પડશે તેનું અનુમાન પણ એ વખતે આપણે કરતા નથી. આ આકર્ષક—શક્તિ, જે પોતાને ગમેછે તે ચોકકસપણે પસંદ કરી લેછે, તેને પાછી પાડવાના કે નિષ્ફળ કરવાના પ્રયત્નમાં વારંવાર કેળવણી પોતાનો પ્રયાસ એળે ગુમાવે છે.

આવીજ રીતે આપણી ઇચ્છાના કોઇ પણ સંક્રમણથી આપણા નીતિના સ્વભાવમાં પણ દૂષણ આવેછે. હૃદય—બળને લોકો સદ્‌ગુણ સમજે છે; એટલે કે હૃદયની દૃઢતા રાખવામાં સદ્‌ગુણ સમાએલો છે એમ તેઓ સમજે છે; અને તેથી પોતાને જે સંપન્ન થાયછે તેનો અતિ દંભ તેઓ બતાવ્યા કરે છે. કોઇ પણ ઉત્તમ સ્વભાવની જ્યારે પ્રશંસા થાયછે ત્યારે તેના કરતાં જે માણસ લાલચની વચ્ચે ઉભો રહી લડેછે, તે વધારે પ્રશંસનીય નથી ?—આજ પ્રશ્ન સર્વ સ્થળે સંતાપે છે. પરંતુ પદાર્થમાં કાંઇ ગુણ નથી. કાંતો પરમેશ્વર પોતે ત્યાં છે અને કાંતો તે ત્યાં નથી. જેટલા પ્રમાણમાં મનુષ્યોના સ્વભાવ આપો-આપ ઉત્પન્ન થઇ જાયછે અને અકૃત્રિમ બની જાયછે, તેટલા પ્રમાણમાં તેમના તરફ આપણી વૃત્તિઓ વળેછે. જેટલા પ્રમાણમાં મનુષ્યને પોતાના સદ્‌ગુણનો વિચાર ઓછો આવે, અને જેટલે દરજ્જે એની જાણ એને પોતાને ઓછી

રહે, તેટલા પ્રમાણમાં આપણે તેને વધારે ચાહીએ છીએ. પ્લુટાર્ક કહેછે કે "ટીમોલીઅનના વિજય સર્વથી શ્રેષ્ટ હતા, અને હોમરના કાવ્યની પેઠે તે ત્વરિત ગતિથી વેહેતા હતા." ગુલાબના ફુલની પેઠે, જેનાં સર્વ કાર્યો સર્વદા ઉત્તમ, આનંદજનક, રમણીય અને મનોહર હોયછે એવા આત્માને જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે આપણે પરમેશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે આવાં મનુષ્યો જેવી સુંદર વસ્તુઓ પણ સંસારમાં હોઇ શકે છે અને છે; એ વખતે વાંકો ચહેરો કરીને આપણે બોલવું ન જોઇએ કે-પોતાના સ્વાભાવિક પિશાચની સામો થતો ખુંધો માણસ વધારે સારો છે.

આખા સંસારિક વ્યવહારમાં પણ ઇચ્છાની ઉપર કુદરતનું પ્રાબલ્ય ઓછું સ્પષ્ટ નથી. મહાન્ પુરૂષોના ઐતિહાસિક વૃત્તાંતમાં જેટલો અંદરખાનેથી આપણે ઇરાદો ધારીએ છીએ તેના કરતાં તેમાં ઓછો છે. નેપોલીઅન અને સીઝરના દરેક કાર્યમાં ઉંડો અને દીર્ઘ દૃષ્ટિવાળો બેત હતો એમ આપણે ધારીએ છીએ. પરંતુ તેમની શક્તિની સર્વોત્તમતા તેમનામાં નહિ પણ તેમની કુદરતમાં હતી. અસાધારણ સફળતાની જેને પ્રાપ્તિ થઇ છે એવાં મનુષ્યોએ, પોતાની શુદ્ધબુદ્ધિના પ્રસંગે, વારંવાર ગાયું છે કે "આમાં અમારૂં કાંઇ નથી, આમાં અમારૂં કાંઇ નથી." ઇંગ્લાંડની રાણી એલીઝાબેથે સ્પેનના મહાબળવાન દરીઆઇ કાફલાને વિખેરી નાખ્યો, ત્યારે તેના વિજયને માટે તેણે પરમેશ્વરનો ઉપકાર માન્યો હતો. પોતાના જમાનાની આસ્થાને અનુસાર તેઓએ નશીબ, દૈવ, કે પ્રારબ્ધનાં પરમ સૌંદર્યયુક્ત દેવાલયો બાંધેલાં છે. જેનું ઝરણું નિરંતર તેમનામાં વહ્યાં કરતું હતું, એવા વિચારની ગતિને સમાંતર રહેવામાં તેમની સફળતા સમાએલી હતી; અને જે વિસ્મયના તેઓ દૃશ્યપ્રણેતા થયા, તે વિસ્મયો આપણી આંખને તેમનું કાર્ય જણાયું. શું ધાતુના વાળાઓએ વીજળી ઉત્પન્ન કરી? વળી આ પણ સત્ય છે કે જેના ઉપર તેઓ વિચાર કરી શક્યા, તે બીજાના કરતાં તેમનામાં ઓછું હતું; કારણ કે લીસી અને પોલી થવામાં વાંસળીનું સામર્થ્ય સમાએલું છે. જે બાહારથી ઇચ્છા અને દૃઢતા આપણને દેખાતી હતી, તે અંદરખાનેથી તેમને આનંદ અને આત્મભોગ હતો. કાળીદાસ પણ, કાળીદાસો ઉત્પન્ન કરવાનું શાસ્ત્ર આપી શકત? કોઇ પણ અસાધારણ બુદ્ધિનો મનુષ્ય પોતાની માનસિક રચનામાં બીજાને પ્રવેશ કરાવી શકશે? જો આ ગુપ્તભેદ એ કહી શકે, તો સૂર્ય-પ્રકાશ અને ચેતન-શક્તિની સાથે ઉભા રહેવાની અને ચાલવાની શક્તિનું મિશ્રણ થવાથી, તેનો વધી ગએલો

મોહ તુરતજ ઓછો થઇ જશે.

આવાં આવાં અવલોકનથી આપણે પાઠ પરાણે શીખીએ છીએ કે:-આપણે આપણી જીંદગીને જેવી બનાવીએ છીએ, તેના કરતાં વધારે સાદી અને સરળ એ થઇ શકેછે; છે તેના કરતાં પણ જગત્ વધારે સુખકારક સ્થળ બનાવી શકાય; પરિશ્રમ, ખેંચતાણ, કે નિરાશાની,-હાથ ઘસવાની કે દાંત પીસીને દાઝે બળવાની કાંઇ જરૂર નથી ; આપણી દુર્દશા ઉપજાવવાની ભૂલ આપણે પોતેજ કરીએ છીએ ; કુદરતની નિર્મિત શ્રેષ્ટતાની વચ્ચે આપણે પોતેજ આવી અંતરાય ઉભો કરીએ છીએ ; કારણ કે, ભૂતકાળનું, અથવા વર્તમાનકાળમાં કોઇ ડાહ્યા માણસનું, લાભસ્થાન જ્યારે આપણને પ્રાપ્ત થાયછે, ત્યારે આપણે સમજવાને શક્તિમાન થઇએ છીએ કે આપણે એવા નિયમોથી ઘેરાએલા પડ્યા છીએ કે જે પોતાનો અમલ પોતાની મેળેજ સ્થાપિત કરેછે.

અવિકારી કુદરતનો દેખાવ પણ એજ ઉપદેશ આપણને આપેછે. કુદરત આપણને ચીડાએલા અને ધુંધવાતા જોવાને ઇચ્છતી નથી. આપણા પરોપકાર કે આપણી વિદ્વતાને, આપણા પ્રપંચ કે આપણા વિગ્રહ કરતાં એ વધારે ચાહાતી નથી. જ્યારે કોઇ સભા, મંડળી કે એવા કોઇ સમાજમાંથી આપણે બાહાર આવીએ છીએ, ત્યારે તે આપણને કહેછે કે 'આટલા બધા ગરમ, ભાઇ સાહેબ ? '

આપણે કૃત્રિમ કાર્યોથી ભરપૂર છીએ; એટલે કે હૃદયની સ્વતંત્રતાને અનુસાર આપણાં કાર્યો નથી હોતાં. જ્યાં સુધી જન-સમાજના કહેવાતા ભોગ અને સદ્ગુણો અળખામણા થઇ પડે નહિ, ત્યાં સુધી આપણે વચ્ચે પડવુંજ જોઇએ ; અને ત્યાં સુધી સઘળી વસ્તુઓ આપણી ઇચ્છા પ્રમાણે થવી જોઇએ. પ્રેમથી આનંદ ઉત્પન્ન થવો જોઇએ ; પરંતુ આપણા પરોપકાર દુઃખદાયક નીવડે છે. આપણા નિરાશ્રિત-ફંડો અને ઉઘરાણાથી ઉત્પન્ન કરેલાં કાર્યો આપણે ગળે બાંધેલા ડેરા જેવા છે. કોઇને પણ ખૂશી ન કરવાને આપણે દુઃખ વેઠીએ છીએ. જે ઉદ્દેશને અનુસરીને આ કાર્યો કરવામાં આવેછે, પણ પાર પડતાં નથી, તેજ ઉદ્દેશ પાર પાડવાના પણ કુદરતી રસ્તા હોયછે. શા માટે સઘળો સદ્ગુણ એકજ રસ્તે પ્રવૃત્ત થવો જોઇએ ? શા માટે સઘળાએ પૈસાજ આપવા જોઇએ ? આપણા ગામડાના લોકોને એ અતિ અગવડભરેલું થઇ પડેછે ; અને તેથી કાંઇ પણ સારૂં થવાનો સંભવ નથી. આપણી પાસે પૈસા નથી, શેઠીઆઓ પાસે પૈસા હોય ; તેઓ ભલે પૈસા આપે. ખેડુતો તેમાં

અનાજ આપીને મદદ કરશે ; કવિઓ તેના વિષે કવિતાઓ બનાવશે ; સ્ત્રીઓ તેને માટે ભરત ભરશે, શીવશે કે કોઇ અનુકૂળ કામ કરશે ; મજૂરો પોતાની જાતની મેહેનતથી મદદ કરશે ; છોકરાંઓ ફૂલ વીણી લાવશે ; અને એ ફાળાનું મડદું આખી આલમ ઉપરથી શા માટે ઘસડાવું જોઇએ ? બાલકો પૂછે અને પરિપક્વ પુરૂષો શીખવે, એ કુદરતી અને સુંદર નિયમ છે. પરંતુ પ્રશ્નો પૂછાય ત્યારે પ્રત્યુત્તર આપવાને સમય પૂરતોછે. બાળકોને તેમની મરજી ઉપરાંત કોઇ ખાડામાં પૂરી ન રાખો ; અને તેમની મરજી વિરૂદ્ધ કલાક કલાક પ્રશ્ન પૂછવાની ફરજ ન પાડો.

આપણે જરા વધારે ઝીણી નજરથી લાંબે જોઇએ, તો વસ્તુઓ સઘળી સરખીજ છે. કાયદા અને કાનુનો, અને સંપ્રદાય, અને રહેવાની રીતભાત, એ બધાં સત્યનાં ઉપહાસજ કેમ જાણે હોય, તેમ જણાય છે. આપણો જન-સમાજ ભારે યંત્રથી દબાઇ ગયોછે; અને તે યંત્ર, પર્વતો અને ખીણો ઉપર રોમન લોકોએ બાંધેલા નળોને મળતું આવેછે; અને તે નળો, જ્યારે તેમને કુદરતી કાનુનની ખબર પડી કે પાણી તેના મૂળમાં જેટલી ઉંચાઇએ હોયછે તેટલીજ ઉંચાઇએ સર્વ સ્થળે ચડેછે, ત્યારે એ સર્વ તદ્દન નકામા થઇ પડ્યા. એ તો માત્ર ચીનાઓની દીવાલ છે, જેના ઉપર કોઇ ચાલાક તાતારી તુરત ચડી જઇ શકે. તૈયાર રાખેલું લશ્કર એ છે, તથાપિ શાંતિના સમય જેવું નિર્ભય નથી. ધીમે ધીમે તૈયાર થયેલું, નામાંકિત, અને મજબૂત રીતે જામેલું રાજ્ય એ છે ; પરંતુ જ્યારે એટલુંજ કાર્ય શેહેરીઓની મંડળીથી થઇ શકે, ત્યારે તો એ તદ્દન નકામું છે.

કુદરત ટૂંકા રસ્તાથીજ હમેશાં પોતાનું કાર્ય કરેછે, અને તેમાંથીજ આપણે ઉપદેશ લઇએ. ફળ જ્યારે પાકેછે, ત્યારે તે ખરી જાયછે. ફળનો જ્યારે નિકાલ આવી રહેછે, ત્યારે પાંદડું ખરી પડેછે. પાણીનો ચકાવો માત્ર પડવાનો પ્રકાર છે. મનુષ્યનું અને સઘળાં પ્રાણીઓનું ચાલવું–એ આગળ પડવાનું કાર્યજ છે. આપણા હાથની સઘળી મેહેનત, સામર્થ્યનાં સઘળાં કાર્યો–જેવાં કે ઉચ્ચાલનથી ઉંચું કરવું, ફાડવું, ખોદવું, હલેસાં મારવાં, અને એવાં એવાં સઘળાં કાર્યો, આગળ પડી જવાના પરાક્રમથીજ થાયછે ; અને ગોળો, પૃથ્વી ચંદ્ર, ધૂમકેતુ, સૂર્ય, તારા, નિરંતર પડ્યાં કરેછે.

યંત્રની સરળતા કરતાં વિશ્વની સરળતા તદ્દન જૂદી છે. નીતિના સ્વભાવને જે આરપાર જોઇ શકેછે, અને જ્ઞાન કેમ મેળવાય છે, અને મનુષ્યની પ્રકૃતિ

કેમ બંધાય છે એ જે જાણેછે, તે શિક્ષક છે. યંત્રની સરળતા શ્રમસાધ્ય છે. વિશ્વની સરળતા બુદ્ધિગમ્ય નથી. વિશ્વની સરળતા સેહેલાઇથી વાંચી શકાય તેવી નથી, પરંતુ અનંત છે. એનું છેવટનું પૃથ્થકરણ બની શકેજ નહિ. કુદરતની અનંતતા એટલી વિશાળ છે કે તેનું ગમે તેટલું શોધન કરીએ તથાપિ તેનો ત્યાગ આવવાનો નથી. કુદરતની અનંતાનો આભાસ અમર યુવક છે એમ જાણીએ છીએ માટેજ આપણે મનુષ્યના ડાહાપણનું નિર્માણ આપણે તેની આશાથી કરીએ છીએ. આપણાં જાઠાં અને દાંભિક નામ અને કીર્ત્તિની સાથે આપણા શુદ્ધ અને સાત્વિક ચૈતન્યની સરખામણી કરવામાં કુદરતની અતિશય ફળદ્રુપતા જણાઇ આવેછે. દુનિયામાં, સંપ્રદાય અને શાળા તરીકે–પાંડિત્ય અને ભક્તિ તરીકે, આપણી ગણના થાયછે, અને દરમ્યાન આપણે તો નિઃસત્વ બાળકોજ રહીએ છીએ. પીરોની ફિલસુફી કેમ ઉત્પન્ન થઇ તે હરકોઇ સારી રીતે જાણેછે. દરેક માણસ જાણેછે કે તે પોતે એક મધ્યબિંદુ છે; અને ત્યાંથી દરેક ચીજ સરખીજ રીતે સાબીત કે નાસાબીત થઇ શકે. તે વૃદ્ધ છે, તે યુવાન છે; તે ઘણો ડાહ્યો છે, તે તદ્દન અજ્ઞાન છે. દેવદૂત કે ફેરીઆ વિષે તમે જે કહોછો તે એ સાંભળે છે, અને સમજે છે. વિરાગીની ગાથા સિવાય, કાયમ ડાહ્યો રહે એવો પુરૂષ કયાંઇ નથી. કોઇ ગ્રંથ આપણે જેમ જેમ વાંચતા જઇએ છીએ, અથવા કોઇ ચિત્ર આપણે જેમ જેમ ચિતરતા જઇએ છીએ, તેમ તેમ આપણે નામર્દ અને લૂટારાની વિરૂદ્ધ થતા જઇએ છીએ, અને વિર-પુરૂષ વિષે આપણને સબળ પક્ષપાત ઉત્પન્ન થતો જાયછે; પરંતુ આપણે પોતેજ એવા નામર્દ અને લૂટારા થઇ ગએલા હોઇએ છીએ; અને કદાચ અધમ સ્થિતિના નહિ, પરંતુ આત્માને શકય એવી ભવ્યતાની સરખામણીમાં એવાજ ફરીને કદાચ થશું. ખરેખર લૂટારા કે બાયલા આપણે કદાચ ન થઇએ તથાપિ આત્મા કહે કે માને એટલી ઉચ્ચતા ન આચરવામાં પણ અધમ નહિ તો, પ્રમાણમાં, બાયલાપણું તો છેજ.

આપણી આસપાસ હમેશાં જે બનાવો બનેછે, તેનોજ આપણે જો જરા વિચાર કરી જોશું તો તુરત આપણને જણાઇ જશે કે આપણી વૃત્તિના કાયદા કરતાં પણ વધારે બળવત્તર કાયદો આપણને અને આપણી આસપાસ બનતા બનાવોને નિયમિત કરેછે; આપણા સંતાપજનક પરિશ્રમ જરૂર વિનાના જણાય છે અને ફળરહીત માલમ પડેછે; આપણા સરળ, સાદા, અને આપોઆપ આપણા સ્વભાવને લીધે પ્રગટ થતા આપણા કાર્યમાંજ આપણું

સામર્થ્ય છે; અને તેનેજ તાબે થઇ સંતોષી રહેવામાંજ આપણે દિવ્ય થઇ પડશું. આસ્થા અને પ્રેમ—આસ્થાયુક્ત પ્રેમ, ચિંતાનો અપાર બોજો આપણે માથેથી ઓછો કરી નાખશે. ભાઈઓ, પ્રિય બાંધવો, પરમેશ્વર છે. કુદરતના મધ્ય બિંદુએ, દરેક માણસની વૃત્તિઓ ઉપર અધ્યક્ષપણું ભોગવતો એવો આત્મા છે; અને તેથી કરીને આપણામાંથી કોઈ પણ સૃષ્ટિને નુકસાન પહોંચાડી શકતું નથી. કુદરતની અંદર પોતાનો ઇલ્મ એણે એટલો બધો રેડી દીધોછે કે એનો ઉપદેશ જ્યારે આપણે ગ્રહણ કરીએ છીએ, ત્યારેજ આપણે આબાદી પામીએ છીએ; અને જ્યારે એનાથી ઉત્પન્ન થએલા પ્રાણીઓનું દિલ દુભાવવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ, ત્યારે આપણા હાથ આપણેજ પડખે બંધાઈ જાયછે; અથવા તો આપણુંજ માથું કૂટવાના કામમાં તેઓ આવેછે. વસ્તુ માત્રનો પ્રવાહ આપણને આસ્થાનો ઉપદેશ કરેછે; અને તેને તાબે થવાનીજ આપણને જરૂર છે. આપણામાંથી દરેકે દરેકને અંતઃકરણનું માર્ગ—સૂચન છે; અને કાન માંડીને સાંભળવાથી તેમાંથી ઉત્પન્ન થતો દિવ્ય અને સાચો શબ્દજ સાંભળશું. તમારી પદવી, તમારો ધંધો, તમારા સોબતીઓ, તમારાં કાર્યો, અને તેમને સાધી લેવાની યુક્તિઓ, એ સર્વ આટલો આટલો પરિશ્રમ લઇને આવી દુઃખદાયક રીતે પસંદ કરી લેવાની તમારે શી જરૂર છે? ખરેખર, સંસારમાં તમારે માટે કોઈ શક્ય સ્થાનછે, અને તે તમારી તુલ્યના અને ખાસ યોજેલી રીતભાતને પણ તોડી પાડશે. તમારે માટે કોઇ વસ્તુતા—કોઇપણ સ્થાન, કોઈ લાયક જગ્યા, અને કોઇ સપ્રકૃતિ કર્ત્તવ્યો નિર્માએલાં છે. પોતે જેને તરાવે છે, અને તેસઘળાંને જે સચેત કરી મૂકેછે, એવા ડાહાપણ અને શક્તિના ઝરા વચ્ચે તમે તમારા પંડને રાખો; અને પ્રયાસ સિવાય પણ, સત્યતા, શુદ્ધતા, અને સંપૂર્ણ સંતોષ ભણી તમે આપોઆપ ખેંચાઇ જશો; ત્યારેજ તમે તમારી વિરૂદ્ધ બોલનારાઓને ખોટા પાડોછો; ત્યારેજ તમે પોતેજ દુનિયા છો; સત્યતા, સુંદરતા અને શુદ્ધતાના તમે પોતેજ તોળનારા છો. આપણી સ્વાભાવિક કુદરતની વચ્ચે પડીને આપણે પોતેજ જો સર્વે બગાડી ન નાખીએ, તો મનુષ્યના વ્યવહાર, જન-મંડળ, સાક્ષરતા, હુનરો, શાસ્ત્રો, અને ધર્મ,—એ સઘળાં હમણાં ચાલેછે તેના કરતાં વધારે સારી રીતે ચાલે; અને સૃષ્ટિની શરૂઆતથી જે સ્વર્ગનું ભવિષ્ય ભાખવામાં આવ્યુંછે, અને હજી પણ અંતરના અંતરપટમાંથી જેના ભણકારા આપણને વાગેછે તેનો, ગુલાબ, હવા, અને સૂર્યના ઉદયની પેઠે ઉદય થઇ જાય.

ત્યારે, હું કહુંછું કે, પસંદગી ન કરો ; પરંતુ આ એક ભાષામાં બોલવાનો અલંકાર છે; અને તેનો અર્થ મનુષ્યોમાં સાધારણ રીતે પસંદગી કહેવાય છે, એ છે; અને તે તો માત્ર એક તરફીજ કાર્ય હોયછે; હાથની, આંખની, કે વાસનાની તે પસંદગી હોયછે ; મનુષ્યનું એક–આખું અને અનુપમ કાર્ય એ નથી હોતું. પરંતુ જેને હું વાજબીપણું કે સત્યતા કહુંછું, તે તો મારી પ્રકૃતિનીજ પસંદગી છે, અને તેને હું સ્વર્ગ કહુંછું; તેને મેળવવા મારૂં અંતર અતિ આતુર છે, અને તેની પ્રાપ્તિ હું અંતઃકરણ પૂર્વક ઇચ્છુંછું; તે મારી પ્રકૃતિને યોગ્ય સ્થિતિ છે. અને મારી આખી જીંદગીમાં જે કાર્ય કરવાની હું સંભાળ રાખુંછું તે મારી બુદ્ધિબળને યોગ્ય કામ છે. મનુષ્યની ન્યાય-બુદ્ધિજ તેના ધંધાને માટે જોખમદાર છે ; અને સ્વાર્થની નહિ, પરંતુ ન્યાય-બુદ્ધિથીજ મનુષ્યે પોતાનો ધંધો શોધી લેવો જોઇએ. પોતાના રોજગારનો એ રીવાજ છે, એ પ્રત્યુત્તર તેના કરતુકોને માટે કાંઈ ચાલે નહિ. ખરાબ ધંધા સાથે તેને શું પ્રયોજન છે? પોતાના હૃદય-બળની માગણી શું તેના ઉપર નથી ?

દરેક માણસને સંસારમાં પોતપોતાનું કર્ત્તવ્ય હોયછે. પોતાના મનની વૃત્તિ, એજ એનું કર્ત્તવ્ય છે. એને માટે સઘળી જગ્યા ખુલ્લી હોય, એવી કોઈ દિશા હોયછે. એ દિશામાં મહા પ્રયાસ કરવાને તેનું બુદ્ધિબળ તેને ગુપ્ત રીતે આમંત્રણ આપ્યા કરેછે. નદીમાં જેવું વાહાણ છે, તેવો એ સંસારમાં છે. એક બાજુ સિવાય, બીજી બધી બાજુએ તે વિઘ્નોની સામોજ દોડેછે. એ દિશામાંથી સઘળા અંતરાય ખસેડી નાખવામાં આવેછે અને ઉંડી ખાડી-માંથી બેહદ મહાસાગરમાં તે ગંભીરતાથી ચાલ્યો જાયછે. મનની આ વૃત્તિ અને તેનું પોતાનું આ કર્ત્તવ્ય, તેના પોતાના નિર્માણ, અથવા સામાન્ય આત્મા તેના પોતાનામાં જે રીતે મૂર્ત્તિમાન થાયછે તે રીત, ઉપર આધાર રાખેછે. તેને જે સેહેલું લાગેછે, એવું કાંઇક કરવાનું તેના મનમાં વળણ થઇ આવેછે; અને એજ જ્યારે સંપૂર્ણ થઇ રહેછે, ત્યારે સારૂં બનેછે. એના સિવાય બીજો કોઈ માણસ તે કરી શકશે નહિ એ કાર્ય કરવાને માટે એજ નિર્મિત થયોછે. કોઇ પણ પ્રતિસ્પર્ધી તેને તેમાં નથી હોતો. જેમ જેમ વધારે શુદ્ધતાથી પોતાની શક્તિઓની સંમતિ એ લેછે, તેમ તેમ બીજાના અને તેના કાર્યમાં વધારે વધારે ભેદ પડી રહેશે. તેની શક્તિના બરાબર પ્રમાણમાં તેની તૃષ્ણા હોયછે. પાયાની પોહોળાઇથી શિખરની ઉંચાઇનો નિશ્ચય થાયછે. દરેક માણસમાં કાંઇક અસાધારણ કાર્ય કરવાને તેની શક્તિની આ માગણી હોયછે ; અને

કોઈને આ સિવાય બીજું કર્ત્તવ્ય નથી. પોતાનું કર્ત્તવ્ય બીજું છે; નામની, પોતાની પસંદગીની, અને બાહારની નિશાનીઓ, જે સાધારણ જન-સમુહમાં અસાધારણ માણસ તરીકે એને આંકે છે, તેની માગણી તેનામાં છે, એવું બાહાનું માત્ર ઘેલછા છે; અને સઘળાં મનુષ્યોમાં એકજ અંતઃકરણ છે, અને તેને અમુક મનુષ્યોની દરકાર નથી, એ જાણવાની તેની મંદતા એ બતાવી આપેછે.

પોતાનું કર્ત્તવ્ય કરવાથી, તેની કેટલી જરૂર જન-મંડળને હતી તે, તેની ખામી પૂરી કરી આપીને તે બતાવી આપેછે; અને એ કાર્યને માટે એવી તો રસજ્ઞતા એથીકરીને એ ઉત્પન્ન કરેછે કે, પછી તેનો આનંદ સહીત ઉપભોગ થાયછે. પોતાનુંજ કર્ત્તવ્ય કરવાથી તે પોતાના અંતઃકરણની પ્રતિમા પ્રગટ કરેછે. આપણા સામાજીક ભાષણોનું દૂષણ એ છે કે તેમાં, સર્વનો ત્યાગ કરીને તેઓ હૃદયને સ્વતંત્ર થવા દેતા નથી. એમ થવાથી, હૃદય પરતંત્રતામાંથી મુક્ત થતાં, પોતાની કલ્પનાના આકાશમાં સ્વેચ્છિત ગમન કરેછે. માત્ર વક્તાઓએજ નહિ, પરંતુ દરેક માણસે પણ, કોઇક સ્થળે પોતાના હૃદય-અશ્વની આખી લગામ છૂટી મૂકી દેવી જોઇએ; અને પોતાનામાં શું સામર્થ્ય રહેલું છે, કેવું ગાંભીર્ય રહેલું છે, તે ઉદારતાથી અને તાદૃશ્ય જણાવી આપવું જોઇએ. સાધારણ અનુભવ એવો છે કે જે કામ કે ધંધામાં માણસ પડેછે તેના સાધારણ રીત રીવાજને યોગ્ય નીવડવા પોતાથી બને તેટલું એ કરેછે; અને એક કુતરો જેમ રોટલીના કકડાને સંભાળે, તેમ પોતાના ધંધાને કે નોકરીને એ જાળવી રાખેછે. એમ થવાથી, જે યંત્ર પોતે ચલાવે છે તેનો ચલાવનાર નહિ, પણ તેનો ભાગ એ થઇ પડેછે. એવો માણસ નષ્ટ થાયછે. જ્યાં સુધી, પૂરેપૂરા પ્રમાણમાં અને કદમાં, પોતાનું અંતઃકરણ બીજાને જણાવવાની એ વ્યવસ્થા કરી શકે નહિ, ત્યાં સુધી તેનું કર્ત્તવ્ય તેને મળતું નથી. પોતાના હૃદયમાં રહેલા સામર્થ્યને બાહાર નીકળવાનો તેણે તેમાં માર્ગ શોધી રાખવો જોઇએ, કે જેથી કરીને તેમની આંખો આગળ પોતાનું કામ તે પ્રતિપાદન કરી શકે. જો પરિશ્રમ હલકો હોય, તો પોતાની વિચારણા અને હૃદય-બળથી એણે તેને ઉદાર બનાવવો જોઇએ. જે જે પોતે જાણેછે અને ધારેછે, અને જે કાંઇ પણ કરવું એની નજરમાં વાજબી લાગેછે, તે તે સઘળું સ્પષ્ટતાથી એણે બાહાર જન-મંડળને નિવેદન કરવું જોઇએ; નહિ તો, મનુષ્યો એને ઓળખીને બરાબર માન કદિ આપશે નહિ. તમારા પોતાના હૃદય-બળ અને આંતરિક

ઉદ્દેશના આજ્ઞાધિન વાયુ માર્ગમાં તેનું રૂપાંતર કરવાને બદલે જ્યારે તમે જે વસ્તુ કરોછો તેની હલકાઇ અને બાહ્યોપચાર ધારણ કરોછો, ત્યારે એ માત્ર મૂર્ખાઇ છે. મનુષ્યો જે કાર્યોને લાંબા કાળથી વખાણતા આવ્યા છે, તેને આપણે ચાહીએ છીએ; અને માણસ જે કાંઇ કરી શકે, તે દિવ્ય રીતે થઇ જાયછે, એ આપણા ધ્યાનમાં ઉતરતું નથી. કોઇ કોઇ સ્થળોના કર્ત્તવ્યોમાં, કોઇ કોઇ પ્રસંગે કે અમુક સ્થાનમાંજ મોટાઇ વ્યવસ્થિત થએલીછે—એજ મોટાઇનાં સાધનો છે, એમ આપણે ધારીએ છીએ ; અને તાનસેન આંતરડાની દોરી-ઓમાંથી પણ પરમાનંદ ઉપજાવી શકયો છે, કૃષ્ણ પોતાની મોરલીમાંથી, ચાલાક આંગળીવાળો છોકરો કાતરેલા કાગળના કટકામાંથી, પશુ-રક્ષક પશુ-ઓમાંથી અને જે સોબત અને રેહેઠાણમાં વિરપુરૂષ છુપાયો હતો તેમાંથી પણ તે, પરમાનંદ ઉપજાવી શકયાછે, એ આપણે સમજતા નથી. જેને આપણે અપ્રસિદ્ધ કે હલકી સ્થિતિ કે સોબત કહીએ છીએ તે એવી સ્થિતિ અને સોબત છે કે જેનું કાવ્ય હજી સુધી લખાએલું નથી. પરંતુ તેને તમે કોઇ પણ ઉત્તમ કાવ્યના જેવું પ્રસિદ્ધ અને અનુપમ બનાવી મૂકશો. આપણી ગણના-ઓમાં, આપણે રાજાઓથી ઉપદેશ લેવો. આતિથ્યની યોગ્યતા, કુટુંબોનો સંબંધ, મૃત્યુની ગંભીરતા, એવી એવી હજારો બાબતોની ગણના રાજ્યા-ધિકાર નિરંતર કરેછે ; અને અનુપમ-બાદશાહી અંતઃકરણ પણ તેમજ કરશે. નિરંતર નવી ગણના કરવી—એજ ઉચ્ચતા છે.

મનુષ્ય જે કાંઈ કરેછે, તે તેનામાં છે. આશા કે ધાસ્તી સાથે તેને શું પ્રયોજન છે? તેનું સામર્થ્ય તેના પોતાનામાંજ સ્થિત થએલું છે. તેની પોતાની કુદરતમાં જે છે તે સિવાય કોઇ પણ શ્રેય સ્થાયી નથી, એમ એણે સમજવું ; અને જ્યાં સુધી એ જીવે ત્યાં સુધી તેનામાંથી એ વૃદ્ધિ પામતું જવું જોઇએ. ભાગ્યની વિભુતિઓ, આંબાના મોરની પેઠે આવે ને જાય ; પોતાની અનંત ફળદ્રુપતાની દરેક લેહેર સાથે ક્ષણિક ચિહ્નો તરીકે તેમને ભલે તે વેરી નાખે.

તેનું પોતાનું જે છે, તેજ તેનામાં હોઇ શકે. બીજા બધાં મનુષ્યોમાંથી જે ગુણ તેને જૂદો પાડી આપેછે, તે મનુષ્યની કુદરતી બુદ્ધિ છે ; અમુક જાતનાજ પ્રવાહની ગ્રહણશક્તિ, અને જે પોતાને અયોગ્ય છે તેનો ત્યાગ,—એ વિશ્વમાં એની વ્યક્તિનો નિર્ણય કરી આપેછે. મનુષ્ય એ એક પ્રકાર કે પદ્ધતિ છે; ઉત્તરોત્તર વધતી જતી વ્યવસ્થાનું સ્વરૂપ છે ; અને જ્યાં જ્યાં એ જાયછે,

ત્યાં ત્યાં પોતાના જેવાનોજ જમાવ કરતું—પોતાને યોગ્ય પસંદ કરી લેતું, પરમ દૈવત છે. જે અનંત ફળદ્રુપતા—જે અગાધ પુષ્કળતા તેની પોતાની આસપાસ વર્તુળમાં વહેતી જાયછે, તેમાંથી તેનું પોતાનુંજ એ લેછે. ખેંચાઇ જતા લાકડાને અટકાવતી કિનારેથી નદીમાં નાખેલી સાંકળ જેવો, કે પોલાદના કટકામાં લોહચુંબક જેવો એ છે. જે જે હકીકતો, શબ્દો અને મનુષ્યોના સંસર્ગમાં એ આવેછે, તેમાંથી તેને યોગ્ય જે છે તે તેની સ્મૃતિમાં આપોઆપ ચોંટી રહેછે; પરંતુ એ સઘળાં ત્યાં શામાટે સ્થાયી રહેછે એ તેને સમજાતું નથી. કારણ કે, જો કે હજી સુધી તેઓ સમજાયાં નથી, તથાપિ તેમની સાથેનો તેનો સંબંધ ઓછો વાસ્તવિક નથી. તેને તો એ અમૂલ્ય ચિહ્નો છે, કારણ કે તેઓ તેના ચૈતન્યના ભાગ સમજાવી શકેછે; અને તેને માટે ગ્રંથો અને બીજા અંતઃકરણોની સાંકેતિક પ્રતિમાઓમાં શબ્દને માટે તે ફોકટ ફાંફાં મારશે. જેવી રીતે જે મનુષ્ય મારૂં બારણું ઠોકેછે તેનેજ હું મળવા જઉંછું, અને એવાજ બીજા લાયક ગૃહસ્થો મારા બારણા પાસેથી હમેશાં પસાર થાયછે તેમને કોઇને હું બોલાવતો નથી; તેવીજ રીતે, જે મારૂં ધ્યાન ખેંચેછે, તેનેજ હું મારૂં અંતઃકરણ આપુંછું. આવી હકકીતો મારી સાથે વાત કરેછે, તેટલુંજ બસ છે. કેટવીક વાર્તાઓ, મનુષ્યોનાં કેટલાંક લક્ષણો, રીતભાત, ચેહેરા, કેટલાક બનાવો—આ સઘળાંની તમે સાધારણ ધોરણથી તુલ્યના કરો તો, તેમની દેખીતી અગત્યતાના પ્રમાણ કરતાં ઘણીજ વધારે અસર તમારી સ્મૃતિપર તેઓ કરશે. તેમનો સંબંધ તમારી સ્વાભાવિક બુદ્ધિ સાથે છે. તમારા અંતઃકરણપર તેમનું વજન ભલે રહ્યું; અને તેમને તરછોડી નાખશો નહિ; તેનાં વધારે દૃષ્ટાંત અને હકીકતને માટે સાહિત્યમાં શોધ કરો. જેને તમારૂં અંતઃકરણ મહાન્ ધારે, તેજ મહાન્ છે. અંતઃકરણ ઉપર આત્માની છાપ હમેશાં શુદ્ધ છે.

હરકોઇ મનુષ્યની બુદ્ધિ અને સ્વભાવને જે વસ્તુઓ અનુકુળ હોય, તે સર્વ ઉપર તેનો સંપૂર્ણ હક છે. પોતાની માનસિક સંપત્તિની હદમાં જે જે આવી જાય, તે દરેક જગ્યાએથી લેવાની તેને છૂટ છે; અને, બારે દરવાજા મોકળા હશે, સર્વ દ્વાર ઉઘાડાં પડ્યાં હશે, તથાપિ પોતાને જે યોગ્ય છે તે સિવાય બીજું કાંઇ પણ તે લઇ શકશેજ નહિ; અને એટલું લેવામાં આખી આલમનું એકત્ર થએલું જોર પણ તેને અટકાવી શકશે નહિ. જેને કોઇ પણ ભેદ જાણવાનો અખતિયાર છે, તેને તે ભેદથી બાતલ કરવાનો પ્રયત્ન કરવો તે

મિથ્યા છે. સ્નેહીની માફક, એ ભેદ એની પાસે જઇને પોતાની મેળેજ એને કહી દેશે. જે પ્રકૃતિમાં આપણો મિત્ર આપણને લાવી શકેછે, તે આપણા ઉપર તેનો અખતિયાર છે. આપણા મનની એ સ્થિતિના વિચારપર તેનો હક છે. મનની એ સ્થિતિના સઘળા ભેદ આપણી પાસેથી એ માગી શકે. રાજદ્વારી પુરૂષો આ નિયમને અમલમાં મૂકેછે. ફ્રેંચ પ્રજાના સઘળા ત્રાસથી ઑસ્ટ્રીઆ ધાસ્તી ખાઇ ગયું હતું, અને એજ ત્રાસ એના પોતાના રાજમંડળને વશ કરવા અશક્ત નીવડયું. પરંતુ અમીર વર્ગના જૂના અમલદાર નારબોનને એ હેતુની નીતિ, રીતિ અને સંજ્ઞા સહીત, નેપોલીઅને એવું કહીને મોકલ્યો હતો કે "યુરોપના જુના અમીર વર્ગમાં સમાન જાતના માણસો મોકલવાની આવશ્યક્તા છે, જેથી કરીને તેમની વચ્ચે એક જાતની સ્વતંત્રતા ઉત્પન્ન થાયછે." અને ખરેખર, નારબોને પખવાડીઆથી પણ ઓછા વખતમાં, બાદશાહી મંત્રીમંડળના બધા ભેદ જાણી લીધા હતા.

બોલવું, અને તે વળી એવું કે સૌ સમજી શકે તેવું, એના જેવું એકે કાર્ય સેહેલું લાગતું નથી. તથાપિ, સમજાય તેવું તે બોલ્યો છે, એજ ખરેખરી મુસ્કેલીનું કામ છે, એમાંજ ખરેખરી કસોટી છે, એમ માણસને ઘણી વાર લાગી આવેછે ; અને જેને અભિપ્રાય મળ્યો છે, તેને કદાચ માલમ પડી આવે કે એજ સૌથી અગવડતા ભરેલું બંધન છે.

જો કોઇ પણ શિક્ષક પોતાનો કોઇ પણ અભિપ્રાય પોતાના શિષ્યોથી ગુપ્ત રાખવા ઇચ્છેછે તો તેનાથીજ, કેમ જાણે તેણે એ જાહેરમાંજ મૂક્યો હોય તેમ, તેના શિષ્યો જાણીતા થઈ જશે. ખૂણાવાળું અને અંદર ઉંડા આંકા પાડેલા હોય એવા કોઇ વાસણમાં તમે પાણી રેડો; અને પછી કહેવું કે હું આ આંકામાંજ–આ ખૂણામાંજ પાણી રાખીશ એ વ્યર્થ છે. કુદરતી નિયમ પ્રમાણે સઘળામાં પાણી સરખી સપાટીએ આવીજ જશે. તમારા ઉપદેશને અનુસાર કેવી રીતે લોકો વરતે છે તે તેઓ કહી નહિ શકે, તથાપિ તમારા ઉપદેશની અસર મનુષ્યોના અંતઃકરણમાં ચોંટી જશે, અને તે પ્રમાણે તેઓ ચાલશે. કોઇ પણ ઝોકનો થોડો ઘણો ભાગ પણ અમને બતાવો અને કોઇ હુશિયાર ગણિતશાસ્ત્રી આખી આકૃતિનું સ્વરૂપ કહી આપશે. હમેશાં દૃશ્ય ઉપરથી આપણે અદૃશ્યનો તર્ક બાંધીએ છીએ. આને લીધેજ જૂદા જૂદા જમાનાના મહાત્માઓ વચ્ચે ગાઢ પરિચય જળવાઇ રહ્યો છે. કાળે કરીને સરખી પ્રકૃતિનાં મનુષ્યો તેનું રહસ્ય શોધી ન શકે એટલી ઉંડાણે પોતાનો

અર્થ કોઇ પણ માણસ ગ્રંથોમાં સંતાડી શકશે નહિ. પ્લૅટોનો કોઇ ભેદ ગુપ્ત રહ્યોકે ? બેકન, મોન્ટેગ અને કૅન્ટના ચક્ષુથી કયો ભેદ એ ગુપ્ત રાખી શકયો? એટલા માટેજ પોતાના ગ્રંથના સંબંધમાં એરીસ્ટોટલે કહ્યું છે કે "તેઓ છપાયા છે, અને નથી પણ છપાયા." કવિવર ભવભૂતિએ પણ એજ ઉદ્દેશને અવલંબીને કહ્યું છે કે:—

येनाम केचिदिह नः प्रथयंत्यवज्ञां
जानन्ति ते किमपि तान्प्रति नैष यत्नः ।
उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालोह्ययं निरयधिर्विपुला च पृथ्वी ॥

(માલતી માધવ.)

અર્થ=જે કોઇ અમારી અવગણના કરતું હોય, તેણે જાણવું કે અમારો આ યત્ન તેમને માટે નથી. મારા સમાન ધર્મવાળો કોઇ છે કે થશે તેને માટે છે; કારણ કે કાળ અનંત છે અને પૃથ્વી વિસ્તીર્ણ છે.

વિષય ગમે તેટલો તેની આંખ આગળ ભમતો હોય, તથાપિ તે શીખવા માટે યોગ્ય સાધન સંપત્તિ તેની પાસે ન હોય તો કોઇ પણ માણસ એ શીખી શકશે નહિ. કોઇ રસાયનશાસ્ત્રી પોતાનો અમૂલ્ય ભેદ એક સુતારને કહે તો તેથી એ કોઇ પણ પ્રકારે વધારે ડાહ્યો થશે નહિ; એજ ભેદ કોઇપણ રસાયન-શાસ્ત્રીને મોટી મિલકત મળે તો પણ એ કહેશે નહિ. અપરિપક્વ વિચારોનું ઇશ્વર હમેશાં આપણાથી રક્ષણ કરેછે–ગુપ્ત રાખેછે. આપણી આંખોને એટલા માટે રાખવામાં આવી છે કે, જ્યાં સુધી આપણું અંતઃકરણ પરિપક્વ ન થાય ત્યાં સુધી આપણા સામું તાકી રહેલી વસ્તુઓને આપણે જોઇ શકીએ નહિ; ત્યારેજ આપણે તેમને જોઇએ છીએ, અને જ્યારે આપણે તેમને જોઇ નહોતી, તે વખત સ્વપ્ન જેવો છે.

જે સઘળાં સૌંદર્ય અને અમૂલ્યતા મનુષ્ય જુએછે, તે કુદરતમાં નહિ, પણ તેનામાંજ છે. સંસાર ઘણો શૂન્ય–ખાલી છે, અને પોતાની સઘળી મગરૂબીને માટે આ પ્રકાશમાન અને ઉત્કૃષ્ટ આત્માનો તે ઉપકૃત છે. દુનીઆ પોતાનો ખોળો અનુપમ ભપકાથી ભરેછે; પણ તે તેના નથી. રોમ અને ટીવોલોની ખીણો, માત્ર માટી અને પાણી, ખડકો અને આકાશજ છે. હજારો જગાએ એવીજ માટી અને પાણી ભરેલાં છે, તથાપિ કેવાં અસર વિનાનાં!

સૂર્ય અને ચંદ્ર, દ્રષ્ટિ-મર્યાદા અને વૃક્ષોથી લોકોમાં કાંઇ વધારે આવી જતું નથી ; કારણ કે અનુપમ ચિત્રાલયના રક્ષકો કે ચિતારાના સંગીઓમાં, વિચારોની ઉચ્ચતા આવેછે, અથવા તો પુસ્તકાલયના કારકુનો બીજા કરતાં વધારે બુદ્ધિમાન થઇ જાયછે, એવું જણાયું નથી. સુઘડ અને ઉમદા પુરૂષના વર્ત્તનમાં જે સૌંદર્ય રહેલાં છે, તે ગમારની આંખો જોઇ શકતી નથી. જેનો પ્રકાશ હજી આપણા સુધી પહોંચ્યો નથી, એવા પ્રકાશિત ઉડુગણો જેવા તે છે.

પોતાનું રચેલું પોતે જોઇ શકે. આપણાં સ્વપ્નાં આપણી જાગૃત અવસ્થાનાં પરિણામ છે. રાત્રિનો આભાસ દિવસના આભાસની સાથે કાંઇક સંબંધ ધરાવેછે. ભયંકર સ્વપ્નાં દિવસની દુષ્ટતાની અતિશયોક્તિ છે. આપણા દુર્વિકાર દુષ્ટ ચેહેરામાં સંગ્રહિત થએલા આપણે જોઈએ છીએ. હિમાલય ઉપરથી, કોઇ કોઇ વખત મુસાફર પોતાની છાયાને રાક્ષસની આકૃતિમાં વિસ્તૃત થએલી જુએછે; અને તે વખતે તેના હાથની દરેક ચેષ્ટા તેને ભયંકર–બીહામણી માલમ પડેછે. "મારાં બાળકો" અંધારા દરવાજામાં આવેલી આકૃતિથી બીધેલા પોતાનાં છોકરાંને એક વૃદ્ધે કહ્યું હતું, "મારાં બાળકો, તમારા પોતાના કરતાં વધારે ખરાબ તમે કશું પણ દેખશો નહિ." સ્વપ્નાંની પેઠેજ, દુનિયાના ભાગ્યેજ એથી ઓછા ક્ષણીક બનાવોમાં પણ, પોતે પોતાનેજ જુએછે એ જાણ્યા સિવાય, મનુષ્યો પોતાનાજ પંડને રાક્ષસી સ્વરૂપમાં જુએછે. સંસારમાં નરસાના પ્રમાણમાં જેટલું સારૂં એને દેખાય છે, તેટલું પોતાનાજ નરસાના અને સારાના પ્રમાણમાં એ હોયછે. પોતાના અંતઃકરણનો દરેક ગુણ પોતાના કોઇ ઓળખાણવાળા પુરૂષમાં વિસ્તૃત થએલો એ જુએછે ; અને તેના હૃદયનો દરેક મનોવિકાર તેને કોઇને કોઇ મનુષ્યમાં જણાઇ આવેછે. ગોઠવેલા વૃક્ષના ચોરસ જેવો એ છે; જેને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ–ગમે ત્યાંથી ગણો તોપણ તેની તેજ સંખ્યા આવશે ; અથવા તો સર્વતોભદ્ર સવૈયા જેવો એ છે. અને શા માટે તે એવો ન હોય ? તેમની સમાનતા કે અસમાનતા પ્રમાણે, તે એકને વળગી રહેછે અને બીજાથી દૂર રહેછે; અને પોતાના સોબતીમાં, તેમજ પોતાના ધંધામાં, ટેવમાં, ચેષ્ટામાં અને ખાવાપીવામાં, પોતાનીજ પ્રતિમાને સત્યતાથી તે શોધતો ફરેછે; અને છેવટે એની સ્થિતિના તમે જે વિચાર બાંધોછો, તેને તાદૃશ્ય બતાવી આપે એવો તે બની રહેછે.

પોતાનું લખેલું પોતે વાંચી શકે. આપણે પોતેજ છઇએ તેના સિવાય

આપણે બીજું શું જોઇ શકીએ કે મેળવી શકીએ? એક ચતુર માણસને મહાભારત વાંચતાં તમે જોયોછે. ઠીક, એ મહાત્મા તો હજારોને માટે હજારો ગ્રંથો છે. તમારા બંને હાથમાં એ ગ્રંથને લ્યો, અને તમારી આંખો ફાડી ફાડીને આખો ગ્રંથ શોધીવળો, તથાપિ મને જે મળી આવશે તે તમને કદિ નહિ મળે. ડાહાપણ કે આનંદનો સ્વતંત્ર ઇજારો કોઇ પણ માણસને કોઇ પણ ગ્રંથમાંથી મળી શકતો હોય તો પછી તે ગ્રંથ ગૂજરાતીમાં હોય કે સંસ્કૃતમાં હોય તથાપિ સરખીજ રીતે એ નિર્ભય છે. જે નિયમ સારી સોબત વિષે સાચો છે, તે સારા ગ્રંથો વિષે પણ સાચો છે. ગૃહસ્થોની અંદર લબાડને દાખલ કરો; એ તુરત ગભરાઇ જશે. એ એમનો સોબતીજ નથી; અને એને ત્યાંથી જતા રહેવું પડશે. દરેક મંડળ પોતાનું સંરક્ષણ કરેછે. મંડળ સલામત રહેછે; અને જો કે તેનું શરીર એ ઓરડામાં છે, તથાપિ ખરૂં જોતાં, તેમની સોબત એ ભોગવતો નથી.

તેમની પાસે શું છે અને તે કેવા છે—એવી ગણીતની ગણત્રીથી મનુષ્યના એક બીજાની સાથેના સંબંધ જે નિયમિત કરેછે એવા મનના અવિચ્છિન્ન નિયમો સાથે વિગ્રહ કરવાથી શું ફાયદો છે? ગાઇ ઉપર જરટ્રુડ મોહિત થઇ ગઇ છે. તેનો મોરો અને રીતભાત કેવા ઉચ્ચ, કેવા અમીરી અને કેવા કુલીન! એની સાથે જીવવું એ ખરેખરૂં જીવન છે; કોઇ પણ ખરીદી એને માટે અતિ ન કહેવાય; અને એ ઉદ્દેશે સ્વર્ગ અને પાતાળ પણ સરી જવા દઇએ. ઠીક, જરટ્રુડને ગાઇ મળ્યો છે; પરંતુ તેનું હૃદય અને લક્ષ સભામાં, નાટક શાળામાં કે કોઇ બીજા રમતના વિષયમાં હોય, અને પોતાના સુંદર સ્વામીને વશ રાખવા જેવી ચોટ કે વાક્ચાતુર્ય તેનામાં નહોય તો તેનો મોરો અને રીતભાત ગમે તેટલાં ઉચાં, અમીરી અને કુલીન હોય તોપણ તે એને શા કામનાં!

તેની પોતાનીજ સોબત તેને મળશે. કુદરત સિવાય કશાને આપણે ચાહતા નથી. અતિ વિસ્મય પમાડે તેવી બુદ્ધિ, અથાગ ગુણકારક પ્રયાસ, ખરૂં જોતાં આપણને થોડાજ કામ લાગશે. પરંતુ સ્વભાવની નજીકતા કે સમાનતા—આહા! આપણાપર તેના વિજયની સરળતા કેવી સુંદર છે! સૌંદર્યને માટે પંકાએલા, અને સર્વદેશી પ્રવીણતામાં જે મોહીનિ અને બુદ્ધિ રહેલી છે તેને લીધે આપણા સંપૂર્ણ વિસ્મયને લાયક એવા, પુરૂષો આપણી નજીક આવેછે, અને આપણી મંડળીને આખો વખત પોતાનું સઘળું ચાતુર્ય સમર્પણ કરેછે,

પરંતુ તેનું પરિણામ તેને મનમાનતું આવતું નથી. અલબત્ત, મોટેથી તેમની પ્રશંસા ન કરવામાં આપણી કૃતઘ્નતા છે. પછી જ્યારે એ સઘળું થઇ રહેછે, અને આપણા પોતાના માનસિક સંબંધવાળો માણસ–અને એનો સ્વભાવ આપણા જેવો હોવાથી આપણે તેને ભાઇ કે બેહેન કહીએ છીએ તે-એવી રીતે ધીમેથી, સરળતાથી, એવી નજીકતાથી અને પરિચિતતાથી, અંદર આવેછે કે એ વખતે આપણને એવું લાગેછે કે કેમ જાણે આપણી પોતાની નસોમાં નવું લોહી આવતું હોય, કેમ જાણે કોઇ માણસ અંદર આવવાને બદલે બાહાર ગયું હોય. આપણા અંતઃકરણપરથી બોજો અલગ થઇ જાયછે, અને આપણે પોતે ઉત્સાહી બની જઇએ છીએ. એક જાતની આનંદદાયક એકાંત એ થઇ પડેછે. આપણા અંતઃકરણની એકાંતમાં એક જાતનો આનંદ એથી મળેછે. અધમતાના, આપણા દિવસમાં નાદાનીથી આપણે એવું ધારીએ છીએ કે જન-મંડળના રીવાજ, તેના પોશાક, તેની કેળવણી, અને તેના વિચારને અનુમોદન આપીને, આપણે આપણા મિત્રો વસાવવા જોઇએ. પરંતુ મારી ગતિમાં જે મને સામો મળે, જેને હું કશાની ના કહી શકતો નથી અને જે મને કશાની ના કહેતો નથી, પરંતુ અમે બંને એકજ દિવ્ય અક્ષાંસના રહેવાસી હોવાથી, મારા સઘળા અનુભવનું જે પોતામાંજ પુનરાવૃત્તિ કરેછે, તેજ આત્મા મારો મિત્ર થઇ શકે. કોઇ સુંદર સ્ત્રીનું હાસ્ય સંપાદન કરવાને વિદ્વાન પોતાની ભવ્યતા વિસરી જાયછે; અને દુનિયાદારીના સાધારણ માણસના પોશાક અને રીવાજનું અનુકરણ એ કરેછે; અને જેના આત્મામાં સઘળું ગંભીર, પવિત્ર અને સુંદર છે, એવી ઉમદા સ્ત્રીને ઓળખવા માટે ધાર્મિક વૃત્તિથી શિક્ષિત ન થએલી એવી કોઈ તુરંગી સ્ત્રીની વાંસે એ જાયછે-ભમેછે. જો અંતઃકરણની સૂચનાને અનુસાર એ મહાન્ બની રહે, તો પ્રેમ એની મેળે એને શોધતો શોધતો આવશે. જે યોગ્યતા વડે જન-મંડળનું બંધારણ બંધાવું જોઇએ તેનો અનાદર, અને બીજાની આંખથી પોતાનો સોબતી પસંદ કરવાની ઘેલી લઘુતા, અધમ છે; અને તેના કરતાં બીજું કોઇ વધારે શિક્ષા પામતું નથી.

પોતાની કિંમત પોતે આંકી શકે. મનુષ્ય પોતે જેટલી પ્રતિષ્ઠા લે, તેટલીજ તેને હોઇ શકે, એ સિદ્ધાંત સ્વીકારવા યોગ્ય છે. જે સ્થિતિ–જે પદવી તમારી છે તે તમે લ્યો અને સઘળાં મનુષ્યો તેમાં સંમત થશે. દુનિયા ન્યાયી હોવી જોઇએ; દરેક માણસને એકલો રહેવા દઇ, ગંભીર બેપરવાઇથી

તેને પોતાની કિંમત આંકવાનો અવકાશ દુનિયા આપેછે. પરાક્રમી હોય, કે નામર્દ હોય, બુદ્ધિમાન હોય કે બુદ્ધિ વિનાનો હોય, તથાપિ તેના કામમાં દુનિયા વચ્ચે પડવાની નથી. ચાહે તો તમે આમતેમ નાસી જાઓ, ચાહે તો તમે તમારા નામની ના પાડો, કે ચાહે તો તારાઓ સહીતના ભ્રમણચક્રવાળા આકાશના અંતર્ગોળમાં તમારૂં કાર્ય ઉત્પન્ન થએલું તમે જુઓ, તથાપિ તમારા કૃત્યની અને તમારી હયાતીની તમારી પોતાની તુલ્યના એ સ્વીકારશે.

સઘળાં શિક્ષણમાં એકજ સત્યતા પ્રવૃત્ત છે. બીજી કોઇ પણ રીતે નહિ, પણ સ્વકૃત્યથીજ—પોતાનાં આચરણથીજ મનુષ્ય બોધ આપી શકે. જો પોતે પોતાનું અંતઃકરણ પ્રકાશિત કરી શકે, તોજ તે શીખવી શકે; પરંતુ તે શબ્દોથીજ માત્ર નહિ. જે આપેછે તે શીખવે છે ; અને જે લેછે તે શીખે છે. જ્ઞાનની જે સ્થિતિ–જે દૈવત તમારામાં છે, તેજ સ્થિતિએ અને દૈવતે તમારો શિષ્ય જો ન પહોંચી શકે તો તે શિક્ષણજ ન કહેવાયં; તેમાં તો અદલાબદલી થાય છે; તે તમે છો, અને તમે તે છે. ત્યારેજ શિક્ષણ કહેવાય છે. અને પ્રતિકૂળ પ્રસંગ કે ખરાબ સંગતથી કદિ પોતાનો લાભ તે તદ્દન ગુમાવતો નથી. પરંતુ તમારા સિદ્ધાંત જેમ એક કાનેથી ચાલ્યા જાયછે, તેમ બીજે કાનેથી પણ ચાલ્યા જાયછે. આપણે ઘણીવાર જાહેર ખબર વાંચીએ છીએ કે ફલાણા ફલાણાભાઇ ફલાણે દિવસ ફલાણે સ્થળે ભાષણ આપવાના છે; ફલાણા ફલાણાભાઇ ફલાણી સભામાં વ્યાખાન આપવાના છે ; તથાપિ આપણે ત્યાં જતા નથી; કારણ કે આપણે જાણીએ છીએ કે એ ગૃહસ્થો પોતાનાં હૃદય-બળ અને અનુભવનો લાભ લોકોને આપશે નહિ. આવી જાતનો વિશ્વાસ રાખવાનું જો આપણને કારણ હોય, તો ગમે તેટલી અગવડો અને અડચણો છતાં પણ આપણે ત્યાં જઇશું. માંદાં માણસો ત્યાં ડોળીમાં બેસીને આવશે. પરંતુ સાર્વજનિક ભાષણ એ બેદરકારપણું, ગફલત, બાહાનું, અને મોઢામાં ડૂચો રાખીને બોલેલું સંભાષણ છે, અને એ અંતઃકરણની સ્પષ્ટતા નથી; અંતઃકરણના તંતુઓનું ભાષણ નથી ; સાત્વિકતા નથી.

આવીજ જાતની દેવી આપણા સર્વ બુદ્ધિયુક્ત કાર્યોપર અધ્યક્ષ તરીકે રહેછે. આપણે એટલું હજી શીખવાનું છે કે કોઇ પણ વસ્તુને શબ્દોમાં બોલી બતાવી, એટલાથીજ એની સિદ્ધતા માન્ય નથી થતી. એ પોતેજ સ્વતઃ સિદ્ધ હોવીજ જોઇએ, નહિ તો ગમે તેવા તર્ક કે પ્રતિજ્ઞાથી તેની સાબીતી થઇ શકશે નહિ. બોલાવાને માટે વાક્યમાં તેનો પોતાનો દોષોદ્ધાર હોવો જોઇએ.

કોઇપણ લેખની લોકોના મન ઉપર થતી અસરનું માપ, ગણિતના નિયમને અનુસાર,તેમાં સમાયલા વિચારના ગૌરવ ઉપરથી થાયછે. કેટલું પાણી તે ખેંચેછે? એજ જોવાનુંછે. સૂતેલા સિંહ જેવા તમારા વિચારને એ જાગૃત કરી શકે, અને વાણીની છટાના શ્રેષ્ટ અવાજથી તમારા પગ આગળથી તમને એ ઉંચા કરી શકે, તો લોકોના મનપર તેની અસર ધીમી પણ સચોટ અને સ્થાયી થાયછે. જો લાંબા લાંબા પૃષ્ટો તમને ઉપદેશ આપી ન શકે તો એક કલાકની અંદર માંખીઓની પેઠે તે મરી જશે. કદિ ન ભુંસાય તેવું બોલવું કે લખવું હોય તો, તેનો અવાજ તમારા અંતઃકરણમાંથી આવવા દેજો. જે વિષયમાં મારા પોતાના વ્યવહારને પહોંચવાની શક્તિ નથી, તે તમારા વ્યવહારને પહોંચવામાં નિષ્ફળ નીવડશે, એવો લગભગ સંશય મને જાયછે. "તમારા પોતાના અંતઃકરણમાં જોઇને લખો," એ સિડનીનો ઉપદેશ ગ્રહણ કરવા યોગ્ય છે. જે પોતાનેજ માટે લખેછે, તે સ્થાયી જનમંડળને માટે લખેછે. તમારી પોતાની જીજ્ઞાસા પરિતૃપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં જે હકીકત તમને મળી છે, તે જગમાં જાહેર કરવા યોગ્ય છે. જે લેખક પોતાનો વિષય અંતઃકરણમાંથી નહિ, પરંતુ શ્રવણેંદ્રિયમાંથી લે છે, તેણે જાણવું જોઇએ કે જેટલું મેળવેલું એને લાગેછે, તેટલુંજ તે ગુમાવેછે; અને આવા નમાલા ગ્રંથની પણ જ્યારે લોકો પ્રશંસા કરેછે, અને અરધી દુનિયા "કેવું કાવ્ય! કેવી બુદ્ધિ!" કહી તેને વખાણેછે, ત્યારે હજી પણ અગ્નિ ઉત્પન્ન કરવાને તેમાં બળતણની જરૂર છે. જે લાભકારક છે તેજ લાભ કરેછે. સહૃદયતાથીજ સહૃદય થવાય છે; અને આપણે તૂટી મરીએ, તથાપિ જેવા કિંમતી આપણે પોતે થઇશું, તેવા કિંમતી આપણે ગણાશું. સાહિત્યની ખ્યાતિમાં ભાગ્ય કે નશીબ જેવું કાંઇ નથી. દરેક ગ્રંથ ઉપર જે છેવટનો નિર્ણય બાંધી આપેછે તે, જ્યારે ગ્રંથ બાહાર પડેછે તે વખતના પક્ષપાતી અને ધાંધલીઆ વાંચનાર નથી હોતા. પરંતુ ફીરસ્તાની મંડળીના સભાસદો, લાંચના નિર્લોભી, પ્રાર્થનાથી પરવશ ન બને તેવા, અને ક્રોધને ન ગણકારે તેવો જનસમાજ, દરેક મનુષ્યનો પ્રખ્યાતિ ઉપર કેટલો હક છે તેનો નિર્ણય કરી આપેછે. જે કાયમ ટકી રહેવાને યોગ્ય છે, એવાજ ગ્રંથો આપણા હાથ સુધી પહોંચવા પામેછે. સોનેરી કોર,ભપકાદાર પૂઠાં, મોરોકો ચર્મ, અને સઘળાં પુસ્તકાલયોને ભેટનાં પુસ્તકો—એ સઘળાં યોગ્ય કાળ ઉપરાંત ગ્રંથોને બચાવી લેવા સમર્થ નથી. નપુંસક લેખકોની નિર્વિર્ય ચોપડીઓની પેઠે એ સઘળાને વેહેલામોડાં કાળ ઝડપી લે છે. એવા લેખોની જીંદગી કદાચ એક રાત્રિજ ટકવા પામે,

પરંતુ શેક્સપીઅર અને કાળીદાસ જેવા કાયમ રહેશે. પ્લેટોને વાંચીને સમજી શકે એવા ડઝન કરતાં વધારે પુરૂષો દુનિયામાં એકી વખતે નથી હોતા; તેના ગ્રંથની આવૃત્તિ થાય એટલા તો કદિ પણ નથી હોતા; તથાપિ કેમ જાણે પરમેશ્વર પોતેજ તેને હાથમાં રાખીને આપણને આપતો હોય તેમ, એટલા થોડા શખ્સોને માટે પણ જમાને જમાને વારસામાં ઉતરતા ઉતરતા આપણા સુધી એ ચાલ્યા આવ્યા છે. બેન્ટલી કહેતો કે "એ પુસ્તક સિવાય કોઇ પણ પુસ્તક બીજા કોઇથી કદિ લખાયું નથી." સર્વ પુસ્તકોનું સ્થાયીપણું કોઇ અનુકુળ કે પ્રતિકૂળ પ્રયાસથી સ્થપાતું નથી; પરંતુ તેના પોતાનાજ વજનથી, અથવા તો, મનુષ્યના કાયમ અંતઃકરણને માટે તેમાં સમાએલી હકીકતની ખરી અગત્યતાથી, સ્થપાય છે. "તમારા ચિત્ર ઉપર પ્રકાશને માટે અતિ પરિશ્રમ ન લ્યો." એક પ્રસિદ્ધ ચિત્રકારે એક યુવાન શિલ્પકારને એક વખત કહ્યું હતું:—"સાર્વજનિક ચોકનો પ્રકાશ એની ખરેખરી કિંમત આંકશે."

એજ પ્રમાણે, જે મનોભાવથી કોઇ કાર્યનો ઉદય થાયછે, તેના ગૌરવના પ્રમાણમાં તેની અસરની તુલ્યના થાયછે. મહાન્ પુરૂષ પોતે જાણતો નથી કે એ મહાન્ પુરૂષ હતો. એ મહાત્મા છે, એટલું પણ જાણવાને માટે આપણને સો બસો વરસ લાગ્યા છે. જે એણે કર્યું તે કર્યા વિના એને ચાલ્યું નહિ, માટેજ એણે એ કર્યું છે. એના મનને એ કાર્ય સૌથી સાધારણ, સેહેલું અને સ્વાભાવિક લાગ્યું; અને એ વખતની એની સ્થિતિમાંથી એનો ઉદ્ભવ થયો. પરંતુ હવે તો જે જે એણે કર્યું–તેની આગળીનું ઉંચું કરવું, અરે! એનું ખાવું, એનું પીવું પણ–મોટું, અને સર્વત્ર સંબંધવાળું લાગેછે; અને તે હવે નિયમ ગણાય છે.

કુદરતની બુદ્ધિના થોડાક વિષયોની આ દૃસ્ય સાબીતીઓ છે; ઝરાનો પ્રવાહ તે સૂચિત કરેછે. પરંતુ એ ઝરામાં લોહી વહેછે, અને તેનું દરેક ટીપું સજીવનતાથી ભરેલું છે. સત્યના વિજય એકજ દિશામાં નથી હોતા. સઘળી વસ્તુઓ તેનાં સાધન છે. ધૂળ અને પથરામાંથીજ નહિ, પરંતુ ભૂલો અને ભ્રષ્ટતામાંથી પણ સુંદરતા મળી આવેછે. રોગના નિયમો પણ તંદુરસ્તીના નિયમો જેવાજ સુંદર છે, એમ વૈદ્યો કહેછે. જેમ દરેક છાયા સૂર્યને બતાવી આપેછે, તેમ આપણી ફીલસુફી સ્વીકાર-સૂચક છે, અને નિષેધક હકીકતના પૂરાવાનો જલદીથી સ્વીકાર કરેછે. દિવ્ય અગત્યતાને લીધે કુદરતની દરેક બાબતને પોતાનો પૂરાવો આપવાની જરૂર પડેછે.

જરીક બારીકીથી જોઇએ તો ગમે ત્યારે પણ મનુષ્ય પોતાનો સ્વભાવ તેમાંથી જણાવી આપેછે. નજીવામાં નજીવું કાર્ય કે શબ્દ, કોઇ પણ કાર્ય કરવાનો ઇસારો માત્ર, અને સૂચિત કરેલો ઇરાદો પણ, મનુષ્યનો સ્વભાવ બતાવી આપેછે. જે જે કાર્ય તમે કરોછો તેમાં તમારો સ્વભાવ તમે જણાવી આપોછો. તમે શાંત થઇને બેસો, તમે નિદ્રાધિન થાઓ, તો તે વખતે પણ તમારો સ્વભાવ તેમાંથી સૂચિત થાયછે. બીજા બોલ્યા તથાપિ તમે બોલતા નથી; અને જમાના, મંદીર, ગુલામગીરી, લગ્ન, સામાન્ય વ્યવહાર, ગુપ્ત મંડળી, પાઠશાળા, પુરૂષો અને પક્ષ, એ સઘળા ઉપર તમે તમારો અભિપ્રાય આપતા નથી; એટલા માટે તમે એમ ધારોછો કે સાચવીને એકકોરે રાખી મૂકેલા ડાહાપણ તરીકે તમારા અભિપ્રાયની તેઓ જીજ્ઞાસાથી રાહ જુએછે. પરંતુ તેમ નથી ; તમારૂં મૌન્ મોટા ઘંટના અવાજથી પ્રત્યુત્તર આપી દેછે. તમારે કાંઇ દિવ્ય વાણી બોલવાની નથી ; અને તમારા જાતભાઈઓને તમે કાંઈ મદદ કરી શકો તેમ નથી, એમ તેઓ જાણી ગયાછે. કારણ કે, દિવ્ય વાણી તો આપોઆપ બોલી ઉઠેછે. ડાહાપણ શું છાનું રહેછે ? સમજશકિત બોલી ઉઠતી નથી શું ?

કુદરતમાં, છળભેદની શક્તિઓ ઉપર ભયંકર અંકુશ મૂકાએલા છે. શરીરના અસંતોષી અવયવો ઉપર સતત જુલમ ગુજારેછે. એવું કહેવાયછે કે ચેહેરા કદિ જૂઠું બોલતા નથી. ચેહેરાના ફેરફારનો જે અભ્યાસ કરેછે, તેને છેતરાવાની જરૂર નથી. સત્ય સમજીનેજ માણસ જ્યારે સત્ય ઉચ્ચારે છે, ત્યારે તેની આંખ સ્વર્ગના જેવી સ્વચ્છ હોયછે. જ્યારે તેમાં નીચ ઉદ્દેશ હોય છે, અને જ્યારે તે જૂઠું બોલેછે, ત્યારે તેની આંખો મલીન અને ડોળી બની જાયછે અને કોઇ કોઇ વખતે મટકું પણ મારી જાયછે.

જે વકીલ પોતાના અંતઃકરણમાં પોતાના અસીલને નિર્દોષ ધારતો નથી, તેના હૃદયની તેવીજ અસર પંચ ઉપર પણ જણાશે એ વિષે એને સંશય નહોતો રહેતો, એવું એક અનુભવી સભાસદ વિષે સંભળાયું છે. જો એ પોતે એની નિર્દોષતા સ્વીકારતો નથી, તો પછી તે ગમે તેટલી તેની હિમાયત કરશે, તથાપિ તેનું અંતઃકરણ પંચને જણાઇ ગયા વિના નહિ રહે, અને તેઓ પણ એ નહિ માને. આજ નિયમ વડે કરીને, કોઇ પણ કારીગર પોતાનું કાર્ય કરતી વખતે મનની જે સ્થિતિમાં હોયછે, તેજ સ્થિતિમાં તેનું એ કાર્ય જોઇને આપણે આવી જઇએ છીએ. જે આપણે અંતઃકરણમાં માનતાનથી, તેની હિ-

બાબત ગમે તેવા પ્રબળ શબ્દોવડે આપણે કરશું, તથાપિ બીજાને ગળે આપણે તે ઉતારી શકશું નહિ. પોતે માનતા નહોતા તેવા સિદ્ધાંતને સ્પષ્ટ કરવા મિથ્યા પ્રયત્ન કરતા, અધ્યાત્મિક સંસારમાં અથડાતા મનુષ્યના ટોળાનું વર્ણન કરતાં મનનો આવોજ નિર્ણય સ્વીડનબર્ગે બાહાર પાડયો હતો; ગુસ્સામાં આવીને તેઓ પોતાના હોઠ પીસતા અને દાબતા, તથાપિ તેઓ તે સ્પષ્ટ કરી શક્યા નહિ.

તેનામાં જેટલું દૈવત છે, તેટલીજ તેના વિષે મનુષ્યની ગણના થાયછે. બીજાં મનુષ્યો આપણા વિષે શું ધારેછે, તેની સઘળી જીજ્ઞાસા નકામી છે; અને અપ્રસિદ્ધ રહેવાની તીવ્ર ધાસ્તી પણ તેવીજ છે. જો મનુષ્યના હૃદયમાં વિશ્વાસ હોય કે કોઇ પણ કાર્ય એ કરી શકશે, અને વળી તે બીજાના કરતાં સારી રીતે પાર પાડી શકશે, તો તે વિષે મનુષ્યોના સત્કારની ધાસ્તી કે સંશય રાખવાની તેને કાંઇ જરૂર નથી. સંસાર કયામતના દિવસોથી ભરેલો છે. જે જે મંડળમાં એ જાયછે, જે જે કાર્ય કરવાનો એ પ્રયત્ન કરેછે, તેમાં તેનું તોલન થાયછે અને તેનાપર છાપ મારવામાં આવેછે. દરેક શેરીમાં અને આંગણામાં છોકરાનું દરેક ટોળું જે ચીસ પાડતું દોડેછે, તેમાં નવા પ્રવેશકની યોગ્ય ગણના થોડા દિવસની અંદર બરાબર થઇ જાયછે; અને કેમ જાણે એના સામર્થ્ય, ત્વરા, અને સ્વભાવની નિયમિત અજમાયશ થઇ ગઇ હોય, તેમ તેને યોગ્ય નંબરથી છાપી દેવામાં આવેછે. સારો પોશાક પેહેરીને, બહારથી ભપકો મારીને, ડોળ અને આડંબરયુક્ત કોઇ નવો પરદેશી દૂરની શાળામાંથી આવેછે: તુરતજ વયોવૃદ્ધ કોઇ છોકરો પોતાના મનમાં કહેછે કે "એ કાંઇ કામનાં નથી; એ કેવોછે તે કાલેજ જણાઇ આવશે." એણે શું કર્યુંછે?—એજ દિવ્ય પ્રશ્ન છે; એજ મનુષ્યનું શોધન કરેછે, અને દરેક જૂઠી અને દાંભિક પ્રતિષ્ઠાને એજ તોડી પાડેછે. કોઇ પણ ડોળી સંસારની કોઇ ખુરશીમાં ભલે બેસે, અને એ વખત કદાચ વોશિંગટન કે હોમરથી એ જુદો દેખાશે નહિ; તથાપિ મનુષ્ય પ્રાણીઓની પોતપોતાની શક્તિઓ વિષે સંશય હોવાની કદી જરૂર રહેતી નથી. ધીમે ધીમે, તેમની શક્તિઓ જેવી હશે તેવીજ જણાઇ આવશે. આડંબર શાંત બેશી શકે, પરંતુ ચંચળતા એ પ્રાપ્ત કરી ન શકે. તેનાથી કોઇ કાંર્ય કદિ બનશે નહિ. ખરેખરી મહત્વતાના કાર્યનો ઢોંગ આડંબરે કદિ કર્યો નથી. આડંબરથી ઇલિયડ કે મહાભારત કદિ લખાયું નથી; આડંબરે મહમદગીઝનીને હાંકી કાઢયો નથી; આડંબરથી કોઇ સંપ્રદાયની પ્રવૃત્તિ થઇ નથી; અને આડંબરથી કોઇ ગુલામ-

ગીરીના ધંધાનો અંત અણાયો નથી.

જેટલું સત્વ આપણામાં હોયછે, તેટલુંજ બાહાર તરી આવેછે. જેટલી ખૂબી આપણામાં હોયછે, તેટલીજ પ્રતિષ્ટા તે ઉત્પન્ન કરેછે. પિચાશો પણ સત્વનો સત્કાર કરેછે. ઉચ્ચ, ઉદાર અને પોતાનાજ કાર્યમાં મંડ્યો રહેતો સમાજ હમેશાં ઉપદેશ આપી શકશે, અને મનુષ્યોપર સત્તા ચલાવી શકશે. નિષ્કપટી શબ્દ તદ્દન નકામો કદિ ગયો નથી. ઔદાર્ય પૃથ્વીપર નકામું કદિ રોળાયું નથી, પરંતુ અચાનક તેનો સત્કાર કરવાને અને તેને સ્વીકારવાને કોઇને કોઈ હૃદય મળીજ આવ્યું છે. જેટલું દૈવત તેનામાં છે, તેટલીજ તેના વિષે મનુષ્યની ગણના થાયછે. તે પોતે જે છે, તે તેની મુખાકૃતિ, તેના આકાર, તેના નશીબ,—ઉપર દીવા જેવા અક્ષરથી કોતરાઈ રહેછે. એને છુપાવવા જતાં એતું કાંઇ વળતું નથી; બડાઇથી તેમાં કાંઇ ફેર પડતો નથી. આપણી આંખના પલકારામાં, આપણા હાસ્યમાં, આપણા પ્રણામમાં, અને આપણા નમસ્કારમાં પણ, એની એક જાતની કબુલત રહેલીછે. તેનાં પાપ તેને ખરડી મૂકેછે; તેના સઘળા સારા આભાસને એ ભ્રષ્ટ કરેછે. શામાટે તેનો વિશ્વાસ કરતાં નથી એ મનુષ્યો જાણતાં નથી, તથાપિ તેનો વિશ્વાસ તેઓ કરતાં નથી. એની આંખમાં એના દુર્ગુણનું પ્રતિબિંબ પડી રહેછે; હલકી ચેષ્ટાની રેષાઓ તેના ગાલમાં પડી રહેછે; નાક ઠડાયછે; એના માથાના પાછલા ભાગ ઉપર પશુની નિશાની તે બેસાડેછે; અને રાજાના કપાળ ઉપર "અરે બેવકુફ! બેવકુફ" એમ અક્ષર પાડેછે.

કાંઇ પણ કાર્ય કરતાં તમારે બાહાર જણાવું નહોય તો, ન જણાશો. રેતીના ઉજાડ રણની વચ્ચોવચ માણસ બેવકુફી આચરે, પરંતુ રેતીનું દરેક રજકણ એ જોતું જણાશે. એકાંતમાં તે આરોગી શકે, પરંતુ પોતાની બેવકુફી તે એકાંતમાં રાખી શકશે નહિ. ભ્રષ્ટ ચેહેરો, નીચ નજર, અધમ કાર્યો અને જોઇએ તેટલા જ્ઞાનની ખામી—એ સર્વ આપોઆપ ફુટી નીકળશે. એક હલકો રસોઈઓ—એક નીચ ભ્રષ્ટ માણસ શું ભૂલમાં મોટો ગણાઇ જશે? એક મહા પુરૂષે પોકારી પોકારીને કહ્યુંછે કે "માણસ તે કેમ છાનો રહેશે! માણસ તે કેમ છાનો રહેશે!"

બીજી રીતે જોતાં, ઉમદા અને ઉદાર કાર્યમાં પોતાની કબુલતને એ પાછી ખેંચી રાખે, તો તે લોકોની નજરમાં નહિ આવે, અને એ લોકપ્રિય નહિ થાય, એવી ધાસ્તી વિર પુરૂષને કદિ રહેતી નથી. એક જણ—પોતેજ—એ

જાણેછે, અને વસ્તુથી ઉદ્દેશની ઉત્કૃષ્ટતા અને શાંતિના માધુર્યની તેને ખાત્રી અપાય છે; અને પરિણામે, બનાવના વર્ણન કરતાં પણ મોટી પ્રસિદ્ધિ એ નીવડશે. વસ્તુના સ્વભાવને કાર્યમાં વળગી રહેવું તેમાં ડાહાપણ છે; અને વસ્તુનો સ્વભાવજ તેનો વિસ્તાર ફેલાવશે. જે 'દેખાયછે' ને બદલે 'જે હોયછે' નો નિરંતર પ્રચાર કરવામાં એ ડાહાપણ સમાએલું છે; અને ભવ્ય યોગ્યતાથી ' હુંછું ' કહેતો પરમેશ્વરને વર્ણવવામાં આવ્યોછે.

આ અવલોકનથી જે ઉપદેશ મળેછે તે એ છે કે "દેખાઓ નહિ, પણ થાઓ." ચાલો ત્યારે, આપણે તેમ કરીએ. આપણે અંદરખાનેથી જેવા હોઇએ તેવાજ બાહારથી દેખાવાનો પ્રયત્ન કરવો; પરંતુ જે આપણામાં નથી તેનો આડંબર ન કરવો. આપણે સંતોષી રહેવું. દિવ્ય કુંડાળાઓના રસ્તાઓમાંથી આપણે આપણી ફુલેલી શૂન્યતા લેવી. સંસારનું આપણું વ્યવહારિક ડાહાપણ આપણે ભૂલી જવું. પરમેશ્વરના અધિકારમાં આપણે નીચા રહેવું; અને સમજવું કે સત્યતાજ આપણને મહાન્ અને ફળદ્રુપ બનાવી શકેછે.

જો તમે તમારા મિત્રને મળવા જાઓ, તો તમે તેને અગાઉ મળ્યા નથી તેને માટે ક્ષમા માગવાની, અને તેથી તેનો વખત ગુમાવવાની, અને એથી તમારા કાર્યને ભ્રષ્ટ કરવાની, તમારે શી જરૂર છે? એને હમણાંજ મળો. એને એમ લાગવા દો કે તમારામાં રહેલો ઉચ્ચ પ્રેમ તેને મળવા આવ્યો છે. અથવા તો અત્યાર સુધીમાં ભેટથી તમે એને મદદ કરી નથી, કે કુશળતાનો પ્રશ્ન પૂછીને તેનો સત્કાર કર્યો નથી, તો તેને માટે તમારા પોતાના આંતરિક ઠપકાથી તમારા પોતાના દિલને અને તમારા મિત્રને દુભવવાની પણ તમારે શી જરૂર છે? તમે પોતેજ ભેટ અને આશિર્વાદ બનો. ભેટના ઉછીના લીધેલા પ્રતિબિંબથી નહિ, પરંતુ તમારા પોતાના સાચા-સાત્વિક પ્રકાશથીજ તમે ચળકો. સાધારણ મનુષ્યો તો ક્ષમાયોગ્ય છે; તેઓ મસ્તક નમાવે છે, લાંબા લાંબા કારણોથી પોતાને નિર્દોષ ઠરાવેછે, અને ઉપલા દેખાવ માત્રનો તેઓ સંગ્રહ કરેછે, કારણ કે તેમનામાં સત્વ નથી.

મોટાઇને માન આપવાની લાગણીમાં પણ આવાજ વેહેમથી આપણે ભરેલા છીએ. આપણે કવિને નિર્માલ્ય કહીએ છીએ, કારણ કે એ કોઇ અધ્યક્ષ નથી; એ કોઇ વેપારી નથી; એ કોઇ અમલદાર નથી. કોઇ સમાજને આપણે પૂજીએ છીએ, અને જે વિચાર આપણામાં છે તેનાપરજ એ સ્થાપિત થએલો છે તે આપણે સમજતા નથી. પરંતુ ખરેખરૂં કાર્ય તો શાંત

પળોમાંજ થાયછે. આપણી જીંદગીનો શરૂઆરંભ, ધંધાની આપણી પસંદગીથી, આપણાં લગ્નથી, અમલદારીની પ્રાપ્તિથી, કે એવાં એવાં કાર્યોથી થતો નથી; પરંતુ રસ્તાની કોરે જેમ જેમ આપણે ચાલતા જઇએ છીએ, તેમ તેમ હૃદયની એકાંતમાં આવતા શાંત વિચારથી થાયછે. જે વિચાર આપણી જીંદગીની આખી વર્ત્તણુકને તપાસી જાયછે, અને કહેછે કે 'તેં આમ કર્યુંછે, તથાપિ આમ કરવું સારૂં હતું'–તેનાથી એ થાયછે; અને પછીનાં આપણાં સઘળાં વરસો સેવકની પેઠે તેની તેહેનાતમાં રહી તેની નોકરી બજાવે છે, અને તેમની શક્તિ પ્રમાણે તેની ઇચ્છા બર લાવેછે. આ તપાસણી અથવા સુધારો–એ અચળ શક્તિ છે, એક પ્રવૃત્તિ તરીકે આપણી કારકીર્દી પર્યંત પહોંચેછે. મનુષ્યનો ઉદ્દેશ, આવી ઉત્તમ પળોની મતલબ, એ છે કે તેની પોતાની આરપાર સૂર્ય-પ્રકાશના ઝગમગાટને જવા દેવો, કાંઇ પણ પ્રતિબંધ કર્યા સિવાય કાનુનને તેના આખા અસ્તિત્વ ઉપરથી ફરી વળવા દેવો, કે જેથી કરીને એના ગમે તે કાર્ય ઉપર તમારી આંખ પડે, તોપણ એની પ્રકૃતિ વિષે બરાબર માહીતિ તમને એથી મળી જાય; પછી તે તેનો ખોરાક હોય, તેનું ઘર હોય, તેની ધાર્મિક કૃતિઓ હોય, તેનો સંસાર હોય, તેનો આનંદ હોય, તેનો અભિપ્રાય, કે તેનું મતભિન્નત્વ, ગમે તે હોય. હવે તે એકદેશી નહિ, પણ સર્વદેશી બની જાયછે; અને તેનામાં એક કિરણ ફરી વળતું નથી, પરંતુ એક બીજાને અસમાન એવી ઘણી પ્રવૃત્તિઓ તેમાં માલમ પડેછે, અને છતાં કોઇને પણ તેનું જીવન વશ થતું નથી, અને તેથી જોનારની આંખો અંજાઇ જાયછે.

જેવી જાતના મનુષ્ય આપણે નથી તેનો, તથા જે અસ્તિત્વ આપણે માટે નિર્માણ થયું છે તેનો ખોટો ડોળ બતાવી, શામાટે આપણે આપણી જાતને હીણપત લગાડવી જોઇએ? ઉત્તમ પુરૂષ તો સંતોષી હોયછે. ગત થએલા કોઇ મહાત્માપર મારો પ્રેમ છે અને તેને હું માન આપુંછું, તથાપિ હું પોતે એ મહાત્મા થવા નથી ઇચ્છતો. તેના વખતની દુનિયા કરતાં હું મારા પોતાના વખતની દુનિયાને વધારે ચાહું તો તેમાં ન્યાય ગણાયછે; અને જો હું સાચોજ છું–જે હું કરૂંછું તેની શુદ્ધતાની મને ખાત્રીજ છે. તો, "તેણે કાર્ય કર્યું, અને તમે શાંત થઇને બેશી રહ્યા" એવું એવું બોલીને તમે પણ મારામાં બેચેની ઉત્પન્ન કરી શકશો નહિ. જ્યારે જરૂર હોય ત્યારેજ કાર્ય કરવું, નહિતો શાંત થઇને બેસી રહેવું એને હું ઠીક ગણુંછું. એ મહાત્માને જેવો હું ધારૂંછું

તેવોજ માણસ એ હોય તો, અને તેનું ભાવિ મારા જેવું હોત તો, તે પણ આનંદથી અને નિરાંતે મારી માફક શાંત થઇને બેસી રહેત. આકાશ વિશાળ છે; અને પ્રેમ તથા ધૈર્યની સઘળી રીતોને માટે તેમાં અવકાશ છે. આપણે દોઢડાહ્યા અને ખુશામતીઆ શામાટે થવું જોઇએ ? શુદ્ધ આત્માને, ઉદ્યોગ કે આળસ બંને એક સરખાંજછે. ઝાડનો એક ભાગ પવનમોરને માટે કાપવામાં આવેછે, અને બીજો ભાગ પુલના પાટડા માટે કાપવામાં આવેછે. બંનેમાં કાષ્ટનો ગુણ–ઉપયોગિતા–સ્પષ્ટ છે.

આત્મા ઉપર દૂષણ ચડાવવાની મારી ઇચ્છા નથી. મારૂં અસ્તિત્વ અહીં છે–એજ બતાવી આપેછે કે મારા આત્માને અહીં હોવાની જરૂર હતી. ત્યારે મારી પદવી શું હું ધારણ કરીશ નહિ ? ત્યારે નકામી શરમ, કે અયોગ્ય ક્ષમાના વચનથી ત્યાંથી હું સરી જઇશ, સંતાઇ જઇશ, કે છૂપાઇ જઇશ ? અને એમ ધારીશકે અહીંઆ મારૂં અસ્તિત્વ અપ્રાસંગિક છે ? હોમરના વખતમાં હોમરના અસ્તિત્વ કરતાં આ વખતે મારૂં અસ્તિત્વ થોડું પ્રસ્તુત છે ? આત્માને પોતાની જરૂરીઆતની ખબર નહોતી એમ હું ધારીશ ? વળી, મને અસંતોષ નથી, અને એ બાબતમાં હું દલીલ પણ આપી શકું તેમ નથી. દરેક દિવસે ઉચ્ચ આત્મા મારૂં પોષણ કરેછે, અને સામર્થ્ય અને ઉપભોગના નવા નવા ભંડાર મને ખોલી આપેછે. બીજાને કોઈ બીજા આકારમાં એ સર્વ મળ્યાં છે, એટલા માટે જે સારૂં છે તેના અંબારથી હું અળગો રહીશ નહિ.

વળી કાર્યના નામથી આપણે શામાટે દબાઇ જવું જોઇએ ? એ તો માત્ર આપણી ભ્રમણા છે, બીજું કાંઇ નથી. આપણે જાણીએ છીએ કે દરેક કાર્યનો પિતા મૂળ–વિચાર છે. પ્રાર્થના–સમાજ, જન-હિતૈષિણી સભા, મોટી બક્ષીસ, ઉંચી પદવી, અથવા તો પોતે કાંઇક છે એમ સંસારને બતાવવા કોઇ પણ કાર્યનું લક્ષણ તેનામાં ન હોય, પછી તે કાર્યનો બીજાં કાર્યો સાથે મુકાબલો ગમે તેવી બેડોળ રીતે થતો હોય તોપણ, નિર્બળ મનુષ્યના મનમાં એમ આવેછે કે પોતે કાંઇ નથી. સંપત્તિવાન અંતઃકરણ સૂર્યમાં સૂઇ રહેછે અને ઉંઘેછે. વિચારવું એ કાર્યજ છે.

જો આપણને મહાન્ કાર્યોની અપેક્ષા હોય, તો આપણાં પોતાનાં કાર્યોજ તેવાં કરવાં ; સઘળાં કાર્યો અનંત સ્થિતિસ્થાપકતાવાળાં છે, અને નાનામાં નાના કાર્યને પણ સ્વર્ગીય વાયુથી એવું પ્રફુલ્લિત કરી શકાય કે સૂર્ય અને ચંદ્રનું પણ તે ગ્રહણ કરી મૂકે. શુદ્ધ બુદ્ધિથી આપણે એકજ ગંભીરતા

શોધવી, અને તેનો પ્રયત્ન કરવો. મારાંજ કર્ત્તવ્યની મારે સંભાળ રાખવી. મારૂં પ્રિય કરી શકે એવું જે છે, તેવા મારા પોતાના અંતઃકરણના ઋણમાંથી મુક્ત થયા પેહેલાં, ઇટાલીના ઇતિહાસ અને ગ્રીકની ફીલસુફીના વર્ણનમાં ભમતા ભમતા જવાની મારે શી જરૂર છે? મારી સાથે પત્ર-વ્યવહાર રાખનારાઓના પત્રના પ્રત્યુત્તર મેં આપ્યા નથી, અને વોશીંગ્ટનના ઘેરા વાંચવાની હિંમત મને કેમ થઇ શકે? આપણા વાંચનના મોટા ભાગને આ પ્રતિબંધ વાજબી નથી? આપણું પોતાનું કર્ત્તવ્ય છોડી આપણે પુસ્તકોના વાંચનમાં પ્રવૃત્ત થવાનું શું પ્રયોજન છે? આપણા પાડોશી પછવાડે આંખ ફાડીને નાહક જોઇ રહેવા માટે આપણાંજ કાર્યનો એ નામર્દ પરિત્યાગ છે. નાહક બીજાના કામમાં ડોકીયાં મારવાં, તે આનુંજ નામ. બાઇરન એક જણ વિષે કહેછે કેઃ—

*"He knew not what to say, and so he swore."*

આપણા ગ્રંથોનો આપણે વિપરીત ઉપયોગ કરીએ છીએ, તેને વિષે પણ એમજ બોલી શકાય—શું કરવું એ એને ખબર નહોતી, માટે એ એણે વાંચ્યો. મારો વખત એળે ગાળવાનો મને કશો વિચાર થતો નથી. કોઇનું જીવન-ચરિત્ર મને મળેછે, અને હદ્દ વિનાની તેને સાબાશી આપવાનું એમાં છે. મારૂં જીવન પણ તેનાજ જેવું ઉપયોગી થવું જોઇએ. મારી હકીકતો, સંબંધની મારી જાળ, તેનાં જેવાંજ ઉપયોગી થવાં જોઇએ. મારે મારૂં પોતાનું કાર્ય એવી ઉત્તમ રીતે પાર પાડવું, કે જો બીજા કોઇ નકામાની મરજી તેમના કાર્યની સાથે મારા કાર્યની સરખામણી કરવાની થાય, તો તેમના સારામાં સારા કાર્યની જોડમાં એ બેસી શકે.

મહાન્ પુરૂષોની શક્યતાની આ અતિગણના, અને આપણી પોતાની હલકી ગણના—એ આપણા અને તેમના સ્વભાવમાં સમાનતા રહેલી છે એ સત્યના અનાદરને લીધે ઉત્પન્ન થાયછે. બોનાપાર્ટમાં એકજ ગુણની પ્રબળતા હતી. સારો સિપાઇ, સારો ખગોળવેત્તા, સારો કવિ, અને સારો ખેલાડી, એ સઘળાને એ એકજ રીતે નવાજતો હતો. સીઝર, તૈમુર, દુષ્યન્ત અને પૂરૂરવાના નામનો કવિ ઉપયોગ કરેછે; શકુંતલા, ઉર્વશી, અને તિલોત્તમાની, સાંકેતિક વાતનો ચિતારો ઉપયોગ કરેછે. એટલા માટે આ આકસ્મિક, પરંતુ કાયમ કામ આવે એવા પુરૂષનો સ્વભાવ એ રજુ કરતો નથી. જો કોઇ કવિ ખરેખરૂં ઉત્તમ નાટક લખે, તો તે પોતેજ સીઝરછે; પોતેજ દુષ્યન્ત છે. વિચારની તાદૃસ્ય—એની એજ શ્રેણિ, એજ શુદ્ધ મનોભાવ, એવીજ ચતુર બુદ્ધિ, એવીજ

ચંચળતા, એવુંજ ઉચ્ચ, તીવ્ર, અને ઉદાર અંતઃકરણ; સંસારમાં જે ઉત્કૃષ્ટ અને અનુપમ ગણાયછે, તેજ સંપૂર્ણ અને નીડર મન; મેહેલો, બગીચા, દ્રવ્ય, રાજ્યો–એ સઘળાંને આશા અને પ્રેમનાં મોજાંપર ચડાવીને એ ઉચ્ચ કરી મૂકેછે; અને મનુષ્યોના દંભપર જે તિરસ્કાર એ ફેંકેછે, તે વડે પોતાની અતૂલ્ય કિંમત એ છાપી આપેછે;—આ સઘળાં એનાં પોતાનાંજ છે, અને તેમની સત્તાવડે એ પ્રજાઓને સચેત કરેછે. નામો, સ્થળો, કે મનુષ્યોમાં નહિ; પરંતુ પરમેશ્વરમાંજ કોઇ પણ માણસે આસ્થા રાખવી. કોઇ કંગાળ અને ગરીબ સ્ત્રીનાં શરીરની અંદર અવતરેલો આત્મા કદાચ કોઇની ગુલામગીરી કરતો હશે, અને એના ઓરડામાં વાસીદું વાળતો હશે કે ઘરમાં બાવાનાં જાળ પાડતો હશે, તથાપિ તેનાં ઝળહળતાં કિરણો ઢાંક્યાં રહેશે નહિ. પરંતુ એ વાસીદું વાળવામાં અને બાવાં પાડવામાં પણ સુંદરતા અને ઉત્કૃષ્ટતા જણાઇ આવશે; અને દરેક માણસનું મન તેથી પણ પ્રસન્ન થઇ જશે; અને જ્યારે એ ઉચ્ચગામી આત્મા બીજી કોઇ આકૃતિની અંદર કોઇ અદ્ભુત કાર્ય કરશે, ત્યારે લોકો તેનાથી વિસ્મય પામી જશે, અને તેનું એ કાર્ય જન–મંડળમાં અનુપમ સૌંદર્ય લેખાશે. સૂરજ છાબડે ઢાંક્યો કદિ રહેવાનો નથી. રાજ-વૈભવના ત્યાગને લીધે નિર્ધનતામાં ડુબાડુબ છતાં; આછાં, સાદાં, કંગાળ વસ્ત્રોમાં ઢંકાએલી છતાં, અને ભાગ્યની પ્રતિકૂળતાએ દુર્દશાથી ઘેરાએલી છતાં, સતિ દમયંતી વણજારાની પોઠમાં પણ ઝળક્યા વિના રહી શકી? મલીન અંતઃકરણોનું પ્રતિબિંબ મલીન પડયું, દેવના કોપને લીધે દુઃખ પડવામાં બાકી ન રહી, તથાપિ સતિનું સત્વ તો ચળક્યુંજ. એનો ઉત્તમ આત્મા એની માસીને ત્યાં પણ ઝળકી ઉઠયો.

આપણે પ્રકાશનો માપકરનાર યંત્ર છીએ; ઝીણાં તત્વોના સઘળા સંગ્રહને કસી જોનાર આપણે સૂવર્ણ–પત્ર કે કલઇ–પત્ર છીએ; સૂવર્ણ–રજના સમુહની પરીક્ષા કરનાર આપણે નિકષ છીએ. શુદ્ધ અગ્નિની તેજોમય જ્વાળાને આપણે જાણી લઇએ છીએ, અને તેના અનંત પોશાકમાંથી દરેકને આપણે ઓળખી કાઢીએ છીએ.

# સૌંદર્ય.

ઉદ્‌ભિદ સૃષ્ટિની પેઠે આપણી કેળવણી પણ સર્પાકૃતિ જેવી છે. જે વસ્તુઓ જાણવાની આપણને અતિ અપેક્ષા હોયછે, તે પણ આપણા ગ્રંથો આપણને ઘણીજ મંદતાથી શીખવેછે. આપણી વિદ્યાનો કેવો આડંબર આપણે કરીએ છીએ!–અને છતાં તેનાજ લક્ષ્યથી કેટલે દૂર–કેટલે છેટે–આપણે રહીએ છીએ! આપણી વનસ્પતિવિદ્યામાં માત્ર સઘળાં નામનોજ જમાવ છે; તેમાં શક્તિ કાંઇ નથી. કવિઓ અને કથાકારો દૈવી છોડવાઓની, અને તેનાથી સજીવન પામવાની વાતો કરેછે; પરંતુ વનસ્પતિ-વિદ્યાના શાસ્ત્રકારને છોડવાઓના પ્રતાપની શી ખબર હોયછે? ભુસ્તરવિદ્યાના શાસ્ત્રીઓ પૃથ્વીનાં અસ્તરો ખુલ્લાં કરી, સઘળાંને આંગળીના ટેરવાપર ગણાવી શકેછે; પરંતુ તેમાં ઘર બાંધી રહેનાર મનુષ્યમાં તેની શી અસર થાયછે એ તેઓ કહી શકેછે? કાળમીંઢ પથ્થરના તાક નીચે વસતી મનુષ્યજાત ઉપર તેની શી અસર થાયછે, ચીકણી માટી અને કાદવમાં રહેતા રહેવાસીઓમાં કઇ પ્રકૃતિ પ્રવેશ કરેછે, એ તેઓ કહી શકેછે?

વસંતઋતુમાં પક્ષીઓ વૃક્ષમાં ભરાઇ શીશી વિનોદની વાતો કરેછે એ જો કોઇ પક્ષીઓની વિદ્યા જાણનાર આપણને જણાવી શકે, તો કોઇ નવાજ આવિર્ભાવથી આપણે તેની પાસે જશું. અનુવૃત્તિની ખામી તેની નોંધને નકામા કોષ જેવી કરી મૂકેછે. તેણે આણેલું પરિણામ મુએલા પક્ષી જેવું હોયછે. પક્ષીનું અસ્તિત્વ તેના વિસ્તારમાં અને વજનમાં નહિ, પરંતુ કુદરતની સાથે તેના સંબંધમાં ઉપયોગી છે. જેમ બાળેલા શરીરની રહેલી રાખ અને પવનથી ભરેલી શીશી એ વૉશીંગટન કે ડાન્ટી નથી, તેમ તમે જે ખાલ અને હાડપિંજર મને બતાવોછો તે કોઇ બગલું નથી. પોતે ઘણા આગળ વધેલા છે એવી સમજણ હોવાથી પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ ખરે રસ્તેથી દૂર દોરાઇ જાયછે. નામના જ્ઞાનયુક્ત મદવાળા માણસો કરતાં, નામ જાણતા નથી એવા છોકરાઓ–જે કિનારે પડેલી છીપલીઓ જુએછે, અથવા તો મેદાનમાં ફુલો નિહાળેછે, તેને એ સંબંધી વધારે વિશ્વાસનીય વિચાર હોયછે. જ્યોતિષવિદ્યામાં આપણું ધ્યાન ખેંચાયછે, કારણ કે એથી મનુષ્યો વ્યવસ્થા પૂર્વક સંબંધથી બંધાઇ જાયછે. તિરસ્કાર પામેલા ભિક્ષુકને બદલે, દૂરમાં

દૂર તારાની અસર પણ તેને જણાયછે, અને તેની અસર તે તારાને જણાય છે. લેભાગુ ધંધાદારીઓના હાથમાં એ ધંધો ગમે તેવો ઉદ્ધત કે અતિશયોક્તિયુક્ત બની રહે, તથાપિ તેની સૂચના સાચી અને દિવ્ય હોયછે; આત્માનો સંબંધ અતિ વિસ્તૃત છે એનો એ સ્વીકાર છે; અને દેશ, સૈકાઓ અને દૂરની તેમજ પાસેની સૃષ્ટિઓ તેના ચરિત્રના ભાગ છે. રસાયનશાસ્ત્ર વસ્તુનું પૃથ્થકરણ કરેછે પરંતુ નવીજ કૃતિ એ ઉત્પન્ન કરી શકતું નથી. જે વિદ્યા એક વસ્તુને બીજી વસ્તુનું રૂપ આપવા, તેની જીંદગીને લંબાવવા, અને તેને શક્તિથી નવાજવા મથતી હતી તે–કિમિયાની વિદ્યા યોગ્ય દિશામાં પ્રવૃત્ત હતી. આપણા દરેક શાસ્ત્રોમાં માનુષી વિભાગનોજ વાંધો છે. ઘરના કરતાં ભાડૂત વધારે હોયછે. માકડ, કેસર-તંતુ, અને સુક્ષ્મ બીજના ઉપર આપણે વરસોનાં વરસો ગાળીએ છીએ; તથાપિ, જે સમાપ્તિએ આપણે પહોંચવાનું છે, તે તેમાંજ માત્ર નથી; અને માણસ જયારે પોતાની શક્તિઓ ધીમે ધીમે ખુલ્લી કરેછે, ત્યારે કુદરતને એ પોતાની સાથેજ લેતો જાયછે; અને એ એના સર્વ પ્રદેશમાં પ્રકાશને દાખલ કરશે. કોઇ પણ વસ્તુનું અંતર જણાવે એવા સૂક્ષ્મદર્શક યંત્રમાં જોવા કરતાં મનુષ્યનું અંતઃકરણ એ આપણને વધારે લગતી વાત છે; અને ખગોળવેત્તાના ભવ્ય આંકડાથી પણ ન મપાય એવું એ વિશાળ છે.

આપણે એવાજ ક્ષુદ્ર અને શંકાશીલ છીએ. મનુષ્યો પોતાને નજીવા અને હલકા ગણેછે : અને છતાં મનુષ્ય માત્ર વિદ્યુલતાનોજ કટકો છે. એનીજ રચનાકૃતિ મારફત સઘળાં તત્વો રેડાયછે ; તે રેલની પણ રેલ–અગ્નિનો પણ અગ્નિ છે; ધ્રુવ અને પૃથ્વીનાં બંને છેડા, માત્ર તેના લોહીનાં બિંદુઓ હોય એમ એને જણાયછે; એ સર્વ તેનીજ વ્યક્તિનો વિસ્તાર છે. પોતે જે યંત્ર છે તેના વડેજ એનાં કર્તવ્ય મપાય છે; અને શુદ્ધ અને સંપૂર્ણ માણસની અસર સૂર્ય-મંડળના મધ્ય-બિંદુ સુધી પણ પહોંચશે. આપણે જેટલી ઉંડાણે જીવીએ છીએ તેટલીજ વાત આપણે માનીએ છીએ એ જરા અજબની વાત છે. વિર પુરૂષોની બહિષ્કૃતિથી આપણને જે આનંદ મળેછે તેના સિવાય કોઇ બીજી ભીષણ શક્તિ તેનામાં હશે એવું આપણે માનતા નથી. ઉંડાણે જીવતો માણસ ચમત્કારને માનેછે, અને તેની રાહ જુએ છે; જાદુને માનેછે, અને વક્તા તેના પ્રતિપક્ષીને અવાચક કરી દેશે એમ માને છે; અને માનેછે કે આંતરડી કકળવાથી ખરાબ થઇ શકે, અને અંતઃકરણનો

આશિર્વાદ તંદુરસ્તી આપી શકે; અને પ્રેમ, બુદ્ધિને પણ ઉચ્ચ કરીશકેછે, અને સઘળી અટકાયતને ઓળંગી શકેછે. મહાન્ અંતઃકરણોની મહાન્ ચમત્કૃતિ બાહાર લાવવાને ત્યાં ગુપ્ત ઝરણાં નિરંતર વહેતાંજ હોયછે. પરંતુ આપણે તો અતિ દીન ઉપયોગીપણાનેજ—દુરંદેશી સ્વામી, સારો છોકરો, મત આપનાર કે શેહેરીનેજ કિંમતી ગણીએ છીએ, અને હૃદય-બળની કોઇ પણ અદ્ભુતતાને હલકી ગણીએ છીએ; અને કદાચ, તેની બુદ્ધિ, તેનો પ્રેમ, કે જેને જ્યારે જોઇએ ત્યારે તુરતજ સુંદર ઓરડા, ચિત્રો, સંગીત અને મદ્યને માટે કામમાં લઇ લેવાય, એવી તેની પૈસા સંબંધીજ કિંમત આપણે ગણીએ છીએ.

જ્યાં સુધી મનુષ્યના હાથ આકાશના તારાને અડી શકે, જ્યાં સુધી તેનાં ચક્ષુઓ પૃથ્વીની પણ આરપાર જોઇ શકે, અને તેની કર્ણેંદ્રિય પશુ અને પક્ષીની ભાષા અને પવનની લાગણી પણ સમજી શકે, અને પોતાની અનુવૃત્તિથી પૃથ્વીને સ્વર્ગની સાથે વાતો કરાવી શકે, ત્યાં સુધી કુદરતમાં મનુષ્ય-આત્માનો સર્વ બાજુએ વિસ્તાર કર્યે જવો એવો શાસ્ત્રનો ઉદ્દેશ છે. પરંતુ એ શાસ્ત્ર પણ કાંઈ આપણું નથી. ભુસ્તરવિદ્યા, રસાયનશાસ્ત્ર, ખગોળ-વિદ્યા, વિગેરે શાસ્ત્રો આપણને ડાહ્યા બનાવતા હોય એવું જણાય છે; પરંતુ જે સ્થળે તેમનો અને આપણો સંગમ થાયછે ત્યાંજ આપણને એ ફરી લાવી મૂકેછે. નવીન યુક્તિ તેના શોધનારને ઉપયોગી છે, બીજાને થાય કે નહિ—એ શંકા પડતી વાત છે. નોટબુકના કાગળો જેવા શાસ્ત્રીય સૂત્રો છે; અને તે તેના ધણી સિવાય બીજાને કિંમતી નથી. ઇગ્લાંડમાં અને અમેરિકામાં, શાસ્ત્રની ઇર્ષ્યા તર્ક કરેછે અને ખાલી પ્રેમના નામ અને નીતિના ઉદ્દેશને ધિક્કારેછે. આ અમાનુષતાને માટે વેર પણ લેવાયછે. શાસ્ત્ર માણસને કેવું બનાવેછે? એક બાળક પણ તેના ભણી ખેંચાતું નથી. એ કહેછે કે મારા શિક્ષક જેવા થવાની મારી ઇચ્છા થતી નથી. જીજ્ઞાસુએ પોતાના વનસ્પતિ-સંગ્રહમાં સઘળા છોડવાઓ મૂક્યા છે; પરંતુ તેણે પોતાનું વજન અને આનંદી સ્વભાવ ખોયોછે. એણે શીશામાં સાપને અને ગરોળીઓને રાખી છે, તો શાસ્ત્રોએ એને માટે પણ ઉપાય યોજ્યોછે, અને મનુષ્યને શીશીમાં ઉતાર્યોછે. વૈદ્યના ઉપર આપણો આધાર એ આપણી પોતાની એક જાતની નિરાશા જણાવેછે. ધર્મગુરૂઓના ગળામાં સોજો હોયછે એ સ્વાભાવિક તંદુરસ્તીનું ખાત્રી-પત્ર હોય એમ જણાતું નથી. કૃત્રિમ રીતે અવાજ કાઢવાનું એ

પરિણામ છે એમ મેકરેડીનું કહેવું છે. ટીસો નામના રાજકુંવરે એક દિવસે જંગલમાં શિકાર કરતાં એક હરણનું ટોળું રમતું જોયું. તે જોઇને એણે કહ્યું કે, "કુમળા પાલાની ચાર ઉપર નિર્વાહ કરતા આ હરણો પણ કેવાં આનંદી અને સુખી છે! ત્યારે ધર્મ-મંદિરમાં જેનું રક્ષણ થાયછે અને જેનું સારી રીતે પોષણ થાયછે એવા ધર્મગુરૂઓ પણ શામાટે આનંદમાં ન રહે?" ઘેર આવીને આ વાત તેણે રાજાને કરી. એ સાંભળીને, રાજાએ બીજે દિવસ કુંવરને રાજ્યાભિષેક કરાવી રાજ્ય-સત્તા આપી અને કહ્યું કે: "કુંવર, સાત દિવસ સુધી આ રાજ્યનું સુકાન ચલાવો; અને એ મુદ્દત વીત્યે તમને મારી નાખવામાં આવશે.' સાત દિવસ થઇ રહ્યા પછી રાજાએ કુંવરને પૂછ્યું: "એટલું બધું તમને શું દુઃખ આવી પડયું છે કે તમે શરીરે આટલા સુકાઇ ગયા?" "મોતની ધાસ્તી"એવો કુંવરે જવાબ વાળ્યો. રાજાએ કહ્યું, "કુંવર, હવે સુખેથી જીવતા રહો, અને ડાહ્યા થજો. સાત દિવસ પછી મરવું પડશે એવા વિચારથી તમે તમારા મનનો આનંદ ખોયો.ત્યારે આ સઘળા ધર્મગુરૂઓ મંદિરમાં રહ્યા રહ્યા નિરંતર મૃત્યુનોજ વિચાર કર્યા કરે છે; તો પછી તેઓ આનંદમાં શી રીતે પ્રવૃત્ત થઇ શકે?" પરંતુ શાસ્ત્રના સેવકો, વૈદ્ય, કે ધર્મગુરૂઓ, બીજાના કરતાં વિશેષ, પોતાના ધંધાના ભોગ થઇ પડેછે એવું નથી. યંત્રકાર, વકીલ, અને વેપારી પોતાના કામને સર્વસ્વ અર્પણ કરી બેસેછે; અને એથી વધારે સબળ થઇ તેઓ બાહાર આવતા નથી. પવિત્રતા, ઉચ્ચ આશય, અને આત્મામાંથી નીકળતું આતિથ્ય, અને ગમે તે પ્રસંગે પણ તેની સમાનતામાં રહેવાનું સામર્થ્ય–જે દરેક માણસમાં હોવાની આવશ્યકતા છે તે, તેમનામાં હોયછે? કે યંત્ર, માલમત્તા, કે છક્કાપંજાનોજ પ્રત્યાઘાત તેમનામાં હોયછે?

મનુષ્ય સિવાય કોઇ પણ બીજી વસ્તુ આપણને આનંદ પમાડતી નથી, અને મનુષ્યમાં પણ તેમની ઉત્કૃષ્ટતાજ આપણને ગમેછે; અને જોકે કુદરતના સંપૂર્ણ કાનુનની આપણને ખબર હોયછે, તથાપિ એની સાથે એના સંયોગથી, કે આપણા અંતઃકરણમાં એ જેટલું ચોંટેલું હોયછે તેના પ્રમાણમાં, આપણને તેના ઉપર મોહ થાયછે. સો કરતાં પણ વધારે વર્ષ અગાઉ, વિંકલમેનના જન્મ સમયે, શુષ્ક અને ખાતાના સંબંધમાં મરણોત્તર શાસ્ત્રની જોડાજોડ, સૌંદર્યનો અભ્યાસ કરવાનો જુસ્સો વધ્યોછે; અને તેમાંથી ઉડતા તનખા કદાચ બીજામાં મોટો અગ્નિ પણ પ્રજ્વળિત કરી મૂકે: મનુષ્ય સંબંધી જ્ઞાન, રીતભાતનું જ્ઞાન,

આકૃતિની સત્તા, અને એક બીજાની આપણા ઉપર થતી અસર—આ સર્વ કોઈ દિવસ નાબુદ થવાનાં નથી. શાસ્ત્રની આ એવી બાબતો છે કે જે ગ્રંથ વિના આપણે શીખીએ છીએ, જેના શિક્ષકો અને વિષયો નિરંતર આપણી પાસેજ હોયછે.

આપણી વિવેચનાની રીતિ એવી સખ્ત છે કે એ વિષય પરત્વે આપણું જ્ઞાન રોગ-પરીક્ષાના શાસ્ત્રના પ્રકરણમાં સમાયલું છે. શીરસ્તા કે તારનાર કરતાં વધારે અધમતા મોહોલ્લાનું ટોળું વધારે વારંવાર પૂરી પાડેછે; પરંતુ એ સઘળાં પારદર્શકતાની સાબીતિ આપેછે. દરેક આત્મા પોતાનું ઘર બાંધેછે, અને ઘર-ઉપરથી તેના રહેવાસી વિષે આપણે વિચિક્ષણ અનુમાન બાંધી શકીએ. પરંતુ કુદરતી શ્રેષ્ટતા અને ખુબીની દરેક નિશાની કુદરત પોતેજ કાંઈ ઓછી પૂરી પાડતી નથી. બાળકોના ખૂશનુમા ચેહેરા, શાળામાં જતી નાજુક બાળાઓનું સૌંદર્ય, "સોળે સાન અને વીસે વાન"ની ગંભીરતા, ઉચ્ચ કુટુંબમાં જન્મેલા અને ઉત્તમ સંસ્કાર પામેલા યુવાનની ઉચ્ચ દૃષ્ટિ, યુવાની અને શરૂઆતનાં આનંદી જીવનની નજર અને રીતભાતના ભાવનાયુક્ત ઇતિહાસ, અને જે સંગતિ આપણા આખા જીવનમાં વળાવા તરીકે સાથે રહેછે તેની જુદી જુદી અસર અને શક્તિઓ,—આ સઘળાં આપણે જાણીએ છીએ કે આપણને કેવાં આનંદિત કરેછે, સ્તબ્ધ કરેછે, ઉશ્કેરે છે, પ્રેરિત કરેછે અને આપણા આત્માને વિસ્તૃત કરેછે!

સૌંદર્ય એ એવું સ્વરૂપ છે કે જેની છાયા નીચે રહી દુનિયાનો અભ્યાસ કરવાનું બુદ્ધિ પસંદ કરેછે. સઘળા હક સૌંદર્યના હક છે; કારણ કે સૌંદર્ય ઘણાં છે; જેવાં કે, સૃષ્ટિ-સૌંદર્ય, મનુષ્યનાં આકૃતિ અને ચેહેરાનું સૌંદર્ય, રીત-ભાતનું સૌંદર્ય, બુદ્ધિનું સૌંદર્ય, પદ્ધતિનું સૌંદર્ય, નીતિનું સૌંદર્ય કે આત્માનું સૌંદર્ય.

પ્રાચીન કાળના પુરૂષો એવું માનતા હતા કે મૃત્યુલોકના દરેક માન-વીના જન્મ સમયે સંસારમાં તેને દોરવાને, કોઇ દેવતા કે પિશાચ પોતાને હસ્તક તેને લેતો હતો; અને જે શરીરપર તેઓ સત્તા ચલાવતા હતા, તેની સાથે કાંઇક ભળેલા તેઓ કોઇ કોઈ વખત અગ્નિની જવાળાના રૂપમાં દેખાતા હતા; ખરાબ મનુષ્યના માથા ઉપર, અને ભલા મનુષ્યના તત્વ સાથે મળેલી, એ જવાળા દેખાતી હતી. તેઓ વળી માનતા હતા કે એજ દેવતા, પોતાના આશ્રિતના મૃત્યુ સમયે, એજ વખતે જન્મતા કોઇ બાળકમાં પ્રવેશ કરતી;

અને વાહાણની ચાલ ઉપરથી તેના ખલાસી વિષે અનુમાન બાંધવાનું તેઓ ડોળ કરતા હતા ; જો કે તેને આપણે આપણાં પોતાનાં નામ આપીએ છીએ, તોપણ એજ વાત આપણે કાંઇક એવીજ રીતે જાણીએ છીએ. આપણે કહીએ છીએ કે દરેક માણસને તેની સર્વોત્તમ ક્ષણથી ગણાવાનો હક છે. આપણા દોસ્તોનું માપ આપણે એજ ન્યાયે કરીએ છીએ. એમની મુર્ખાઇના પ્રસંગો પણ છે, એમ જાણીએ છીએ છતાં આપણે એ ધ્યાનમાં નથી લેતા; પરંતુ વિશ્વાસનીય અને સૌંદર્યથી યુક્ત એવી એની દેવતાના પુન: આગમનની આપણે વાટ જોઇએ છીએ. બીજી રીતે, વળી દરેક જણ જાણેછે કે એવાં પણ કેટલાંક મનુષ્યો હોયછે કે જે માંદા જેવાં દેખાયછે અને તેમની બુદ્ધિમાં સઘળી શક્તિ છતાં, તેઓ છુટથી કામ કરતાં હોય એવું કદિ આપણને જણાતું નથી. તેઓ પોતે પણ એ જાણતા હોયછે, અને એની એ શોચનીય દશા તમે જાણોછો કે નહિ એ જાણવાને એ તમારા તરફ આડી નજરે જુએછે. આપણે કલ્પના કરીએ છીએ કે જો કોઇ પણ એવો ચમત્કારિક શબ્દ આપણે બોલી શકીએ, અને તેથી તેમને બંધન-મુક્ત કરી શકીએ, તો તુરત તેને આડે આવતું વાદળું વિખેરાઇ જશે, અને હિંમતથી બાહાર પડી પોતાની સ્વતંત્રતા પાછી મેળવશે. એનો ઉપાય કદિ પણ દૂર જણાતો નથી, કારણ કે વિચારનું પેહેલું પગથીયુંજ આ અગત્યતાનો ડુંગર અળગો કરેછે. વિચાર એ પવનથી ભરેલો ગોળો છે, અને તે ગ્રહોને પણ ચીરી શકેછે; અને જે ચીજોમાં તેને (તે મનુષ્યને) સૌંદર્ય લાગેછે, તે સૌંદર્ય એનો શુભેચ્છક સ્નેહી છે; અને અગ્નિની પેઠે તે વિચારને વિસ્તૃત કરેછે, અને તેને જણાવેછે કે સ્વતંત્રતા અને સત્તા તેને માટે રાહ જુએછે.

સૌંદર્યનો પ્રશ્ન આપણને ઉપરની આકૃતિ ઉપરથી નીચેના પાયાનો વિચાર કરવા તરફ લઇ જાયછે. ગેટી કહેછે કે "સૌંદર્ય એ કુદરતના ગુપ્ત કાનુનનું પ્રાકટ્ય છે, અને જે એવી રીતે દેખાયું નહોત તો તે કદાચ આપણને અવિદિત રહી જાત." અને આ ઉંડી પ્રેરણાની ઉશ્કેરણી, કારીગિરીનાં સર્વ કામ સંબંધે ધાંધલ કરાવેછે, (જેમાં ઘણી ખરી ધાંધલ માત્ર ઉપલક અને નાદાન હોયછે,) જેથી કરીને મિસર, ગ્રીક અને ઇટાલીમાં મુસાફરનાં ટોળેટોળાં વરસોવરસ જાયછે. દરેક માણસ, સૌંદર્યના શાસ્ત્રમાં જે જે પ્રાપ્તિ કરેછે તેની કિંમત તે પોતાના હવાલા ઉપરાંત ગણેછે. ઉપયોગીમાં ઉપયોગી સંસારમાં સૌથી વધારે ઉપયોગી માણસને, જ્યાં સુધી એને માત્ર લાભજ આપવામાં આવેછે

ત્યાં સુધી એ, અસંતુષ્ટ રહેશે. પણ સૌંદર્ય જ્યારથી એ જુએછે, ત્યારથી તુરતજ તેનું જીવન અતિ કિંમતી બની રહેછે.

ઘણા ફિલસુફની થએલી દુર્દશા સૌંદર્યની વ્યાખા આપવાનો પ્રયત્ન નહિ કરવા મને ચેતવણી આપેછે. માત્ર તેના કેટલાક ગુણનું હું કથન કરીશ. જે સાદું છે; જેમાં કાંઇ નકામું નથી હોતું; જે પોતાનો ઉદ્દેશ બરાબર પાર પાડેછે; જેનો સંબંધ સર્વ સાથે હોયછે; જે ઘણા છેડાઓનું મધ્યસ્થ હોયછે; તેને આપણે સૌંદર્ય કહીએ છીએ. ઘણા વખત સુધી ટકી રહેતો અને ઉચ્ચ ભાવનાએ આપણને પોહોંચાડતો એ ગુણછે. આપણે કહીએ છીએ કે પ્રેમ આંધળો છે, અને આંખે પાટા બાંધેલી એવી કામદેવની છબી ચિત્રવામાં આવેછે. હા; આંધળો તો એ ખરો; કારણ કે પોતાને નથી ગમતી એવી વસ્તુઓ તરફ એ નથી જોતો. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર કોઈ પણ હોય તો તે કામદેવ છે; કારણ કે પોતાને જોઈએ તેજ વસ્તુ તે ખોળી કાઢેછે. અને તેજ માત્ર એ જુએછે. પુરાણીઓ આપણને જણાવેછે કે અરૂણ લુલો અને કામદેવ આંધળોછે; એમ કહીને એવું જણાવવા તેઓ ઇચ્છેછે કે એક સર્વ અવયવયુક્ત ચાલાક છે અને બીજો પ્રબળ ચક્ષુયુક્ત તીવ્ર જોનાર છે. ખરેખરી પુરાણોક્તિમાં તો મદન એ અવિનાશી બાળક છે, અને એને સૌંદર્ય આગેવાન થઇ દોરેછે. અને 'યુવાન અંતઃકરણને માર્ગ–પ્રદર્શક સૌંદર્ય છે'—એમ આપણે જ્યારે કહીએ છીએ ત્યારે એનાથી વધારે ઉંડો અર્થ આપણે દર્શાવી શકીએ નહિ.

દરેક ભૂષણ માત્ર શોભાનેજ માટે નથી, પણ દરેક કોઇ ઉચ્ચતર કાર્ય-કોઇ તંદુરસ્તીની નિશાની છે, એમ જ્યારે આપણી સમજમાં આવેછે, ત્યારે કુદરતની આકૃતિ અને રંગમાં ઇંદ્રિયજન્ય આનંદ સિવાય પણ કોઇ બીજો મોહ આપણને તેમાં લાગેછે. પક્ષીઓ, પશુઓ, કે મનુષ્યોની આકૃતિઓનું, લાલિત્ય તેની રચનાનું કાંઇક સૌંદય જણાવેછે. અથવા તો જે આપણી પાસે છે તેનાથી અપાયલું માત્ર ઇજન એજ સૌંદર્ય છે. વનસ્પતિ–વિદ્યાનો એક નિયમ એવો છે કે છોડવાઓની આકૃતિ સરખી હોય, તો તેના ગુણ પણ સરખાજ હોય. આ નિયમ વધારે વિસ્તારમાં લાગુ પાડી શકાય; છોડમાં, રોટલીમાં, કે સર્વમાં એ સાચો છે કેઃ—કોઇ પણ બનાવટ કે ઘટનાની રચનામાં, ઉદ્દેશને અનુસરીને તેના ઔચિત્યમાં ખરેખરો વધારો, એજ સૌંદર્યનો પણ વધારો.

ગ્રીક અને ગોથ લોકોની કળા, પ્રાચીન અને આગળની ચિત્રવિદ્યાના, અભ્યાસથી જે પાઠ આપણે શીખીએ છીએ તે લીધેલા પરિશ્રમનો બદલો વાળી આપેછે,—એટલે કે સૌંદર્યના અવયવ માત્ર સુંદર હોવા જોઈએ; શણગારની બહાર તેનું નામ વિરૂપતા. હાડકાં સંપૂર્ણ, સાજાં અને સારાં હોયતોજ ચેહેરામાં લાલી આવી શકે, તોજ શરીરમાં તંદુરસ્તી આવી શકે, કે જેને લીધે આંખમાં ચળક અને તેજી આવેછે. આકૃતિ બરાબર ગોઠવાય, અને સાંધા બરાબર મેળવાય તોજ બાહારની શોભા અને ગતિમાં સૌંદર્ય પ્રાપ્ત થાયછે. ન શોભે એવી રીતે બિલાડી કે હરણ બેસીજ નહિ શકે. જે માણસનો બાંધોજ ખરાબ છે, તેને ઉસ્તાદ પણ સારી રીતે ચાલતાં શીખવી નહિ શકે. પુષ્પોનો રંગ તેમના મૂળમાંથીજ પ્રવૃત્ત થાયછે અને દરિઆઇ છીપોનો ચળકાટ તેમના જન્મથીજ શરૂ થાયછે. આથીજ, ઘર બાંધવામાં આપણી રસિકતા રંગો અને હિકમતોને નાપસંદ કરેછે, અને લાકડાને મૂળ સ્થિતિમાં દેખાડેછે; અને જેના ટેકાની જરૂર નથી એવા થાંભલાના ટેકાને સ્વીકારતી નથી, અને જેનો ખપ છે તેને હિમતથી રહેવા દેછે. દરેક અગત્યનું કે સેન્દ્રિય કામ સર્વને પ્રસન્ન કરેછે. ઘોડાને પાણી પાવા લઇ જતો માણસ, વાવણી કરતો ખેડૂત, ખેતરમાં નીંદણ કરતાં મજુરો, વાહાણ બાંધતો સુતાર, પોતાની ભઠ્ઠીએ કામ કરતો લુવાર, અથવા ગમે તે એવી કોઇ ઉપયોગી મેહેનત કરતો પુરૂષ, ડાહ્યા પુરૂષને સુંદર લાગેછે. પણ માત્ર દેખાવને માટેજ એ સર્વ કરવામાં આવતાં હોય તો તેમાં નીચતા છે. સમુદ્રનાં વાહાણો કેવાં રળીઆમણાં લાગેછે! પણ નાટકશાળાનાં વાહાણો, કે ચોથા જ્યોર્જે વરજીનીઆના પાણીપર ભભકાને માટે વાહાણો રાખ્યાં હતાં તે, અને એક કલાકે એક પેની આપવાનું કરી વેષ ધરાવી ઉભાં રાખેલાં માણસો કેવાં લાગતાં હતાં! લડવા જતી લશ્કરની હાર અને તેહેવારના દિવસે ફરવા જતી આપણી સ્વતંત્ર મંડળી—એ બંનેની અસરમાં કેટલો ફરક છે! લશ્કરી દમામ અને ધ્વજ-પતાકાથી આનંદિત બનેલા સરઘસની વચ્ચે મેં એક એવા છોકરાને જોયો કે જે દીવાલ નીચે પડેલી તાંસળી લઇ લાકડીની ટોચપર એવી તો સરસ રીતે ફેરવવા લાગ્યો કે તેના એ અનુપમ સૌંદર્યથી સર્વનું ધ્યાન ત્યાં ખેંચાયું.

એક બીજું પુરાણોનું પ્રમાણ: ગ્રીક લોકો એવી વાત કરતા હતા કે રતિનો જન્મ સમુદ્રના ફીણમાંથી થયો હતો. મર્યાદિત કે મજબૂત એવી કોઇ વસ્તુમાં આપણું લક્ષ ખેંચાતું નથી; પરંતુ જીવનથી જે ભરપૂર છે, પ્રયત્નથી

કે કાર્યથી કાંઇક દૂર જે પહોંચી શકેછે, તેમાંજ માત્ર આપણું લક્ષ જાયછે. મેહેલ કે મંદીર જોવાથી આંખને આનંદ મળેછે; કારણ કે પથ્થરને પણ રચના અને ક્રમ આપવામાં આવ્યાંછે, જેથી કરીને તેઓ ભૂમિતિ સંબંધી વાત કરેછે અને બાહારના દેખાવથી રમણીય કે પ્રતાપયુક્ત પ્રૌઢ બની રહેછે. એક વસ્તુ બીજી વસ્તુમાં જે ક્ષણે રૂપાંતર પામેછે, એક વસ્તુ જાણે કે આ ઘડીએ બીજા રૂપમાં રૂપાંતર પામી જશે—એ ક્ષણ એજ સૌંદર્ય છે. કોઇ પણ વસ્તુની એકજ આકૃતિમાં સ્થિરતા, સંચય, અથવા સંઘટ્ટન—લાંબું નાક, લાંબી દાઢી, ખુંધ–એ રૂપાંતરના વહનથી ઉલટું છે, અને એટલા માટે એમાં વિરૂપતા છે. કોઇ પણ આકૃતિના અવયવની સુંદરતા ગમે તેવી હશે પણ આકૃતિ જો ચલન પામી શકે, તો વધારે સુંદરતાની શોધ આપણને તેમાંથી હાથ લાગશે. સમતોલપણામાં પહોંચતી ખલલ અવયવોની સમાનતાની પુનઃસ્થાપના જોવા આપણી આંખને જાગૃત કરેછે; અને જે પગથીએ થઇ એ હસ્તગત થાયછે તેનું અવલોકન કરવાને ઉશ્કેરેછે. ખળખળ વેહેતું જળ, સમુદ્રનાં મોજાં, પક્ષીઓનું આકાશ–ગમન, અને પ્રાણીઓનું સ્થળાંતર, એ સર્વમાં આજ મોહિની છે. નૃત્યનું પણ આજ સૂત્રછે, અને તેમાં ગુમાવેલ સમતોલપણું, એકદમ અને વાંકાચુંકા પગલાંથી નહિ, પણ ધીમે ધીમે અને ગોળાકાર ગતિથી જાળવી લેવાનું છે. રસિકતામાં અનુભવી એવા પુરૂષોએ મને કહ્યું છે કે રસિકતાની કોઇ પણ નવી પ્રથા ઉત્તરોત્તર ક્રમના નિયમને વશ છે અને કદિ સ્વચ્છંદી નથી હોતી. હમેશાં જૂની પ્રથાથી એકજ પગથીયું આગળ નવી પ્રથા હોયછે; અને એ વિષયમાં પરિચિત આંખ ભવિષ્યની નવી પ્રથા આગળથી ભાખી શકેછે. આ હકીકતથી આપણી પોતાની રીતભાતના સઘળા દોષ અને ભૂલોના કારણનું સૂચન થાયછે. સંગીતમાં એ જરૂરનું છે કે જ્યારે તમે બેસુર વગાડોછો, ત્યારે સુરમાં આવવાને વચલી એક બે ચાવી તમારે ઉતરવી પડેછે. ઘણાખરા ભલભલા બુદ્ધિયુક્ત પ્રયોગો, સફળ થવાને સર્જેલા છતાં, એકદમ–અતિશય અપ્રાસંગિક હોવાના સબબે તદ્દન નિષ્ફળ જાયછે. હું તો ધારૂંછું કે કોઇ પુરૂષ, ક્રમવાર ધીમે ધીમે કોઇ કામ કરતો જાય, તો ધીમે ધીમે, પગથીએ પગથીએ, એ એવું તો સૌંદર્ય તેમાં લાવી શકશે કે, છેવટે એજ વિષયમાં તે અનુપમ થઇ પડશે; આ નિયમ સર્વત્ર કેવો લાગુ પડેછે, અને એનાથી કેટલું બધું થઇ શકેછે તે કહેવાની જરૂર નથી. આજ નિયમને અનુસરી જો વર્ત્તવામાં આવે, તો સુધારા તરફ ધસતા

10

પુરુષો જે સર્વની એકદમ ઇચ્છા રાખેછે, તે ધીમે ધીમે બેશક તેમને વગર માગ્યે પણ મળેજ. આ પ્રમાણે એવી એવી સ્થિતિની કલ્પના સેહેજે થઇ શકે કે જેમાં સ્ત્રીઓ બાહાર છૂટથી બોલવા પામે, મત આપી શકે, દલીલ કરે, કાયદા બાંધવામાં કામ આવે, અને ગાડી ઘોડા પોતે હાંકે; અને એ સઘળાં પગથીએ પગથીએ, એક પછી એક થતાં આવે, તો સ્વાભાવિક રીતેજ એ સર્વ થઇ જશે. સઘળી વર્તુળાકાર ગતિમાં જે આવી જાતનું વહન રહેલું છે તેમાંજ સૌંદર્ય સમાએલું છે. જેમકે, પાણીનું પરિક્રમણ, લોહીની ગતિ, ગ્રહોનું વાર્ષિક ભ્રમણ, વનસ્પતિ–સૃષ્ટિનો વરસોવરસનો ફેરફાર, અને કુદરતનો આઘાત અને પ્રત્યાઘાત; અને એજ પગલે આગળ વધતા કાર્યમાં વિચારની આવી જરૂર એજ અમરત્વનું પગથીયું છે.

એજ મતલબનું પૌરાણિક એક બીજું એવું સૂત્ર છે કે:–સૌંદર્ય સિંહપરજ સવારી કરેછે. અગત્યતા ઉપરજ સૌંદર્યનો આધાર છે. સંપૂર્ણ કાર્ય–નિર્વાહનું પરિણામ એજ સૌંદર્યની સ્થિતિ છે. મધમાખીઓ પોતાનો મધપૂડો એવે ખૂણે બાંધેછે કે જ્યાં થોડામાં થોડા મીણથી વધારેમાં વધારે સલામતી તેમને મળી શકે. પક્ષીનું હાડકું કે પીછું થોડામાં થોડા વજનથી વધારેમાં વધારે જોર આપેછે. મીચેલ એન્જેલો કહેછે કે—"વધારે પડતી વસ્તુને કાઢી નાખવામાંજ સૌંદર્ય છે." કુદરતની રચનામાં એક અણુમાત્ર પણ વધારાનું નથી. છોડવાના ઉપયોગમાં, આકૃતિ કે રંગની દરેક નવીનતા માટે, ખાસ કારણો હોયછે; અને આપણા હુનરો પણ, વધારે સયુક્તિક ગોઠવણથી સાહિત્યનો બચાવ કરેછે; અને દીવાલમાંથી દરેક વધારાની ચીજ લઇ લઇને, અને સ્તંભોની કવિતામાં એનું સઘળું સામર્થ્ય સાચવીને સુંદરતાએ એને પહોંચાડેછે. અલંકારશાસ્ત્રમાં તો ઉપેક્ષાનો આ હુનર શક્તિનો મુખ્ય મંત્ર છે; અને સર્વ સ્થળે, સાદામાં સાદી રીતે મોટામાં મોટી વાત કરવી, એ ઉંચી કેળવણીની એક સાબીતિ છે.

પેહેલેથીજ સત્ય, અને પછી પણ હમેશાં સત્યજ: સઘળી યોજનામાં, તમારી વસ્તુને અતિ પ્રસિદ્ધ બનાવવામાં ચતુરાઇ રહેલી છે; પરંતુ વધારે ચતુરાઇ તો પ્રથમથીજ અતિ પ્રસિદ્ધ વસ્તુ પસંદ કરવામાં સમાયલી છે. સુંદર કળાઓમાં કાંઇ પણ અકસ્માતથી—એની મેળેજ આવેલું નથી; પરંતુ જે પ્રજાથી એ પ્રસિદ્ધિને પામી છે તેમની પ્રેરણાથીજ એનો જન્મ થયોછે.

લાંબા વખત સુધી કોઇ વસ્તુને ટકાવી રાખે એવો ગુણ તે સૌંદર્ય. એક ઘર મારી જાણમાં એવું છે કે જ્યાં મીણનો જથો ઓરડીમાં કે અભરાઇમાં વીશ વર્ષથી પડ્યો રહેતો હતો, કારણ કે મીણના એ જથાને સસલાની આકૃતિ આપવામાં આવી હતી; અને હું ધારૂંછું કે સૈકાના સૈકા સુધી એમનો એમ એ પડ્યો રહેશે. કાગળના એક નાના કટકાપર કોઇ કારીગર થોડીક લીટીઓ લખે, અથવા કોઇ ચિત્ર કાઢે, અને એ કાગળનો કટકો વિનાશમાંથી બચી ગયો સમજવો. એને સંગ્રહી રાખવામાં આવેછે, ચળકતો કરી એને મઢાવવામાં આવેછે, અને એના ઉપરના લેખના સૌંદર્યના પ્રમાણમાં સૈકા સુધી એ જીવતો રહેશે. બર્ન્સ કવિ કવિતાની નકલ ઉતારી વર્તમાનપત્રવાળાને મોકલાવી આપેછે, અને પછી મનુષ્યો તેને પોતાને હસ્તક લઇ તેનો વિનાશ થવા નથી દેતા.

ગાડા કરતાં વાંસળીનો અવાજ જેમ વધારે દૂર સંભળાય છે, તેમ, જુઓ! સુંદર આકૃતિથી મનુષ્યનું મન તુરતજ કેવું લોભાય છે, અને તેની અગણિત નકલો કેટલી ઝડપથી લેવાઇ જાયછે. સુંદર દેવળો, અને સુંદર મનુષ્યોની પ્રતિમાની કેટલી બધી નકલો લેવાઇ ગઇ છે!! આવી વસ્તુઓપર સઘળાનો પ્રેમ હોયછે. આપણા શેહેરમાં, સુંદરતારહીત મકાન તુરતજ દૂર કરવામાં આવેછે, અને તેની આવૃત્તિ થતી નથી; પરંતુ સુંદર મકાનની સુધારા વધારા સાથે નકલ થાયછે; અને સઘળા સુતારો અને કડીઆઓ સારાને જાળવી રાખવા પ્રયત્ન કરેછે, અને નઠારૂં એની મેળેજ નાબુદ થઇ જાયછે.

કળાની યોજનામાં અથવા કુદરતની કારીગિરીમાં જે આનંદ આપણને પ્રાપ્ત થાયછે તે, જે સૌંદર્ય મનુષ્યાકૃતિમાં સંપૂર્ણતાએ પહોંચેછે તેનીજ પ્રતિચ્છાયા કે આગેવાન છે. સઘળાં મનુષ્યો તેના ઉપાસક છે. જ્યાં જ્યાં તે જાયછે, ત્યાં ત્યાં તે આનંદ અને ઉત્સવ કરી મૂકેછે; અને સઘળી વસ્તુઓ તેને સુગમ થઇ પડેછે. સ્ત્રીમાં એ સંપૂર્ણ શ્રેષ્ટતાએ પહોંચે છે. ઇસ્લામીઓ કહેછે કે "સૌંદર્યના આખા અંબારનો એ તૃતિયાંશ પરમેશ્વરે હવાને આપ્યો." સૌંદર્યથી ભરેલી સ્ત્રી કવિનો સાક્ષાત્ અવતાર છે. પોતાના ઉન્નત સાથીને વશ કરતી, અને જેના જેના સંબંધમાં આવેછે તેનામાં મમતા, આશા અને ઉન્નત ભાવ ઉત્પન્ન કરતી દેવી એછે. સ્થિતિની કેટલીક અનુકૂળતા એની સાથે જવી જોઇએ, કારણ કે કાંઇક ગંભીરતાની એને આવશ્યકતા છે; પરંતુ એના ઉપાલંભ અને શ્રેષ્ટતા આપણને પ્રિય લાગેછે. કુદરતની એવી ઇચ્છા છે કે

સ્ત્રીઓએ પુરૂષોને આકર્ષવા, પરંતુ ચતુરાઇથી તે પોતાના ચેહેરામાં કોઇ કોઇ વખત એવો મર્મ રાખેછે કે, કેમ જાણે તે કહેતી હોય કે–"હા, હું આકર્ષવા તો ખૂશી છું; પણ હજી સુધી મેં જોયાછે તેના કરતાં કોઇ વધારે સારા માણસને!" પંદરમી સદીનો ફ્રાન્સનો ઇતિહાસ પોલીન ડી વીગીર નામની સદ્‌ગુણી અને નિપુણ કુમારિકાનું નામ પ્રસિદ્ધ કરેછે; તેણે પોતાની સૌંદર્યમય અનુપમ કાંતિથી પોતાના સમકાલીન મનુષ્યોની પોતાના તરફ એટલી બધી આસક્તિ ઉશ્કેરી હતી કે તેની પોતાની બારીમાં ઓછામાં ઓછું અઠવાડી-આમાં બે વખત બેસવાને કાજે તેને ફરજ પાડવા માટે તેના સ્વગામ ટુલુસ શેહેરના રહેવાસીઓને દીવાની સત્તાની મદદ લેવાની જરૂર પડી હતી; અને જ્યારે જ્યારે એ પ્રમાણે તે બાહાર બેસતી, ત્યારે ત્યારે જીંદગી જોખમ-માં પડે એવું લોકોનું ટોળું એને જોવાને ભરાતું હતું. છેલ્લા સૈકામાં ઇંગ્લાંડમાં પણ, ગનીંગ્સ કુમારિકાઓની ખ્યાતિ ઓછી નહોતી; તેમાંથી એલીઝાબેથ હેમિલ્ટનના ડયુકને વરી, અને મેરીયા કોવેંન્ટરીના અર્લને પરણી. વૉલપોલ કહેછે કે "શુક્રવારને દિવસે જ્યારે ડચેસ હેમિલ્ટન દરબારમાં આવી હતી, ત્યારે મેળાવડો એટલો બધો ખીચોખીચ ભરાયો હતો કે દીવાનખાનામાં ભરાએલા અમીર વર્ગને પણ તેના તરફ દૃષ્ટિ કરવા ખૂરશી અને મેજપર ચડી ઉભા રહેવાની જરૂર પડી હતી. તેમને ગાડીમાં ચડતાં જોવાને લોકોનાં ટોળે-ટોળાં તેમનાં ઘરનાં બારણાં નજીક ઉભાં હોયછે અને જ્યારે તેઓ નાટક શાળામાં જવાનાં છે એવું જણાયછે, ત્યારે લોકો આગળથી જઇ પોતાની બેઠકો લઇ લેછે." બીજે સ્થળે તે વળી આગળ કહેછે કે "એમને જોવાને લોકોનાં ટોળાં એવાં એકઠાં થાયછે કે યોર્કશાયરમાં તેમને સવારમાં પોતાની ગાડીમાં ચડતાં જોવાને ધર્મશાળામાં અને તેની આજુબાજુ સાતસો માણસો ભરાયાં હતાં."

પરંતુ હેલન, પોલીન કે ડચેસ હેમિલ્ટનની વિખ્યાતિથી આપણે આપણા મનનું સમાધાન શામાટે કરવું જોઈએ? આ વશીકરણ આપણે સઘળા જાણીએ છીએ, અથવાતો કેવું હોય તેનું અનુમાન કરી શકીએ છીએ. નિર્બળ આંખો ગમે તેટલો વખત સૌંદર્યથી ભરપૂર આંખો તરફ જોઇ રહેશે, તથાપિ તેને ઇજા થવાની નથી. આપણી આસપાસ રહેલી સુંદર કુદરતની સાથે સ્ત્રીની ખૂબસુરતી સંબંધ ધરાવે છે; અને મોહિત થએલો યુવાન, ચંદ્ર અને તારાની સાથે, જળ અને જંગલની સાથે, અને વસંતઋતુના ધમધમાટ સાથે તેમની કાંતિને સરખાવેછે. તેમનાં દૃષ્ટિપાત અને વચનવડે

તેઓ આપણી અણઘડતાને સુધારી નાખેછે. અતિ ગંભીર અભ્યાસી ઉપર પણ તેઓ માનસિક અસર ઉત્પન્ન કરેછે તે આપણે જાણીએ છીએ. તેની બુદ્ધિ તેઓ સુધારીને ચોખ્ખી કરેછે; અને જે નિરસ અને વિટંબણાથી ભરપૂર છે, તે આનંદથી કેમ પૂરૂં કરવું તેની રીત તેઓ આપણને શીખવે છે. આપણે તેમની સાથે વાત કરીએ છીએ અને આપણું સાંભળે એવી આપણને વૃત્તિ થાયછે. એમને પરિશ્રમિત કરવાની આપણને ધારતી રહેછે; અને વાતચિત કરવાની એવી સુગમતા એથી આપણને આવી જાયછે કે આપણી બોલવાની શૈલીજ પછી એવી બની જાયછે.

કુદરત નિરંતર એ મેળવવાનો પ્રયત્ન કરેછે તેથી એવું સાબીત થાયછે કે સૌંદર્યની સ્થિતિ સર્વને સહજ છે. સુંદર દેહ ઉપર મીરાબોને વિરૂપ ચેહેરો હતો; અને આપણે હમેશાં એવા ઘણા ચેહેરા જોઇએ છીએ કે જેમના ઘાટ સારા હોયછે, પણ પછીથી બગડી જાયછે. આપણા સર્વનો સૌંદર્યપર હક છે તેની એ સાબીતિ છે, અને આપણા વડવાઓએ એ નિયમ જાળવ્યા હોત તો આપણે પણ તેવાજ થાત, કારણ કે દરેક કમળ અને દરેક ગુલાબ સુંદર હોયછે. પરંતુ આપણાં શરીર આપણને બંધબેસતાં નથી હોતાં, પણ આપણા ચાળા પાડી આપણું ઉપહાસ કરાવેછે. આ પ્રમાણે ટુંકા પગ, જેને લીધે ટુંકા અને બેડોળ પગલાં ભરાયછે તે, તેના માલીકને એક જાતનું અપમાન અને નિંદા છે; અને વળી લાંબી ઘોડીઓ હમેશાં હાનિકારક નીવડેછે, અને મનુષ્યના સાધારણ કદ સુધી નીચું વળવાની તેને ફરજ પાડેછે. "તેનો ચેહેરો પાણીમાં ડૂબેલા તારૂ જેવો લાગતો હતો" એમ કહીને માર્શીઅસ પોતાના સમકાલીન એક ગૃહસ્થનું ઉપહાસ કરેછે. શેખસાદી એક નિશાળના મેહેતાજીનું વર્ણન કરેછે કે "એ એવો તો વિરૂપ અને નિષ્ઠુર લાગતો હતો કે એને જોવાથી ગમે તેવા આસ્તિકનો આનંદ પણ ચાલ્યો જાય." કોઇ પણ માનસિક નમુના પ્રમાણે ચેહેરો કોઇકજ જોવામાં આવેછે; પરંતુ સ્વચ્છંદીપણા અને મુર્ખાઇની હજારો વાતોના પ્રમાણભૂત તરીકે શિલ્પ-વિદ્યામાં નોંધ તરીકે તેઓ મોજુદછે. ઉત્તમ ચિત્રકારો કહેછે કે ઘણા ખરા ચેહેરાતો અનિયમિત અને બેડોળ છે. એક આંખ આસમાની તો એક ભૂરી હોયછે; નાક સીધું નથી હોતું; અને એક ખભો બીજા ખભાથી નીચો હોયછે; વાળ તો આખા માથામાં સરખા નથી હોતા. શારિરીક રીતે, તેમજ માનસિક રીતે, સારા અને નઠારા વડવાઓના ગુણનું જેનામાં અસમાન પ્રમાણ છે તેવા કટકા કાપલાની બનેલી, અને મૂળથીજ અયોગ્ય વસ્તુ મનુષ્ય હોયછે.

ગ્રીક લોકોમાં, જેનામાં અનુપમ સૌંદર્ય હોય, તેનાપર પરમેશ્વરની ખાસ કૃપા છે એમ લેખાતું ; અને કોઇ પણ સ્ત્રી સ્વરૂપવાન સુંદરી હોય તો તેની મગરૂબી આપણે ક્ષમા કરશું; કારણ કે, જ્યાં જ્યાં એ ઉભી રહેછે, જાયછે, અથવા તો દીવાલપર પોતાનો પડછાયો નાખેછે, કે કારીગરને ત્યાં પોતાની છબી પડાવવા બેસેછે, ત્યાં ત્યાં તે દુનિયાપર કૃપા કરેછે. અને છતાં, આપણા અંતઃકરણમાં જે ગાઢ અનુરાગ ઉત્પન્ન કરાવેછે, તે એ નથી. રમણીયતા વિનાનું સૌંદર્ય એ ખોરાક વિનાનો ગલ છે. રમણીયતા વિનાનું સૌંદર્ય કંટાળો આપેછે. એક ગૃહસ્થે એક મોટા પ્રમુખને માટે એવું કહ્યું હતું કે "તે પોતાને માટે છબી પડાવવા બેસે તે સિવાય બીજા કશા કામનો નથી." એક ગ્રીક કવિતા એવું જણાવેછે કે સૌંદર્યની કૃપા યાચવામાં પ્રેમની પ્રબળતા જણાતી નથી, પરંતુ કોઇ વિરૂપ ઉપર એવીજ અનુવૃત્તિ થાય તેમાંજ છે ; અને ચીઢીયા વૃદ્ધ પુરૂષો, જેમને સુંદર પુરૂષોથી અસહ્ય કંટાળો ખમવાનો પ્રસંગ પડ્યો છે, અથવા તો કરમાઇ ગએલાં ફુલો જેઓએ કાંઇક વધારે જોએલાં છે ; અથવા તો પોશાક ઉપર સફળતાથી પારાવાર મેહેનત લીધા પછી, જેઓ, નાનામાં નાનો દોષ પણ તમારાં કપડાંનું સૌંદર્ય હરી લેછે તે કહેછે, તે—ખાત્રી આપે છે કે વિરૂપતાનો ભેદ અનિયમિતપણામાં નથી, પણ હૃદયહારી નહિ થવામાં છે.

ગમે તેવી વિરૂપ કાંતિ હોય, પણ તેમાંથી ઉત્તમ ગુણો પ્રકાશિત થતા હોય તો તેને આપણે ચાહીએ છીએ. વિરૂપમાં વિરૂપ માણસોમાં પણ જો પ્રતાપ, વાક્ચાતુર્ય, કળા, અને યુક્તિ હોય તો, સાધારણ રીતે નાખૂશી ઉત્પન્ન કરે તેવા અવયવોના સંયોગ પણ તેનામાં આપણને આનંદ પમાડશે ; અને એને માટે વધારે માન અને આશ્ચર્ય ઉત્પન્ન કરાવશે. મોટામાં મોટો વક્તા દુર્બળ અને અલ્પપ્રાણી હતો. પણ તેનું મગજ ! તેતો રૂવે રૂવે બુદ્ધિથી ભરેલું હતું. એક ગૃહસ્થ એક પાદરીને માટે કહેતો કે "તેનામાં બળદની ચેહેરાકૃતિ સાથે ગરૂડની તીવ્ર બુદ્ધિ હતી." ન્યુટનના દોસ્ત હૂકને માટે કહેવાતું કે "તેનામાં જણાતું તો કાંઇ નથી, પણ ઇંગ્લાંડના કોઇ પણ પુરૂષ કરતાં તે વધારે છે." ગ્વેસ્કલીન કહેતો કે જ્યારે હું આવો વિરૂપ છું, ત્યારે મારે હિંમતવાન થવુંજ જોઇએ. બેન જોન્સન કહેછે કે મનુષ્ય જાતિને પ્રિય એવો સર ફિલિપ સિડનીનો ચેહેરો આનંદદાયી નહોતો ; એનો ચેહેરો ખીલથી બગડી ગએલો, વધારે પડતા લોહીથી ભરેલો અને લાંબો હતો. જેમણે હજારો વર્ષ પર્યંત ગ્રહોની પેઠે

મનુષ્યોના મસ્તકપર રાજ્ય–સત્તા ભોગવી છે, તેઓ સ્વરૂપવાન નહોતા. એક નાના શેહેરમાંથી મોટું રાજ્ય બનાવી દેવાની સત્તા જો કોઇ મનુષ્યમાં હોય, અનાજને સસ્તું કરવાની, જંગલમાં પણ મંગળ કરવાની, નેહેરો વડે સમુદ્રને જોડી દેવાની, વરાળને પણ વશ કરવાની, વિજય મેળવવાની, વ્યવસ્થા કરવાની, મનુષ્યોના વિચારને દોરવાની, જ્ઞાનને વિસ્તૃત કરવાની–શક્તિ જો કોઇમાં હોય, તો પછી સૌંદર્યની સ્થિતિમાં જેવી રીતે હોવું જોઇએ તેવી રીતે તેનું નાક સમાંતર અને અણીદાર છે કે નહિ? અથવા તે સમૂળગું છે કે નહિ? તેની કાંઇ હરકત નથી; પછી એના પગ વાંકા હોય કે સીધા હોય. એની વિરૂપતા એકંદરે શૃંગાર તરીકે ગણાવા લાગશે. સૌંદર્યને નીચી નમાવતી રમણીયતાનો આ વિજય છે; અને એવી સુંદર, પરિચિત અને ઘુર્ણાયમાન બનાવતી શક્તિથી એ આપણને મોહિત કરી નાખેછે કે એથી કરીને પૂજાતા પુરૂષો નિરસ બની રહેછે અને તેમની સાથે આપણી જીંદગી ગાળવાનો વિચાર દુઃસહ થઇ પડેછે. કેટલાક ચેહેરા રમણીયતાથી એવા ભરપૂર હોયછે, વિચારના પ્રભાવે એવા પ્રફુલ્લિત અને રમણીય રીતે તરંગિત થએલા હોય છે કે, તેમનીમૂળ આકૃતિ આપણને ભાગ્યેજ માલમ પડેછે. આકૃતિનું રસમય સૌંદર્ય જતું રહેછે, તે એટલા માટે કે તેની જગાએ એથી પણ વધારે રસમય સૌંદર્ય આવેલું છે; અને આંતરિક અને વધારે દૃઢ આકૃતિ દૃશ્ય થાયછે. છતાં, આગળ કહ્યું તેમ, સૌંદર્ય સિંહપર સવારી કરેછે; તેમ છતાં પણ, સૌંદર્યને માટેજ સૃષ્ટિ રચવામાં આવીછે. પોતાના તોફાની સમયમાં પણ રાજાઓ અને અમારોપર જે ઇટાલિયન કારીગરોની બુદ્ધિ એક લાકડીએ રાજ્ય ચલાવતી હતી, તેમનાં જીવનો સાબીત કરેછે કે લોકો પોતાના કરતાં ઉત્તમ રીતિ અને પોતાના કરતાં ઉચ્ચ બુદ્ધિને કેવા સર્વ સમયે માન આપેછે! જો કોઇ માણસ પોતાના દરવાજાના સ્તંભ ઉપર પથ્થરનું એવું પૂતળું બનાવી શકે કે તેની રમણીયતા, આકૃતિ, અને તેના કોઇ અલૌકિક ભાવથી લોકોનાં ટોળેટોળાં ત્યાં ખેંચાઇ આવી આખો દિવસ ઉભાં રહે; જો કોઇ પણ માણસ ઝૂંપડું પણ એવું બાંધી શકે કે જેની સુઘડતા આગળ મોટા મોટા મેહેલો પણ નહિવત્ બની રહે; કુદરતનોલાભ એવી રીતે લઇ શકે કે તેની સર્વ શક્તિઓ પણ તેને આધીન થઇ જાય; પૈસાનો નહિ, પણ ભૂમિતિનો ઉપયોગ કરી શકે; પર્વતને ફુવારો બનાવી શકે; અને સૂર્ય ચંદ્રને પણ માત્ર પોતાની ભૂમિના અલંકાર રૂપ બનાવી દે;—તો તેમાં પણ સૌંદર્યની વાસ્તવિક સત્તા છે.

મનુષ્યાકૃતિની કાંતિ-પ્રભા જોકે કોઇ કોઇ વખત અલૌકિક હોયછે, તોપણ એતો માત્ર સૌંદર્યનો ઝબકારોજ છે; અને યુવાનીની પરિપક્વતાએજ માત્ર થોડા માસ કે વર્ષ પર્યંત એ પહોંચેછે; અને ઘણાખરામાંતો એનો અસ્ત ત્વરાથી થઇ જાયછે. પણ આંતરિક અનુપમતામાં આપણું લક્ષ પલટાવીને આપણે તેના ભક્ત રહીએ છીએ. વિચિત્ર અને ક્વચિત્ બુદ્ધિમાં એ અનુપમ છે એટલુંજ નહિ, પણ રીતભાતના સંસારમાં પણ એ એવુંજછે.

પણ ખાસ ગુણની તો નોંધ લેવી હજી બાકીજ રહી જાયછે. વસ્તુઓ સુંદર, નાજુક, ફળદ્રુપ, સુઘડ કે મજેની હોયછે, પણ જ્યાં સુધી તેની અસર કલ્પનાને નથી થતી, ત્યાં સુધી તેઓ સૌંદર્યમયજ નથી. સૌંદર્યનું પૃથક્કરણ હજી સુધી થઇ શકતું નથી તેનું આજ કારણ છે. હજી સુધી એનો કબજો નથી, અને ત્યાં સુધી તેનો સ્પર્શ થઇ શકતો નથી. પ્રોક્લસ કહેછેકે, "આકૃતિના ચળકાટપર એ તરેછે". ખરૂં કહીએ તો એ આકૃતિમાં નથી,પણ અંતઃકરણમાં છે. તુરતજ કબજો છોડી દ્રષ્ટિમર્યાદામાં રહેલી કોઇ વસ્તુ તરફ તે નાશી જાયછે. ઉત્તરધ્રુવને જો હું હાથ અડકાડી શકું, તો એ એવોજ સુંદર શું મને લાગશે? સમુદ્ર રમણીય લાગેછે, પણ જ્યારે આપણે અંદર ન્હાવા પડીએ છીએ, ત્યારે પાસેના જળનું સૌંદર્ય જતું રહેછે; કારણકે કલ્પના અને ઈંદ્રિયો એકજ વખતે સંતુષ્ટ થઇ શકતાં નથી. વડઝવર્થ જ્યારે "ન સમુદ્ર ઉપર કે ન પૃથ્વી ઉપર" એવા પ્રકાશ વિષે વર્ણન કરેછે, ત્યારે એનો અર્થ એવો છે કે માત્ર જોનારથીજ એ જોવાયો હતો; અને વેલ્સનો એક કવિ પોતાના દેશની સ્ત્રીઓને ચેતવણી આપેછે કે:—"*Half of their charms with Cadwallon shall die.*"

"તેમની અરધી મોહીનીઓ કેડવેલનની સાથે મૃત્યુ પામશે"

કોઇ પણ વસ્તુને સૌંદર્યમય બનાવે એવો નવો સદ્દગુણ-તે તો કોઇ સ્વર્ગીય ગુણ છે. અથવા આખી સૃષ્ટિની સાથે સંબંધ સૂચવનારી અને એથી કરીને દયાજનક એકલાપણામાંથી મુક્ત કરનારી, કોઇ શકિત છે. દરેક કુદરતી દેખાવ—આકાશ, મેઘધનુષ્ય, ફુલો, સંગીતમય અવાજ, એ સર્વની અંદર કોઇનું ખાનગી નહિ, પણ કાંઇક સર્વવ્યાપી જેવુંછે, અને જે કુદરતનો આત્મા છે એવા સર્વના મધ્યસ્થ લાભની સૂચના આપેછે, અને એથીજ એ સૌંદર્યમય બનેછે. અને ઇશ્વરની ખાસ કૃપાવાળા પુરૂષોમાં અને સ્ત્રીઓમાં તેમનાં આકૃતિ, ભાષણ અને રીતભાતમાં હું એવું કાંઇક જોઉંછું કે જે તેમના પોતાના અંગતું કે કુટુંબનું નથી હોતું; પણ સાર્વજનિક, અધ્યાત્મિક અને

સર્વ મનુષ્યના સાધારણ સંબંધવાળું કાંઇક હોયછે અને એથી કરીને આપણે એને આકાશની પેઠે પૂજીએ છીએ. સૂચનાની વિશાળતા તેમનામાં હોયછે; અને કાળની અનંતતા અને ન્યાયની પેઠે, તેમના ચેહેરા અને રીતભાતમાં કાંઇક પ્રતાપ હોયછે.

કલ્પનાનો ચમત્કાર હરકોઈ વસ્તુનું બીજી ગમે તે વસ્તુમાં રૂપાંતર કરી બતાવવામાંછે. જે બાબતોનો પેહેલાં સાધારણ અને દેખીતો મર્યાદિત અર્થ થતો હતો તે એના વડે એકદમ પૌરાણીક ભેદની પેઠે અગત્યતા ભોગવે છે. મારા ઉપાન, ખૂરશી અને દીવાલગીરી—આ સઘળાં કોઇ વેષમાં પરીઓ છે—ગ્રહો કે તારાનાં ઝૂમખાં છે. કુદરતની સર્વ વસ્તુઓ બુદ્ધિથી ઉત્પન્ન કરેલાં નામો છે, અને એ અનંતત્વની ભાષાનું વ્યાકરણ બનાવેછે. દરેક શબ્દના એવડા, ત્રેવડા કે સોગણા ઉપયોગ અને અર્થ છે. શું ! મારા ચૂલા અને મશાલાની દાબડીઓને ખોટાં તળીયાં છે? ઉપાનની ભલી પેટીબાઈ! હું તારી ક્ષમા ચાહુંછું. મને ખબર નહિ કે તમે ઝવેરાતની પેટી હશો ! કચરો કે ધુળ ચળકવા માંડેછે કે તુરતજ અમરત્વના વસ્ત્રમાં તેઓ વીંટાઇ જાયછે. અને કોઇ પણ બીનાના સાંકેતિક કે દૃષ્ટાંતિક સ્વરૂપ નિરખવામાં એવી મજા આવેછે કે માત્ર એ બીના કે બનાવ જોવામાં નથી આવતી; અને જે દિવસ કલ્પના—સતારના તંતુઓ ખણખણી રહ્યા હોય, એવા દિવસોના જેવા જીંદગીના બીજા કોઈ દિવસો આપણને યાદ નથી રહેતા.

કવિઓ પોતાની પ્રિયાઓને વિશ્વ—રચનાના, જવાહેર, મેઘ—ધનુષ્ય, પ્રભાતના ચમકારા, રાત્રિના તારા—આ સર્વનાં સૌંદર્યથી શણગારે છે તે વાજબી છે ; કારણકે સઘળી જાતનાં સૌંદર્ય અભેદતા બતાવે છે; અને કોઇ પણ સુંદર વસ્તુ, જો સમુદ્ર કે આકાશ, દિવસ કે રાત્રિ કે કોઇની તદ્રુપતા ન બતાવે, તો તેમાં કાંઇક અસત્ય અને વર્જ્ય હોય એવું મને જણાયછે. દરેક સૌંદર્યમય વસ્તુમાં, કે દૃષ્ટિ મર્યાદાપર આવેલા પર્વતોની પેઠે હદથી બાંધેલી આકૃતિમાં, કે સંગીતના ધ્વનિમાં, કે આકાશના ઉંડાણમાં,—દરેકમાં કાંઈક અનહદ અને અનુપમ હોયછે. ધ્રુવ તરફના પ્રકાશે શરીરની અંતર રચના જણાવી આપી ; અને જ્યારે અંતઃકરણની અંતર દૃષ્ટિ ઉઘડી જાયછે ત્યારે, કેમ જાણે વસ્તુના સાંધેસાંધા જણાવી આપતું અંતરનું કોઇ કિરણ પ્રગટયું હોય તેમ, ઘડીકમાં આ રંગ, આકૃતિ કે નિશાની, અને ઘડીકમાં વળી બીજી કોઇ આકૃતિ કે નિશાની પ્રચંડતા પામેછે.

સ્થળાંતરના આ નિયમો આપણે જાણતા નથી; અમુક આકૃતિ કે ચેષ્ટા આપણને શામાટે મોહિત કરેછે, અમુક શબ્દ કે પદ આપણને કેમ ધ્રુજાયમાન કરેછે, તે આપણે જાણતા નથી; પણ, કેમ જાણે તેના સંબંધમાં આવતાં આવતાં દેવતા, અડચણના મોટા મોટા ડુંગરા ઓળંગીને, જેને અંતઃકરણ ઓળખીને કબુલ કરેછે તેવા સૌંદર્યમય સત્યની લીટી સ્પષ્ટ કરવા કૃપાળુ બનતી હોય તેમ, આંખનો અનુપમ અણસારો, કે રીતભાતની રમણીયતા, કે કવિતાનો છંદ, આપણા પડખામાં પાંખો ચોડેછે, એ હકીકત સર્વને પરિચિત છે. સૌંદર્યનો ઉન્નત પ્રતાપ–પ્રચંડ પરાક્રમી પ્રભાવ–તે આ છે; અને જેને, શાંત અને સ્ફુટ, અનુપમ અને અનહદ આકારમાં કવિઓ વખાણે છે; સૌંદર્ય પોતાના શાંત આકાશમાં શક્તિ અને ડાહાપણને સંતાડી દેછે.

સઘળા ઉચ્ચ સૌંદર્યમાં નીતિનું તત્વ પણ હોયછે ; અને મને તો પ્રાચીન કળાના શિલ્પી નમુના મહાત્મા જેવાજ પૂજનીય જણાય છે; અને વિચારના ઉંડાણના પ્રમાણમાં હમેશાં સૌંદર્ય હોયછે. અશુદ્ધ અને મલીન આત્માઓ, ગમે તેવા અલંકૃત હોય છતાં, અપવિત્ર આભડછેટ જેવા લાગેછે. પરંતુ સદ્‌વર્ત્તન, યુવાનને શોભાની અને વૃદ્ધોને માનયુક્ત ધાસ્તીની નવાજેશ કરેછે. સત્યના પૂજારીને અનુસરવા સિવાય આપણો છૂટકો નથી ; અને જે સ્ત્રી આપણા જેવાજ નીતિના વિચાર ધરાવતી હોય, તેના શિર-કેશ આપણને અનુપમ લાગવાજ જોઇએ. ચળકતો હીરો કે કીરમજી રંગનો ડાઘો પેહેલવેહેલો આપણી આંખોમાં જે આનંદદાયક લાગણીઓ ઉત્પન્ન કરેછે ત્યાંથી તે, વિશ્વ રચનાની દરેક ખૂબી અને મજા, મનુષ્ય-ચેહેરાની આકૃતિઓ, વિચારની ચેષ્ટા અને નિશાનીઓ, રીતભાતનું સૌંદર્ય અને બુદ્ધિના અનિર્વચનીય ભેદ સુધી પણ આ પ્રમાણે કેળવણીના ધીમે ધીમે ચડતા પ્રકાર છે. સાજમાં શણગરાએલા ઘોડાના આનંદથી તે ન્યુટનના જ્ઞાનાભાસ સુધી:—કે પૃથ્વી એ માત્ર વૃક્ષ પરથી પડી જતું મોટું ફળ છે ; પ્લૅટોના જ્ઞાનાભાસ સુધી:—કે પૃથ્વી અને બ્રહ્માની આખી સૃષ્ટિ સર્વને પોતામાં લય કરી દેતી કોઇ શક્તિનાં પ્રથમ અને જેવાં તેવાં દ્રષ્ટાંત છે,—અંતઃકરણના દેવળની નીસરણીનું જે પહેલું પગથીયું છે, ત્યાં સુધી; સિવાય, સર્વ સ્થળે જ્યાં જ્યાં આપણે શરૂ કરીએ, ત્યાં ત્યાં આપણાં કદમ જશે.

## હિંમત.

અવલોકન કરતાં જણાયછે કે સર્વ ગુણો કરતાં મનુષ્યો ત્રણ ગુણોથી વધારે વિસ્મય પામી તેને માન આપેછે:—

પ્રથમ તો, નિસ્પૃહતાથી. વ્યવહારમાં આપણને કોઇ રૂશવત આપવા આવે તો તેની બેપરવાઇ બતાવવી, અને કોઇ પણ મનુષ્યની ભલામણની અસર આપણા અંતઃકરણપર થવા ન દેવી અને તેની તદ્દન બેદરકારી બતાવવી,–તેમાં નિસ્પૃહતા સમાએલી છે. આપણા કર્તવ્યની એવી શુદ્ધ અને ઉચ્ચ ધારણા આપણામાં હોવી જોઇએ કે, દ્રવ્યની કોઈ પણ લાલચ, કે બીજા ગમે તેવા ખાનગી લાભથી આપણે કદિ આડે રસ્તે દોરાઇએ નહિ; તેનું નામ નિસ્પૃહતા. ઘણુંકરીને સર્વ માણસોમાં પોતાના સ્વાર્થનો પ્રેમ એટલો પ્રબળ હોયછે કે પોતાનું શ્રેય થતું હોય તો તે છોડી દઇને સાર્વજનિક શ્રેયને તે અગરાતા આપે–તેનેજ તે વધારે પસંદ કરે, એ બીના મુશ્કેલીથી તેઓ માનેછે. પરંતુ જ્યારે પોતાની સુખશાંતિ, દ્રવ્ય, પદવી, અને જીંદગીનો પણ ભોગ આપીને, સાર્વજનિક શ્રેયની સ્પૃહા કોઇ મનુષ્ય રાખેછે એમ જ્યારે તેઓ જુએછે, ત્યારે તેમના વિસ્મયનો પાર રહેતો નથી. જે મહાત્માઓએ મોટી મોટી પ્રજાઓના ધર્મને ચીલે ચડાવ્યા છે, તે પૂર્વના અને પશ્ચિમના મહાત્માઓની શક્તિ આ ગુણમાંજ રહેલી છે. પોતાના સર્વસ્વનો ભોગ એજ ખરેખરો ચમત્કાર છે; અને બીજા જે જે ચમત્કારો વર્ણવાયા છે, તે તેમાંથીજ ઉત્પન્ન થયાછે. સૉક્રેટિસ, ફ્રેટો, વિગેરે ગ્રીસના મહાત્માઓની; હાતમતાઇના આતિથ્યની; શંકરાચાર્ય, બુદ્ધ વિગેરે અગણિત આચાર્યોની; સર્વ વસ્તુને તૃણવત્ લેખતી જેના મનની મોટાઇએ જેને અતિ લોકપ્રિય બનાવ્યો એવા ચેથામની; વોશીંગ્ટન, જેણે વગર પૈસે અને વગર બદલે પોતાના દેશની સેવા બજાવી તેની; એ સર્વની પ્રસિદ્ધિ આ ગુણને લીધેજ પ્રકાશમાં આવીછે.

બીજો ગુણ, વ્યવહારોપયોગી શક્તિ–કાર્ય-કુશળતા છે. પથ્થરમાં અને લાકડામાં, અને પિત્તળમાં અને પોલાદમાં પણ જે માણસ પોતાની ઇચ્છાઓ સંપૂર્ણ કરી શકેછે, તેમાં પણ જે માણસ પોતાના વિચારની વ્યવસ્થા કરી શકેછે; જે માણસ વાહાણો બાંધી શકેછે; જે માણસ નદીઓના પાણીને પોતાની મરજી માફક વાળી શકેછે; જે મહાસાગરના કિનારાથી કિનારા સુધી

તારનાં દોરડા લઇ જઇ શકેછે; જે પોતાની ઓરડીમાં બેઠો બેઠો, દરીઆની અને જમીનની લડાઇની ગોઠવણ કરી શકેછે; અને તે પણ વળી એવી કે, સર્વ કામ થઈ રહ્યા પછી, મોટા મોટા સેનાપતિઓ અને સરદારો પણ કબુલ કરેછે કે તેમને જે વિજય મળ્યાછે, તેને માટે તેમણે તેનોજ ઉપકાર માનવાનો છે; વધારે શ્રેયસ્કર મિશ્રણ અને અગમચેતીની શક્તિ જેનામાં છે, પછી ગમે તે રીતે એ દૃશ્ય થાય;—કાંતો શેત્રંજની રમત રમવામાં જણાઇ આવે, અથવા વધારે ઉચ્ચ રીતે કાંતો ચતુર ગણિતશાસ્ત્રીની, તારાની ઘટ્ટતા અને વજનનો આરપાર જઇને, ગ્રહો આંખે દેખતા પણ નથી, તેના વિષે ભવિષ્ય ભાખવામાં દૃશ્ય થાય; અથવા તો જે રસાયણી તત્વોનાં આપણે બનેલાં છીએ તે શોધી કાઢીને, અને તેનું રહસ્ય સમજીને આખી દુનીયાને તે દૃશ્ય કરી આપે; જેમ ફ્રાંકલીન પોતાંના હાથમાં વીજળી લાવેછે; અને કોઇ દિવસ વધારે સંપૂર્ણ ભુસ્તરવિદ્યાથી ધરતીકંપ તદ્દન નિર્દોષ બની જશે, અને જ્વાળામુખીને સ્થાને ખેડ થશે, એવી એવી સૂચના આપેછે; આવી આવી શક્તિઓ જે મનુષ્યમાં હોયછે, તેનાથી મનુષ્યો વિસ્મય પામી જાયછે. અથવા તો કોઇ માણસ મનુષ્યની ઇચ્છાઓ વરતીને તેને કેમ પાર પાડવી એ સારી રીતે જાણેછે; પોતાના મિત્રની સાથે તે ગુપ્ત વાત કરેછે; પ્રતિપક્ષીને તે દલીલથી હરાવેછે; અને આખા જન-મંડળને પોતાની ઇચ્છાને અનુરૂપ બનાવી મૂકેછે; અને પવન જેમ વાંદળાંઓને, મા જેમ છોકરાંઓને, અને જે માણસ વધારે જાણેછે તે જેમ, જે માણસ ઓછું જાણેછે તેને, વશ કરેછે, તેમ તે સર્વને વશ કરીને, કેમ જાણે તેના હાથમાં એ સર્વ મીણનાં બનાવેલાં પૂતળાં હોય તેમ, તેમનાપર અમલ ચલાવેછે; અને જ્યાં તેમની હયાતી હોવી જોઇએ ત્યાં, તેમને આનંદયુક્ત આશ્ચર્યથી તે દોરી જાયછે. આવાં માણસની પછવાડે સર્વ મનુષ્યો હર્ષના પોકાર કરતા જાયછે.

ત્રીજો ગુણ, ત્રીજી અનુપમતા હિંમત–મનની અને તનની સંપૂર્ણ દૃઢતા-છે. જે દૃઢતા કશા પણ ભયથી ડગતી નથી, જે દૃઢતાને ડોળા, ધમકી અને વિરૂદ્ધ સૈન્યથી ઉલટું આકર્ષણ થાયછે; એટલુંજ નહિ, પરંતુ તેના ગુપ્ત વિર્યને જાગૃત કરવાને, અને તેને પ્રજ્વળિત જવાળામાં પ્રકાશવાને, જેને આ સર્વની જરૂર છે; જ્યાં સુધી છેવટનું જોખમ આવતું નથી, ત્યાં સુધી પોતાની ભવ્યતા જે કદિ પ્રકાશતી નથી, પણ ત્યારેજ જે ગંભીર અને ફળદ્રુપ બનેછે; ત્યારેજ જેની શક્તિઓનો પ્રભાવ જણાયછે; તેવી હિંમત–દૃઢતા સંસારમાં વિરલ

છે. દરેક દેશના પુરાણોમાં હરક્યુલીસ, ઍકીલીઝ, રૂસ્તમ અને ભીમ કે અર્જુન હોયછે. અને ખરેખરા ઇતિહાસમાં પણ, લીઓનીડાસ, પ્રતાપરાણો, સીઝર, નેપોલીઅન, ક્રોમવેલ, નેલસન, અને એવા એવા યોદ્ધા હોયછે. એવું કહેવાય છે કે હિંમત ઘણી સાધારણ છે, પરંતુ જે અતિશય માન તેને માટે રાખવામાં આવેછે તેને લીધે એ વિરલ નીવડે છે. ઇંદ્રિયજન્ય પ્રતિરોધ—સંકડામણમાં આવે ત્યારે પુરૂષ પ્રાણીની પ્રેરણા-એ બેશક સામાન્ય છે; પરંતુ શુદ્ધ સુવર્ણ જેવી હિંમત, દેખતી-ચક્ષુઓ સહીત, ઉચ્ચ વર્તણુકયુક્ત દૃઢતા, તોપના મુખ આગળ પણ ચિત્તની સ્વસ્થતા, સર્વથી વિમુખ રહેવા છતાં સત્યનેજ વળગી રહેવામાં મનનો આનંદ,-આ બક્ષીસ તો માત્ર ઉચ્ચ હૃદયોનેજ હોયછે. એને માટે કેટલું બધું માન રાખવામાં આવેછે, તે બતાવવાની મારે જરૂર નથી; કારણ કે લોકો તેને પ્રથમ પદવી આપેછે. તેના દરેક દોષ તેઓ માફ કરેછે. થરમોપીલી અને હલદીઘાટ વિષે આપણે હજી પણ કેટલી ધાંધલ કરીએ છીએ! પ્રતાપની સહનશકિતની, કુરૂક્ષેત્રની, ભીષ્મની, પૃથ્વીરાજ ચહુઆણની, લવ-કુશની -આપણે હજી પણ કેટલી સ્મૃતિ રાખીએ છીએ. અને જે કાર્યને લોકો પૂજ્ય ગણેછે, જે કાર્યની સાહસિકતાથી લોકોની આંખો આશ્ચર્યથી અંજાઇ જાયછે, તે કાર્યને માટે કોઇ પ્રાણી જો પોતાનો જીવ જોખમમાં ઉતારેછે તો, સર્વ મનુષ્યોને એ પ્રિય થઇ પડેછે. સ્ત્રીઓનાં હાલરડાં, છોકરાંઓને આનંદ આપતાં ગાયનો, પુરૂષોને આનંદ આપતી કથાઓ, વકતૃત્વના અનુકૂળ વિષયો, યુદ્ધના આનંદ અને શસ્ત્રોની ઝપાઝપી ઉપર સુવકતાઓ જે ગર્જનાયુક્ત ભાર મૂકેછે અને જેને લોકો વધાવી લેછે તે સર્વ એનું મહત્વ દર્શાવી આપેછે. જ્યારથી આખી પ્રજા રણસંગ્રામમાં પોતાના પુત્ર અને ભાઇઓની હિંમતના રંગ સાંભળવાને માટે અને વાંચવાને દરેક પ્રાતઃકાળે ઉઠતી આવીછે, ત્યારથી તે આજ દિવસ સુધીનો વખત લાંબો છતાં કેવો ટૂંકોછે; અને એ બાબતનો કંટાળો તેમને હજી સુધી કદિ આવ્યો નથી. જેઓ માત્ર એકજ વખતે સફળ થએલી હિંમત બતાવવાને માટે લોકોને લાડકા થઈ પડેલા છે, એવા મનુષ્યોનાં દૃષ્ટાંત પણ આપણામાં છે; અને દરેક સાર્વજનિક સભામાં તેમને લઈ જતાં તેમનું રથમાં આવાહન થએલું છે.

શૌર્યથી મનુષ્યોનાં અંતઃકરણ એવા મોહિત થાયછે કે સિંહ, ચિત્તા, ગરૂડ, અને એવાં એવાં બીજાં પ્રાણીઓ, જે આપણી સાથેજ સૃષ્ટિમાં ઉત્પન્ન

થયાંછે તેના નામ તેઓ પોતાને લગાડીને તેમાં તેઓ આનંદ માનેછે. પરંતુ અકાલિક પ્રૌઢતાનો લાભ આપણા કરતાં જાનવરોને ઘણો મોટો છે. કરડતા કાચબાને તમે લાકડી અડકાડો અને તે તુરતજ તેને દાંતથી પકડી રાખેછે. એનું માથું કાપી નાખશો, તથાપિ દાંતે ઝાલેલી લાકડી તે છોડી દેશે નહિ. મંકોડાની કેડ તૂટી જશે, તથાપિ તે આપણને છોડશે નહિ. કોઇ ઇંડું ફોડશો, તો તેના ગર્ભમાંથી નીકળેલું નાનું બચ્ચું, હજી તો તેની આંખો પણ ઉઘડીનથી ત્યાં તો, જોરથી કરડવા જાયછે; અને ખરૂં કહીએ તો, આ ચપળ પ્રાણીઓ મુઆ પછીજ માત્ર નહિ, પરંતુ જન્મ્યા પહેલાં પણ કરડવાની યોજના કરેછે.

પરંતુ મનુષ્ય તો પોતાની જીંદગી જન્મથીજ પરાધીન શરૂ કરેછે. જે વખતે માતા પોતાના બાળકને ઓરડામાં એકલું મૂકીને જાયછે, તેજ પળે બાળક ધાસ્તીની સાતિશયતામાં આવી પડેછે; અને એવી મંદતાથી એ પોતાના રક્ષણની શક્તિએ પહોંચે છે—એવી મંદતાથી સંરક્ષણની શક્તિઓ એનામાં આવેછે, કે માતાઓ તો એમજ કહેછે કે નાના બાળકની જીંદગીનું સંરક્ષણ નિરંતર ચમત્કારથીજ થાયછે; તેમનું સંરક્ષણ થાયછે એજ નિરંતર ચમત્કારછે. આર્ય માતાઓ કહેછે કે 'છોકરૂં અને છાણું ઉછેરવું' તેમાં સરખોજ પરિશ્રમ છે; એમાં પણ એજ ધ્વનિ છે. બાળકની બીક તદ્દન સ્વાભાવિક છે, અને તેથી તેની મનહરતામાં વધારો થાયછે. સ્ત્રીઓની નાજુક બીકમાં પણ એક જાતની એવીજ મનહરતા રહેલીછે. બાળકની તદ્દન અજ્ઞાનતા અને નિર્બળતા, અને મૂઠીના આટલા નાના પાયાપર તેનો એવો રોષ જોઇને દરેક પડખે ઉભેલાને તેની તરફ થવાની જરૂર પડેછે. જ્યાં સુધી તે જાગૃત હોયછે, ત્યાં સુધી દરેક ક્ષણે પોતાના હાથના, આંખના, કાનના, અને પગના ઉપયોગનો તે અભ્યાસ કરેછે; અને પોતાનાપર આવી પડતાં જોખમોની સામા કેમ થવું, અને તેમને કેમ દૂર કરવાં, તેની કેળવણી એ લેછે; અને આ પ્રમાણે તે દરેક પળે એક એક ધાસ્તીનો અંત આણતું જાયછે. પરંતુ આ કેળવણી જોઇએ તે કરતાં ઘણી વેહેલી બંધ પડી જાયછે. મનુષ્યનો મોટો ભાગ ઓહોળા કુટુંબોમાં ઉછરતો હોવાથી, અને શરૂઆતથીજ—નાનપણથીજ કોઇ નિર્ભય ધંધાની પરંપરામાં દિવસે દિવસે એ રોકાતો જતો હોવાથી, જે વિષમ અનુભવો જંગલીને, સિપાઇને કે પાહાડી લોકોને પોતાનાપરજ આધાર રાખનારા અને નીડર બનાવે છે, તે તેમને મળતા નથી. એટલા માટે હિંમતની ઉચ્ચ કિંમત સામાન્ય ભીરૂતા સિદ્ધ કરી આપેછે. ફ્રાંકલીન કહેતો કે "જ્યારે પ્રતિકૂળતા

સામી આવેછે, ત્યારે મનુષ્યો ડરી જાયછે." વિગ્રહમાં પણ લડાઇ એકદમ શત્રુઓને આપવાને સરદારો ક્વચિતજ આતુર હોયછે. વેલીંગ્ટન કહેતો કે, "લશ્કરી પોશાક વારંવાર બાવલાનો પોશાક નીવડે છે," એટલે બીકણ માણસો લશ્કરી પોશાકમાં વારંવાર ખોટા સાવજ જેવા જણાયછે. અને બીજું પણ એ કહેતો કે "જો મારી રોજનીશી બાહાર પડે તો, ઘણાં બાવલાંઓ નીચે આવી જશે." મતલબ કે ખરેખરા પરાક્રમી પુરૂષો તો બહુજ થોડા છે, અને જેણે કાંઇ પણ પરાક્રમ કરી નથી બતાવ્યું, તેવાઓને માટે ઉભાં કરેલાં બાવલાંઓને તે સ્થાન છોડી દેવું પડશે. એક પાદરી વર્ણન કરેછે કે જ્યારે મુખ્ય પાદરીએ પોતાના રાજાને તેના દુષ્ટ લગનોચ્છેદને માટે ઠપકો આપ્યો, ત્યારે જે પાદરી એ મુખ્ય પાદરીની સાથે ગયો હતો તેને એમ લાગ્યું હતું કે ગુસ્સાથી લાલચોળ થએલો રાજા આ ઘડીએ તેના ઉપરીને કાપી નાખશે, અને એ વખતે 'ધોળે દાહાડે તેણે આભના તારા દીઠા હતા.' આઇરીશ યુવાન છોડી-ઓનું એક જોડું જે ગાડીમાં બેઠું હતું, તેના ઘોડા ભડકણ હોવાથી, તેમને લઇને તે નાસી ગયા હતા, અને તે વખતે એ છોકરીઓ એવી તો ભયભીત થઇ ગઇ હતી કે જ્યારે ઘોડા આડ થતા હતા, ત્યારે તેમને તેઓ દેખી પણ શકતી નહોતી.

ધાસ્તી એવી નીચ છે કે ધોળે દાહાડે આપણને આભના તારા દેખાડી દેછે; જે ઘોડાઓ આપણને લઇને નાશી જાયછે, તે આપણી સન્મુખ છતાં, તેને આપણે દેખી શકતાં નથી; પરંતુ એથી પણ વધારે અનિષ્ટ તો આપણું એ કરેછે તે એ છે કે, આપણા અંતરના ચક્ષુઓ તે બંધ કરી દેછે; અને આપણા અંતઃકરણના ઉત્સાહને તે ઠારી નાખેછે. ધાસ્તી નીચ અને નિર્દય છે. ત્રાસનાં રાજનીતિયુક્ત રાજ્યો દીવાનાપણા અને દ્વેષનાં-તર્કની તદ્દન વિપરીતતાનાં-રાજ્યો નીવડેલાં છે. જન-સમાજનું બંધારણ તેનાથી ઉંધું વળી ગએલું છે; અને શ્રેષ્ટ-પુરૂષો એ જમાનામાં હયાત હતા તેથીજ તેઓ ખરાબ ગણાયા છે. ત્યારે ઘર, કુટુંબ, પાડોશ, અને મિલ્કત, સંચયનો મોટો સંગ્રહ પણ જે સંરક્ષણ આપેછે તે, સર્વ કાળે આબરૂદાર વર્ગનું આ કલંક ઉત્પન્ન કરવામાં કામ લાગેછે. વૉલ્ટેર કહેતો કે: "પ્રમાણીક પુરૂષોનું એક મોટું દુર્ભા-ગ્ય તો એ છે કે તેઓ બીકણ હોયછે." જે રાજ-મંડળો પ્રજાના નર્મ વૃત્તિવાળા ભાગનો જમાવ કરેછે, તે કેવાં નિર્બળ અને નકામા થાયછે! તેમના હોઠ કેવા શ્વેત હોયછે! પોતાનુંજ સાચવવાને હમેશાં તત્પર હોય એવા, જે સામર્થ્ય

તેમનામાં નથી તેનો ઉપરથીજ દેખાવ રાખતા હોય તેવા, કેમ જાણે સ્ત્રીઓ અને છોકરાંઓથીજ વિશેષે કરીને વારંવાર લખાતા છાપાને સરદારી આપી હોય તેવા, તેઓ લાગેછે. શાંત વખતમાં તેઓ આનંદનો પોકાર પાડી શકે, શાંત વખતમાં તેઓ જાહેરનામા ચોડી શકે અને વાવટાઓ ઉડાડી શકે, અને મત આપી શકે; પરંતુ જે માણસો ન્યાયપૂરઃસર કાર્ય કરાવવા ઇચ્છે છે, તે માણસોનો આગળ પડતો દેખાવ શેરીમાં ફરતા લુચ્ચા અને ઘાતકીથી તેમને બચાવી લેશે, સાર્વજનિક સ્થળોમાં રહેતા કપટીથી—ન્યાયની કોરટમાં ફરતા લૂટારાથી, વધારે વાર હેરાન તેઓ થશે નહિ; જે માણસો ક્રોધી અને ધીટ છે તેવા મજબુત અને શુદ્ધ મનનાં માણસોએ, આંખે દેખતી સભાના આત્મા અને આગેવાન થઇને આ ફરજ બજાવવી જોઇએ. સાધારણ વ્યવહારમાં પણ, પોતાના પ્રતિસ્પર્ધીના દોષની કાળજી રાખી, તેનું ખંડન કરે એવી છીંડાં શોધતી વિવેચના આપણામાં હોયછે. જે દૃઢતા આગળ પડીને આજ્ઞા કરે એવી દૃઢતાની આપણને જરૂરછે. સમાજ કે સભામાં, આપણને લાભ પ્રાપ્ત થાયછે તેનું કારણ એ કે આપણા પ્રતિપક્ષીએ ભૂલ કરી હોયછે; આપણે પોતેજ શરૂઆત કરી તેમને નિયમોની વ્યાખ્યા આપી હોય એથી નથી થતો. કુદરતે પોતાના અંતઃકરણમાં એવો નિશ્ચય કર્યો છે કે જે પોતાનું રક્ષણ કરી શકશે નહિ, તેનું રક્ષણજ થશે નહિ. ગમે તેટલું તેને માટે પોકારી પોકારીને અને ગમે તેવી દલીલ આગળલાવીને તેની તમે દાદ ચાહશો, તથાપિ તેમાં તમારૂં કાંઇ વળવાનું નથી. અમારૂં સામર્થ્ય અમને મળતા અન્યાયની સાતિશયતામાં છે એવું કહીને, અને સઘળી વિરૂદ્ધતાનો વિચાર પડતો મૂકાવીને કેમ જાણે આ સામર્થ્યને તેઓ વધારે સમર્થ બતાવતા હોય તેમ, શાંતિ અને સલાહ ઇચ્છનારી કોમ ઘણીવાર નમનતાઇ બતાવે છે, એવું પણ આપણે જોયુંછે. આફ્રિકાના એક હબસી કરતાં તેમના અન્યાય કાંઇ મોટા હોયછે? તથાપિ એ હબસીને તેનાથી કેવું સામર્થ્ય મળ્યું છે! તેમની નમનતાઇ જુલમગારને વધારે જુલમ કરવાનું હમેશાં નિમંત્રણ થઇ પડેછે; અને જે મનુષ્યો જુલમના ભોગ થઇ પડેલાને સહાય આપવા ઇચ્છે છે, તેમને પણ તેમનાપર કંટાળો આવેછે, અને તિરસ્કાર ઉત્પન્ન થાયછે. જે પોતાની મેળે ઉભું રહી ન શકે, તે પડીજ જાય; અને આપણા વાજબી હકના બચાવમાં જેટલી શક્તિ અને જેટલું દ્રવ્ય આપણે જોખમમાં ઉતારશું, તેટલા પ્રમાણમાં આપણી શુદ્ધતાની—અને તેને લીધે આપણે વાસ્તે મનુષ્યોના માનની—તુલના થશે. જ્યારે મારી પડખેજ—પાડોશમાં રહેતા એક

વૃદ્ધ ખેડૂતને હું પૂછુંછું કે—તમે શેહેરની સભામાં જાઓછો કે કેમ?—ત્યારે એ કહેછે કે "નહિ, શેહેરી સભાઓમાં મતો આપવાથી કાંઈ વળતું નથી; કારણ કે તે ટકવાના નથી. પરંતુ તમે જે કામ ભાલાની અણીથી કરશો તેજ કાયમ ટકી રહેશે." જેમ દરેક માણસને પોતાના નિભાવની શકિત આપવામાં આવી છે, તેમ તેના બચાવની શકિત પણ કુદરતે તેને આપેલી છે; અને મારો નિભાવ કરવાના સઘળા ઇલાજ હું હિંમતથી બાહાર કાઢી હારી ગયો હોઉં, અને જ્યારે હું અતિ વિષમતાના બોજાથી દબાઈ ગયો હોઉં, ત્યારેજ માત્ર મારે તમારી મદદ માગવાનો હક છે; અને ત્યારેજ, પડખે ઉભેલાઓને વચમાં પડીને નિષ્પક્ષપાત ન્યાય અપાવવાની મરજી થાય.

પરંતુ પ્રતિકૂળ વખતને માટે તૈયારીઓ આ મંદ કેળવણીમાં રહેલી નથી. હું જો ભૂલતો ન હોઉં તો, છેલ્લા વિગ્રહમાં ગયેલા દરેક માણસને લડાઇને વખતે પોતે કેમ વર્ત્તવું તેની તીવ્ર જીજ્ઞાસા તેને હતી. દડાની રમત કે નદીની સેહેલગાહ કરતાં જેણે કદી વધારે કઠીન પ્રસંગો કદિ જોયા નહોતા, એવા કોમળ અને મળતાવડા યુવાનોને બંદુકના સંગીનની સામા ઉભા રહેવાને અને તોપખાનાપર ધસારો કરવાને એકાએક એકઠા કરવામાં આવ્યા હતા. અલબત્ત, નિરાશા સહીત પણ, તેમનામાંથી દરેકે લડાઇમાં ઉતરવુંજ જોઇએ. દરેક પોતપોતાના મનમાં કહેછે કે "મારો પરિશ્રમ પરિણામે થોડોજ ઉપયોગી હોવો જોઇએ. માત્ર પરમકૃપાળુ પરમેશ્વર મને, મારા મિત્રોને, અને મારા દેશને નામોશીમાંથી બચાવશે. મરવું! અરે! મરવાને તો હું તૈયારજ છું. પરંતુ ગેરવર્ત્તણુક મારાથી થઇ શકે તેમ નથી; અને એ વખતે કેવું મને જણાશે તેની મને ખબર નથી." વૃદ્ધ ફ્રેંચ સરદાર મૉંટલુક જેવો મોટો લડવૈયો પણ કબુલ કરેછે કે વારંવાર ધાસ્તીથી એ ધ્રુજતો હતો, અને એ પ્રસંગને માટે પ્રાર્થના કર્યા પછીજ એને હિંમત પાછી આવતી હતી. જેનું મૃત્યુ પ્રથમ સવારીમાં થયું હતું એવા એક સિપાઇએ તેની બેહેનને ખાનગીમાં કહ્યું હતું કે "હું લડાઇમાં ખૂશીથી જવાનો છું. મારામાં બરાબર હિંમત નથી, પણ હું એ કોઇને માલમ પડવા દઇશ નહિ." અને તેની આ સ્વાભાવિક નિર્બળતાની સામા થવાનો નિશ્ચય આગ્રહપૂર્વક પોતાના મનમાં રાખતાં રાખતાં, ગમે તેવી જોખમવાળી જગામાં જવાની અને ગમે તેવી ધાસ્તીનું કામ કરવાની તેને આદત પડી ગઇ હતી. બ્રિટિશ દરીઆઇ લશ્કરના એક અમલદારની વાત કૉલેરીજે જાળવી લીધી છે. એ અમલદારે તેને કહ્યું હતું કે જ્યારે તે ચૌદ

વરસનો હતો, ત્યારે તે વાહાણનો અધિકારી થયો હતો. તે વખતે પ્રથમ સવારી વખતે સર અલેક્ઝાંડર બૉલની સાથે એ ગયો હતો. તેણે કહ્યું કે "જે વાહાણપર અમે હુમલો કરવાના હતા તે વાહાણ નજીક, ગોળીઓના વરસાદ વચ્ચે થઇને અમે જતા હતા. તે વખતે હું ધાસ્તીને વશ થઇ ગયો હતો, મારા પગ થરથરવા લાગ્યા, અને હું બેહોશ થઇ જવાની તૈયારીમાં હતો. એ જોઇને લેફ્ટેનન્ટ બૉલ મારી પાસે આવ્યો, અને મારો હાથ ઝાલીને મને કાનમાં કહ્યું કે-'હિંમત, હિંમત, મારા વાહાલા છોકરા! એક ક્ષણમાં તું હિંમતવાન બની જઇશ; મને પણ પ્રથમ પ્રસંગે તારી પેઠેજ થયું હતુ" કેમ જાણે કે કોઇ ફિરસ્તાએ મારી સાથે વાત કરી હોય, તેમ તેના બોલવાની અસર મારા ઉપર થઇ. એ વખતથી જૂનામાં જૂના ખલાસી જેવો હું નીડર અને હિંમતવાન બની રહ્યોછું. પરંતુ એ વખતે જો એણે મારૂં ઉપહાસ કરીને મને ફજેત કર્યો હોત તો મારૂં શું થાત-તે હું અત્યારે વિચારી શકતો નથી."

જ્ઞાન એ બીકનું નિવારણ કરે એવું ઔષધ છે; જ્ઞાન, ઉપયોગ, અને તેના ઉચ્ચ આશ્રયવડે ઉત્પન્ન થતી અક્કલ બીકનાં ઔષધ છે. સિપાઇને જેટલી ધાસ્તી તોપની કે અચાનક છાપાની લાગેછે, તેટલીજ ધાસ્તી બાળકને સીડીની, ચુલાની, કે પાણીઆરાની કે બિલાડીની લાગે છે. બંને જણાં જ્યારે જોખમની મહત્તા બરાબર સમજે છે, અને તેની સામા થવાના ઉપાય શીખેછે, ત્યારે તેમની ધાસ્તી ઉપર તેમને વિજય મેળવતાં આવડે છે. ત્યાં સુધી બંને તેમનાથી હેબક ખાઇ જાય છે; અને એવી ધાસ્તી અજ્ઞાનતાને લીધે ઉત્પન્ન થતી કલ્પનાનું બાળક છે. અંત:કરણની ધાસ્તીને જ્ઞાન છીનવી લેછે; અને તેનો ઉપયોગ આપણને ટેકો આપેછે. પોતે જીતી શકશે એવો જેને વિશ્વાસ છે, તે જીતી શકેછે. જેણે એક વાર કોઇ કામ કર્યું છે, તે ફરીને તેનો પ્રયત્ન કરવામાં પાછો હઠતો નથી. જે ઘોડાવાળો ઠેકતા ઘોડાને સારી પેઠે પીછાણે છે, તે તેનાપર સહીસલામતીથી સવારી કરી શકેછે. અનુભવી લડવૈયો તોપનો ઝબકારો જોઇને, તેના ગોળાના રસ્તામાંથી પોતાના પંડને એક કોરે કરી શકે એવો હોયછે. કર્ત્તવ્યના અતિ આગ્રહી વિચાર કરતાં, મહાવરાથી સિપાઇ વધારે હિંમતવાન બનેછે, કારણકે કામ કામને શીખવે છે; અને સંકટના સહવાસને લીધે સંકટનો સુમાર કાઢવાની તેને શક્તિ આવેછે. તેના કામમાં કેટલું જોખમ રહેલું છે તે એ જાણી શકેછે, અને નકામી કલ્પનાથી એ પીડિત થતો નથી; અને

મહાવરાને લીધે માર્શલ સેઇક્ષનો લશ્કરી નિયમ જાણતાં શીખેછે, કે લશ્કરમાં પડેલા સિપાઇને માટે તેના શત્રુને તેના વજન જેટલુંજ સીસું ગુમાવવું પડેછે.

જો કોઈ ખલાસીના હાથમાં સઢ, ડોલ અને વરાળની સત્તા આવી ગઈ કે તુરતજ તે પોતાની ધાસ્તી એ છોડી દેછે; અને કોઇ પાહાડી લોકને સરસ બંદુક મળે અને તેને બરાબર નિશાન તાકતાં આવડે કે તુરતજ તે પછી ધાસ્તીને ઓળખતો નથી; દરેક નવી મુસીબત—દરેક નવો પ્રસંગ ખલાસીને, શું કરવું?–તે સૂચિત કરી આપેછે. જે ભયંકર અકસ્માતથી ઉતારૂના જીવ ચપટીમાં રમેછે, અને જેને લીધે તેમની દરેક ક્ષણ વખતે તેમને લાંબા કાળ જેવી લાગેછે, તે ક્ષણો મરામત અને યુક્તિઓની યોજનામાં તે ગાળેછે. વાહાણમાં ગાબડું પડે, કે વંટોળીઓ થાય કે તોફાન ચડી આવે, તો તેના મનને એ તેટલું કામ છે, વધારે નથી. રીંછથી, જંગલી બીલાડાથી, કે વરૂથી શિકારીઓ બીતા નથી, કે આખલાથી તેનો ગોવાળીઓ ડરી જતો નથી; અથવા તો કૂતરાનો ઉછેરનાર વિક્રાળ કૂતરાથી, કે આરબ રણના તોફાની ગરમ પવનથી, ખેડૂત તેના ખેતરમાં લાગેલા દવથી, જરાએ મૂંઝાઇ જતા નથી. વનની આગ શેહેરવાસીને નિરાશા ઉપજાવનારી થઈ પડેછે. એની સામા લડવામાં ચતુર ખેડૂત કુશળ હોયછે. તેના પાડોશીઓ એકઠા થઈ ત્યાં દોડી જાયછે; અને ઝાડની લીલી ડાળીઓ વતી અગ્નિ બુઝવી નાખેછે; અને જે આગ સેહેલાઇથી હજારો એકર ઉપર પથરાઇ જાય તેવી હોયછે તેને, કોદાળીથી એક નાનો પણ લાંબો ધોરીઓ પાડીને, એક કટકામાંજ પ્રતિગ્રહિત કરેછે–રોકી રાખેછે.

ટૂંકામાં, જે કાર્ય આપણા મુખઆગળ હોયછે, તેની ગ્રોગ્યતામાં—તેને યોગ્ય નીવડવામાં હિંમત સમાએલી છે. ગણિતના પ્રશ્નથી શિક્ષકની આગળ નિશાળીઓ ધાસ્તી ખાઇ જાયછે; કારણ કે તેની પાસેનો નિશાળીઓ ગણિતનીજ સાદી રીત–ગણવાનું સેહેલું પગથીયું જાણેછે, તે હજી તેને આવડતી નથી. આ જો એને એક વખત આવડે, તો તે તદ્દન સ્વસ્થ થઇ જાયછે, અને હોંસથી એક પગથીયું શીખવામાં આગળ વધેછે. વ્યવહારમાં, વિદ્યામાં, ધંધામાં, સભામાં અથવા તો કોઇ કાર્યમાં–તેને યોગ્ય નીવડવામાં હિંમત સમાએલી છે; અને જે શક્તિઓ સાથે તમે ઝઘડો કરોછો તે, સામર્થ્ય, સાધન કે જુસ્સામાં તમારા કરતાં કોઇ પણ પ્રકારે ચડી જતી નથી—એવા મનના વિશ્વાસમાં હિંમત સમાએલી છે. દરેક સરદારે તેના સિપાઇઓના અંતઃકરણમાં એવો

વિચાર ઉદ્દીપન કરવો જોઇએ કે-"તમે મનુષ્ય છો, અને તમારા શત્રુઓ પણ મનુષ્ય કરતાં મોટા નથી. એવું જ્ઞાન તેમનામાં ઉત્પન્ન કરવું જોઇએ, કારણ કે ધાસ્તીની ધાસ્તી અવિદ્યા છે. ચક્ષુઓ ઘણી સેહેલાઈથી ધાસ્તી ખાઇ જાયછે. અને પડઘમથી, વાવટાથી, ચળકતા લશ્કરી ટોપથી, કે સિપાઇનાં દાઢી અને મૂછથી, તેની તરવાર અને સંગીનનો તમને સ્પર્શ થાય તે પેહેલાં પણ તમે તેનાથી જીતાઇ જાઓછો.

પરંતુ આવું આછું પૃથ્થકરણ આવા વિષયનું મંથન કરવાને પૂરતું નથી. પ્રકૃતિની દરેક ભિન્નતાથી સામા થવાની આ શક્તિ-હિંમતમાં પંક્તિ પડેલી છે, તે આપણે વિસરી જવું ન જોઇએ. એવું અવલોકાયું છે કે જે પુરૂષોમાં કલ્પના થોડી હોયછે,તેનામાં બીક પણ થોડી હોયછે. તેમને માથે જ્યારે દુ:ખ પડે ત્યારેજ તેઓ દુ:ખ અનુભવેછે. પરંતુ જેનામાં કલ્પનાશક્તિ પ્રબળ હોયછે, તે વિપત્તિનું આગળથી અનુમાન કરી લેછે, અને સાક્ષાત્ દુ:ખ કરતાં, કલ્પનાને લીધે ઉત્પન્ન થએલી ધાસ્તીની વધારે તીવ્ર વેદના તેઓ ભોગવે છે. આટલું તો ચોક્કસ છે કે કોઇ કોઇ વખત પ્રહાર કરતાં પણ ધમકી વધારે ભયંકર થઇ પડેછે; અને જે ખરેખરૂં દુ:ખ ભોગવે છે તેના કરતાં તેને જોનારાઓ વધારે તીવ્ર વેદના અનુભવે એ શક્ય છે-બને તેવું છે. શારિરીક પીડા બાહારની છે. એ આપણને સાવધ્ર કરવાને ચેતવણી આપવા માટે, ત્વચા અને સાંધામાં ઘણુંકરીને રહેલી પીડા છે. એ પીડા મર્મસ્થાનની નથી; અને ત્યાં તો કદાચ જે સ્ફોટનને લીધે મૃત્યુ થાયછે, તે જણાય પણ નહિ; અને તેના ભોગ થએલાને શું વાગ્યું તેની ખબર પણ કદિ પડતી નથી. પીડા બાહારની છે, અને તેટલા માટેજ ધાસ્તી ઉત્પન્ન થાયછે. બીજાના પ્રાણાર્પણની વેદનાઓ ઘણુંકરીને પડખે ઉભેલાઓએ અતિ તીવ્રતાથી ભોગવી છે. કલ્પનાને લીધેજ વેદના ઉદ્દભવે છે, અને આપણા શાસ્ત્રકારો કહેતાજ આવ્યા છે કે સુખ દુ:ખએ તો માત્ર મનની કલ્પના છે. શુદ્ધ આત્માને પેહેલી અને છેલ્લી વેદના એકજ વખતે માલમ પડેછે. કારણ કે પછીની બધી વેદનાઓ બેભાનપણાને લીધે એને લાગતી નથી. કોઈ શૂરવીરના શારિરીક કલ્યાણને માટે આપણી લાગણીઓ અને ઇચ્છાઓથી આપણે વ્યગ્ર થઇએ છીએ અને તેથી તેને માટે અશ્રુ પાડીએ છીએ, અને પોકાર પાડીએ છીએ; પરંતુ વૈરનો લાંબામાંલાંબો હાથ પણ કેવો ટૂંકો છે, એ વેદનાનો ખમનાર પોતે કેવો ગંભીર છે, એ જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે આપણે પોતે પણ તેની પેઠે બેપરવાઇ અને

બેદરકારીથી ચાલ્યા જઇએ છીએ.

એ તો સ્પષ્ટ છે કે હિંમતના નામનું કાંઇ જૂદું તત્વ નથી; મગજમાં કોઇ પ્યાલો કે ગોખલો એનો નથી; હૃદયમાં એવું કોઇ વાસણ નથી, કે જેની અંદરથી આ સદ્‌ગુણ મળે કે એને બનાવી શકાય એવાં ટીપાં ત્યાં હોય. પરંતુ દરેક માણસની તેની પોતાની વાજબી અને તંદુરસ્ત સ્થિતિ એ છે; અને ત્યારે, જે કરવું એને સ્વાભાવિક છે તે કરવાને એ સ્વતંત્ર છે. જે એણે કરવું જોઇએ તે તુરતજ કરી નાખવાનું જે સીધાપણું છે તેનુંજ નામ હિંમત છે. વિચારવંત માણસ કહેછે કે: "વિચારમાં અને પદ્ધતિમાં તમે મારાથી જૂદા પડોછો; પરંતુ જે હું કરૂંછું તેથી બીજું હું કરી શકું તેમ નથી; તે સિવાય બીજું હું વિચારી શકતો નથી, એ તમે જોતા નથી શું? મારી રહેવાની રીતિ પ્રકૃતિક છે, એ તમે નથી જોતા?" અને ખરેખરી રીતે સમર્થ થવાને માટે, આપણે આપણાં સાધનોનેજ વળગી રહેવું જોઇએ. સઘળું સામર્થ્ય આપણા પોતાના પ્રકૃતિક કાર્ય ઉપરજ આધાર રાખેછે. માત્ર દૃઢતાના જોરથી કાર્યો કરવા વિષે સ્ત્રીઓ શું કહેછે તે સાંભળો. તેથી તેઓ મંદવાડના ભોગ થઇ પડેછે. પ્લુટાર્ક એક ઠેકાણે વર્ણન કરેછે કે, ડેલ્ફીના દેવળમાં આજ્ઞા સિવાય પીથોનેસે ભવિષ્ય-કથનનો પ્રયત્ન કર્યો, અને જોકે તેણે રીત પ્રમાણે નિયમિત ક્રિયાઓ કરી હતી, અને તીરપાઇપર ઉભાં ઉભાં ગુફાની હવાનો શ્વાસ લીધો હતો, તથાપિ તેને તાણ આવી અને મરી ગઇ. બેશક, કોઇ પ્રકૃતિક હિંમત એવી હોયછે,- બાણાસુરની પેઠે લડાઇને માટે કોઇનું લોહી એવું ઉત્સુક હોયછે કે કજીઆ વિના તેને કશું ચેન પડતું નથી. તેને 'વઢ કે વઢનારો દે' એવું હોયછે. ભમરાની પેઠે તેની પ્રવૃત્તિ હમેશાં ગણગણાટમય હોયછે; કૂતરાં અને બીલાડાંની પેઠે હમેશાં તે પોતાની જાતના સાથે પણ લડાઇ શોધ્યા કરેછે આવી જાતની નસ મનુષ્યોની કેટલીક જાતમાં, અને દરેક જાતના કોઇ કોઇ મનુષ્યોમાં નજરે આવેછે; દરેક નિશાળમાં કેટલાક મસ્તીખોર છોકરા હોયછે; દરેક જન-મંડળમાં હરકોઇની સામા થાય એવા માણસો હોયછે; દરેક શેહેરમાં સારા કે નરસા કપડાં પેહેરેલાં હોય એવા ખૂની અને બદમાશ હોયછે; કુકડાના અને અખાડાના શોખીન એવા પણ કોઇ કોઇ રમુજી હોયછે. પરંતુ ખરેખરી હિંમત તો સ્વાભાવિક, શાસ્ત્રીય, અને પરમ લાવણ્યમય હોયછે; સ્વીડનબર્ગે પોતાના રાજાનો એહેવાલ લખ્યોછે. "સ્વીડનનો બારમો ચાર્લ્સ

બીજા જેને બીક કહેછે તેને ઓળખતો પણ નહોતો; તેમ કેશી વસ્તુથી ઉશ્કેરાતા પરાક્રમ કે શૌર્યને પણ તે પીછાણતો નહોતો; કારણ કે સ્વચ્છ પાણી સિવાય કોઇ પણ માદક પ્રવાહી પદાર્થ તે ચાખતો પણ નહિ. એના વિષે આપણે કહીએ કે મૃત્યુથી ઘણો દૂર એ પોતાનું જીવન ગાળતો હતો; અને કોઇ પણ મનુષ્ય કરતાં એ ખરૂં જોતાં વધારે જીવ્યો કહેવાય." હિંમતવાનને મોતની ધાસ્તી રહેતી નથી; અને તે કલ્પનાને વશ થતો નથી, તેથી તે કુદરતી રીતે, જ્યારે એના નસીબમાં મરવાનું હોયછે, ત્યારે એકજ વખત મરેછે. પરંતુ એથી ઉલટું, બાયલા અને બીકણ પુરૂષો મૃત્યુ પહેલાં પણ ઘણી વખત મરેછે. મૃત્યુની કલ્પનાનું દુઃખ મૃત્યુ કરતાં પણ વિશેષ છે. *

કૉન્ડેના કુંવર વિષે એવું કહેવાતું હતું કે: તેના કરતાં વધારે જુસ્સાવાળો માણસ દુનિયામાં કોઇ પણ ન હોવાથી, તેને માત્ર સભ્ય બનાવવા ઉપરાંત વિગ્રહનું જોખમ તેને કોઇ પણ રીતે આકુળવ્યાકુળ કરતું નહિ; અને પોતાના સ્વભાવ અને પોતાની યોજનામાં જરા પણ ગભરાટ કે અવ્યવસ્થા બતાવ્યા સિવાય, પોતાના અમલદારોને અતિ સભ્ય શબ્દોમાં હમેશાં તે શાંતતાથી આજ્ઞા કરતો હતો." દરેક માણસની બુદ્ધિઓ જેમ ભિન્ન ભિન્ન હોયછે, તેમ દરેક માણસની હિંમતો પણ એવી હોયછે. વાઘની વિકાળતા એક જાતની હોયછે,અને અશ્વની સાહસિકતા બીજી જાતની હોયછે. જે કુતરો સાધારણ રીતે બીકણ હોઇ લડાઇ કરવાનું ધિક્કારે છે, તે પોતાના શેઠને માટે લડી નિમકહલાલી બતાવશે. લામા નામના પ્રાણીને ફોસલાવીને તેની પાસેથી કામ લેશો તો તે

---

*શેકસપીઅર કહેછે કે:—

*Cowards die many times before their deaths;*
*The valiant never taste of death but once.*
*Of all the wonders that I yet have heard,*
*It seems to me most strange that men should fear;*
*Seeing that death, a necessarg end,*
*Will come, when it will come.*

*મૃત્યુ પેહેલાં પણ કાયર પુરૂષો ઘણીવાર મરેછે. બહાદૂર નર તો મૃત્યુનો સ્વાદ એકજ વખત ચાખેછે. બધી નવાઇઓ મેં જે જે સાંભળી છે તેમાંથી બહુજ વિચિત્રતાની વાત તો મને આ લાગેછે કે માણસો મૃત્યુથી ડરેછે! કારણ કે આખરનો રસ્તો મૃત્યુ જ્યારે આવવું હશે ત્યારે તો આવશેજ.

તમારો બોજો ઉચકી જશે; પરંતુ તેજ પ્રાણીને તમે જો મારશો, તો ખોરાક પણ લેવાની તે ના પાડશે, અને મરી જશે. શરૂઆતનો જુસ્સો જૂદો હોયછે, અને પેહેલેથી તે છેવટ સુધી ગંભીર ટકાવ રાખ્યે જવો એ પણ જૂદો હોયછે. રાજ-સભાની પણ હિંમત હોયછે, અને રણસંગ્રામની પણ હિંમત હોયછે; ખાનગી મંડળોમાં અમુક અમુક રીતભાતની હિંમત હોયછે, અને બીજી જાતની હિંમત સાર્વજનિક સભામાં હોયછે; વળી એવી જાતની પણ હિંમત થાયછે કે જે વિરૂદ્ધ મંડળીને સમજાવી વશ કરવા શક્તિમાન નીવડેછે, અને વળી બીજો માણસ જે તોપના મોઢા આગળ સેહેલાઇથી ઉભો રહી શકેછે, તે ત્યાં પોતાનું મોંહ પણ ઉઘાડી શકતો નથી.

પોતાનો ધંધો ચલાવવામાં પણ વેપારીની હિંમત છે; તેથી કરીને તેઓ વ્યવહારની જોખમકારક વેળાએ સામા થઈ તેનાપર વિજય મેળવે છે. અડાકડીને વખતે શૂરાનું શૌર્ય જેમ કોઇ સિપાઇ જાણી લેછે, તેમ વ્યવહારમાં ડાહ્યા અને પ્રમાણિક માણસની વર્ત્તણુકપરથી, તેની જવાંમર્દી—અને તે પણ ગુપ્ત રીતે—વેપારી જાણી લેછે.

ઘર બાંધવાની વિદ્યામાં, શિલ્પ વિદ્યામાં, ચિત્રવિદ્યામાં, અને કવિતામાં પણ, જે પુરૂષ તેમાં પ્રવીણ હોયછે તેની તે કળા વિષેની વિવેચનામાં એક જાતની હિંમત રહેછે; અને તે વિષયમાં દરેક ઉચ્ચ બુદ્ધિની ખરેખરી ચોટથી જોનારને કે અનુભવનારને એ આનંદ પમાડે છે; અને છતાં કારીગરના શારિરીક શૌર્યની આ સર્વ હયાતી જણાવતાં નથી. આ સઘળામાં, હિંમત બુદ્ધિની છે. માનસિક શક્તિના અમુક જથામાં સત્તાનો અમુક જથો પણ હોયછે. મંદીરમાં કોઇનો મનહર-રમણીય સ્વર ગાયન ગાતો જાયછે, અને તેના આલાપના મનહર વિસ્તારમાં, અંગરખું જેમ શરીરની ખામીઓને ઢાંકી દેછે, તેમ સંગીતની ખામીઓને ઢાંકતો જાયછે. ગાનારાઓ અને સાંભળનારા બધા તેને વશ થઇ જાયછે. અને સુંદર ગાનારી પોતાની પ્રેરણાને ધીમે ધીમે છુટી મૂકી દેતી દેતી, હિંમત કરતી કરતી આગળ ચાલી જાયછે; કારણ કે એ જાણેછે કે તે એમ કરી શકશે.

દરેક ધંધાને હિંમત તીક્ષ્ણ ધાર અર્પે છે. ન્યાયાધીશ કેસની વિરૂદ્ધ કેફીઅતમાં પોતાનું મન પરોવેછે, અદલ રીતે પ્રશ્ન કરેછે, અને એનાથી ધાસ્તી નહિ ખાતાં તે કામ તેને કરવાનુંજ છે એમ જાણી તેની સાથે વર્ત્તન રાખતાં, તેને તુરતજ માલમ પડી આવેછે કે સામાન્ય ગણિત અને સામાન્ય પદ્ધતિ એ

કામને પણ લાગુ પડેછે. તેની ખંતને લીધે તેની વિલક્ષણતાનો પેહેરવેશ ઉતરી જાયછે; અને બીજા કાર્યના જેટલીજ તેને લીધે તેની ગણના થાયછે; તથાપિ ખંતને સચેત રાખનારૂં સાધન હિંમત છે; અને હિંમત વિશ્વાસથી આવેછે; તથા વિશ્વાસ તે વસ્તુના જ્ઞાન અને ઉપયોગથી ઉત્પન્ન થાયછે. મૉરફી શેત્રંજની રમત સાહસિક રીતે રમતો; સાહસિક્તા—એ તો માત્ર જોનારનોજ આભાસ હતો; કારણ કે રમનાર સારી પેઠે જાણેછે કે તેની ચાલ સલામત અને જોરમાં છે. ગ્રંથ-વિવેચનામાં પણ તમે તેવોજ પ્રકાર જોશો. નવો ગ્રંથ થોડા દીવસ સુધી તો સર્વને ચકિત કરેછે. ગ્રંથોની સામાન્ય હકુમતમાંથી પોતાને એટલો વખત તે એક કોરે લઇ લેછે; અને તેના વિષે શું બોલવું તે કોઇ જાણતું નથી; તથાપિ વિદ્વાન પુરૂષ તેનાથી છેતરાઈ જતો નથી. જૂના નિયમોનું પ્રતિપાલન કરવા માટે ગ્રંથોનું અસ્તિત્વ છે, અને તે કોઇ પણ ગ્રંથ કરતાં બહુ સુંદર છે; અને સત્યના પ્રેમની ખાતર, એ ગ્રંથમાં શીશી ખુબી છે અને શીશી ખામી છે, તેનો તે વિદ્વાન પુરૂષ પરીક્ષક છે. સઘળી બાબતમાં એજ શક્તિ કામની છે. સઘળાં સત્ય અને ઉપદેશનું ઘર—એવું જે પોતાનું અંતઃકરણ એને પૂછવાની રીતજ ઉપયોગી છે; અને તેજ સેહેલાઇથી કોઇ પણ ગ્રંથનો નિર્ણય કરી શકેછે; કારણ કે એ સર્વ ગ્રંથો સિવાય ચલાવી શકે છે. તુરતના વાંચેલા કોઇ ગ્રંથકારના ગ્રંથની પ્રશંસા કરતો કોઇ વિશ્વાસુ માણસ જ્યારે કોઇ મંડળમાં પ્રવેશ કરેછે, ત્યારે તે મંડળ તુરત શાંત થઇ જાયછે, અને પોતાની અજ્ઞાનતાને માટે શરમાઇ જાયછે. જ્યારે એક વખત અમે અમારા વૃદ્ધ શિક્ષકને પૂછ્યું કે: "તમે આ કે પેલી ઉજ્વળ નવીનતા વાંચી છે?" ત્યારે તેની બારીક રીતે તપાસ કરતા તેના ચિત્તને લીધે, તે જે બોલ્યો તેનો દરેક શબ્દ અમારા વર્ગના નિશાળીઆની સ્મૃતિપર કેવો કોરાઇ રહ્યો હતો તે મને સારી રીતે યાદછે. "નહિ, એ પુસ્તક મેં કદિ વાંચ્યું નથી," એ તેનો પ્રત્યુત્તર હતો. તુરતજ તે પુસ્તકની મહત્તા ઓછી થઇ ગઇ, અને ફરીને કદિ તેના વિષે કાંઇ સંભળાયું નહિ.

દરેક પ્રાણીમાં પોતાના કર્ત્તવ્યને યોગ્ય પોતાના સ્વભાવની હિંમત હોયછે. શેહેરને ઘેરો ઘાલ્યો હતો અને એ લુટાતું હતું, તથાપિ પોતાની આકૃતિમાં ચિત્ત પરોવીને તેને વળગી રહેવાની આરકીમીડીઝમાં ભૂમિતિકારની હિંમત હતી; અને રોમન લડવૈયામાં તેને મારવાનું સામર્થ્ય હતું. જે પોતાનું છે તેનાપરજ આધાર રાખી રહેનારૂં દરેક પ્રાણી બળવાનછે, અને જ્યારે બીજાની

હિંમતનો પોતે પ્રયત્ન કરેછે, ત્યારે દરેક ફ્સાઇ જાયછે.

શૂરવિર કપ્તાન જૉન બ્રાઉને વાતચિતમાં કહ્યું હતું કે; "નવા દેશમાં વસવા જનારને માટે ભલો, વિશ્વાસુ અને દૃઢ મનનો એક માણસ, સો માણસની—અરે! હૃદય-બળ વિનાના હજાર માણસની બરાબર છે; અને એવાં યોગ્ય માણસો રાજ્યની આબાદીનો સ્થાયી અમલ પ્રસરાવશે." ધાંધલીઆ, છાકટા કે જેનાથી ઘણુંકરીને લશ્કર ભરેલું હોયછે, તેના વિષે બોલતાં એણે કહ્યું હતું કે–'તેના કરતાં કોલેરા, શીતળા, અને ક્ષય રોગથી લશ્કરમાં ભરતી થાય તે વધારે સારૂં છે' એમ એનું ધારવું હતું. તે એમ માનતો હતો કે એવાના સંબંધમાં હિંમત અને નેકી નિઃશબ્દ રહેછે. તેણે વળી વધારે કહ્યું હતું કે—જ્યારે કોઇ પણ મારા માણસને હું બોલતાં સાંભળું છું કે 'ફલાણા માણસ ઉપર માત્ર મારી આંખ જવા દો અને તેને હું પૂરો કરી નાખીશ' ત્યારે તે બડાઇખોરને હાથે લડાઇમાં હું કાંઇ પણ મદદની આશા રાખતો નથી. જે માણસ શાંત અને નિરૂપદ્રવી છે અને છતાં સાહસિક છે; જે દૃઢ નીતિનાં મનુષ્યો છે, તેજ સૌથી ઉત્તમ લડવૈયા નીવડે છે.

*'Tis still observed, those men most valiant are,*
*Who are most modest ere they came to war.*

હજી સુધી તો એવું જણાયું છે કે જે પુરૂષો વિગ્રહમાં ઉતર્યા અગાઉ અતિ વિનયી હોયછે તેજ પુરૂષો યુદ્ધમાં સૌથી શૂરવિર નીવડે છે.

ખરેખરી હિંમતમાં દંભ નથી હોતો; જે માણસો ત્રાસ ઉત્પન્ન કરાવવાનું ઇચ્છે છે, તે કેમ જાણે બીકણ હોય, એમ એથી કબુલ કરતા જણાય છે. તેનાપર તેઓ શામાટે આધાર રાખેછે? કારણ કે, તેની અસર તેમના પોતાના ઉપર કેટલી પ્રબળ છે તે તેઓ જાણેછે.

શુદ્ધ અને સાત્વિક સ્વભાવની અસરો પણ આનંદી હોયછે. શત્રુઓની વચ્ચે સંયોગની ગાંઠ એ બાંધેછે. વરજીનીઆનો હાકેમ વાઇઝ તેના કેદી સાથેની પ્રથમ મુલાકાતની નોંધમાં ઘણો લાભપ્રદ જણાયો હતો. જો એ હાકેમ શ્રેષ્ટ માણસ હતો તો તેણે જૉન બ્રાઉનને તુરતજ ઓળખી કાઢયો. જ્યારે તેઓ એક બીજાની સાથે મસલત કરેછે, ત્યારે તુરતજ તેઓ એક બીજાનું સમજી જાયછે; દરેક એક બીજાને માન આપેછે. જો પ્રસંગની અનુકૂળતા આવે તો, દરેક પોતાના આગલા સોબતીઓને છોડી એક બીજાની સંગતિ પસંદ કરે. શત્રુઓ મિત્ર થઇ જાય. હેકટર અને ઍકીલીઝ, રીચર્ડ અને સલાદીન, વેલીંગ્ટન

અને સોલ્ટ, જનરલ હુમાસ અને અબદુલકાદર, પ્રતાપ અને સેલીમ, પૃથુરાજ અને શાહાબુદ્દીન, એ સર્વ જાણેછે કે કોઇ પણ જોડા કરતાં તેઓ બંને વધારે નજીક અને સ્વભાવમાં સમાન છે, અને તેમનો દેશ અને તેમની સ્થિતિ તેમને જુદાં રાખતાં નહોત તો, તેઓ એક બીજાના મિત્ર બની હાથ મેળવત.

હિંમતમાં કેવું સારૂં આકર્ષણ રહેલું છે તે પણ જુઓ. લોહચુંબકના આકર્ષણથી એ સર્વ સ્થળેથી પોતાનું શોધી કાઢેછે. સિપાઇની હિંમત સ્ત્રીની હિંમતને સચેત કરેછે. ફ્લૉરેન્સ નાઇટીંગેલ પોતાની સાથે પોતાની છાયાનો આશિર્વાદ અને પાટાનું કપડું લેતી આવેછે. બાહાદૂર લડવૈયાની પ્રતિપાલન કરનાર તરીકે બાહાદુર સ્ત્રીઓ મોખરે આવેછે. વરજીઆની પાયગાની જે ટૂકડી જૉન-બ્રાઉનના કારાગ્રહની સંભાળ રાખવાને ગઇ હતી, તે કેદીને પ્રણામ કરવાની રજા માગેછે; કવિતા અને વકતૃત્વ તેમાંથી સૂચના ગ્રહણ કરેછે; અને આગળ સર્વેને અજાણી રહેલી તેવી ટોચે તે ઉડે છે. નિર્બળ મનના અને મોતને કાંઠે પડેલા રાજપ્રકરણી પુરૂષો, જેનું અંતઃકરણ પુનર્જીવનના રણશીંગાથી સચેત થતું નથી, તે સિવાય સર્વ વસ્તુમાં નવું ચેતન તે ઉત્પન્ન કરેછે.

સર્વોત્તમ ધૈર્યની મોહિની એ છે કે યોજના, ઇશ્વરીક પ્રેરણા, અને બુદ્ધિના ઝળકારા તે ઉત્પન્ન કરેછે. તેનાથી જરીક ઉતરતા સ્વભાવમાં જો હોત, તો એ પરાક્રમ એ વિર-પુરૂષથી બીજે કોઇ વખતે બની શક્યું નહોત. ગ્રીસની અદ્દભુત બુદ્ધિનું સર્વોત્તમ કાર્ય—એ તેનું પ્રથમ કાર્ય હતું. પૂતળાનું નહિ, પરંતુ પ્રેરણાનું એ કાર્ય હતું; અને તેણે થરમોપીલી આગળ આખા એશીયાને છેટે રાખ્યો; પશ્ચિમના નવા પ્રાતઃકાળ અને આશાને, એશીઆની પ્રાચીનતા અને સ્વાભાવિક ગુલામગીરીથી તેણે ભ્રષ્ટ થવા ન દીધો. પૂતળું, શિલ્પકામ, એ એજ બુદ્ધિની પાછળની ઉતરતી બનાવટ હતી. ઇતિહાસની આ અગત્યતાના વિચારથી, ડાહાપણ કરતાં એક જાતની ભવિષ્ય ભાખતી પ્રેરણા આપણે વધારે સ્વીકારીએ છીએ. નેપોલીઅને ઠીક કહ્યું હતું કે—મારો હાથ મારા મસ્તકની સાથે એકદમ સંબંધ ધરાવે છે. પરંતુ શુદ્ધ—પવિત્ર ધૈર્ય તો હૃદયની સાથે સંબંધ ધરાવે છે. નીતિની ભાવનાથી પ્રેરિત થઇ વિસ્તાર પામે નહિ, ત્યાં સુધી મસ્તક માત્ર અરધું—એક વિભાગજ છે. જેમાં આપણે આગળ વધવાનું છે તે સાધનો નથી; જેવાં કે, દ્રવ્ય, તંદુરસ્તી, વ્યવહારિક કુશળતા, કે ચતુર બુદ્ધિ, અથવા જે ગણત્રી કરેછે તે પરિજનનાં ટોળેટોળાં,—પરંતુ ઉદ્દેશમાંજ આપણે આગળ

વધવાનું છે. ઉદ્દેશથી પાછો સાધનો ઉપર પ્રત્યાઘાત પડેછે. ઉચ્ચ આશય સાધનોને પણ ઉચ્ચ બનાવે છે. જે નિરાધાર આશા ધાટનું રક્ષણ કરવાને જેમના જીવ જોખમમાં ઉતારેછે, તેમનું જે ખોરાક અને પાણી મોદીખાનું છે, તે કોઇ શુદ્ધ તાવીજની પેઠે પવિત્ર છે, અથવા તો કેમ જાણે સૂર્યનો નિર્વાહ કરવાને ધર્યું જતું સરપણ રસાયનશાસ્ત્રમાં જોવાને કોઇને આંખો હોય તેવું છે.

પોતાની હયાતી આ દુનિયામાં કાંઇક કારણને માટે છે, અને જે કાર્યની તેને પ્રેરણા થાયછે તે કરવાને માટે પરમેશ્વરે તેને આ સૃષ્ટિમાં મૂક્યો છે, એવો માણસના આત્મામાં વિશ્વાસ હોયછે; અને આ પ્રમાણે જે સર્વ પ્રતિપક્ષીઓ તેની સામા એકત્ર થઇ શકે તે સર્વને માટે તે યોગ્ય કરતાં પણ અધિક છે. કેવેલીઅર્સની સામે નોટીંગહામના બચાવની કેટલીક યોજના વિષે ભક્તિમાન મીસીસ હચીનસન કહેછે કે "સર્વથી શ્રેષ્ટ અને ઉચ્ચ ધૈર્ય એ સર્વ શક્તિમાનનાં બિંબ છે એ મોટો ઉપદેશ છે." અને જ્યારે કોઇ ધાર્મિક વિચારનું સ્થાપન બરાબર રીતે કરવાનું છે, ત્યારે સર્વની આંખને આંજી નાખે તેવી હિંમતથી એ થવું જોઇએ. જ્યાં સુધી તેને ધીરે ધીરે યુક્તિથી-બીકથી દાખલ કરવામાં આવેછે, એકતરફી કે ક્ષણિક સ્વાર્થને માટે મદદ કરવાની ઇચ્છાથી, અથવા તો આપણા સંબંધીના સ્વાર્થમાં કોઇ કાર્યને દૃઢ કરવાના ઇરાદાથી, તે થાયછે, ત્યાં સુધી તેનું યોગ્ય પ્રદાન થતું નથી; અને ત્યાંસુધી તે પ્રેરણા અને યોજના કરી શકતું નથી; કારણ કે ધૈર્ય હમેશાં નવીન છે; હમેશાં આગેવાની કરી તે એકદમ છાપો મારેછે; અને બીકણ વ્યવહારિક કુશળતા તેની બરાબરી કદિ કરી શકતી નથી. એવા માણસો દુનિયામાં નિરંતર દેખાયા કરેછે કે જે સૉક્રેટીસ કે જીસસની પેઠે, લગભગ જનમ્યા ત્યારથીજ જૂલમગારની છરીનો સીધો રસ્તો લેછે. જેણે જેણે જાન આપીને પણ પોતાની દૃઢતા અને ટેક જાળવી રાખી છે, એવાએવાનાં જીવન વાંચો. પ્રતાપી પ્રતાપનાં પરાક્રમ અવલોકો. ભક્તિમાન મીરાંબાઇનું ઉન્નત સચ્ચરિત્ર નીરખો. ભક્તિની ટોચે ચડેલા પ્રલ્હાદ અને ધ્રુવનાં જીવન નીહાળો. સત્યવાદી હરિશ્ચંદ્રની દૃઢતા નીહાળો. તેમાં વાર્ત્તા જેવું ઘણું છે, તથાપિ તેનો પોહોળો પાયો સત્યતાનો છે. નાજુક ત્વચા બંદુકના સંગીનથી ધ્રુજી જતી નથી. કોમળ સ્ત્રીને લોઢાના સળીઆનો ત્રાસ લાગતો નથી. યંત્ર ભીતિમય કે ફાંસીનું લાકડું અપકીર્ત્તિમય તેમને થઇ પડતું નથી. અગ્નિથી તપાવેલા

લાલચોળ સ્તંભ સાથે પ્રલ્હાદે બાથ ભીડી તથાપિ તે બાળકનું અંતઃકરણ થરથર્યું નહિ. ધ્રુવજીનું હૃદય કેવું વિરલછે! એન્ટોની પારસન્સ નામના ગરીબ બિચારા પ્યુરીટાને મરતાં મરતાં જ્યારે અગ્નિ નજીક આવવા લાગ્યો, ત્યારે પોતાના માથાપર ખડ વીંટાળીને બોલ્યો કે: "આ ટોપી પરમેશ્વરના ઘરની છે." શુદ્ધ ધૈર્ય બતાવી આપેછે કે દુનિઆમાં સર્વ વસ્તુ કરતાં માણસ પોતાની ભાવનાને વિશેષ ગણેછે; તેનો શુદ્ધ આશય, એશઆરામ કે પૈસાને માટે નથી; પરંતુ તેના હૃદયમાં રમતા અદૃશ્ય વિચારને કાર્યનું રૂપ આપવામાં એ સર્વસ્વનો ભોગ આપવા તૈયાર છે એ છે. એ સર્વ સ્થળે છોડવનાર-સ્વતંત્રતાને આપનાર છે; પરંતુ તેની સ્વતંત્રતા પરમ શુદ્ધ-પરમ માનસિક છે. જમીન, જર કે સગવડતા એ શોધતો નથી; પરંતુ તેનો શુદ્ધ સ્વભાવ જે ફરમાવે છે, તેના સિવાય બીજા કોઇના બંધનને તે સ્વીકારતો નથી. અસત્ય બોલવાને તે સ્વતંત્ર નથી; સત્ય બોલવાને છે. પોતાના વિચાર પ્રમાણે ચાલવામાં તેના જાતભાઇને જે ધોંસરી નડેછે, તેને આખી દુનિયામાંથી તોડી નાખવાને એ ઇચ્છે છે.

ધૈર્યની નીસરણીનાં પગથીઆં છે; અને તેનું દરેક ઉપલું પગથીયું વધારે મોટા સદ્‌ગુણથી આપણને માહિત કરેછે. ત્યારે શુદ્ધ દિલથી આપણે કહો કે દૃઢતાની કેળવણી એ આપણા જીવનનો ઉદ્દેશ છે. નિર્ધનતા, કેદખાનું, જૂલમી યંત્ર, અગ્નિ, આપણા જાતભાઇઓના ધિક્કાર અને તિરસ્કાર, એ સાધારણ માણસને અસહ્ય કસોટીઓ જણાય છે; પરંતુ જે વિરપુરૂષનું મન આત્માવડે ઉચ્ચ સ્થાને ચડેલું છે, અને તેથી કરીને તેનો વિચાર જે શ્રેયનું અવલોકન કરેછે, તેની સાથે આવી વાસનાની જે તુલ્યના કરેછે તે વિરપુરૂષની આગળ, જેમ સૂર્ય પ્રકાશ આગળ તિમિર નષ્ટ થઇ જાયછે તેમ, આ સઘળાં ત્રાસ અદૃશ્ય થઇ જાયછે.

હૃદય-બળની આ અપૂર્વ ઉચ્ચતા ઉપર સલાહના શાંત સમયમાં અભિપ્રાય આપવાને આપણને થોડોજ હકછે; પરંતુ નિર્ભયતાની કાંઇ ખાત્રી નથી. ખાનગીમાં ખાનગી જીંદગીમાં પણ, કઠીન કાર્યો હમેશાં દૂર નથી હોતાં; એટલા માટે આપણે વિચાર કરીને આપણે હિંમતથી તે પાર પાડવાં જોઇએ. અભ્યાસીઓ અને બહુ વિચારનારાઓ નરમ પ્રકૃતિના હોયછે અને શેરીમાંથી અસભ્ય બૂમ આવેછે, અથવા તો વર્તમાનપત્રોમાં ઘાતકી કૃત્ય લખાએલું વાંચેછે કે થરથરી જાયછે. વૈદકશાળામાં રોગ સંબંધી શરીર વિદ્યાના ભયંકર રાક્ષસો ઢગલાબંધ ભેગા કરેલા હોયછે; અને બગડી ગએલા

માંસના શોખીન એવા ખેદજનક સંશયી પણ પડ્યા છે ; અને તે ઇતિહાસમાંથી-ઉપદ્રવ, જુલમ, શેહેરોની કતલો, દૈત્યના જેવી જીંદગીઓ, જેવી કે સીઝર બોરજીઆની, ઔરંગજેબની, નાદિરશાહની વિગેરે, જે મનુષ્યોમાં માનુષ્યનું દરેક કિરણ અસ્ત પામી ગયું હતું, જેમણે માતૃવધ, પિતૃવધ બાંધવવધ કરેલા છે, એવી એવી અનીતિ આચરનારાપર જે રૂષ્ટપુષ્ટ રહેછે-એવા પણ પડ્યા છે. આવી ખીનાઓ આનંદદાયક નથી; તથાપિ તંદુરસ્ત હૃદય એવી ખીનાથી પણ અવ્યવસ્થિત થઇ જતું નથી. જે સાહસિકતા-જે શક્તિ આપણાપર હુમલો કરેછે, તેના જેટલીજ બળવાન ધીરજ, અને છેવટનાં પર્યેષક કારણોની અવિશ્રાંત શોધ, તેઓ આપણી પાસેથી ઇચ્છે છે-માગેછે.

*વરૂ, વાઘ, સાપ અને મગર એ કુદરતમાં બેસુર નથી ; તેમનો પણ કુદરતમાં ઉપયોગ છે. આપણાપર તેમનો અંકુશ રહેછે ; હલાલખોર અને સાફસુફ કરનાર તરીકે તેઓ ઉપયોગી છે. પશુવત્ પ્રાણીઓની સાથે સંબંધ રાખવામાં આપણે પણ કુદરતના જેટલોજ અવકાશ હોવો જોઇએ. કઇ કઇ

*અંગ્રેજી ભાષાથી અજ્ઞાત, અને પોતાની સાદી, સરળ અને સૌને સમજાય તેવી વાણીમય કવિતામાં જેણે ઉંડી ફિલસુફીનું અસ્તર વાપર્યું છે એવા આપણા લોકપ્રિય કવીશ્વર દલપતરામની કવિતા આ સ્થળે સરખાવવા યોગ્ય છે.

નિતનિત જન નિર્મળ રહે, વસે હળીમળી વાસ,
એ ઇચ્છાથી ઈશ્વરે, તે શિર મૂક્યા ત્રાસ.
મલિન રહે જો માનવી, સાફ સજે નહિ સેજ,
જૂ, માકડ, ને જીવડા, આપે પીડા એજ.
પટ પેહેરે નહિ પંડપર, જમીન મલિનમાં જાય,
તો તેને મચ્છર જૂવા, ખાંતે ખોતરી ખાય;
એમજ ઘર કે આંગણું, રોજ ન સાફ રખાય,
વ્યાલ, ખજૂરા, વીંછીઓ, ભમતા આવી ભરાય.
જે જન જંગલમાં રહે, સર્વ તણોતજી સંગ,
વાઘ વરૂનો ડર વળી, ઉપજે એને અંગ.
ચૂક છોટીથી ચોંટીઓ, મોટી ચૂકે મર્ણ,
કેવો કીધો કાયદો, અધિપતિ આળસ હર્ણ.
આપ સાફ રહી અવરને, સઘ સજાવે સાફ,
નહિતો નિર્મળ મનુષ્યનો, મહા ગુનો નહિ માફ.
કર્ત્તારે કરૂણા કરી, કર્યું વિચારી કામ,
સમજે સમજુ જન સઉ, દિલમાં દલપતરામ.

ભ્રષ્ટ ફરજો તેમને સોંપેલી છે, તે આપણે શોધી કાઢવું જોઇએ; અને તે કેમ નિરૂપયોગી થાય, તે કેમ નષ્ટ થાય, તેના વિષે અગમચેતી વાપરી પ્રાસંગિક સુધારો આપણે કરી લેવો જોઇએ.

જેણે દરરોજ ધારતીને વશ કરી નથી, તે જીવનનો કોઇ ઉપદેશ શીખ્યો નથી. હું મારા પંડને કે બીજા કોઇને નાટકીય અવસ્થામાં મૂકવાની, અને તેના સોબતીની દૃઢતાના ચાળા પાડવાના આગ્રહ કરવાની, ઇચ્છા નથી રાખતો. બીજાની દૃઢતા નહિ સ્વીકારવાની દૃઢતા રાખો. આપણા પોતાનાજ કામમાં અને સ્થિતિમાં અવકાશ, કારણ અને પ્રતિરોધ પૂરતા છે. ક્રિશ્ચીયન, મુસલમાન, હિંદુ કે પારસી કોઇ એવો ધર્મ નથી કે જે આ બાબત વિષે પ્રમાણિક માણસને ઉપદેશ ન આપે. તમારે માથે જે કલ્યાણકારક શકિત રહેલી છે, તેમાં તમને વિશ્વાસ નહોય, પરંતુ કૂદરત અને મનુષ્યની આસપાસ પોતાની ફણાના આંટા વીંટાળતું કઠીન પોલાદ જેવું જે ભાગ્ય-નશીબ, તેને જો તમે માનતા હો, તો વિચારો કે નશીબનો સર્વોત્તમ ઉપયોગ આપણા હૃદયોને દૃઢ કરવામાં છે; બીજું કાંઇ નહિ તો આટલાજ માટે કે નીચતા નિર્માણ થએલા બનાવને ફેરવી શકતી નથી. સર્વોત્કૃષ્ટ શકિતની પ્રેરણા તરીકે તમે તમારા વિચારને સ્વીકારતા હો, તો પછી તેની આજ્ઞા ગમે તેવા કઠીન કર્ત્તવ્યને માટે થાય તો તે પણ સ્વીકારો,–તેને વશ થાઓ, કારણ કે મુસ્કેલીઓ તો માત્ર તેને પાર પાડવામાંજ રહેલી છે; જ્યાં સુધી તેનો ઉપયોગ થાય ત્યાં સુધીજ મુસ્કેલીઓ તો નડેછે. અથવા તો તમારો સંશય તમને છેક છેવટને પગથીએ લઇ જાય, અને કોઇ પણ વિદેશીય હૃદયનો તમને વિશ્વાસ ન હોય, તો તમે પોતેજ બહાદૂર-હિંમતવાન થાઓ, કારણ કે ત્યારે એકજ અભિપ્રાય તમારે હમેશાં અગત્યનો હોવો જોઇએ; અને તે તમારો પોતાનોજ.

# મૈત્રી.



મનુષ્ય-જીવન મમતાથી ભરેલું છે. જેટલી મમતા આપણામાં ધારવામાં આવેછે, તેના કરતાં ઘણી વધારે મમતા આપણામાં ભરેલી છે. પૂર્વ દિશાના પવનની પેઠે જે સઘળી સ્વાર્થમયતા સંસારને ઉત્સાહ ભંગ કરેછે તે હોવા છતાં પણ પાતળા સૂક્ષ્મ વાયુની પેઠે, પ્રેમના તત્વમાં આખું માનુષી કુટુંબ નિમગ્ન થએલું છે. જુદા જુદા ઘરોમાં આપણે કેટલા બધા માણસોને મળીએ છીએ, અને તેમની સાથે આપણે ભાગ્યેજ વાત કરીએ છીએ, છતાં આપણે તેમને માન આપીએ છીએ, અને તેઓ આપણને માન આપેછે; કેટલાં બધાં માણસોને આપણે મોહોલ્લામાં જોઇએ છીએ, મંદીરમાં કે સમાજમાં કેટલાં બધાં મનુષ્યોના સમાગમમાં આપણે આવીએ છીએ, અને તેમની સાથે આપણે બોલતા નથી, તથાપિ તેમની સાથે રહેવામાં અને તેમની સોબતમાં, કેવો અંતઃકરણપૂર્વક આનંદ આપણે માનીએ છીએ. આ ભટકતાં ચક્ષુ કિરણોની ભાષા વાંચો; આપણું અંતઃકરણ—આપણું હૃદય એ જાણેછે.

મનુષ્યોની વચ્ચે આવી જાતનો જે અનિર્વચનીય પ્રેમ રહેલો છે, તેની આસક્તિની અસર એક જાતનો અંતરનો આનંદ થઇ પડેછે. આપણાં અંતરનાં આ સુંદર પ્રદીપનો એવાં ત્વરિત, ચંચળ અને આનંદજનક બલ્કે તેથી પણ વિશેષ છે કે, કાવ્યમાં અને સાધારણ ભાષણમાં, આનંદ અને સહ્‌વાસનાની જે લાગણી આપણને બીજા તરફ થાયછે તે, અગ્નિની આવશ્યક અસરોને અનુરૂપ ગણાય છે. ઉન્નત પ્રેમની અતિ ઉંચાઇથી તે સાધારણ શુભેચ્છાના છેલ્લા પગથીઆ સુધી પણ તેઓ જીવનમાં માધુર્ય ઉત્પન્ન કરેછે.

લાગણીની સાથે આપણી બુદ્ધિની અને કામ કરવાની શક્તિઓ પણ વૃદ્ધિ પામતી જાયછે. કલમ હાથમાં લઇને કોઇ વિદ્વાન લખવા બેઠો છે, અને કદાચ એવું બની જાયછે કે ચિન્તનનાં સઘળાં વર્ષો તેને એક પણ સુંદર વિચાર કે આનંદજનક વાકય પૂરાં પાડી શકતાં નથી. પરંતુ તેના મિત્રને પત્ર લખવાની તેને જરૂર પડેછે કે તુરતજ, નર્મ અને કોમળ વિચારોનું લશ્કર, સઘળી તરફથી સુંદર શબ્દોના શસ્ત્રો સહીત તેના ઉપર ઘેરો ઘાલતું આગળ આવવા માંડેછે. જે ઘરમાં સદ્‌ગુણ અને આત્માભિમાન વાસો કરી રહેલાં છે, તે ઘરમાં કોઇ અજાણ્યો આવવાના ખબરથી કેટલો સંભ્રમ-કેટલો કોળાહળ

થઇ રહેછે તે જુઓ. જેને માટે ભલામણ થઇ છે એવો પરોણો ઘરમાં દાખલ થાયછે, કે તુરતજ ઘરનાં સઘળાં અંતઃકરણોમાં આનંદ અને ચિંતા વચ્ચે જે બેચેની રહેલી છે તે શરૂ થાયછે. જે શુદ્ધ અંતઃકરણો તેનો સત્કાર કરવાને તૈયાર છે, તે અંતઃકરણોમાં તેનું આગમન લગભગ ફિકર ઉત્પન્ન કરેછે. ઘરને સ્વચ્છ અને સાફસુફ કરવામાં આવેછે; સઘળી અવ્યવસ્થિત વસ્તુઓ પોતપોતાને યોગ્ય સ્થાનકે ઉડી જાયછે—ગોઠવાઇ જાયછે. જુનાં કપડાંને બદલે નવાં કપડાં પેહેરવામાં આવેછે, અને બની શકે તો, તેને માટે ઉત્તમ ભોજનની તૈયારી કરવામાં આવેછે. ભલામણ લઇને આવતા પરોણાના સંબંધમાં, બીજાએ આપણને તેની ખ્યાતિજ જણાવી છે; અને માત્ર જે નવીન છે, જે સારૂં છે, એવુંજ આપણે તેના વિષે સાંભળ્યું છે. આપણો અને તેનો સંબંધ માત્ર માનુષી લાગણીનો છે. જેવો આપણે એને મનમાં ધારીએ છીએ તેવો એ છે. એના વિષે કલ્પના કરીને, આપણી માનસિક કલ્પનાનો એને પોશાક પેહેરાવ્યા પછી આપણે આપણા પોતાના અંતઃકરણને પ્રશ્ન પૂછીએ છીએ કે એવા મનુષ્યની સાથે વાતચિતનો અને વ્યવહારનો કેવો સંબંધ આપણે રાખવો, અને એનીજ ફિકરને લીધે આપણે બેચેન બની જઇએ છીએ. આવા આવા વિચારે કરીને આપણી માનસિક કલ્પનાએ તેના વિષે જે ઉંચુ ધોરણ બાંધ્યું છે તેને યોગ્ય બનવાના આપણા આયાસને લીધે, તેની સાથેની આપણી વાતચિત ઉંચા પ્રકારની થાયછે. આપણા હમેશના રીવાજ કરતાં વધારે ઉજવળતાથી આપણે તેની સાથે વાત કરીએ છીએ; એને લીધે, ચંચળ કલ્પના અને ફળદ્રુપ યાદશક્તિ આપણામાં આવે છે; અને મૌન્‌પિશાચ એટલા વખતને માટે રૂખસદ લઇ લેછે. આપણા જુના અને ગુપ્ત અનુભવમાંથી ખેંચી કાઢેલા પ્રમાણિક, મનહર, અને ફળદ્રુપ સંવાદની હારોની હારો આપણે લાંબા વખત સુધી ચલાવી શકીએ છીએ, અને તેથી કરીને આપણી પડખે બેઠેલા આપણાં સગાંઓ—આપણાજ પરિચયમાં ઉછરેલા આપણા જાણીતાઓ, આપણી આવી આકસ્મિક શક્તિઓને માટે આનંદથી આશ્ચર્ય પામી જાયછે. પરંતુ ધીમે ધીમે, જેમ જેમ એ પરોણો પોતાની વાતચિતમાં પોતાના પક્ષપાત, વસ્તુઓની પોતાની વ્યાખ્યાઓ અને પોતાની અપૂર્ણતા ઘુસાડવાનું શરૂ કરતો જાયછે, તેમ તેમ આપણું એ સઘળું સત્વ અદૃશ્ય થતું જાયછે. આપણા પરિચયમાં આવીને આપણી પાસેથી જે સઘળું એ સાંભળવાનો છે, તેમાં તેણે એ વખતે આપણી પાસેથી જે સાંભળી

લીધું છે, તેજ પેહેલું તેજ છેલ્લું અને તેજ સૌથી સરસ છે. હવે એ આપણને અજાણ્યો નથી. તોછડાઇ, અજ્ઞાનતા, અને ખોટી સમજ, એ તો જૂના જાણીતા છે. હવે જ્યારે એ ફરીને પરોણો થઇને આવેછે, ત્યારે એને માટે વ્યવસ્થા, કપડાં, અને ઉત્તમ ભોજન તૈયાર છે; પરંતુ પ્રથમના જેવો અંતઃકરણમાં સંભ્રમ એને માટે આવવાનો નથી; અને આપણા આત્માનો શુદ્ધ સંવાદ એ ફરીને સાંભળવાનો નથી.

પ્રેમના-લાગણીના આ ફુવારા, જે મારા સંસારને ફરીને યુવાન અને ઉન્નત બનાવી મૂકેછે, તેના કરતાં વધારે આનંદદાયક બીજું શું છે ? વિચારમાં અને લાગણીમાં-બે પ્રાણીઓના વાસ્તવિક અને દૃઢ સંમીલન જેવું મનહર બીજું શું છે ? આ થડક થડક થતા અંતઃકરણની નજીક આવતાં આવતાં ગુણવંત અને સાત્વિક આત્માઓનાં પગલાં અને આકૃતિઓ કેવી મનહર સુંદરતાથી ભરેલાં છે ? જે ઘડીએ આપણી લાગણીઓને આપણે પરિતૃપ્ત કરીએ છીએ, જે ઘડીએ આપણા પ્રેમને આપણે છૂટો મૂકી દઇએ છીએ, તેજ ઘડીએ પૃથ્વીનું રૂપાંતર થઇ જાયછે. ત્યાં દુઃસહ ઋતુ નથી, ત્યાં રાત્રિ નથી; સઘળી પીડા, સઘળા વિષાદ ત્યાં અદૃશ્ય થઇ જાયછે, સઘળાં કર્ત્તવ્ય ત્યાં એકાકાર થઇ જાયછે. પ્રિય પુરૂષોની ઝળહળતી આકૃતિઓ સિવાય બીજા કશાથી ધસી જતી અનંતતા ભરેલી નથી. આત્માને એટલી ખાત્રી થવા દો કે સૃષ્ટિમાં ક્યાંઇક પણ તેનો મિત્ર તેને ફરીથી મળવો જોઇએ, તો તે એકલો પણ હજારો વર્ષો સુધી આનંદી અને સંતોષી રહેશે.

મારા જૂના અને નવા સઘળા મિત્રોને માટે, આજ સવારે હું ભક્તિમય પ્રાર્થના સહિત જાગૃત થયો. જે પરમેશ્વર પોતાની બક્ષીસમાં હમેશાં મને સુંદર જણાઇ આવેછે, તે પરમેશ્વરને હું સૌંદર્યમય કહીશ નહિ શું ? જન-મંડળને હું ઉપાલંભ આપુંછું, એકાંતને હું આનંદથી ભેટુંછું, તથાપિ, વખતોવખત મારા દ્વાર પાસેથી પસાર થતા ડાહ્યા, રમણીય, અને ઉદાર બુદ્ધિનાં મનુષ્યોને ન જોઉં, એવો કૃતઘ્ની હું નથી. જે મારૂં સમજે છે, જે મારૂં સાંભળેછે, તે મારૂં પોતાનુંજ બની જાયછે; અને એના પર મારો કબજો કાયમનો છે. અને કુદરત પણ કંગાળ કે દરિદ્રી નથી. આ આનંદ ઘણી વખત મને એ આપેછે. અને આ પ્રમાણે આપણાં સંસારનાં તંતુઓ આપણે પોતેજ વણીએ છીએ; સંબંધની નવી જાળ આપણે પોતેજ ગુંથીએ છીએ; અને જેમ જેમ ઉપરા ઉપરી આવતા અગણિત વિચારોનું સમર્થન થતું જાયછે,

તેમ તેમ ધીમે ધીમે આપણી પોતાની સૃષ્ટિના નવા સંસારમાં આપણે સ્થાપિત થતા જઇએ છીએ અને પરંપરાથી ચાલી આવતી દુનિયામાં આપણે અજાણ્યા અને મુસાફર રહેતા નથી. વગર પ્રયાસે મારા મિત્રો મને મળ્યાછે. મહા પ્રભુએ તેમની બક્ષીસ મને આપીછે. પ્રાચીનમાં પ્રાચીન હક વડે, સદ્દગુણને પોતાના સાથેજ જે દિવ્ય લગની લાગી રહી છે તેને લીધે, હું તેમને મેળવુંછું; અથવા તો હું નહિ, પણ તેમનામાં અને મારામાં રહેલો દૈવીઅંશ અમારી વ્યક્તિગત પ્રકૃતિ, સંબંધ, વય, જાતિ, સ્થિતિ—એ સઘળાંની ઘાટી દીવાલનું ઉપહાસ કરી તેમને તોડી નાખેછે, અને તેમના તરફ એ ઘણુંકરીને ચશ્મપોશી કરેછે; અને એ રીતે હવે ઘણાંને એ એક બનાવી દે છે. અનુપમ પ્રેમીઓ! તમે મારે માટે સંસારને નવીન અને ઉત્કૃષ્ટ ગાંભીર્ય સુધી લઇ જાઓછો, અને મારા સઘળા વિચારના અર્થને વિસ્તૃત કરોછો, તેને માટે હું તમારો અતિ આભારી છું. આદિકવિ (પરમેશ્વરની) આ નવીન કવિતા છે; અવિરામ કવિતાઓ, પ્રાર્થના, ગઝલ અને વિરકાવ્યો છે; હજી સુધી પ્રવાહિત રહેલી કવિતા છે; અને હજી દેવ દેવીઓ એ ગાયા કરેછે. આ પ્રેમીઓ પણ શું મારાથી જૂદા પડી જશે? કે તેમાંથી કેટલાક જૂદા પડી જશે? મને તેની ખબર નથી, પરંતુ તેની પણ મને ધાસ્તી નથી; કારણકે તેમની સાથે મારો સંબંધ એવો પવિત્ર છે, કે અમે માત્ર એક બીજાના આકર્ષણથીજ વળગી રહીએ છીએ; અને મારા જીવનની દેવતા આ પ્રમાણે મિલનસાર હોવાથી એજ આકર્ષણ આ સ્ત્રી પુરૂષોનાં જેવાંજ જે જે ઉત્કૃષ્ટ હશે તે સઘળાં ઉપર, હું ગમે ત્યાં હોઇશ તોપણ, પોતાનો પ્રભાવ દર્શાવશે.

આ વિષયમાં મારો સ્વભાવ ઘણો કોમળછે એ હું કબુલ કરૂંછું. પ્રેમના ખોટે રસ્તે વપરાએલા મધના મધુર વિષનો ઉચ્છેદ કરવો એ મારે માટે લગભગ જોખમકારક છે. નવીન મનુષ્યનો સમાગમ મારે મન મોટો બનાવ છે, અને નિદ્રાથી પણ મને એ વિમુખ રાખેછે. જે પુરૂષોથી મારો વખત મનહર આનંદમાં ગયોછે, તેના વિષે વારંવાર મને સુંદર કલ્પના આવી હતી; પરંતુ એ આનંદનો એ દિવસની સાથેજ અંત આવેછે; એનાથી કાંઇ ફળની પ્રાપ્તિ નથી થતી. વિચારોનો જન્મ એમાંથી થતો નથી; એનાથી મારી પ્રવૃત્તિનું રૂપાંતર ઘણુંજ થોડું થયુંછે. કેમ જાણે કે મારા મિત્રની પ્રવીણતા મારીજ હોય, તેમ મને તેમાં અભિમાન આવવું જોઇએ; અને તેના સદ્દગુણમાં મારી મિલ્કત છે, એમ મારા અંતઃકરણને જણાવું જોઇએ. જેમ કોઇ પ્રેમીનું

અંતઃકરણ પોતાની પ્રિયાનાં વખાણ સાંભળીને પ્રફુલ્લિત થાય, તેમ તેની પ્રશંસા થાય ત્યારે મને પણ આનંદ થવો જોઇએ. આપણા મિત્રના અંતઃકરણની આપણે કરવી જોઇએ તેના કરતાં વધારે ગણના કરીએ છીએ. આપણી ભલમનસાઇ કરતાં તેની ભલમનસાઇ આપણને વધારે સારી લાગેછે; આપણા કરતાં તેનો સ્વભાવ આપણને વધારે સુશીલ લાગેછે; અને તેની લાલસાઓ આપણી લાલસા કરતાં ઓછી જણાય છે. જે કાંઇ તેનું છે-તેનું નામ, તેની આકૃતિ, તેનો પોષાક, તેના ગ્રંથો અને તેનાં સાજ પણ-એ સર્વની કિંમત તેના ઉપરની આપણી ચાહના વધારી મૂકેછે. આપણા પોતાનાજ વિચાર જ્યારે તેના મુખમાંથી બાહાર આવેછે, ત્યારે નવીન અને વધારે વિશાળ આપણને તે લાગેછે.

તથાપિ, હૃદયનાં સંકોચન અને વિસ્તરણ, પ્રેમની ભરતીઓટમાં તેમની ઉપમા સિવાયનાં નથી; એટલે, હૃદયનાં સંકોચન અને વિસ્તરણને, પ્રેમની ભરતીઓટની ઉપમા આપી શકાય. આત્માના અમરત્વની પેઠે, મૈત્રી પણ એવી અનુપમ વસ્તુ છે કે તેની સત્યતા વિષે ખાત્રી થતી નથી. પોતાની માશુકને જોઇને આશક અરધું ભાન ભૂલી જાયછે, અને પોતે જેને પૂજેછે તે ખરેખર એ નથી, એમ એ સમજતો નથી. અને મૈત્રીની સુવર્ણમય ક્ષણોમાં પણ સંશય અને અણવિશ્વાસની છાયાથી આપણે ગ્રસ્ત થઇએ છીએ. આપણને સંશય આવેછે કે જે સદ્‌ગુણમાં આપણો વિર-પુરૂષ પ્રકાશે છે તે એને પ્રથમ આપણે સમર્પીએ છીએ, અને પછી જે શરીરને આપણે આ દિવ્ય સ્થાન સમર્પ્યું છે તે શરીરને પછીથી આપણે પૂજીએ છીએ: ખરેખરૂં જોઇએ તો, આત્મા પોતાને જેટલું માન આપેછે તેટલું મનુષ્યને આપતો નથી. ચોક્કસ શાસ્ત્રના નિયમને અનુસાર તો, સઘળાં મનુષ્યો અનંત કુદરતની એકજ સ્થિતિ નીચે આવેલાં છે. આ સ્વર્ગમય મંદીરના અધ્યાત્મિક પાયા માટે સુરંગ ફોડી આપણા પ્રેમને શાંત કરતાં શું આપણે ડરી જશું? જે વસ્તુઓ હું જોઉંછું તેના જેવોજ શુદ્ધ શું હું ન થાઉં? જો હું શુદ્ધ છું, તો જેવી તે વસ્તુઓ છે તેવીજ તેમને જાણતાં હું ડરીશ નહિ. જો કે તેની સમજણને માટે વધારે સુંદર સાધનો જોશે, તથાપિ તેમનું સત્વ તેમના દેખાવ કરતાં કાંઇ ઓછું સુંદર નથી. ગજરા અને હારને માટે છોડવાના થડને વચમાંથી કાપી નાખીએ, તોપણ શાસ્ત્રને તેનું મૂળ બેડોળ લાગતું નથી. અને જો કે આનંદને વખતે એ દિલગીરીનો પ્રસંગ થઇ પડે, તથાપિ આ આનંદજનક અનુભવની

વચ્ચે એ નિરસ વાત લાવવાનું જોખમ મારે ખેડવું જોઇએ. જે માણસ પોતાના વિચારની સાથે સંયુક્ત થએલો ઉભો રહેછે, તે પોતાના વિષે તેજસ્વી યોજના ઘડી શકેછે. જો કે એકજ જાતની નિયમિત નિષ્ફળતાથી તેની સફળતા ખરીદ થઇ હોયછે, તથાપિ છેવટના વિજય વિષેની તેને ખાત્રીજ હોયછે. કોઇ પણ લાભો, કોઇ પણ સત્તાઓ–સુવર્ણ કે શક્તિ–તેમાંથી કોઇ તેનો સમોવડીઓ બની શકશે નહિ. તમારા દ્રવ્ય કરતાં, મારી પોતાની નિર્ધનતા-પર આધાર રાખ્યા સિવાય મારે છૂટકો નથી; તે સિવાય મારે ચાલવાનું નથી. તમારી માન્યતા તે મારીજ–એ મારાથી બની શકશે નહિ. માત્ર તારો–ઉડુ-ગણજ ઝગમગે છે; ચ્હને તો મંદ, ચંદ્રના જેવુંજ કિરણ હોયછે. જે શખ્સની તમે પ્રશંસા કરોછો, તેના કસાએલા સ્વભાવ અને પ્રશંસનીય ગુણો વિષે તમે જે કહોછો તે હું સાંભળું છું; પરંતુ છેવટે એ મારા જેવોજ ગરીબ ફકીર નહિ હોય તો, એના સઘળા જાંબુડીઆં કપડાં છતાં પણ તેનાપર મારી ચાહના નહિ થાય તે હું સારી રીતે સમજું છું. અરે મિત્ર! હું તેની ના નથી કહેતો કે અદ્દ્ભુતતાની વિસ્તીર્ણ છાયા પોતાની બુટ્ટાદાર અને ચિત્રિત અનંતતામાં તારો–અરે તું પણ, કે જેની સાથે સરખાવતાં વસ્તુ માત્ર છાયા છે તેનો પણ–સમાવેશ કરી લેછે. સત્તા કે ન્યાયની પેઠે તું અસ્તિત્વ નથી; તું મારો આત્મા નથી, પણ તેનું ચિત્ર અને પ્રતિમા છે. તું તો હમણાંજ મારી પાસે આવ્યો છે; અને ક્યારનો તું તારી પાઘડી અને ખેસ ઉપર હાથ નાખી રહ્યોછે. જેમ વૃક્ષ નવાં પાંદડાંને બાહાર આણેછે, અને નવી કળીઓના ફણગાથી જૂનાં પાંદડાં બાહાર હડસેલાઇ જાયછે, તેમ આપણો આત્મા પણ નવા મિત્રોને બાહાર આણતો નથી શું? તેમજ કુદરતનો કાયદો નિરંતર ફેરફાર થવાનો છે; એક પછી એક ચાલ્યા આવવાનો કુદરતનો કાયદો છે. વીજળીની દરેક સ્થિતિ તેની વિરૂદ્ધ સ્થિતિ ઉપર થઇને આવી છે. આત્મા પોતે દોસ્તોથી વીંટાઇ રહેછે, અને તેથી કરીને તેની પોતાની ઓળખાણમાં અને અંતઃકરણની એકાંતમાં વધારે ભવ્યતાથી તે પ્રવેશ કરી શકેછે; અને અમુક મુદ્દત સુધી તે પોતે એકલોજ રહેછે, કે જેથી કરીને પોતાની વર્ત્તણુક અને સોબત તે ઉચ્ચ કરી શકે. આપણા પોતાના સંબંધના આખા ઇતિહાસમાં આવી પદ્ધતિ જણાઇ આવેછે. પ્રેમની પ્રેરણા આપણા સોબતીઓ સાથેના સમાગમની આશાને સચેત કરેછે; અને અળગાપણાની પાછી આવતી સમજ તેની મૃગયામાંથી આપણને પાછા બોલાવી લેછે. આ પ્રમાણે

દરેક માણસ મિત્રની શોધમાં પોતાની આખી જીંદગી ગાળેછે; અને પોતાના શુદ્ધ વિચારોને જો બહાર એ લખી બતાવે, તો તેના પોતાના પ્રેમના દરેક ઉમેદવારને તે આવો કાગળ લખે:—

પ્રિય મિત્ર:–જો મને તારી, તારી ગ્રહણ શક્તિની, તારા સ્વભાવ સાથે મારા સ્વભાવને મળતા થવાની, મને ખાત્રી થાય, તો તારા જાવરા આવરાના સંબંધની નજીવી બાબતો વિષે હું કદિ લક્ષ આપીશ નહિ. હું ઘણો ડાહ્યો નથી; મારો સ્વભાવ તદ્દન મેળવી લેવાય તેવો છે; અને તારી બુદ્ધિને હું માંન આપુંછું; હજી સુધી મને એ અપાર રહેલી છે; પણ મારા વિષે તારી સંપૂર્ણ માહીતિના સંભવ વિષે હું હિંમત કરી શકતો નથી; અને એટલા માટે તું મને મનહર સંતાપ થઇ પડેછે.

હમેશાં તારો, કે, કદિ તારો નહિ.

તેમ છતાં, આ ચિંતાયુક્ત આનંદો અને આનંદી દુઃખો જીજ્ઞાસાને માટે છે, જીંદગીને માટે નથી. એમને છૂટાં મૂકવા ન જોઇએ. કપડું વણવાનું આ કામ નથી, પણ કરોળીઆની જાળ વણવાનું છે. આપણી મૈત્રીઓ આપણને ટૂંકા અને નિર્બળ અનુમાનોએ ઘસડી જાયછે; કારણકે મનુષ્ય-અંતઃકરણના ચીકટ તંતુને બદલે, આપણે તેમને મદ્ય અને સ્વપ્નાનાં વણાટ બનાવીએ છીએ. મિત્રતાનાં નિયમો પણ કુદરતના અને નીતિના નિયમોના વણતરની પેઠે, ઉગ્ર અને અવિનાશી છે. પરંતુ મધુરતા એકદમ ચૂસવાને માટે આપણે ઉતાવળા થઇ નાના લાભનો લાભ લેવા પ્રયત્ન કરીએ છીએ. જે ઘણા શિયાળે અને ઘણા ઉનાળે પાકે એવું છે એવા પરમેશ્વરના બગીચાના મંદમાં મંદ ફળને આપણે ત્વરાથી ઝડપી લઇએ છીએ. શુદ્ધ હૃદયથી આપણે આપણા મિત્રો ખોળતા નથી, પરંતુ એ પસંદગી કરવામાં આપણે આપણા વિકારનું મિશ્રણ કરીએ છીએ, અને જેનાવડે આપણા મનોવિકાર ફળિભૂત થાય તેવાનેજ આપણે શોધીએ છીએ. એ વ્યર્થ છે. સર્વ સ્થળે આપણે સૂક્ષ્મ વિરોધથી સર્જી થએલા છીએ, અને આપણે એક બીજાને મળીએ છીએ કે તુરતજ તે વિરોધ દાવ ખેલવા માંડેછે, અને આખી કવિતાનું સ્થિત્યંતર નિઃસત્વ ગદ્યમાં કરી નાખેછે. લગભગ સઘળાં માણસો બીજાં માણસોને મળવાને અંતઃકરણના ઉચ્ચ આસનેથી નીચે આવેછે. આવા દરેક સંયોગે સમાધાન થવું જોઇએ; અને સૌથી ખરાબ તો એ છે કે, પુષ્પ પોતે અને સુંદર-સ્વાભાવિક પુષ્પની દરેક સુગંધ, એક બીજાની નજીક બંને આવેછે

કે તુરતજ, અદૃશ્ય થઇ જાયછે. સદ્‌ગુણી અને બુદ્ધિમાન મનુષ્યોના વાસ્તવિક સમાગમમાં પણ કેવી નિરંતર નિરાશા હોયછે! દીર્ઘ-દૃષ્ટિથી ધારેલા સમાગમ સંપાદિત થયા પછી, મૈત્રી અને વિચારની આનંદિત યુવાનીમાં પણ તુરતજ આપણે વ્યર્થ ગએલા પ્રહારથી, એકાએક અપ્રાસંગિક નિસ્પૃહતાથી, અક્કલના અને માનસિક સ્ફુરણાના વાઈના દરદથી, એકાએક આપણે પીડિત થઇએ છીએ. આપણી માનસિક શક્તિઓ આપણી સાથે શુદ્ધ આચરણ આચરતી નથી. અને બંને પક્ષો એકાંતની મદદથી દુઃખવિમુક્ત થાયછે; એકાંતથી બંનેને સંતોષ પ્રાપ્ત થાયછે.

દરેક સંબંધ નિભાવતાં મને આવડવો જોઇએ. જો તેમનાંમાંથી એકને પણ હું અયોગ્ય હોઉં તો મારે ગમે તેટલા બીજા મિત્રો છે, અને દરેકની સાથે વાતચિત કરવાથી મને ગમે તેટલો સંતોષ મળી શકેછે તોપણ તેનાથી તેમાં કાંઇ ભેદ પડતો નથી. જો એક ટક્કરમાં અયોગ્ય રીતે હું પાછો હઠી ગયો, તો પછી બાકીની બીજી બધીમાંથી મને જે આનંદ મળેછે તે અધમ અને નીચ છે. પછી જો બીજા મિત્રોને મેં મારૂં શરણ-સ્થળ બનાવ્યું તો મારે મારા પંડનેજ ધિક્કારવો જોઇએ.

*The valiant warrior famoused for fight,*
*After a hundred victories once foiled,*
*Is from the book of honour razed quite,*
*And all the rest forgot for which he toiled.*

સો વિજય મેળવ્યા પછી પણ યુદ્ધમાં પંકાતો શૂરવિર યોદ્ધા એક વખત જો પરાજય પામ્યો તો કીર્ત્તિના પુસ્તકમાંથી તેનું નામ તદ્દન છેકી નાખવામાં આવેછે. અને જેને માટે તેણે પરિશ્રમ લીધો, તેને માટે બાકીના બધા વિસરાઇ જવાય છે.

આ પ્રમાણે આપણી અધીરાઇને તીવ્ર શિક્ષા મળેછે. શરમાળપણું અને નિસ્પૃહીપણું એ ચીકણા છોડાં છે અને તેની અંદર નાજુક સેંદ્રિયતાનું ચકાળે પાકવામાંથી સંરક્ષણ થાયછે. તેને ઓળખવાને અને કબુલ કરવાને કોઇ પણ અત્યુત્તમ આત્મા જોઇએ તેટલો પરિપક્વ થાય તે પેહેલાં જો એ પોતાને ઓળખવાનો પ્રયત્ન કરે, તો તેમાં તેનો વિનાશ થાય. જે કુદરત હીરાને હજારો વર્ષે કઠણ કરેછે, અને જેટલામાં હીમાલય અને વિંધ્યાચળ મેઘ-ધનુષ્યની પેઠે આવેછે અને જાયછે, તેટલા વખત સુધી કાયમ નિભાવને માટે તેને ધીમે

ધીમે જે તૈયાર કરેછે, તે કુદરતનો સત્કાર કરો. આપણી જીંદગીની સુંદર પ્રકૃતિમાં એવું કોઇ સ્વર્ગ નથી કે જે સાહસિકતાનું મૂલ્ય બને. પ્રેમ, જે પરમેશ્વરનો અંશ છે, તે લાઘવને માટે નથી, પરંતુ મનુષ્યની સમસ્ત લાયકાત માટે છે. આપણે અનુરાગ કરવો તો તેમાં આવો છોકરવાદી લોભ ન રાખવો, પરંતુ ખરેખરી લાયકી આપણે રાખવી. તેના અંતઃકરણના સત્યમાં, તેના પાયાની પોહોળાઇમાં, જેને ઉથલાવવો આશક્ય છે તેમાં, સાહસિક વિશ્વાસ રાખીને આપણા મિત્રોની નજીક આપણે જવું.

આ વિષયની મોહીનિઓ સામે થવાતું નથી; અને એ ઉત્કૃષ્ટ અને પવિત્ર સંબંધનું વર્ણન કરવા માટે, ગૌણ સાંસારિક લાભનો સઘળો વિચાર થોડા વખતને માટે હું છોડી દઉંછું. તે સંબંધ એક જાતનો અનિર્વચનીય છે, અને તેના જેવું દિવ્ય બીજું કોઇ નથી, અને તે એવો તો શુદ્ધછે,–કે એની આગળ પ્રેમની પરિભાષા પણ સંશયી અને સાદી બની રહેછે.

મિત્રતા સાથે હું નાજુકાઇથી વર્ત્તવા ઇચ્છતો નથી. પણ કઠોર ધૈર્યથી વર્ત્તવા ઈચ્છુંછું. જ્યારે તેઓ સાચા–શુદ્ધ હોયછે, ત્યારે તેઓ કોઇ કાચની નળીઓ જેવા નથી, કે ઝાકળનાં બિંદુ જેવી વસ્તુઓ તે નથી; પરંતુ આપણે જાણીએ છીએ કે સર્વથી સ્થાયી રહે એવી વસ્તુઓ તે છે; કારણ કે અનુભવના આટલા બધા જમાના પછી પણ આપણા પોતાના વિષે કે કુદરતના વિષે આપણે શું જાણીએ છીએ ? પોતાના ભાવિના પ્રશ્નનું સમાધાન કરવા તરફ મનુષ્યે હજી એક પણ પગલું ભર્યું નથી. આખું વિશ્વ મૂર્ખાઇના એકજ દૂષણને ઉઘાડું પાડવામાં સંતોષ માની રહ્યું છે. પરંતુ મારા ભાઇના આત્મા સાથે આ સંયોગથી આનંદ અને શાંતિની જે મધુર વિશુદ્ધિ મને મળેછે તે પોતેજ ફળ છે, અને સઘળી કુદરત તથા સઘળા વિચાર તેનાં છાલાં અને છોડાં છે. જે ઘરમાં મિત્ર વસેછે, તે ભાંગ્યશાળી છે. મંગળ મંડપ કે કમાનની પેઠે, એકજ દિવસને માટે, તેનો સત્કાર કરવા અર્થે હજારો રૂપિઆનો એને ખર્ચ કરવો પડે તોપણ તેથી શું થઇ ગયું ? એ પવિત્ર સંબંધનું તે ગાંભીર્ય સમજી શકતો હોય અને તેના કાનુનને તે માન આપતો હોય તો, તે વળી વધારે ભાગ્યશાળી છે! જે કોઇ એ સંકેતને માટે ઉમેદવાર બનેછે, તે પાહાડી રાક્ષસની પેઠે મોટા યુદ્ધમાં ઉતરેછે; અને ત્યાં દુનિયાના ઉત્કૃષ્ટ આત્માઓ એક બીજાના પ્રતિસ્પર્ધી બનેછે. જ્યાં કાળ, તંગી અને જોખમ નોંધાયાં છે, ત્યાં વિગ્રહમાં જવાની પોતાને માટે તે દરખાસ્ત કરેછે; અને આ સઘળી વસ્તુઓથી ઉપજતા

ઘસારા અને જીર્ણતામાંથી પોતાના સૌંદર્યની રમણીયતાને સાચવી લેવા જેટલું સત્વ જેના બાંધામાં હોય, તેજ માત્ર છેવટે વિજયી નીવડે છે. ભાગ્યની બક્ષીસો હોય કે ન હોય, નસીબની સાનુકૂળતા હોય કે નહોય, પરંતુ એ વિગ્રહમાં વિજય સાત્વિક ઉત્કૃષ્ટતા અને નિર્જીવ પદાર્થોના તિરસ્કારપર રહેલો છે. મિત્રતાના બંધારણને ઉપયોગી એજ તત્વો છે, અને દરેક એવું શ્રેષ્ટ છે કે બંનેમાંથી વધારે ઉત્તમ કયું તેની મને સમજણ પડતી નથી ; તેમ એકનું પહેલાં, અને બીજાનું પછી એમ શામાટે વર્ણન થવું જોઇએ? તેનું કોઇ કારણ મને મળતું નથી. એક તો જાણે સત્ય છે. જેની સાથે હું અંતઃકરણથી શુદ્ધ હોઉં, એવો મનુષ્ય–તે મારો મિત્ર છે. તેની આગળ હું મારા મનના વિચાર મોટેથી કરી શકું ; એવા શુદ્ધ અને એવા યોગ્ય માણસની હજુરમાં છેવટે હું આવ્યો છું કે, જેની આગળ છળભેદ, વિવેક, અને અન્ય વિચારનાં છેક નીચેનાં કપડાં પણ, જે અન્ય માણસો કદિ ઉતારી નાખતાં નથી તે, હું એક કોરે મૂકી દઉં; અને જે સરળતા અને ઐક્યથી એક રસાયણી રજકણ બીજા સાથે મળી જાયછે, તેવીજ રીતે હું પણ તેની સાથે મળી જાઉં. મુગટ અને અધિકારની પેઠે, વિશુદ્ધિનો વૈભવ પણ માત્ર સર્વથી શ્રેષ્ટ પદવીનેજ આપવામાં આવેછે; કારણકે પ્રીતિ મેળવવાને અને આજ્ઞાધિન રહેવાને તેના ઉપર બીજી પદવી ન હોવાથી, સાચું બોલવાનો એને અવકાશ રહેછે. દરેક માણસ એકલોજ હોય તો શુદ્ધ છે. બીજા માણસનો પ્રવેશ થયો કે દંભ શરૂ થાયછે. પ્રશંસાથી, વાતોના તડાકાથી, ગમતથી અને કાર્યોથી મનુષ્ય જાતને આપણી નજીક આવતાં આપણે અટકાવીએ છીએ–પ્રતિબંધિત કરીએ છીએ. સેંકડો પડ નીચે આપણા વિચારોને આપણે તેનાથી ગુપ્ત રાખીએ છીએ. એક મનુષ્ય એવો હતો કે, એક પ્રકારનો ધર્મનો ઉન્માદ તેનામાં રહેતો હતો, અને તેને લીધે આ પડદો તેણે કાઢી નાખ્યો હતો, અને વખાણ અને સાધારણ વિવેકને પણ એક કોરે મૂકી, જે માણસ તેને મળતો તે દરેકના અંતઃકરણ સાથે સંપૂર્ણ જ્ઞાન અને સૌંદર્યથી તે વાત કરતો હતો. પ્રથમ તો લોકો એની સામા થયા, અને સર્વે સંમત થયા કે એ ગાંડો થઇ ગયો હતો. પરંતુ એને એમ કર્યા વિના સ્વભાવિક રીતેજ ચાલ્યું નહિ, અને એજ રસ્તે કેટલોક વખત આગ્રહપૂર્વક ચાલતાં, પોતાની ઓળખાણના દરેક માણસને પોતાની સાથે શુદ્ધ સંબંધમાં લાવવાનો લાભ તે પ્રાપ્ત કરી શકયો. અને કોઇ પણ માણસ એની સાથે જૂઠું બોલવાનો, અને

એની સાથે ગામ-ગપાટા કે વાંચન-શાળાના તડાકા હાંકવાનો અને ઉડાવવાનો વિચાર કરતું નહિ. પરંતુ એની પોતાની એટલી બધી વિશુદ્ધતાને લીધે, સર્વ માણસોને એની સાથે શુદ્ધ-ચોખ્ખો વ્યવહાર રાખવાની જરૂર પડતી હતી; અને કુદરતનો જે જે પ્રેમ કે રસિકતા, જે જે કવિતા, સત્યની જે જે નિશાનીઓ તેનામાં હતી, તે તે બેશક તેમને એ બતાવતો હતો. પરંતુ જન-સમાજ આપણામાંથી ઘણાખરાને તેનો ચેહરો કે ચક્ષુઓ બતાવતો નથી, પરંતુ તેની પીઠ અને પડખું બતાવે છે. કળિયુગમાં મનુષ્યોની સાથે શુદ્ધ સંબંધમાં ઉભા રહેવું એ દિવાનાપણાના આવેશને યોગ્યજ છે; કેમ ખરૂં કે નહિ? આપણે કવચિત્જ ટટ્ટાર ચાલી શકીએ છીએ. જે માણસોને આપણે મળીએ છીએ, તેમાંથી લગભગ દરેક માણસ આપણી પાસેથી સભ્યતાની આશા રાખેછે અને તેની વૃત્તિઓનું અનુસરણ ઇચ્છેછે. કોઇક કીર્ત્તિ, કોઇક ઇલમ, જનહિત કે ધર્મનો કોઇ તુરંગ તેના મગજમાં ભમતો હોયછે, જેના વિષે આપણે પ્રશ્ન પૂછી સંશય બતાવવાનો નથી; અને તેને લીધે તેની સાથેનો સઘળો સંબંધ ભ્રષ્ટ થઇ જાયછે. મારી ચતુરાઇને નહિ, પણ મનેજ જે પોતાના સંસ્કારથી સુધારી નાખેછે, એવો ડાહ્યો પુરૂષ તેજ મિત્ર છે. મારા તરફથી કોઇ પણ શરતની માગણી કર્યા સિવાય મારો મિત્ર મને આનંદ આપેછે. એટલા માટે, કુદરતમાં મિત્ર એક અશકય સંભવ છે. હું કે જે એકલોજ છું, હું કે જે કુદરતમાં એવું કશું નથી જોતો કે જેની વિદ્યમાનતા વિષે મારી પોતાની વિદ્યમાનતાને હું ખાત્રીપૂર્વક કહી શકું, એવો હું તે અન્ય આકૃતિમાં ફરીને પ્રાપ્ત થએલી મારા અસ્તિત્વની પ્રતિમાને તેની સઘળી શ્રેષ્ટતાથી, વિચિત્રતાથી અને કૌતુકથી ભરેલી હું જોઉંછું; એટલા માટે મિત્ર એ કુદરતની કારીગિરીનો અતિ ઉત્તમ નમુનો સારી રીતે ગણાય.

મિત્રતાનું બીજું તત્વ કોમળતા છે. લોહી, અભિમાન, ધાસ્તી, આશા, લાભ, લાલસા, તિરસ્કાર, વિસ્મયયુક્ત પ્રેમ, દરેક સ્થિતિ, ચિહ્ન અને નિર્જીવતાથી, અને આવાં આવાં તરેહતરેહનાં બંધનથી આપણે મનુષ્યો સાથે બંધનયુક્ત થએલા છીએ. પરંતુ આપણે ભાગ્યેજ માની શકશું કે આપણને પ્રેમથી ખેંચે એટલું બધું હૃદય-બળ બીજામાં પણ હોઇ શકેછે. બીજો કોઇ એવો ભાગ્યશાળી હોય, અને આપણે એવા પવિત્ર થઇએ કે આપણે આપણી કોમળતા તેને આપી શકીએ? જ્યારે કોઇ પણ મનુષ્ય મને પ્રિય થઇ પડેછે, ત્યારે મેં મારા ભાગ્યના લક્ષ્યનો સ્પર્શ કર્યોછે એમ હું સમજું છું. આ વિષયના

આંતરિક મર્મ વિષે પુસ્તકોમાં સ્પષ્ટ લખેલું હું થોડુંજ જોઉં છું, અર્થાત્, કાંઇ જોતો નથી; છતાં એક ગ્રંથની સ્મૃતિ મને આવ્યા વિના રહેતી નથી. ગ્રંથ-કર્ત્તા લખે છે કે, "જેનો થવામાં હું ફતેહ પામ્યો છું, તેને આંખો મીચીને એકદમ હું મારૂં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી દઉંછું; અને જેનામાં હું ઘણામાં ઘણો આસક્ત છું, તેના વિષે હું થોડામાં થોડી કાળજી રાખુંછું." મિત્રતાને પગ, તેમજ તેને ચક્ષુઓ અને વાક્ચાતુર્ય હોય એમ હું ઇચ્છુંછું. ચંદ્ર ઉપર એ કૂદે તેપહેલાં તેણે પૃથ્વીપર પગ ખોડવા જોઇએ. સુંદરતાથી ભરેલો ફિરસ્તો એ થાય તે પહેલાં, એ થોડો થોડો શેહેરી પણ થાય એમ હું ઇચ્છુંછું. આપણે શેહેરીને ઠપકો આપીએ છીએ, કારણકે પ્રેમને એ સગવડતાનું સાધન બનાવે છે. બક્ષીસોનો કે ધીરધારનો અદલા બદલો કરવો તેમાં પ્રેમ તેઓ માનેછે. એ સારો પાડોશી છે; સારવારને માટે માંદા સંબંધીની પથારી પાસે બેસી એ જાગરણ કરેછે; મરણ પ્રસંગે ડાહ્યુ બની મોવાળ એ સાચવેછે; એટલા માટે એને પ્રેમી સમજવામાં આવેછે, અને પ્રેમના સાત્વિક સંબંધની ઉત્કૃષ્ટતા અને લાલિત્યને તદ્દન વિસરી જવામાં આવેછે. પરંતુ સંસારના આ સ્વાર્થી-ના પોષાકમાંથી આપણને દેવ કે ફિરસ્તો મળવાનો નથી, તો, કવિ જો પોતાનો તંતુ અતિ ઝીણો વણે અને ન્યાય, નિયમિતતા, નિમકહલાલી અને દયાના આવશ્યક ગુણોથી તેની અદ્દ્ભુત કથાનું સમર્થન ન કરે, તો તેને પણ આપણે ક્ષમા કરી શકશું નહિ. શેહેરી અને સાંસારિક સંબંધ બતાવે એવી મિત્રતાના નામની વેશ્યા–વૃત્તિને હું ધિક્કારૂં છું. રેશમ જેવો સુંવાળો અને સુગંધી સ્નેહભાવ જે મેળાપના દિવસોને ક્ષુદ્ર આંડબરથી, ગાડીઘોડામાં ફરવાથી, સારાં સારાં ભોજનથી ઉજવે છે, તેના કરતાં ખેડુતનાં સાદાં-શુદ્ધ છોકરાંઓ, અને ફેરીઆની સાત્વિક સંગતિને હું વધારે પસંદ કરૂં છું. મિત્રતાનો ઉદ્દેશ સર્વ વ્યવહાર કરતાં સૌથી કઠીન અને સ્પષ્ટ છે ; જેનો જેનો આપણને અનુભવ છે, તેના કરતાં એ વધારે કઠીન છે. જીંદગી અને મૃત્યુના સઘળા સંબંધ અને રસ્તાના સહાય!અને ધૈર્યને માટે મૈત્રી છે. સ્વસ્થ દિવસો, મનહર બક્ષીસો, અને ગામડાની સેહેલમાં એ જેમ યોગ્ય છે, તેમ વિકટ રસ્તા, અપચ્ય ખોરાક, ભરદરીએ વાહાણ ભાંગે તો ત્યાં પણ, નિર્ધનતા અને જુલમને માટે પણ, એ યોગ્ય છે. સર્વકાળ તેની વૃત્તિ સમાન રહેછે. બુદ્ધિના વિલાસમાં અને ધર્મની સમાધિના સાથમાં પણ એ રહેછે. મનુષ્ય જીંદગીની જરૂરીઆતો અને કર્ત્તવ્યનું મહત્વ આપણે એક બીજાને બતાવવાનું છે, અને ધૈર્ય, ડાહાપણ, અને ઐક્યથી

આપણે તેને સુશોભિત કરવાની છે. સામાન્ય અને સ્થિત એવા કશામાં તેણે કદિ પડવું ન જોઇએ, અને તેણે ચંચળ અને શોધક થવું જોઇએ. અને જે પ્રથમ વેઠ તરીકે ગણાતી હતી, તેમાં કાવ્ય અને કલ્પના તેણે ઉમેરવાં જોઇએ.

એવું કહેવાય છે કે મિત્રતાને માટે એવા તો વિરલ અને અમૂલ્ય સ્વભાવની જરૂરછે કે, કેમ જાણે તેઓ એકબીજાને બંધબેસતાજ બનાવવામાં આવ્યા હોય, કેમ જાણે તેઓ એકબીજાને અનુકૂળ આવે એવી અનુપમ સ્થિતિમાંજ મૂકવામાં આવ્યા હોય, (કારણકે કવિઓ કહેછે કે આ વિષયમાં પણ બંને બાજુઓ એક બીજાને યોગ્ય હોય તોજ પ્રેમ થાયછે) કે આવી જાતનો સંતોષ મળવાનો ભરોસો કવચિતજ રાખી શકાય. અંતઃકરણના આ ઉન્નત ધર્મમાં જેઓ પ્રવીણ છે તેમાંથી કેટલાક કહેછે કે, બે કરતાં વધારેની વચ્ચે મૈત્રી સંપૂર્ણતાથી નભી શકતી નથી. મારી પોતાની સાથે સંબંધમાં જે જે આવેછે, તેમની સાથે મારા સંબંધની શરતમાં હું છેક આવો સખ્ત નથી, કારણકે કદાચ બીજાના જેટલી ઉચ્ચ પ્રતિની મૈત્રી મેં કદિ અનુભવી નહિ હોય; તથાપિ, જેના વચ્ચે ઉંચી જાતનો સંસર્ગ નીભેછે એવા, જૂદા જૂદા સંબંધથી જોડાએલા દિવ્ય પુરૂષો અને સ્ત્રીઓના મંડળથી હું મારી કલ્પનાને સંતોષું છું. પરંતુ મિત્રતાનું પરિણામ અને ઉદ્દેશ સંબંધ છે અને તેમાં તો મને આ એકને એક મળી એનો કાયદો અનુલંઘનીય લાગેછે. જૂદાં જૂદાં જળનું અતિ મિશ્રણ ન કરો. સારા અને નરસાનું મિશ્રણ જેટલું ખરાબ થાયછે તેટલુંજ સૌથી સારાનું પણ થાયછે. જૂદે જૂદે વખતે બે જૂદાં જૂદાં મનુષ્યો સાથે ઘણો ઉપયોગી અને આનંદી સંવાદ તમને મળી શકશે. પણ તમે ત્રણ જણા સાથે એકઠા થાઓ અને તમને નવીન અને અંતઃકરણનો એકે શબ્દ પ્રાપ્ત થશે નહિ. બે જણ વાત કરે અને ત્રીજો સાંભળે, પરંતુ અતિ શુદ્ધ અને શોધન કરે એવી જાતની વાતચિતમાં ત્રણે જણ ભાગ લઈ શકશે નહિ. મેળાવડાને પ્રસંગે, સારી સોબતમાં જ્યારે તમે તે બંનેને એકલાં રહેવા દોછો, ત્યારે જેવો સાત્વિક સંવાદ તેમની વચ્ચે થાયછે તેવો કદિ થતો નથી. સજ્જનોના મંડળમાં, જેટલાં ચૈતન્ય ત્યાં હાજર હોયછે, તે સર્વને બરાબર સમવ્યાપક રહે એવા સર્વના એકત્ર થએલા આત્માની અંદર, બધી વ્યક્તિઓ પોતાનાં મમત્વને ગરક કરી દેછે. મિત્રને મિત્રનો પક્ષપાત, ભાઇની બ્હેન ઉપર મમતા, સ્ત્રીનો સ્વામી પ્રત્યે પ્રેમ, એ ત્યાં જેવાં હોયછે તેવાં નથી હોતાં, પરંતુ તદ્દન જુદી જાતનાં હોયછે. જેના વિચારનો પ્રવાહ નિર્બળ કે ટૂંકો હોય,

તે તેમાં આનંદી ભાગ લઇ શકશે નહિ; પરંતુ મંડળીના સામાન્ય વિચારના અશ્વ ઉપર જે સવાર થઇ શકે, તેજ માત્ર ત્યાં છુટથી બોલશે. હવે આ રૂઢિ, જેની જરૂર વિવેકબુદ્ધિને હોયછે તે, શુદ્ધ સંબંધની જે ઉચ્ચ સ્વતંત્રતાને માટે બે આત્માને તદ્દન એકરૂપે થઇ જવાની જરૂર છે તેને નષ્ટ કરેછે.

કોઇ પણ બે મનુષ્યો એક બીજાની સાથે એકલાં રહ્યા સિવાય વધારે શુદ્ધ, સ્પષ્ટ અને નિષ્કપટી સંબંધમાં પ્રવેશ કરી શકતાં નથી. પરંતુ કયાં બે મનુષ્યો એક બીજાને અનુકૂળ આવશે, તેનો નિર્ણય તેમનું સાદૃશ્ય કરી આપે છે. તેમનાં અંતઃકરણો ભિન્ન હશે, તો તેમનું ઐક્ય દુર્લભ છે. અસંબદ્ધ મનુષ્યો એકબીજાને થોડોજ આનંદ આપી શકેછે; અને એકબીજાની ગુહ્ય શક્તિઓનો કોઈને વેહેમ પણ આવશે નહિ. તેમના અંતઃકરણ એકબીજાને જોઇને પ્રફુલ્લિત થશે નહિ. કેમ જાણે કોઇ કોઈ પુરૂષોમાં વાતચિતની નિપુણતા સ્થાયી મિલ્કત હોય, તેમ વાતચિતના પ્રસંગે અતિ નિપુણતાથી એ બોલેછે. વાતચિત તો માત્ર ક્ષણિક સંબંધ છે, વધારે નહિ. દરેક મનુષ્યને વિચાર અને વક્તૃત્વ હોયછે એમ લેખાય છે. પરંતુ એ વિચાર અને વક્તૃત્વ સર્વને એ દૃશ્ય કરી શકતો નથી. જેનું અંતઃકરણ એના વિચારને યોગ્ય છે, તેનીપાસે તેના અંતઃકરણનાં દ્વાર આપોઆપ ઉઘડી જાયછે. અયોગ્ય અંતઃકરણ આગળ, કેમ જાણે તેના મુખ ઉપર અદૃશ્ય તાળું મારવામાં આવ્યું હોય તેમ, તે મૂંગો રહેછે. પોતાના પિતા કે પોતાના કાકા આગળ એ એક પણ શબ્દ કહી શકતો નથી. છાયામાં રહેલી શંકુયંત્રની અગત્યતા ઓછી થવાથી તેને જેટલું તેઓ વખોડેછે તેટલા-જ વાજબીપણાથી તેના મૌનને તેઓ દોષિત ઠરાવેછે. સૂર્ય પ્રકાશમાં એ યંત્ર કલાક જણાવી આપશે. જે મનુષ્યો એના વિચારથી અંતઃકરણમાં આનંદનો ઉપભોગ કરેછે, તેવાની આગળ એની જીવ્હા એને ફરી પ્રાપ્ત થશે.

સમાનતા અને અસમાનતા વચ્ચે જે દુર્લભ મધ્ય-સ્થિતિ રહેલી છે, તે મૈત્રી માગેછે; અને તે પોતાના ભાઇબંધમાં રહેલી શક્તિ અને ઐક્યની હયા-તિથી દરેકને અભિમાન રખાવે છે. પોતાની ખરેખરી અને શુદ્ધ અનુવૃત્તિને મારો મિત્ર એક શબ્દ અથવા ચક્ષુપાત જેટલો પણ ઓળંગી જાય, તેના કરતાં તો દુનિયાના અંત સુધી મને એકલોજ રહેવા દો. વિરોધ કે માન્યતાથી હું સરખીજ રીતે રસ્તામાં અટકી પડુંછું. એક ક્ષણ પણ એણે પોતાનું પોતાપણું મૂકી દેવું ન જોઇએ. એ મારો થાયછે તેમાં મને જે આનંદ મળેછે તે માત્ર એજછે કે જે મારૂં નથી તે મારૂં થાયછે.જયાં મેં દૃઢ અવલંબન કે હિંમતવાન

વિરૂદ્ધતાની આશા રાખી હોય, ત્યાં નમનતાઇ કે નિર્બળતા હું જોઉં તો મને તેનાપર ધિક્કાર આવી જાયછે. તમારા દોસ્તના પ્રતિધ્વનિ થવા કરતાં, તેના પડખામાં તમે કૌવચરૂપ થાઓ તે વધારે સારૂંછે. જે શરત ઉચ્ચ મૈત્રી માગેછે તે તેના સિવાય ચલાવી લેવાનું સામર્થ્ય છે. એ ઉત્તમ કર્તવ્યને ઉમદા અને ભવ્ય ગુણોની જરૂરછે. બંને મળીને ખરેખરૂં શુદ્ધ એક સ્વરૂપથઇ શકે તે પેહેલાં બે ખરેખરા શુદ્ધ થવા જોઇએ. આ વૈષમ્યની નીચે રહેલી અભેદતા જે તેમને સંયુક્ત કરેછે તે તેઓ હજી સ્વીકારે તે પેહેલાં, અરસપરસ નીરખાએલા, અરસપરસ એક બીજાની ધાકમાં રહેતા, બે વિશાળ અને મહાન્ સ્વભાવોનો સંયોગ થવા દો.

જે મોટા મનવાળો છે, જેને ખાત્રી છે કે મનની મોટાઇ અને પરોપકાર એ ધર્મ-નીતિ છે, જે પોતાના ભાગ્યોદયની બાબતમાં વચ્ચે પડવામાં ઉતાવળો નથી, તેજ માત્ર આ જન-સમાજને માટે યોગ્ય છે. એની બાબતમાં એણે વચ્ચે ન પડવું. જેટલા જમાના હીરાને પાકવાના જોઈએ, તેટલા આપો ; અને અવિનાશીના અવતાર ઉતાવળે કરાવવાની અપેક્ષા ન રાખો. મૈત્રી ધાર્મિક વૃત્તિની માગણી કરેછે. આપણા મિત્રોને પસંદ કરવાનું આપણે કહીએ છીએ, પણ મિત્રો એની મેળેજ પસંદ થઇ જાયછે. પૂજક બુદ્ધિનો એમાં મોટો હાથ છે. કેમ જાણે તે ચમત્કાર હોય, તેમ તમારા મિત્રોની સાથે તમે વરતો. અલબત્ત, તેનામાં એવા ગુણ છે કે જે તમારામાં નથી, અને એ ગુણોને તમારા અંગની પાસેજ રાખ્યા કરો તો તેને તમે માન આપી શકવાના નથી, એટલા માટે એક કોરે ઉભા રહો. આ ગુણોને તમારાં અંતઃકરણમાં ઉભા રહેવાની જગા આપો ; તેમને ઉપર ચડીને ત્યાં વિસ્તાર પામવા દો. તમારા મિત્રના બટનના તમે મિત્રછો કે તેના વિચારના ? ઉમદા અંતકરણને હજી એ હજારો બાબતમાં અજાણ્યો રહેશે, કે જેથી કરીને એ પવિત્રમાં પવિત્ર સ્થાનની પાસે આવી શકે. મિત્રને મિલ્કત તરીકે ગણવાનું, તેને સગવડતાના સાધન તરીકે બનાવવાનું, અને સર્વોત્કૃષ્ટ અને નિરંતર લાભને બદલે ક્ષણિક અને સર્વનો ગુંચવાડો કરી નાખે એવો આનંદ તેમાંથી ચુસવાનું, નાદાન છોકરાઓને અને છોડીઓને સોંપી દો.

આ ધાર્મિક-સ્વરૂપના હૃદય મંદીરમાં, ઇશ્વરના અનુપમ બગીચાના આ ઉત્તમ ફળના અંતઃકરણમાં, પ્રવેશ કરવા માટે આપણે ઉતાવળ કરવી નહિ, આપણે અધીરા થવું નહિ; પરંતુ લાંબી ઉમેદવારી કરી, અગણિત કસોટીએ ચડી, આ-

પણે લાંજવું. તેમનામાં પરાણે પ્રવેશ કરીને ઉત્કૃષ્ટ અને સુંદર આત્માને શામાટે આપણે ભ્રષ્ટ કરવા જોઇએ ? તમારા મિત્રોની સાથે અવિચારી આંગિક સંબંધો માટે શામાટે તમારે આગ્રહ કરવો જોઇએ? એને ઘેર જઇ એની મા, ભાઇ કે બેહેનને ઓળખવાની તમારે શી જરૂર છે ? તમારે પોતાને ઘેર પણ મુલાકાત લેવાને એ શામાટે આવે ? આપણી મૈત્રીને આ વસ્તુઓ અગત્યની છે શું ? વળગી રહેવાની આ રીતિ અને ખૂશામત તજી ધો. એક દેવ-દૂત જેવો, એક ફિરસ્તા જેવો મારે એને ગણવો છે. તેના તરફથી સંદેશો, વિચાર, ભાવના, કે એક ચક્ષુપાત, મારે જોઇએ છીએ. ખબર અંતર કે શાકભાજી નથી જોઇતાં. એના કરતાં હલકા સોબતીઓ પાસેથી હું પાડોશીને યોગ્ય સગવડો, અને રાજ્યનીતિના વિષય મેળવી ગપાટા મારી શકું. મારા મિત્રની સોબત કાવ્યના જેવીજ મધુર ભાવનાઓથી ભરપૂર, સાત્વિક, સર્વવ્યાપી, અને કુદરતના પોતાના જેવીજ શ્રેષ્ટ અને મનહર થવી ન જોઇએ શું ? પેલા વાદળનો જે જથો દૃષ્ટિ-મર્યાદામાં સૂઇ રહેછે તેની કે પવનથી નમી જતો ચીયાનો સમુદાય જે ઝરાને વિભાગમાં વેહેંચી નાખેછે તેની, સરખામણીમાં અમારો સંબંધ દુષિત છે એમ મને લાગવું જોઈએ શું? એ સંબંધને આપણે હલકો ન પાડવો, પરંતુ તેટલીજ ઉંચાઇએ તેને ઉંચો લઇ જવો. તેની દિવ્ય અને સર્વની અવજ્ઞા કરતી આંખ, તેના દેખાવ અને કાર્યનું ભવ્ય સૌંદર્ય તમારામાં ઓછું હોવાથી તમને સટકો લગાડતાં નથી. પરંતુ તમને વધારે દૃઢ કરેછે, તમારા હૃદયને વિસ્તૃત કરેછે. તેની શ્રેષ્ટતાનું પૂજન કરો ; વિચારથી પણ એને ઓછો ન ઇચ્છો, પરંતુ તેમનો સંગ્રહ કરીને તેને કહી ધો. તમારા પ્રતિઅંગની પેઠે એનું રક્ષણ કરો. વશ ન કરી શકાય એવો, શ્રદ્ધાથી પૂજીએ એવો, એક જાતનો સુંદર શત્રુ જેવો એને હમેશાં લેખો ; પરંતુ તુરતજ અતિશય વૃદ્ધિ પામી જાય, અને પછી નાખી દેવી પડે, એવી નિર્જીવ સગવડતા તરીકે એને ન ગણો. *ક્ષીર-સ્ફાટીકના રંગો, હીરાનો પ્રકાશ, જો ચક્ષુઓ અતિ પાસે હોય તો દેખાવાનાં નથી. હું મારા મિત્રને કાગળ લખુંછું અને તેનો કાગળ મને મળેછે. તમને એ નહિ જેવું-નિર્જીવ કાર્ય લાગેછે. પરંતુ મારે તો એ સર્વસ્વ છે. તેને આપવી યોગ્ય અને મારે લેવી યોગ્ય એવી એ માનસિક બક્ષીસ છે. એ કોઇને

*Opal એક જાતનું માણેક થાયછે, જેના રંગો જોવાથી બદલાયા કરેછે.

દૂષિત કરતી નથી. આ પત્રમાં, હૃદય જે જીભને સોંપશે નહિ, તે તેમાં સમાએલી ઉત્સાહયુક્ત લીટીઓને સોંપી દેશે; અને પરાક્રમોના આખા ઇતિહાસમાં હજી જે જે ભરાયું છે, તેના કરતાં પણ વધારે દિવ્ય ઉપદેશનું અસ્તિત્વ તેમાં તે રેડી દેશે.

મૈત્રીના આ પવિત્ર કાનુનોને એવું માન આપો કે તેના વિકાસને માટે તમારી અધીરાઇથી તેના સંપૂર્ણ પુષ્પને હરકત ન પહોચે. બીજાના હૃદયના આપણે થઇએ, તેના કરતાં આપણે પ્રથમ આપણા પોતાના હૃદયના થવું જોઇએ. ગુન્હાની બાબતમાં આ એક સંતોષની વાત છે કે તમે તમારા મળતીઆ સાથે હૃદય ખોલીને બોલી શકો. જેને આપણે ચાહીએ છીએ અને વખાણીએ છીએ તેની સાથે આપણે પ્રથમ નથી બોલી શકતા. તોપણ, મારા અભિપ્રાય પ્રમાણે સમય-સૂચકતાની નાનામાં નાની ખામી પણ આખા સંબંધને દૂષિત કરી નાખેછે. જ્યાં સુધી આખી દુનિયાનું ઐક્ય દરેક જણ પોતાના સંવાદમાં લાવે નહિ, ત્યાં સુધી બે આત્માની વચ્ચે કદિ ગાઢ સ્વસ્થતા હોઇ શકે નહિ, કદિ કોઇને એક બીજાને માટે માન રહી શકશે નહિ.

મૈત્રીના જેવું જે ભવ્ય છે તેને આપણાથી બને તેટલી આપણા આત્માની ભવ્યતા સહીત આપણે લઇ ચાલો. આપણે મૌન્ ગ્રહણ કરો, જેથી આપણી દેવતાઓની સૂચના આપણે સાંભળશું. આપણે વચ્ચમાં ન બોલવું. દિવ્ય આત્માઓને શું કહેવું જોઇએ, અથવા તો એવાઓને કાંઇ પણ કેવી રીતે કહેવું જોઇએ, તે શોધતાં તમને કોણે શીખવ્યું? ગમે તેવું બુદ્ધિયુક્ત, ગમે તેવું મનહર અને મોહનીય હોય તેની ફિકર નહિ; પણ એ તમને શીખવ્યું કોણે? મૂર્ખાઇ અને ડાહાપણના અગણિત ક્રમ છે; અને તમારે કાંઇ પણ બોલવું એ મૂર્ખાઇ ભરેલું છે. સબુર કરો; તમારૂં હૃદયજ બોલી દેશે. અગત્યનું અને કાયમનું જ્યાં સુધી તમને વશ કરે નહિ, દિવસ અને રાત્રિ જ્યાં સુધી તમારા ઓષ્ટનો ઉપયોગ કરે નહિ, ત્યાં સુધી તમે સબુર કરો. સદ્ગુણનો બદલામાંબદલો માત્ર સદ્ગુણ છે. મિત્ર મેળવવાનો એકનો એકજ રસ્તો પોતેજ મિત્ર થવામાં છે. કોઇ પણ મનુષ્યના ઘરમાં પગ પેસારો કરવાથી તમે તેના અંતઃકરણ નજીક આવી શકવાના નથી. જો તમારા એક બીજાના આત્મા અસમાન હશે તો તેનો આત્મા વધારે ત્વરાથી તમારી પાસેથી નાશી જશે; અને એના ચક્ષુનાં શુદ્ધ દૃષ્ટિપાતનો સ્પર્શ કદિ તમને થશે નહિ. કોઇ ઉમદા આત્માને આપણે દૂરથીજ જોઇએ છીએ, અને આપણને એ

દૂરથીજ પાછો કાઢેછે. ત્યારે શામાટે આપણે પરાણે એની પાસે જવું જોઇએ ? મોડેથી, ઘણુંજ મોડેથી, આપણને માલમ પડેછે કે કોઇ પણ વ્યવસ્થા, કોઇ પણ મેળાપ, કોઇ પણ લોકાચાર કે રૂઢિ, જે સંબંધ આપણે બાંધવાને ઇચ્છીએ છીએ તેમાં આપણને સ્થાપિત કરવાને આપણને મદદગાર થઇ પડતાં નથી; પરંતુ જેટલી ઉત્તમતા તેમનામાં હોયછે, તેટલીજ ઉત્તમતા જો આપણામાં હોયછે, તોજ બહુ કામ આવેછે. ત્યારે જેમ પાણીમાં પાણી ભળી જાયછે, તેમ આપણે તેની સાથે ભળી જઇએ છીએ; અને તેમ છતાં, જો આપણે તેની સાથે મળી નથી જતા, તોપણ તેની જરૂર આપણને લાગતી નથી, કારણકે તેમના કુદરતી સ્વરૂપમાં આપણે ક્યારનાં આવી ગએલા હોઇએ છીએ. છેવટના પૃથ્થકરણમાં, પ્રેમ એ બીજાં મનુષ્યોથી પડતું પોતાનીજ યોગ્યતાનું પ્રતિબિંબ છે. મનુષ્યોએ કોઇ કોઇ વખત મિત્રોની સાથે પોતાનાં નામ પણ બદલાવ્યાં છે; કેમ જાણે તેથી એમ તેઓ બતાવી આપતાં હોય કે પોતાના મિત્રના નામે દરેક પોતાના આત્મા ઉપરજ પ્રેમ રાખતું હોય. પોતાના મિત્રના ઉપર પ્રેમ રાખવામાં દરેક પોતાનાજ આત્મા ઉપર પ્રેમ રાખેછે.*

જેમ જેમ મૈત્રીનું સ્વરૂપ આપણે ઉચ્ચ લઇ જઇએ છીએ, તેમ તેમ દુનિયામાં તેની હયાતી આપણને ઓછી ઓછી માલમ પડતી જાયછે. દુનિયામાં આપણા પોતાના મિત્ર આપણે પોતેજ છીએ, અને આપણે એકલાજ ચાલીએ છીએ. જેવા આપણે માગીએ છીએ તેવા મિત્રો તો સ્વપ્નમાં છે,—કલ્પિત કથાઓમાંજછે. પરંતુ આસ્થાવાળાં અંતઃકરણને ભવ્ય આશા હમેશાં આનંદ આપેછે

---

*કવિ દયારામ પણ ક્યાં ઓછો ફિલસુફ છે ? સતસૈયામાં એ કહેછેકેઃ—

સ્યામા સ્યામ પુકારતી, સ્યામા રટતે સ્યામ.
અલી અચંભો આજ બડ, જુગલ જપત નિજ નામ.

ચંપકલતા સખી ચંદ્રિકાને કહે જે, હે અલી ! હું આજ લગી તો રોજ શ્રીરાધિકાજીને ઘેર જતી ત્યારે દેખતી જે શ્રીકૃષ્ણની આતુરતાએ 'કૃષ્ણ કૃષ્ણ' પોકારતી, અને તે રીતે શ્રીકૃષ્ણ પણ 'રાધા રાધા' રટણ કરતા, તે હું સાંભળતી. પણ આજ તો મેં બંને ઠેકાણે મોટું આશ્ચર્ય દીઠું જે બંને જણાં પોતપોતાનું નામ જપવાં લાગ્યાંછે તેનું શું કારણ હશે ? ત્યારે ચંદ્રિકા સખીએ કહ્યું જે, એ તો બંને જણાં પરસ્પર એક એકનું ધ્યાન ધર્યા થકી તદ્રૂપ થઇ ગયાં છે. શ્રીશામાજી જાણેછે જે હું તો કૃષ્ણ છું અને મારી રાધા ક્યાં ગઇ જાણીને રાધાનુંજ નામ જપેછે. એ રીતે શ્રીકૃષ્ણને પણ જાણવું." રસિક, અને ઉચ્ચ ભાવનાવાળો કવિ વળી વધારે કહેછે કે 'એવું મેં પણ કેહીવાર દીઠું છે.'

કે બીજે સ્થળે, સર્વવ્યાપક શક્તિના કોઇ બીજા પ્રદેશમાં, આત્માઓ અસર કરે તેવા, દૃઢ, અને સાહસિક છે, કે જેના ઉપર આપણે પ્રેમ રાખી શકીએ, અને જે આપણા ઉપર પ્રેમ રાખી શકે. બાલ્યાવસ્થા, મૂર્ખાઇ, દોષો અને શરમનો સમય એકાંતમાં ગુજર્યોછે તેને માટે આપણે આપણા પોતાને મુબારકબાદી આપીએ, અને હવે જ્યારે આપણે સંપૂર્ણ–પરિપકવ મનુષ્યો થયાં છીએ, ત્યારે આપણા પરાક્રમી હસ્ત સાથે પરાક્રમી હાથજ માત્ર આપણે મેળવશું. માત્ર જે તમે ક્યારના સમજોછો તેનાથી–સેહેલથી મળતા માણસો કે જેનામાં મિત્રતા ન હોઇશકે ત્યાં–મિત્રતા ન બાંધવી એ ઉપદેશ ગ્રહણ કરો. જ્યાં કોઇ પણ દેવતા હાજર નથી, એવા સાહસિક અને મૂર્ખાઇથી ભરેલા સંયોગમાં આપણી અધીરાઇ આપણને ફસાવી દેછે. તમારા પોતાના માર્ગેજ આગ્રહપૂર્વક ચાલવાથી, જો કે તમે નાનું ગુમાવો છો, તોપણ તેના બદલામાં મોટું મેળવો છો. તમે તમારા પંડનેજ દર્શાવો, કે જેથી કરીને અશુદ્ધ સંબંધના સ્પર્શમાંથી તમે વેગળા રહો ; અને પેલા દુર્લભ પ્રવાસીઓ, જે એકી વખતે આખી કુદરતમાં એક કે બેજ જન્મેલા હોયછે, ભટકતા હોયછે, અને જેની આગળ સાધારણ મોટાં માણસો છાયા જેવાં–ભૂત જેવાંજ માત્ર જણાયછે તેવાં–દુનિયામાં ઉત્તમ જન્મેલાઓને તમે તમારી તરફ આકર્ષો.

કેમ જાણે કે ખરેખરો સાત્વિક પ્રેમ આપણે ગુમાવી બેસશું, એ ધાસ્તીથી આપણા સંબંધને અતિ અધ્યાત્મિક બનાવતાં ડરવું એ મૂર્ખાઇ છે. સંપૂર્ણ જ્ઞાન વડે આપણા સાર્વજનિક અભિપ્રાયમાં ગમે તેવો સુધારો આપણે કરીએ, તથાપિ આપણી કુદરતજ છેવટ સુધી આપણને નીભાવી લેશે, એ નિઃસંશય છે; અને જો કે આપણો થોડોક આનંદ લૂટી લેતી એ જણાશે, તથાપિ તેનો ખંગ વધારે મોટો આનંદ આપીને એ વાળી આપશે. જો આપણી એવી મરજી હોય તો મનુષ્યના પૂર્ણ અળગાપણાનું આપણને ભાન થવા દો. આપણને ખાત્રી છે કે આપણામાં સર્વ છે. આપણે પોતે કેવા છઇએ તે પરદેશ જવાથી જણાઈ આવશે, એવા સ્વાભાવિક વિશ્વાસથી આપણે પરદેશમાં જઇએ છીએ, અથવા, મનુષ્યોની પછવાડે ફરીએ છીએ, અથવા તો ગ્રંથો વાંચીએ છીએ. એ સઘળાં ભિક્ષુક છે. એ મનુષ્યો આપણા જેવાં છે; પરદેશ એ મરી ગએલા મનુષ્યોનું જૂનું–જીર્ણ થઇ ગએલું વસ્ત્ર છે; અને ગ્રંથો તેમનાં ભૂત છે. આવી મૂર્તિપૂજા આપણે પડતી મૂકો. આવી ભિક્ષુકતા આપણે છોડી દો. આપણા વાહાલામાં વાહાલા દોસ્તદારોને

પણ પ્રણામ કરો ; તેમને પણ પત કરો નહિ ; અને કહો કે : તમે કોણ છો? મારો હાથ છોડી દ્યો : હવે હું વધારેવાર કોઇના ઉપર આશ્રિત રહેવાનો નથી ; અરે, ભાઇ, જેવા અત્યારે આપણે એક બીજાના છઇએ તેના કરતાં પણ વધારે એક બીજાના થવાને, અને આથી વધારે ઉચ્ચ મંડપમાં ફરી ભેળા થવાનેજ માત્ર, આપણે આમ જૂદા પડીએ છીએ, તે તું જોતો નથી? કારણ કે, આપણે આપણા પોતાનાજ હતા, તેથી વધારે થયા છીએ. મિત્ર સર્વદ્રષ્ટા છે. ભૂત અને ભવિષ્યમાં એ જુએછે. આગળ ગૂજરેલા મારા સઘળા કલાકનું એ સંતાન છે ; પાછળ જે આવવાના છે તેનો એ ભવિષ્યવાદી છે, અને વધારે મોટા મિત્રનો આગળથી એ ખબર આપનાર છે.

ત્યારે જે વ્યવસ્થા હું મારા પુસ્તકોની કરૂંછું, તેજ વ્યવસ્થા હું મારા મિત્રોની પણ કરૂંછું. જ્યાં મારો હાથ પડે ત્યાં એ હાથવગા હોવા જોઇએ, તથાપિ તેમનો ઉપયોગ હું ક્વચિતજ કરૂંછું. આપણી પોતાની શરતે આપણી સોબત આપણને મળવી જોઇએ ; અને નજીવામાં નજીવા કારણને લીધે પણ તેને અંદર લાવીએ કે બાહાર કાઢીએ, એવી હોવી જોઇએ. મારા મિત્ર સાથે બહુ વાત કરવાનું મારાથી પરવડે તેમ નથી. જો એ મોટો છે, તો એવો મોટો એ મને બનાવી મૂકે છે કે વાત કરવા હું નીચે ઉતરી શકતો નથી. શ્રેષ્ટ દિવસોમાં, પૂર્વ-ભાવનાઓ આકાશમાં–ઉંચે હવામાં મારી આંખ આગળજ તર્યા કરેછે. તે વખતે મારા પંડનેજ મારે તેમને સમર્પિત કરવો જોઇએ. એમને હું પકડી શકું માટે હું અંદર જાઉંછું ; એમને હું સ્પર્શી શકું માટેજ હું બાહાર આવું છું. જે આકાશમાં એના પ્રકાશનો માત્ર ઝગમગાટ છે, ત્યાં જતાં જતાં પણ હું તેમને ગુમાવી બેસું એજ ધાસ્તી મને રહેછે ; એટલા માટે, જો કે હું મારા મિત્રોને અમૂલ્ય ગણુંછું, તથાપિ રખેને હું મારી પોતાની ભાવનાઓ ગુમાવી બેસું એ ધાસ્તીથી તેમની સાથે વાત કરવાનું, અને તેમના આભાસનો અભ્યાસ કરવાનું મને પાલવતું નથી. આ ઉચ્ચ શોધ, આ અધ્યાત્મિક ખગોળવિદ્યા, અથવા તો તારાઓની આ તપાસ છોડી દેવામાં, અને તમારી સાથે ઉત્સાહયુક્ત સમાન લાગણીમાં આવવામાં, મને એક જાતનો કૌટુંબિક આનંદ આવે ખરો ; પરંતુ એજ સમયે હું સારી પેઠે સમજાુંછું કે મારી એ વખતની બળવાન દેવતાના અદ્દશ્ય થવા માટે મારે નિરંતર સંતાપ કરવો પડશે. એ વાત વળી સત્ય છે કે, બીજેજ અઠવાડીએ મારો ઉત્સાહ મંદ પડી જશે ; અને ત્યારે વિદેશીય વસ્તુઓ સાથે રોકાઇ રહેવાનું

મને પાલવી શકશે; ત્યારે તમારા અંતઃકરણની ગુમાવેલી વિદ્વતાનો મને શોચ થશે; અને તમે ફરીને મારે પડખે આવો એવું હું ઇચ્છુંછું. પરંતુ જો તમે આવશો, તો તમારા પોતાથી નહિ, પરંતુ તમારામાંથી પ્રગટ થતાં કિરણોથી-પ્રકાશથી મારૂં અંતઃકરણ તમે ભરી મૂકશો; અને જેવો અશક્ત અત્યારે વાત કરવાને હું છું, તેવોજ અશક્ત હું તે વખતે પણ થઇ પડીશ. એટલા માટે, હું મારા આ ક્ષણિક વ્યવહારોને માટે મારા મિત્રોનોજ આભારી થઇશ. તેમની પાસે જે છે તે નહિ, પરંતુ તેઓ જે છે તે હું તેમની પાસેથી મેળવીશ. તેઓ પોતે જે બરાબર મને આપી શકે નહિ, પરંતુ જે તેમના પોતામાંથીજ બાહાર નીકળેછે તે, તેઓ મને આપશે. પરંતુ, એટલા માટે, તેઓ મને ઓછા શુદ્ધ સંબંધથી વળગી રહેશે નહિ. જાણે કે અમે મળ્યા નથી એવી રીતે અમે મળશું, અને જાણે કે અમે છૂટા પડ્યા નથી એવી રીતે અમે છૂટા પડશું.

હવે મને પેહેલાના કરતાં વધારે શક્ય લાગતું જાયછે કે એકતરફી મિત્રતા-મિત્રના તરફથી એવીજ અનુરૂપતા સિવાય-નીભી શકેછે. ગ્રાહકમાં ગ્રહણશક્તિ ન હોય તો શોચથી મારે શામાટે ભારે મરવું જોઇએ? સૂર્યનાં કેટલાંક કિરણો અનુપકારી સ્થળોમાં નકામાં અને નિરૂપયોગી પડેછે, અને માત્ર થોડોજ પ્રકાશ પ્રતિબિંબ પાડે એવાં ગ્રહોપર જાયછે-પહોંચેછે, તેથી સૂર્ય કદિ પોતાના મનને ક્લેશ પમાડતો નથી. તમારા નિરૂત્સાહી અને અપરિપક્વ સોબતીને તમારા હૃદયની મોટાઇથી ઉપદેશ લેવા દો. જો તે તમને અયોગ્ય હશે, તો તે તુરતજ વહ્યા જશે. પરંતુ તું તો તારા પોતાનાજ પ્રકાશથી વિસ્તૃત થાયછે, અને હવે કીડાઓ અને દેડકાઓને માટે તું સોબતી ન રહ્યો હોવાથી, સત્યલોક-અક્ષરધામના દેવતાઓની સાથે તું ઉડેછે અને પ્રકાશે છે. પ્રેમ વિના પ્રેમ રાખવો એ નામોશી લેખાય છે. પરંતુ મહાન્ પુરૂષો જોઇ લેશે કે સત્ય સ્નેહ કદિ પ્રેમ વિનાનો રહેતો નથી. સત્ય સ્નેહ અયોગ્ય વસ્તુની ઉપર-ઉંચે ઉડે છે, અને નિત્યતા ઉપર બેસી તેનું સેવન કરે છે, અને જ્યારે વચમાં રહેલી નિર્માલ્ય કૃતિમતા તૂટી પડે છે, ત્યારે એ શોકગ્રસ્ત થતો નથી; પરંતુ ત્યારે એ સંસારથી તેટલો વિરક્ત થઇ જાયછે, અને પોતાની સ્વતંત્રતા એને વધારે ખાત્રીવાળી લાગેછે. તથાપિ સંબંધને એક જાતના દ્રોહ સિવાય, આ વસ્તુઓનું વર્ણન ભાગ્યેજ થઇ શકે. મિત્રતાનું તત્વ ઉચ્ચ શુદ્ધતા, મનની સંપૂર્ણ મોટાઇ, અને શુદ્ધ નિષ્ટા છે. નિર્બળતાનો સંશય લાવીને તેની

ગોઠવણ આગળથી કરી રાખવી ન જોઇએ. તે પોતાની વસ્તુને પરમેશ્વર તુલ્ય લેખેછે, જેથી બંનેની ગણના દેવની હારમાં થાય.

---

## ઇતિહાસ.

*There is no great and no small,*
*To the soul that maketh all;*
*And where it cometh all things are,*
*And it cometh everywhere.*

*I am owner of the sphere,*
*Of the seven stars and solar year;*
*Of the Cæsar's hand, and Plato's brain,*
*Of Lord christ's heart, and Shakespeare's strain.*

જે આત્મા સઘળું રચેછે, તેને નાનું કે મોટું કાંઇ નથી; અને જ્યાં તે આવેછે, ત્યાં સઘળી વસ્તુઓ હોયછે, અને તે સર્વ સ્થળે આવેછે. સપ્ત-ઋષિનો અને સૌર વર્ષનો, સીઝરના હસ્તનો અને પ્લૅટોના મગજનો, ઇશુ-ખ્રિસ્તના હૃદયનો અને શેક્સપીઅરના સ્વભાવનો, આખા વિશ્વનો હું ધણી છું.

---

શેહેરના જળાશયની પેઠે, સર્વે વ્યક્તિઓને સામાન્ય એકજ અંતઃકરણ છે. એની અને એનાં સઘળાંની પાસે જવાનો માર્ગ મનુષ્ય પોતેજ છે. વિચારની વિશુદ્ધિમાં જેનો પ્રવેશ એકવાર થયો, તેને પછી તેની આખી સંપત્તિ ઉપર સ્વતંત્રતાથી ફરવા હરવાની છૂટ છે. પ્લૅટોએ જે વિચાર્યું છે, તે એ વિચારી શકે; સંતે અનુભવેલું તે અનુભવી શકે; અને કોઇ પણ–હરકોઇને વીતેલું તે સમજી શકે. આ સમગ્ર અંતઃકરણમાં જે પ્રવેશ કરવા પામેછે તે, જે જે થયું છે કે થઇ શકે તેનો અનુસંગી હોયછે; કારણ કે આજ માત્ર સર્વોપરી સાધન છે.

આ અંતઃકરણના કાર્યોનું વૃત્તાત ઇતિહાસ છે. તેની સર્વોત્તમ શક્તિનું સ્પષ્ટીકરણ દિવસોની આખી માલિકાની માલિકાથી થાયછે મનુષ્ય પોતાના

આખા ઇતિહાસથી ઓછા એવા કશાથી સ્પષ્ટ સમજાઇ શકે તેવો નથી. ઉતાવળ સિવાય, વિસામા સિવાય, યોગ્ય સમયે જે પોતાનુંજ હોયછે, એવી દરેક શક્તિ, દરેક વિચાર, અને દરેક વિકારનો માનુષી આત્મા શરૂઆતથીજ સંગ્રહ કરતો જાયછે. પરંતુ હમેશાં વસ્તુ અગાઉ વિચારનું અસ્તિત્વ હોયછે; ઇતિહાસની સઘળી હકીકતો કાયદા તરીકે અંતઃકરણમાં અગાઉથી હયાતી ભોગવે છે. વળી, ક્રમાનુસાર, દરેક કાયદો પ્રબળ સંજોગોવડે ઉત્પન્ન થાયછે, અને કુદરતનો અંકુશ અમુક વખતે એકજને સત્તા આપેછે. હકીકતોનો આખો સમૂહ મનુષ્ય પોતેજ છે. હજારો વનોની ઉત્પત્તિનું બીજ એકજ ફળમાં છે; અને મિસર, ગ્રીસ, રોમ, ફ્રાન્સ, બ્રિટન અને અમેરિકા, એ સર્વ પ્રથમ માણસની પ્રજાથી વસેલા દેશો છે. કાળ ઉપર કાળ, છાવણી, રાજ્ય, પ્રદેશ, જન-સમાજ, પ્રજાસત્તાક રાજ્ય, આ સર્વ માત્ર તેના જૂદા જૂદા આત્માની જૂદા જૂદા સંસારની યોજના છે.

આ મનુષ્ય અંતઃકરણે ઇતિહાસ લખ્યો, અને આ અંતઃકરણે એ ઉકેલવો જોઇએ. *સ્ફિંક્ષે પોતાનો ઉખાણો પોતેજ ઉકેલવો જોઇએ. જો આખા ઇતિહાસનો સમાવેશ એકજ મનુષ્યમાં છે, તો તેની સઘળી સ્પષ્ટતા વ્યક્તિગત અનુભવમાંથી મળવાની છે. કાળના સૈકા અને આપણી જીંદગીની અનુપમ ક્ષણો વચ્ચે એક જાતનો સંબંધ છે. જે હવાનો હું શ્વાસ લઉં છું તે જેમ કુદરતના અખૂટ ભંડારમાંથી ખેંચાય છે, જેમ હજારો અને લાખો ગાઉને અંતરે આવેલા તારાવડે મારા પુસ્તક ઉપર પ્રકાશ પડેછે, જેમ મારા શરીરની સ્થિરતાનો આધાર મધ્યોતસારી અને મધ્યાભિસારી શક્તિ ઉપર રહેલો છે, તેમ જમાનાથી ક્ષણો શિક્ષિત થવી જોઇએ, અને એ ક્ષણોથી જમાના સ્પષ્ટ બનવા જોઇએ. પ્રત્યેક પુરૂષ સમગ્ર અંતઃકરણનો અક્કેકો અવતાર છે. તેના સઘળા ગુણો તેનામાં સમાએલા છે. મનુષ્યોની મોટી મોટી મંડળીએ જે જે કર્યુંછે તેના ઉપર પ્રકાશનો ઝબકારો પોતાના ખાનગી અનુભવની દરેક નવી બાબત પાડેછે, અને પોતાની જીંદગીના બારીક સમય પ્રજાના એવાજ

---

*Sphinx. એવી કથા છે કે એ નામની રાક્ષસ રસ્તામાં બેસી દરેક મુસાફરને ગુહ્ય ઉખાણા પૂછતી હતી અને તેને સ્પષ્ટ ન કરી શકે તેને ખાઇ જતી હતી. આ હકીકત વાંચનારને આ નિબંધ આગળ વાંચતાં સ્પષ્ટ થશે. એવી કલ્પના છે કે તેનું શરીર સિંહનું હતું અને તેને પાંખો હતી; પણ તેની મુખાકૃતિ અને છાતીનો દેખાવ યુવાન સ્ત્રીનો હતો.

સમયને સૂચિત કરી આપેછે. દરેક મોટો ફેરફાર પ્રથમ એક મનુષ્યના અંતઃકરણનો વિચાર હતો; અને એવોજ વિચાર બીજાના અંતઃકરણમાં જ્યારે પ્રદીપ્ત થાયછે, ત્યારે એ સમયના ફેરફારની તે કુંચી થઇ પડેછે. દરેક સુધારો એક વખત એક મનુષ્યનો ખાનગી અભિપ્રાય હતો; અને જ્યારે ફરીને એ ખાનગી અભિપ્રાય થશે, ત્યારે એ જમાનાના પ્રશ્નનો એથી નિર્ણય થઇ જશે. વિશ્વસનીય અને સ્પષ્ટ સમજાય તેવી થાય એટલા માટે કોઇ પણ હકીકત એવી હોવી જોઇએ કે તેને અનુરૂપ મારા અંતઃકરણમાં પણ કાંઇક હોય. વાંચતાં વાંચતાં આપણે ગ્રીક, તુર્ક, રોમન, રજપૂત કે મુગલ, રાજા કે ધર્મગુરૂ, જીવ દેનાર કે લેનારના સ્વરૂપમાં આવતા જવું જોઇએ; આપણા ગુપ્ત નિરીક્ષણના કોઇક અસ્તિત્વ સાથે આ ચિત્રને સંબદ્ધ કરતા જવું જોઇએ, નહિ-તો બરાબર રીતે આપણે કશું શીખી શકશું નહિ. એસક્યુલસ અને સીઝર બૉર્જીઆને માથે જે પડ્યું છે તે, આપણે માથે જે પડ્યું છે તેના જેવાંજ અંતઃકરણની શક્તિઓ અને ભ્રષ્ટતાનાં દૃષ્ટાંત છે. દરેક નવા કાયદામાં અને રાજપ્રકરણી બાબતમાં તમારે માટે તાત્પર્ય છે. તે દરેકની આગળ ઉભા રહીને કહો કે: "આ પોપાકની નીચે મારો પ્રોટિયસ સ્વભાવ ગુપ્ત રહ્યો હતો." આપણી પોતાની અતિ નજીક આપણે આવવાની ખામીને તે સુધારે છે. આપણાં કાર્યોને † રેખા દર્શનમાં આ અંકિત કરેછે; અને કરચલા, બકરા, વીંછી, ત્રાજવાં, અને પાણીનું વાસણ જ્યારે આકાશ મંડળમાં રાશીનાં નામથી લટકાવવામાં આવેછે, ત્યારે જેમ તેમનામાંથી તેમના નામની અધમતા જતી રહેછે, તેમ સોલોમન અને બીજા પુરૂષોના દૂરના અંગોમાં હું મારા પોતાના દુર્ગુણ, ઉશ્કેરાયા વિના-ગુસ્સે થયા વિના જોઇ શકું છું.§

અમુક વસ્તુઓને અને અમુક મનુષ્યોને જે યોગ્યતા બક્ષેછે તે આ સમગ્ર પ્રકૃતિ છે. જે માનુષી જીંદગીમાં આનો સમાસ-પ્રવેશ હોયછે, તે ગહન અને અભેદ્ય હોયછે, અને તેની આસપાસ આપણે શાસન અને કાયદાની વાડ કરી લઇએ છીએ. સઘળા કાયદાનું છેક છેવટનું પ્રયોજન આમાંથીજ નીકળે છે. આ સર્વોત્કૃષ્ટ અને અનંત સત્વની કોઇને કોઇ આજ્ઞા સર્વ મનુષ્યો વધારે ઓછી સ્પષ્ટતાથી સૂચિત કરેછે. આત્મામાં સર્વ છે, મહાન્ અધ્યાત્મિક હકીકતો ઉપરનું ઢાંકણ એ છે, અને તલવાર અને કાયદા હાથમાં રાખીને,

---

† Perspective.

§ કર્ક, મેષ, વૃશ્ચિક, તુલા, કુંભ-એ રાશીઓનાં નામ આપણામાં પ્રસિદ્ધ છે.

ભેદ સમજ્યા વિના પણ પ્રથમથી આપણે તેને વળગી રહીએ છીએ; સાર્વત્રિક એકત્રતાથી એકે અવાજે આપણે તેને બાઝી રહીએ છીએ. આ હકીકતનું ઝાંખું ચૈતન્ય- એ આપણા દિવસનો પ્રકાશ છે–હકોનો હક છે; કેળવણી, ન્યાય, સખાવત, મૈત્રી અને પ્રેમનો પાયો, અને આત્મ-શ્રદ્ધાનાં કાર્યોમાં જે ભવ્યતા અને શૌર્ય રહેલાં છે તે સર્વનું કારણ-ભૂત આજ છે. મરજી ન છતાં પણ, આપણે હમેશાં ઉત્તમ પ્રાણીઓની પેઠે વાંચીએ છીએ, એ ધ્યાનમાં રાખવા લાયક છે. ભવ્યમાં ભવ્ય ચિત્રોમાં પણ, પવિત્ર અને પાદશાહી મેહેલમાં, વૃત્તિ અને સર્વોત્તમ શક્તિના વિજયમાં, કોઇ પણ સ્થળે સમગ્ર ઇતિહાસ કે કવિઓ અને અદ્ભુત કથાકારો આપણા કાન તળેથી નીકળી નથી જતા; આપણે તેમાં પરાણે પ્રવેશ કરીએ છીએ, અથવા આ વસ્તુઓ આપણા કરતાં ઉત્તમ મનુષ્યોને માટે છે, એવું કોઇ પણ સ્થળે આપણા અંતઃકરણને તેઓ લાગવા દેતા નથી; પરંતુ ઉલટી સત્ય વાત તો આ છે કે, તેમના સર્વથી ભવ્ય અને ઉત્કૃષ્ટ ઝબકારામાં આપણે અતિ સ્વસ્થ રહીએ છીએ. રાજાના સંબંધમાં જે કાંઇ શેકસપીઅર કહેછે અથવા દુષ્યન્ત કે પુરૂરવાના સંબંધમાં જે કાંઇ કાળીદાસ કથેછે, તે સર્વ ખૂણામાં રહ્યા રહ્યા વાંચતા પેલા છોકરાને પોતાના સંબંધમાં સાચું લાગેછે. ઇતિહાસના મહાન્ બારીક સમયમાં, મોટી મોટી શોધોમાં, પ્રબળ પ્રતિરોધોમાં, અને મનુષ્યોની અગણિત આબાદીમાં, આપણે સમાન વૃત્તિનો ઉપભોગ કરીએ છીએ :— કારણકે ત્યાં કાયદો રચવામાં આવ્યો હતો, ત્યાં સમુદ્રનું શોધન કરવામાં આવ્યું હતું, ત્યાં જમીન ખોળી કઢાઇ હતી, અથવા તો એ સ્થળે આપણે એવો ઘા કર્યો હોત કે જેને માટે આપણને પણ શાબાસી મળી હોત, તેવો ઘા ત્યાં આપણી વતી કરવામાં આવ્યો હતો.

જન-સ્થિતિ અને સદ્ગુણમાં પણ આપણું એજ લક્ષ્ય છે. ધનવાનને આપણે માન આપીએ છીએ, કારણ કે જે સ્વતંત્રતા, જે શક્તિ અને સુઘડતા મનુષ્યમાં–આપણામાં હોવાં જોઇએ એવું આપણને લાગેછે તે તેમનામાં બાહારથી હોયછે. એટલા માટે સંતો, ઋષિઓ કે અર્વાચીન નિબંધકારો ડાહ્યા પુરૂષના સંબંધમાં જે સઘળું કહેછે તે દરેક વાંચનારને પોતાનીજ ભાવના વર્ણવી આપેછે; નહિ પ્રાપ્ત કરેલા, પરંતુ પ્રાપ્ત કરી શકાય એવા પોતાનાજ પંડનું તે વર્ણન કરેછે. સઘળાં સાહિત્યો ડાહ્યા પુરૂષના સદ્ગુણો ઓળખે છે. ગ્રંથો, વિજય-સ્તંભો, તસવીરો, સંવાદ, એ સર્વ પોતે

જે રેખામાં અંકિત થાયછે તેનાં ચિત્રો માત્ર છે, એમ તેને માલમ પડેછે. મૂંગા અને વક્તા એની પ્રશંસા કરી એનો સત્કાર કરેછે, અને કેમ જાણે સ્પષ્ટ સૂચના અપાતી હોય, તેમ જ્યાં જ્યાં એ જાયછે ત્યાં ત્યાં ઉત્તેજીત થાયછે. એટલા માટે ખરેખરા મહત્વાકાંક્ષીને આંગિક અને વાતચિતમાં વખાણ કરે એવી સૂચનાની કદિ જરૂર રહેતી નથી. એ વખાણ સાંભળે છે, પણ પોતાનાં નહિ, પણ તેનાં કરતાં પણ વધારે મીઠાં છે એવાં, સદ્‌ગુણનાજ સંબંધમાં જે જે કહેવાય છે તેવા દરેક શબ્દના અનુપાનમાં, પોતે જે સદ્‌ગુણની શોધમાં છે તેનાં, વખાણ સાંભળે છે; અને એથી પણ વધારે, વળી દરેક હકીકત અને સ્થિતિમાં-ખળખળ વેહેતી નદીમાં, અને ખડખડતા અનાજમાં પણ સાંભળે છે. ખોળી ખોળીને એની પ્રશંસા થાયછે, એને માન અપાયછે, અવાચક કુદરતમાંથી પણ એનાપર પ્રેમનું વહન થાયછે, પર્વતોમાંથી અને આકાશના ઉડુગણોમાંથી પણ તેનાપર પ્રેમનાં નિર્ઝર વહેછે.

કેમ જાણે કે રાત્રીમાંથી અને અંધારામાંથી આ સૂચનાઓ પડી હોય, તેમ આપણે તેમનો ધોળે દિવસે ઉપયોગ કરવો. કોઇ પણ અભ્યાસીએ ઇતિહાસ વાંચવો તો ચંચળતાથી વાંચવો; મૂંગે મોંહે-છાનોમાનો ન વાંચવો; પોતાની જીંદગીને મૂળ-ગ્રંથ સમજી, પુસ્તકોને તેનાપર ભાષ્ય ગણવાં. આ પ્રમાણે થવાથી ઇતિહાસની દેવી એવી દિવ્ય વાણી ઉચરશે કે જેવી વાણી પોતે પોતાને જે માન આપતો નથી તેની આગળ કદિ એ ઉચરવાની નથી. પોતે જે આજે કરેછે તેના કરતાં, જેનાં નામ દૂરથી ધ્વનિત થતાં આવ્યાંછે એવાં માણસોએ અગાઉના જમાનામાં જે કાર્યો કરેલાં છે તેમાં વધારે મર્મ રહ્યો છે, એમ જે માણસ ધારેછે તે ઇતિહાસ બરાબર વાંચી શકશે એવી એના તરફથી હું કાંઇ આશા રાખતો નથી.

દુનિયા દરેક માણસની કેળવણીને માટે હયાત છે. એવો કોઇ જમાનો નથી, જન-સમુદાયની એવી કોઇ સ્થિતિ નથી, અથવા તો ઇતિહાસમાં કોઇ કાર્યની એવી પદ્ધતિ નથી કે જેને અનુરૂપ તેની પોતાની જીંદગીમાં કાંઇ પણ ન હોય. દરેક વસ્તુ અદ્‌ભુત રીતે સંક્ષિપ્ત બની તેને પોતાનું સત્વ આપેછે. આખા ઇતિહાસનો ઉપભોગ તેના પોતાના પંડમાં એ કરી શકે, એમ એણે સમજવું જોઇએ. તેણે નિશ્ચયપૂર્વક ઘેરજ બેસી રહેવું જોઇએ અને રાજાઓ અને રાજ્યથી પોતાના પંડને એણે અપમાનિત થવા દેવો ન જોઇએ; પરંતુ તેણે પોતાના મનમાં સમજવું કે દુનિયાના આખા ભૂગોળ કે રાજ્ય કરતાં પોતે

મોટા છે. જે રીતે ઇતિહાસ સાધારણ રીતે વંચાય છે, તે રોમ, લંડન અને એથેન્સની ભૂમિકા બદલીને તેણે એ ભૂમિકાનું સ્થાપન પોતાના પંડમાંજ કરવું જોઇએ, અને પોતે ન્યાયની અદાલત છે, અને ઇંગ્લાંડ અને મિસરને કાંઇ પણ કહેવું હશે તો તેનો નિર્ણય તે કરી આપશે,-એવો મનનો વિશ્વાસ તેણે નાબુદ કરવો ન જોઇએ. એમને જો કાંઇ કહેવાનું નથી, તો કાયમ તેમને મૌન ગ્રહણ કરવા ઘો. એવું દૃષ્ટિ-બિંદુ મેળવી તેણે સંભાળથી સાચવી રાખવું જોઈએ કે જ્યાંથી સર્વ વસ્તુનો ગુપ્ત ભેદ તેને મળી શકે, અને ઇતિહાસ અને કાવ્યમાં એ એક સરખાં-એકાકાર થઇ જાય. ઇતિહાસના સાંકેતિક વૃત્તાંતનો જે ઉપયોગ આપણે કરીએ છીએ તેમાં, અંતઃકરણની પ્રેરણા, કુદરતનો ઉદ્દેશ, જણાઇ જાયછે. હકીકતોની કઠીન વક્રતાને ચળકતા તેજાબનાં રજકણોનું રૂપાંતર આપી કાળ વેરી નાખેછે. કોઇ પણ લંગર, કોઇ પણ દોરડું કે કોઇ પણ બચાવવાની શક્તિ, હકીકતને હકીકત તરીકે રાખવામાં કામ લાગતું નથી. બાબીલન, ટ્રૉય, ટાયર, ઉર્જ્જન, હસ્તિનાપુર, પેલેસ્ટાઇન, અને પ્રથમનું રોમ પણ, કયારનાં કલ્પનાની સ્થિતિએ પહોંચવાં લાગ્યાં છે. *ઇડનનો બગીચો, ગીબિયનમાં સૂર્યનું સ્થિત થવું,-એ ત્યારથી સઘળી પ્રજાઓને કવિતારૂપ છે. કોઇ પણ હકીકતનું ઝૂમખું બનાવીને આકાશમાં અમર નિશાની તરીકે ટાંગી રાખ્યું કે પછી તે હકીકત શું હતી, તેની કોને ગરજ છે? લંડન, પારિસ, અને ન્યુયોર્કની પણ તેજ ગતિ થવી જોઇએ. નેપોલિયન કહેતો કે: "જેમાં સર્વ સંમત થયાછે એવી વાર્તા નહિ તો ઇતિહાસ બીજું શું છે?" કેમ જાણે કે એટલાં બધાં એ પુષ્પો અને આભૂષણ-ગંભીર અને રમણીય-હોય, તેમ મિસર, ગ્રીસ, ફ્રાન્સ, ઇંગ્લાંડ, લડાઇ, સંસ્થાન, દેવળ, અદાલત અને વેપાર, એ સર્વ આપણી જીંદગીની આસપાસ ખોસવામાં આવ્યાં છે. આના કરતાં સવિશેષ ગણના હું તેમની કરીશ નહિ. અનંતત્વમાં મારી આસ્થા છે. ગ્રીસ, એશિયા, ઇટાલી, સ્પેન, અને દ્વીપો-એ દરેકે દરેકના આત્મા અને ઉત્પત્તિ ક્રમની શોધ હું મારા અંતઃકરણમાં ચલાવી શકું.

આપણા ખાનગી અનુભવમાં હમેશાં ઇતિહાસની આકર્ષક હકીકત

---

* પશ્ચિમાત્ય પૌરાણિક કલ્પના પ્રમાણે પ્રથમ આદમ અને હવાને સૃજાવવામાં આવ્યાં. એમના વડે સૃષ્ટિમાં મનુષ્યની વસ્તી થઇ, એમ કથા છે. આ સ્ત્રી પુરૂષ જે બગીચામાં રહેતાં હતાં તેનું નામ ઇડન.

હાથમાં લઇ આપણે આગળ આવીએ છીએ ; અને તેમની સાબીતિ આપણે અહીંઆં કરીએ છીએ. આખો ઇતિહાસ અનુભવજન્ય થઇ જાયછે; બીજી રીતે બોલીએ તો, ખરૂં જોતાં ઇતિહાસજ નથી ; માત્ર જીવન-વૃત્તાંત છે. દરેક અંતઃકરણે પોતેજ આખો પાઠ શીખવો જોઇએ-આખી ભૂમિ એણે પોતેજ ઓળંગી જવી જોઇએ. એ પોતેજ જે જાણતું નથી, જેનો સાક્ષાત્ ઉપભોગ એ પોતે કરતું નથી, તે એ વાસ્તવિક રીતે જાણવાનું નથી. આગલા જમાનામાં નિયમ કે સૂત્રમાં સગવડતા માટે જે સંક્ષિપ્ત થયું છે તે, તેમનીજ દીવાલવડે કરીને તેને પોતાને માટે સાબીત કરવાનું સઘળું શ્રેય એ ગુમાવશે. કોઇક સ્થળે, કોઇ વખતે, પોતેજ કામ કરીને થએલાં નુકસાનનો બદલો એ માગશે અને એને મળી રહેશે. ખગોળવિદ્યામાં આગળ જણાયું હતું એવું ઘણું ફરગ્યુસને શોધી કાઢયું. पिष्टस्यपेपणम् જેવું એને થયું; તથાપિ તેટલું વળી તેને માટે વધારે ફાયદાકારક.

ઇતિહાસ તો આજ–બીજું કશું નહિ, જે કાયદો રાજ્ય બાંધેછે, તે દરેકની હકીકત મનુષ્યના અંતઃકરણમાં પ્રથમ હતી, એમ એ બતાવી આપેછે; એ સર્વ છે. દરેક વસ્તુનું વાસ્તવિક કારણ આપણે આપણા પોતાના અંતઃકરણ-માંથી ખોળી કાઢવું જોઇએ. કેમ તે થઇ શકે, અને કેમ તે થવું જોઇએ, તે આપણેજ શોધવું જોઇએ. આવીજ રીતે દરેક સાર્વજનિક અને ખાનગી કામ આગળ ઉભા રહો. બર્કના સુવર્ણમય ભાષણ આગળ, નેપોલિયનના વિજય આગળ, સર ટૉમસ મુરના સર્વસ્વ ત્યાગ આગળ, ફ્રાન્સના જુલમી રાજ્ય આગળ, ઝનુની સચેતના આગળ, અને પારિસના પ્રાણ-આકર્ષણ આગળ, એવીજ રીતે ઉભા રહો. આપણે એથી સ્વીકારીએ છીએ કે એવીજ શક્તિ અને સત્તાના યોગે આપણે પણ એવાજ વેગવાન બની એવાંજ કાર્યો કરત ; અને જે ઉચ્ચતા કે નીચતા આપણા મનુષ્ય-ભાઇએ–આપણા પ્રતિનિધિએ આચરી છે, તેજ ઉચ્ચતાએ અને તેજ નીચતાએ માનસિક રીતે પહોંચવાનાં પગથીઆં હસ્તગત કરવાનો આપણો ઉદ્દેશ છે.

પ્રાચીન વસ્તુઓની સઘળી શોધ-પીરામીડ અને ખોદી કાઢેલાં શેહેરો વિષેની સઘળી જીજ્ઞાસા,–એ આ વિપરિત, જંગલી અને અનુભવ રહીત "ત્યાં અને ત્યારે"નો નાશ કરી, તેને બદલે "અહીંઆં અને હમણાં"નો પ્રવેશ કરાવવાની પ્રબળ ઇચ્છા છે. પોતાની અને રાક્ષસી કામની વચ્ચે ભેદ જ્યાં સુધી માલમ પડે ત્યાં સુધી ખોદી ખોદીને વસ્તુઓને માપવાંમાં આવેછે. જ્યારે

એને સમસ્ત અને વિગતવાર સંતોષ થાયછે કે, તેના જેવાજ ઉદ્દેશ અને તેના જેવાંજ હથીઆર સહિત, તેના જેવાજ માણસે એ બનાવ્યા છે, અને એવા ઉદ્દેશે તેણે પણ એજ પ્રમાણે કાર્ય કર્યું હોત, ત્યારે એના ચિત્તનું સમાધાન થાયછે ; ત્યારેજ તેની મુશ્કેલીનું નિરાકરણ થાયછે. દેવળો અને દાટવાની જગ્યાની આખી લીટીમાં એનો વિચાર ભમેછે, એ સઘળાંની આરપાર સંતોષથી એ પસાર થાયછે, અને તેઓ પાછાં અંતઃકરણમાં સજીવન થાયછે; અથવા, તેઓ હમણાંજ અસ્તિત્વ ભોગવે છે.

પ્રાચીન દેવળ એવું જણાવી આપેછે કે એ આપણાથીજ બંધાયું છે, અને વળી આપણાથી નથી પણ બંધાયું. ખરેખર, મનુષ્યોએ એ ઉભું કર્યું છે, પણ આપણને માલમ પડેછે કે તે મનુષ્ય આપણે નહોતા. પણ તે કેમ થયું તેના ઈતિહાસમાં આપણે રોકાઈએ છીએ. બાંધનારની જગ્યામાં અને સ્થિતિમાં આપણે આપણા પોતાને મૂકીએ છીએ. જંગલવાસીઓ, પ્રથમ દેવળો, પ્રથમ નમુનાનું અવલંબન, અને જેમ જેમ પ્રજાની સમૃદ્ધિ વધતી ગઈ તેમ તેમ આપણે તેને શણગારતા ગયા તે, સર્વ આપણને સાંભરે છે ; નકશી-કામથી કાષ્ટની જે કિંમત વધી ગઈ, તેમાંથી દેવળના પથ્થરના આખા પાહાડ ઉપર નકશી કામનો ઉદ્ભવ થયો. આ સંસ્કારની સોંસરા જ્યારે આપણે ગએલા હોઈએ, અને તેની અંદર મૂર્ત્તિ, સંગીત અને તેનાં બીજાં અંગભૂતો-જેવાં કે ઉત્સવ, પૂજા વિગેરે-એ સઘળું ઉમેરીએ, ત્યારે જાણે એ મંદીર જે માણસે બનાવ્યું તે આપણે પોતેજ હતા એમ લાગેછે ; એ કેમ થઈ શકે અને કેમ થયું તે આપણે જાણ્યું. આપણામાં પૂરતી વિચાર-શક્તિ છે.

વસ્તુઓના વિચારને સંકળિત કરવાના પોતપોતાના નિયમમાં, મનુષ્ય મનુષ્યની વચ્ચે ભેદ રહેલો છે. કેટલાંક માણસો રંગ, કદ અને દેખાવના બીજા પ્રસંગથી વસ્તુઓના વર્ગ પાડેછે ; બાકીનાં તેમની સ્વાભાવિક સમાનતા, અથવા તો, કાર્ય કારણના સંબંધથી તેમના વર્ગ પાડેછે. બુદ્ધિનો ઉત્કર્ષ કારણોના સ્પષ્ટ આભાસથી થાયછે, અને ઉપરના માત્ર દેખીતા ભેદને એ તિરસ્કારે છે. કવિને, સંતને, અને ફિલસુફને, સઘળી વસ્તુઓ સાનુકૂળ અને પવિત્ર હોયછે; સઘળા બનાવો તેમને લાભપ્રદ હોયછે ; સઘળા દિવસો તેમને વિશુદ્ધ હોયછે, અને સઘળાં મનુષ્યો તેમને દિવ્ય હોયછે. કારણકે તેમનાં ચક્ષુની તીવ્ર નજર જીંદગી ઉપર હોયછે, અને આસપાસની સ્થિતિને તેઓ

તૃણવત્ ગણેછે. દરેક રસાયની વસ્તુ, દરેક છોડ, વૃદ્ધિ પામતું દરેક પ્રાણી, કારણના ઐકયની અને દેખાવની ભિન્નતાનો ઉપદેશ કરેછે.

વાદળ કે પવનના જેવી નરમ અને પ્રવાહી, સર્વને ઉત્પન્ન કરે તેવી કુદરતથી જ્યારે આપણે વીંટાએલા અને અદ્ધર ઉચકાએલા છીએ, ત્યારે દાંભિક બનીને થોડીક આકૃતિઓને શામાટે આપણે અતિ મોટી કરી બતાવવી જોઇએ? વખતની, વજનની, અને આકૃતિની, શામાટે આપણે ગણત્રી કરવી જોઇએ? આત્મા એમને પીછાણતો નથી; અને અલૌકિક બુદ્ધિ પોતાનાજ કાયદાને વશ રહીને-પોતાનાજ નિયમને આજ્ઞાધીન બનીને, છોકરાં જેમ વૃદ્ધોની સાથે અને દેવાલયોમાં રમેછે, તેમ, તેમનો સાથે કેમ રમવું તે સારી પેઠે સમજે છે. પ્રસંગોપાત આવતા વિચારોનો અલૌકિક બુદ્ધિ અભ્યાસ કરેછે; અને વસ્તુઓના ગર્ભાશયના ઉંડા ભાગમાં, અનંત વ્યાસથી વહેંચાએલાં કિરણો એક જગામાંથી-મધ્યબિંદુએથી નીકળી કેવી રીતે છૂટાં છૂટાં વેરાઇ જાયછે, અને તે અગાઉ કેવાં એકજ જગાએથી નીકળે છે, તે એ જોઇ શકેછે. છેવટનું-મધ્ય બિંદુએથી નીકળેલું રજકણ કુદરતના રૂપાંતર વખતે કેવા કેવા જૂદા જૂદા વેષ ધારણ કરેછે તે અલૌકિક બુદ્ધિ નીહાળે છે. માખીમાંથી, કીડામાંથી, કૃમિમાંથી, ઇંડામાંથી, એવી બુદ્ધિને એકજ નિત્ય વ્યક્તિ મળી આવેછે. અનંત વ્યક્તિઓમાંથી એકજ પ્રકાર; અગણિત પ્રકારમાંથી એકજ જાતિ; સઘળી જાતિઓમાંથી એકનો એકજ નમુનો; વ્યવસ્થિત જીંદગીના આખા રાજ્યમાંથી, અનાદ્યંત એકતા; તેને મળી આવેછે. કુદરત એ વિકારી-ઘડીએ ઘડીએ બદલાય તેવું વાદળું છે; જે કાયમ એક છે, અને છતાં કદાપિ એક સરખું નથી, એવું અભ્ર છે. જેમ એકજ ઉપદેશને અનુસરી કવિ વીશ વાતો લખેછે, તેમ તે પણ એકજ વિચારને આકૃતિઓના અગણિત ટોળામાં મૂર્ત્તિમાન કરેછે. પદાર્થની જડતા અને ચિકાશમાંથી, ચતુર આત્મા સઘળી વસ્તુઓને પોતાની મરજી માફક વાળેછે. કઠણમાં કઠણ પથરો પણ નરમ અને યથાસ્થિત આકારમાં તેની આગળ વહેછે, અને એના તરફ હું જાઉં છું તેટલામાં તો તેની આકૃતિ અને ગ્રંથી બદલાઇ જાયછે. આકૃતિના જેવું ક્ષણિક બીજું કશું નથી; અને છતાં પોતાના વિષે તદ્દન ઇનકાર એ કદિ કરતી નથી. નીચ જાતોમાં પરાધીનતાની નિશાની તરીકે જેને આપણે લેખીએ છીએ તે સઘળાની સૂચના અને અવશેષની નિશાની આપણને હજી પણ મનુષ્યમાં મળી આવેછે; છતાં

તેનામાં તેની શ્રેષ્ટતા અને રમણીયતાની તેઓ વૃદ્ધિ કરેછે. દૃષ્ટાંત તરીકે, એ-
સકીલસમાં ગાયની આકૃતિમાં રૂપાંતર પામેલી ઇયો રસિક કલ્પનાને માઠું
લગાડે છે; પરંતુ તેના કપાળના ભવ્ય શૃંગાર તરીકે ચંદ્રના જેવાં શ્રૃંગ
સિવાય રૂપાંતરની બીજી કોઇ પણ નિશાની રહીત, ઇજીપ્તમાં આઇસિસ તરીકે
ઇંદ્રને-ઝીઅસને જ્યારે એ મળેછે, ત્યારે કેવી બદલાએલી, કેવી રૂપવતી યુવતિ
જેવી એ લાગેછે.*

ઇતિહાસની અભેદતા એવીજ સ્વાભાવિક છે; ભિન્નતા પણ એવીજ
સ્પષ્ટ છે; સપાટી ઉપર વસ્તુઓની અગણિત ભિન્નતાછે; મધ્યબિંદુએ કારણની
સ્પષ્ટતા છે. એકજ માણસનાં કેટલાં બધાં કાર્યો હોયછે કે જેની અંદરથી
આપણને એકજ ચારિત્ર મળી આવેછે? ગ્રીક લોકોની બુદ્ધિના સંબંધમાં
આપણી વિદ્વતાનાં મૂળ તપાસો. પ્રથમ તો આપણને તેમનો રાજકીય ઇતિ-
હાસ મળ્યો છે; જેમકે §હીરોડોટસ, †થુસીડાઇડસ, અને ‡પ્લુટાર્કે એ લખ્યો
છે; કેવી જાતનાં માણસો તેઓ હતા, અને તેમણે શું કર્યું, તેનો તેમાં
પૂરતો હેવાલ છે. વિર અને સંગીત કાવ્યોમાં, નાટકો અને ફિલસુફીમાં,
સાહિત્ય પરત્વે પણ એજ સામાજીક અંતઃકરણ આપણને ફરીને બીજે રૂપે
પ્રતીત થાયછે; અને તેમાં પણ તે સંપૂર્ણ છે. પછી વળી ઘરબાંધકામમાં
પણ એની એજ બુદ્ધિ ફરી દેખાય છે; કેમ જાણે કે નિયમિતતાનું સ્વરૂપ
હોય, સીધી લીટી અને ચોરસની કોઇ દેવીજ જન્મી હોય, તેમ તેમાં પણ તે
સુંદર છે; અને પછી, આ ઘડીએ જાણે વાતો કરવા માંડશે, એવા શિલ્પી
નમુનાની વિદ્યામાં એનાં પાછાં પુનર્દર્શન થાયછે; કાર્યની અવિચ્છિન્ન
સ્વતંત્રતામાં, અને કાલ્પનિક ભવ્યતાની હદ કદિ ન ઓળંગી જાય એવી
અગણિત આકૃતિઓમાં એ દેખાઇ આવેછે; અને કેમ જાણે દેવ આગળ
નૃત્ય કરતા તેઓ ગંધર્વ હોય, અને જો કે તેઓ તીવ્ર વેદના ભોગવતા હોયછે

---

*ઇયો વિષે એવી કથા છે કે તે ઇનેક્સના રાજા આરગોસની દીકરી હતી. એના
સૌંદર્યથી ઝીઅસ-ઇંદ્ર એનાપર મોહિત થઇ ગયો હતો. પરંતુ તેની સ્ત્રી-જે તેની
બેહેન પણ થાય તે-હીરાની ઇર્ષ્યાની ધાસ્તીને લીધે, તેણે તેનું રૂપાંતર ગાયમાં કરી
નાખ્યું હતું. પછી તેઓ બંને ઇજીપ્તમાં મળયાં હતાં.

§ એ ઇતિહાસનો પિતા કહેવાયછે. એ ઇ. સ. પૂર્વે ૪૯૦-૪૮૦માં જન્મ્યો હતો.

† એ પણ ઇતિહાસકાર હતો. તેનો જન્મ ઈ. સ. પૂર્વે ૪૭૨ માં થયો હતો.

‡ પ્લુટાર્કે જીવન-વૃત્તાંત બહુ સારા લખ્યાછે. એનું નામ પ્રસિદ્ધ છે.

કે વિનાશકારક વિગ્રહમાં ઉતરેલા તેઓ જણાય છે, છતાં પોતાના નૃત્યની સુઘડતા જવા ન દેતા હોય એવા તેઓ લાગેછે. આ પ્રમાણે એક પ્રસિદ્ધ પ્રજાની બુદ્ધિ જૂદા જૂદા ચારરૂપે આપણને દેખાઇ. અને †પીન્ડારની ગઝલ, આરસપાહાણનો નરાશ્વ, ‡પારથીનનની સ્તંભની હાર, અને §ફોશિયનનાં છેલ્લાં મહદ્ કાર્યો—આ સર્વ કરતા ઇંદ્રિયોને એક બીજાથી વધારે ભિન્ન લાગે એવી કઇ વસ્તુઓ છે?

દરેક માણસે એવા ચેહેરા અને આકારનું અવલોકન કર્યું હશે કે જેઓ આકૃતિમાં એક બીજાને મળતા નથી આવતા, છતાં એકજ જાતની અસર જોનારપર તેઓ ઉત્પન્ન કરેછે. અમુક ચિત્ર કે કવિતાની નકલ, જો કે તેઓ એકજ જાતની કલ્પનાની શ્રેણી આપણામાં જાગૃત નથી કરતી, અને જો કે ઇંદ્રિયોને તેમનું સદૃશ્ય કોઇ પણ રીતે સ્પષ્ટ જણાતું નથી, પણ ગૂઢ અને સમજ શકિતની બાહાર રહેછે, તથાપિ કોઇ અનિવાર્ય પાહાડી રસ્તાની પેઠે એકજ જાતની ભાવનામાં તે આપણને લાવશે. કુદરત એ બહુજ થોડા કાનુનોનાં અપાર મિશ્રણ અને પુનરાવર્તન છે. પ્રાચીન પણ પ્રસિદ્ધ ગીતને તે અગણિત જૂદા જૂદા રાગમાં ગાયા કરેછે.

પોતાની રચનામાં ભવ્ય કૌટુંબિક સદૃશ્યથી કુદરત ભરેલી છે; અને અણધાર્યા સ્થળોમાં અચિંત્ય સમાનતા બતાવીને આપણને વિસ્મય પમાડવામાં તે આનંદ પામેછે. અમેરિકાના અસલ વતનીના એક જંગલી વૃદ્ધ સરદારનું મસ્તક મેં એવું જંગલમાં જોયું છે કે જે જોઇને મને એકદમ ટેકરીની કોરી ટોચની આંખ યાદ આવી ગઇ, અને તેના કપાળની કરચલીઓથી ખડકનાં પડ સૂચિત થઇ ગયાં હતાં. પ્રથમના ગ્રીક હુનરની પેઠે, અને પારથીનનની પાંખો ઉપર કોતરી કાઢેલાં ભવ્ય પણ સાદાં કોતરકામની પેઠે, જેની રીતભાતમાં એવીજ જાતની વાસ્તવિક ભવ્યતા રહેલી હોયછે, એવાં પણ માણસો હોયછે. અને સઘળા જમાનાના ગ્રંથોમાંથી આવીજ જાતની મેળવણીનાં પાત્રો મળી આવશે. માહાભારતમાં શું છે? અને રામાયણમાં શું છે? સીતા એ શાંતિનું સ્વરૂપ છે. રાવણ ક્રોધની પ્રતિમા છે. શાંતિને ક્રોધ હરી ગયો, ત્યારે રામરૂપી

† પીંન્ડાર ઇ. સ. પૂર્વે ૫૨૨ માં મોટો કવિ થઇ ગયો છે.

‡ પારથીનન નામનું મિનર્વા નામની દેવીનું પ્રખ્યાત દેવળ ગ્રીસ દેશના એથેન્સ શેહેરમાં છે.

§ ફોશિયન પાંચમા સૈકામાં મોટો સેનાધિપતિ અને લડવૈયો થઇ ગયો છે.

આત્માએ ક્રોધ સાથે વિગ્રહ કરી શાંતિને પાછી આણી. અંતઃકરણના અમુક સ્વભાવમાં કોઇ પણ માણસ જ્યારે હોયછે, ત્યારે જે કાર્યો તરફએ ઉત્સુક બની જાયછે તેની, અને જે કાર્યો તેને કરવા નથી ગમતા તેની, વિવિધતાનું અવલોકન કરવાનોજ માત્ર જો તે પરિશ્રમ લેશે તો સંબંધની સાંકળ કેટલી ઉંડી છે તે એને માલમ પડી આવશે.

એક ચિતારાએ મને કહ્યું હતું કે કેટલેક દરજ્જે વૃક્ષ થયા સિવાય વૃક્ષનું ચિત્ર કોઇ ચિતરી શકવાનો નથી ; અથવા તો બાળકની ઉપરની આકૃતિનું મનન કરીને કોઇ પણ ચિત્રકાર બાળક આલેખી શકશે નહિ, પરંતુ કેટલાક વખત સુધી તેની ચેષ્ટા અને રમતોનું અવલોકન કરીને ચિત્રકાર એના સ્વભાવમાં પ્રવેશ કરેછે, અને પછી મરજી પ્રમાણે તેનું ગમે તે ભાવમાં ચિત્ર એ આળેખી શકશે. આવીજ રીતે *રૂસે મેંઢાના આંતરિક સ્વભાવમાં પ્રવેશ કર્યો હતો. મોજણીદારની હાઓફીસમાં કામે રહેલા એક નકશા કાઢનાર વિષે હું જાણુંછું કે, તેને જ્યાં સુધી કોઇ ખડકની ભુસ્તર વિદ્યા સંબંધી રચના બરાબર સમજાવવામાં ન આવે, ત્યાં સુધી તેનો નકશો એ કાઢી શકતો નહિ. વિચારની અમુક સ્થિતિએ ઘણા જૂદા જૂદા કાર્યોનું એક સામાન્ય ઉત્પત્તિ સ્થાન હોયછે. જે સમાન છે તે હકીકત નહિ, પણ તેનો આત્મા છે. મુખ્ય ભાગે ઘણાં હસ્ત-કૌશલ્યની દુઃખદાયક સંપત્તિથી નહિ, પણ એના કરતાં પણ ઉંડી ગ્રહણશક્તિવડે કોઇ પણ કારીગર કહેલી ચપળતાએ કોઇ પણ આત્માને જાગૃત કરવાની શક્તિ સંપાદન કરી શકે.

કોઇએ કહ્યું છે કે : "સાધારણ માણસો પોતે જે કરેછે તેનાથી પોતાનું કર્ત્તવ્ય સિદ્ધ કરેછે ; પરંતુ વધારે ઉત્કૃષ્ટ આત્માઓ તો પોતે જે છે તેથી સિદ્ધ કરેછે." અને શા માટે? કારણ કે, નકશીકામ અને ચિત્રોનો સંગ્રહ જે શક્તિ અને સૌંદર્ય આપણને સૂચવે છે, તેનાં જેવાંજ શક્તિ અને સૌંદર્ય ગંભીર આત્મા પોતાનાં કાર્યો અને શબ્દોથી, તેનાં પોતાનાં દૃષ્ટિપાત અને રીતભાતથી, આપણામાં જાગૃત કરેછે.

રાજપ્રકરણી અને સ્વાભાવિક ઇતિહાસનું, હુનર અને સાહિત્યના ઇતિહાસનું, સ્પષ્ટીકરણ વ્યક્તિગત ઇતિહાસથીજ થવું જોઇએ ; નહિ તો તેઓ ખાલી શબ્દોજ માત્ર રહેશે. એવું કશું નથી કે જેનો સંબંધ આપણી સાથે ન હોય ; રાજ્ય, શાળા, વૃક્ષ, અશ્વ, અથવા તો લોહના ઉપાન—એમાંનું કાંઇ

---

* Roos એ જર્મનીમાં ચિત્રકારો હતા.

એવું નથી કે જેનું લક્ષ્ય આપણામાં ન હોય; સઘળી વસ્તુઓનાં મૂળ મનુષ્યમાં છે. સાન્તાક્રુસ અને સાધુ પીટરનું દેવળ–એ દિવ્ય નમુનાની ભૂલી નકલો છે. મહાન્ કારીગીરિના ઉત્તમ નમુના કારીગરનાં પોતાનાં હૃદયનાં માત્ર દૃશ્ય પ્રતિબિંબ છે. ખરેખરૂં કાવ્ય તો કવિનું અંતઃકરણ છે; ખરેખરૂં વાહાણ વાહાણ બાંધનાર પોતેજ છે. મનુષ્યમાંજ, જો આપણે તેનું હૃદય ખૂલ્લું કરી શકીએ તો, તેની પોતાની કૃતિનાં છેવટનાં ભવ્ય સૌંદર્ય અને તેનાં તંતુઓ જોશું; કારણકે માછલીના સ્ત્રાવમાંજ દરીઆઇ છીપની દરેક રેષા અને રંગો આગળથી રહેલાં છે. વંશાવળી અને શૌર્યનું મહત્વ વિનયયુક્ત વિવેકમાં રહેલું છે. રમણીય રીતભાતવાળો માણસ તમારા નામનો એવી રીતે ઉચ્ચાર કરશે કે કેમ જાણે અમીર ઉમરાવના ખેતાબથી તે શોભી ઉઠતું હોય.

દરેક દિવસે આપણો નિર્જીવ અનુભવ હમેશાં આપણને પ્રથમના ભવિષ્ય-કથનની સિદ્ધતા આપેછે. અને જે શબ્દ કે નિશાનીઓ આપણે અગાઉ કાંઇ પણ લક્ષ આપ્યા વિના સાંભળ્યા હોયછે કે જોઇ હોયછે તેમનું રૂપાંતર વસ્તુમાં કરી નાખેછે. જે સ્ત્રીની સાથે હું અશ્વ ઉપર બેસી એક વખત જંગલમાં ફરવા ગયો હતો તેણે મને કહ્યું હતું કે: જંગલો, કેમ જાણે કે મુસાફર ત્યાંથી પસાર થઇ રહે ત્યાં સુધી તેમાં વસતાં જીવો પોતાનાં કૃત્યો મુલતવી રાખતાં હોય તેમ, તેની રાહ જોતાં હોય એમ હમેશાં તેને જણાતું હતું; આવોજ વિચાર કવિતાએ પરીઓનાં નૃત્યમાં મશહુર કરી દીધો છે, કે જે નૃત્ય મનુષ્ય-ચરણ નજીક આવતાં બંધ પડી જતું હતું. અરધી રાતે વાદળાં-માંથી ડેકી પડતા ચંદ્રને ઉગતાં જેણે જોયો છે, તે પુરૂષ દેવ-દૂતની પેઠે સૃષ્ટિ અને પ્રકાશની ઉત્પત્તિ સમયે હાજર રહ્યો છે. ઉનાળાનો એક દિવસ મને યાદ છે અને તે વખતે હું ખેતરમાં હતો; મારા સાથીએ દેવાલય ઉપર ચિત્રિત કરેલા ફિરસ્તાના બરાબર આકારનું એક પોહોળું વાદળું મને બતાવ્યું, કે જે દૃષ્ટિ મર્યાદાને સમાંતર લગભગ પાએક માઇલમાં પથરાઇ ગયું હશે,– તેની વચમાં માથા જેવો એક મોટો જથ્થો હતો, અને તેમાં આંખો અને અને મોંહની કલ્પના કરવી સેહેલી હતી, અને બંને બાજુએ પોહોળી કરેલી સુંદર પાંખોથી તે અવલંબિત થયું હતું. વાતાવરણમાં જે એક વખત દેખાય છે, તે વારંવાર દેખાય, અને બેશક પછીના પરિચિત સૌંદર્યનો તે મૂળ નમુનો થયો. મેં આકાશમાં વિજળીની એવી હાર જોઇછે કે મને એનાપરથી માલમ પડી આવ્યું કે ગ્રીક લોકોએ ઇંદ્રના હાથમાં વજ્ર મૂક્યું છે તેનું ચિત્ર કુદરતમાંથી

તેઓએ લીધું છે. પથ્થરની દીવાલની પડખે હીમનો લાંબો ઢગલો એવો મેં જોયો છે કે જેના ઉપરથી મને એવી કલ્પના આવી હતી કે કિલ્લાની પડખે ઘરબાંધકામનો એક સાધારણ વીંટો કેમ જાણે પડ્યો હોય.

મૂળ સ્થિતિને પરિચિત થવાથી ઘરબાંધકામના નવીન શણગાર અને નિયમ આપણે યોજી શકીએ છીએ; કારણકે દરેક પ્રજાએ પોતાનાં પ્રથમનાં રેહેઠાણ કેવી રીતે સુશોભિત કર્યાં છે તે આપણે જાણીએ છીએ. ડોરીસ પ્રાંતનું દેવાલય, ત્યાંનો વતની લાકડાની જે મઢીમાં રહેતો હતો તેનો દેખાવ જાળવી રાખેછે. ચીનાનું દેવમંદીર દેખીતુંજ તાતારનો તંબુ છે. આર્યોનાં અને મિસરનાં દેવાલયો, તેમના વડવાઓ જે ઘરમાં રહેતા હતા તેની નિશાની બતાવી આપેછે. *હીરન પોતાના ગ્રંથમાં, ઇથીઓપીઆના રહેવાસીઓ સંબંધી શોધ કરતાં કહેછે કે: "અચળ ખડકમાં ઘરો અને કબરો બાંધવાનું પરિણામ કુદરતી રીતેજ મિસરના ઘરબાંધકામે જે રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું તેમાં આવ્યું. કુદરતે ક્યારની તૈયાર કરી રાખેલી એવી આ ગુફાઓમાં વિશાળ આકૃતિઓ અને જથ્થા ઉપર જોવાની આંખને ટેવ પડી ગઇ હતી, અને તેથી કરીને, જ્યારે કુદરતની મદદે હુનર આવ્યો, ત્યારે પોતાની જાતને નામોશી લગાડ્યા સિવાય હલકા પાયા ઉપર તે કામ કરી શક્યો નહિ. જે ગંજાવર ઓરડાઓ આગળ માત્ર રાક્ષસજ રક્ષક તરીકે બેસી શકે, અથવા તેની અંદર રાખેલા સ્તંભને ટેકવી ઉભો રહી શકે, એવા પેલા રાક્ષસી ઓરડાની જોડમાં સાધારણ કદનાં પૂતળાં કે સુઘડ દરવાજા કે ઘરની પાંખો કેવાં લાગત?"

જે લીલી ડાળીઓથી ચીરાએલા સ્તંભ બંધનયુક્ત થયાછે તેની આસપાસની ચિત્ર-શ્રેણી બતાવી આપેછે તે પ્રમાણે, મંગળ કે ગંભીર મેહેરાબ ઉપર તેમની સઘળી ડાળીઓ સહીત જંગલના વૃક્ષોના અનુકરણથી દેખીતી રીતેજ પ્રાચીન દેવળોનો પ્રારંભ થયો. મુખ્યત્વે કરીને જ્યારે શિયાળામાં બધાં વૃક્ષોની શુષ્કતા નાની સરખી કમાન જેવી લાગેછે, ત્યારે પાઇન જાતના વૃક્ષના જંગલમાંથી, તેના દેખાવને લીધે મોટી મેહેરાબની કલ્પના કર્યા સિવાય, તેમાંથી પસાર થઇ શકાશે નહિ. પ્રાચીન દેવાલયોની બારીઓ જે રંગીન કાચથી શણગારવામાં આવીછે તેનું મૂળ, શિયાળાની સાંજે ઝાડીના વૃક્ષોની

* હીરન એ જર્મનીનો વતની અને ધર્મનો ઇતિહાસ લખનાર હતો. તે ઈ. સ. ૧૭૬૦માં જનમ્યો હતો, અને ઈ. સ. ૧૮૪૨ પંચત્વ પામ્યો.

પાંદડાં વિનાની અને એક બીજાના ઉપર પથરાઇ ગએલી ડાળીઓમાંથી પશ્ચિમ દિશાના આકાશમાંથી જે રંગો દેખાય છે તેમાં, હરકોઇને તુરત જણાઈ આવશે. એવીજ રીતે કુદરતી સૌંદર્યને હરકોઇ પ્રેમી અંગ્રેજોના દેવળોના સમૂહમાં એવી લાગણી સિવાય પ્રવેશ કરી શકશે નહિ કે, બાંધનારનું અંતઃકરણ ઝાડીઓને વશ થઇ ગયું હતું, અને તેની ફરસી, કરવત, અને રંદાએ છોડવા, ગુલાબ, ફુલના ગુચ્છા, કમળ, વૃક્ષ, પાઇન અને દેવદારનાં વૃક્ષ, એ સર્વ ઉત્પન્ન કર્યા.

પ્રાચીન દેવળ એ મનુષ્યમાં રહેલી સૌંદર્યની યોગ્યતાની અતૃપ્ત વૃત્તિથી હસ્તગત થએલ પથ્થરનું પલ્લવિત પુષ્પ છે. ઉદ્‌ભિજ સૃષ્ટિના સૌંદર્યની શોભા અને સુઘડ સંપૂર્ણતા, તેમજ ઉત્કૃષ્ટ પ્રમાણ અને રેખાદર્શન સહીત, કાળમીંઢ પથ્થરનો પાહાડ અવિનાશી પુષ્પમાં પલ્લવિત બની રહેછે.

આનીજ રીતે, સઘળી સાર્વજનિક બાબતો દરેક વ્યક્તિને લાગુ પાડવી જોઇએ, અને સઘળી ખાનગી હકીકતોને સાર્વજનિક સ્વરૂપ આપવું જોઇએ. ત્યારેજ ઇતિહાસ એકદમ વિશુદ્ધ અને પારદર્શક થાયછે, ત્યારેજ જીવન-ચરિત્ર ઉંડું અને ભવ્ય બની રહેછે. જેમ ઇરાનવાસીઓએ કમળ અને ખજુરીના મૂળ અને થડનું અનુકરણ ઘરબાંધકામના સ્તંભમાં અને પાટડામાં કર્યું, તેમ ઇરાની દરબારે પોતાના ભવ્ય વખતમાં પણ તેની જંગલી જાતોની પર્યટન-વૃત્તિ છોડી દીધી નહિ; પરંતુ વસંતઋતુ એક સ્થળે ગાળતા હતા, ઉનાળો બીજે સ્થળે ગાળતા હતા અને શિયાળો વળી ત્રીજે સ્થળે ગાળતા હતા.

એશિયા અને આફ્રિકાના પ્રાચીન ઇતિહાસમાં, ઢોરાને લઇ સ્થળે સ્થળે પર્યટન અને ખેડ-આ બંને વિરોધી વાત છે. એશિયા અને આફ્રિકાના ભૂગોળની સ્થિતિને લીધે આવી પર્યટનની જીંદગી ગાળવાની તેમને જરૂર પડી હતી. પરંતુ જમીનથી કે બજારના લાભથી લલચાઇને જેઓ શેહેરો અને કસ્બા બાંધી રહેવામાં પ્રવૃત્ત થયા તેમને આ પર્યટન કરનારા ત્રાસરૂપ થઇ પડ્યા હતા. એટલા માટે, આ પર્યટન કરનારાથી ઉદ્‌ભવ પામતા જોખમને લીધે ધાર્મિક સમગ્રતા ખેડ થઇ પડી. અને અમેરિકાના અને ઇંગ્લાંડના અર્વાચીન અને સુધરેલા દેશોમાં પણ, અંતઃકરણની આ પ્રબળ વૃત્તિઓ પ્રજામાં અને વ્યક્તિમાં એક બીજાની સાથે કુસ્તી કરેછે. આફ્રિકાના પર્યટન કરનારાને એક જાતની બગાઇના હુમલાથી, જેને લીધે બધાં ઢોરા ગાંડાં થઇ જતાં હતાં તેને લીધે, રખડવાની જરૂર પડતી હતી; અને એથી કરીને એ જાતને ચોમાસામાં

બીજે કહીંક જઇને રહેવાની, અને પોતાનાં ઢોરોને ઉપલાણુમાં રેતીનાં રણ તરફ હાંકી કાઢવાની જરૂર પડતી હતી. એશિયાના પર્યટન કરનારા મહીને મહીને ચાર ભળે ત્યાં ફરતા હતા. અમેરિકામાં અને યુરોપમાં પર્યટન વેપારનું અને જીજ્ઞાસાનું છે; અને આમાં તેઓ ખરેખર વૃદ્ધિ કરતા ચાલ્યા છે. પવિત્ર શેહેરો કે જ્યાં વારંવાર જાત્રાએ જવાની આજ્ઞા ધર્મમાં હતી, અને તે સિવાય જન-સમૂહના બંધનને સચેત રાખનારા સખ્ત કાયદા અને કઠીન રીવાજો—આ વૃદ્ધ રખડનારા પર અંકુશ હતા; અને સ્થાયી રહેઠાણનાં એકત્ર થએલાં મૂલ્ય હાલના પર્યટનને નિયમમાં રાખેછે. જે પ્રમાણમાં સાહસિકતાનો પ્રેમ કે વિશ્રાંતિનો પ્રેમ એક બીજા ઉપર પ્રબળતા પામેછે, તે પ્રમાણમાં આ બે મનોવૃત્તિઓનો વિરોધ વ્યક્તિ પરત્વે પણ ઓછો પ્રબળ નથી. અણઘડ શરીર શક્તિ, અને ઉત્સાહિત જુસ્સાવાળો માણસ જ્યાં જાયછે ત્યાં એકદમ ઘર કરી લેછે. ગાડામાં રહેછે અને * કેલમકની પેઠે સેહેલાઇથી સર્વ સ્થળે ભટકે છે. કેમ જાણે કે પોતાના ઘરમાંજ હોય તેમ, સમુદ્રમાં કે જંગલમાં, કે બરફના ઢગલામાં પણ, એવીજ નિરાંતથી એ ઉંઘેછે; ત્યાં પણ તેને તેવીજ ભૂખ લાગેછે, અને ત્યાં પણ તેવાજ આનંદથી એ રહેછે. અથવા તો કદાચ, અવલોકન શક્તિની વૃદ્ધિ પામેલી હદને લીધે હજી પણ વધારે સરળતા તેનામાં સ્થિત થએલી હોયછે, જેને લીધે જે જે નવું તેની નજરે ચડેછે, તેમાંથી કાંઇ કાંઇ આનંદની વાત તેને મળી આવેછે. ઢોરની ચાર ઉપર નિર્વાહ કરનારી પ્રજાઓ ઘણી કંગાળ હતી અને પોતાનો ખોરાક મરણીઆ થઇને તેઓ મેળવતી. અને આ બુદ્ધિયુક્ત પર્યટન 'અતિ સર્વત્ર વર્જયેત્' એ ન્યાયે વસ્તુઓના પરચુરણ સંગ્રહ ઉપર શક્તિને વેહેંચી નાખીને અંતઃકરણને વસ્તુના અતિપણાથી નિર્બળ બનાવી મૂકેછે; બીજી રીતે, ઘરમાં ભરાઇ રહેવાની બુદ્ધિ એ એવો ઇંદ્રિય-નિગ્રહ કે સંતોષ છે કે જેને પોતાનાજ ઘરમાં જીંદગીનું સર્વ તત્ત્વ મેળવવાની ઇચ્છા હોયછે; અને તેનામાં વિદેશીય સૂચના રેડવામાં ન આવે, તો તેને પોતાના એકલાપણાને લીધે વગર વપરાયેલા સૌંદર્યની પેઠે અધોગતિનાં જોખમ છે.

---

* Calmuc—આ માંગોલીઆની જાતના લોકો ઘણું કરીને રૂશીઆ અને ચીનના રાજ્યમાં રહેછે. કદે ઠીક ઠીક, સપ્રમાણ અને અતિશય શારીરીક સામર્થ્યવાળા માણસો એ ગણાય છે. તેમને મિલકતમાં નાનો પણ પાણીદાર ઘોડો, સરસ ઢોર અને પોહોળી પૂછડીવાળા, અને બરડ ઉનવાળા ઘેટાં હોયછે. એ રખડતા ફરેછે.

જે જે વસ્તુ મનુષ્ય પોતાની બાહાર જુએછે, તેનો સંબંધ કોઇક રીતે તેનાં અંતઃકરણની સ્થિતિ સાથે હોયછે ; અને જે હકીકત કે ક્રમના નિયમમાં એ વસ્તુ હોયછે, તેના સત્ય તરફ જેમ જેમ પોતાના વિચારના વધતા પ્રવાહથી એ જતો જાયછે, તેમ તેમ તે સર્વ વારા ફરતી તેને સ્પષ્ટ સમજાતી જાયછે.

પ્રથમની દુનિયા–જેને જર્મનો આદ્ય દુનિયા કહેછે તેને હું મારા પોતામાંજ ડૂબકી મારીને શોધી શકું, અને તેમજ કબરોમાં, પુસ્તકાલયોમાં, અને નષ્ટ થએલા બંગલાના ભાંગી ગએલા કટકાઓમાં અને તેના ખંડીએરમાં હાથ લાંબા કરી તેમને શોધીને હું પકડી શકું.

ગ્રીકના ઈતીહાસમાં, સાહિત્યમાં, હુનરમાં અને કવિતામાં, શૌર્યના ઇતિહાસથી માંડીને એથેન્સવાસી અને સ્પાર્ટાના લોકોની જીંદગીના સાધારણ પ્રસંગો સુધીના બનાવમાં, ચાર પાંચ સૈકા પછી પણ, મનુષ્યોનું લક્ષ આટલું બધું ખેંચાય છે તેનું પ્રયોજન શું છે? દરેક માણસ પોતેજ એમના અનુભવમાંથી પસાર થાયછે તે સિવાય બીજું શું છે? ગ્રીક રાજ્ય એ શરીરવાળી કુદરતનો કાળ છે; વિચાર અને જ્ઞાનનું સંપૂર્ણ સ્વરૂપ છે, શરીરની સાથે એક ભાવ થઇ જાય એવા વિકસિત થએલા આંતરિક આત્માની પ્રતિમા છે. તેની અંદર એવી મનુષ્યાકૃતિઓ મૂર્તિમાન હતી કે જેણે હરકયુલિસ, સૂર્ય, અને ઇંદ્રના નમુનાની શિલ્પકારને નવાજેશ કરી; અર્વાચીન સમયના શેહેરોના શેરીઓમાં જે આકૃતિઓ જોવામાં આવેછે, કે જેના ચેહેરામાં સઘળી વિકૃતિઓનો લબકો હોયછે, એવા તેઓ નહોતા ; પરંતુ વિશુદ્ધ, રસિકતાથી ભરપૂર, અને ઉંડા તથા અગાધ નિયમને અનુસાર, અને સર્વ રીતે સપ્રમાણ આકૃતિવાળા તેઓ હતા ; જેનાં ચક્ષુઓના ગોખલા એવી રીતે બનાવવામાં આવ્યા હતા કે આ બાજુએ કે પેલી બાજુએ છૂપા દ્રષ્ટિપાત એ કરીજ શકે નહિ, પરંતુ તેમ કરવાને આખું મસ્તકજ તેમને ફેરવવું પડે. એ કાળની રીતભાત સાદી અને જુસ્સાદાર છે. જે પૂજનીયતા બતાવવામાં આવે છે તે, હિંમત, વિનય, સ્વાધીનતા, ન્યાય, જોર, ત્વરા, મોટો અવાજ, પોહોળી છાતી, આવા આવા ગુણોને માટે છે. વિલાસ કે મોજ મજા તેમને અજાણ્યા હતા. વસ્તી થોડી અને ગરજ પોતાની–આને લીધે કરીને દરેક માણસ પોતે પોતાનો નોકર, પોતે પોતાનો રસોઇઓ, પોતે પોતાનો મોદી, અને પોતેજ પોતાનો રક્ષક હતો. અને પોતાની ગરજો પોતેજ પૂરી પાડવાની ટેવ શરીરને અદ્દભુત કાર્યોની કેળવણી આપેછે. હોમરના યોદ્ધા–એગેમેમનોન અને ડાયો

મીડ–આવાજછે; અને પોતાનું અને પોતાના વિર યોદ્ધાનું જે ચિત્ર *ક્ષીનોફ્ને આપ્યુંછે તે પણ બહુ જૂદું પડી જતું નથી; "આરમીનિયામાં આવેલી ટેલીબોસ નામની નદી લશ્કરે ઓળંગી તે પછી બરફ ઘણો પડ્યો, અને તેનાથી છવાઇ ગએલી ભૂમિ ઉપર લશ્કર અતિ દુર્દશામાં પડયું હતું. પરંતુ ક્ષીનોફ્ને વસ્ત્રહીન ઉઠીને હાથમાં કુહાડો લીધો, અને તેનાવડે લાકડાં ફાડવા લાગ્યો. આ જોઇને બીજા પણ ઉઠયા, અને તેઓ પણ તેમ કરવા લાગ્યા." એના આખા લશ્કરમાં બોલવાની છુટ અનહદ છે. લૂટને માટે તેઓ વઢેછે, સરદારોની સાથે દરેક નવી આજ્ઞાને માટે તેઓ તકરાર કરેછે, અને ક્ષીનોફ્ન તેમના જેવોજ, તેમનામાં ઘણા ખરા કરતાં વધારે, તીવ્ર જીભ્હાવાળો છે, અને એથી કરીને જેવું લેછે તેવુંજ તે પાછું વાળેછે. આબરૂનો જે કાયદો અને શીથીલ બંદોબસ્ત મોટા છોકરાઓમાં હોયછે, એવીજ જાતનું આ પણ મોટા છોકરાનું ટોળુંજ છે, એમ કોને માલમ પડી નથી આવતું?

કરુણારસ પ્રાધાન્ય પ્રાચીન નાટકોની અને ખરૂં જોતાં આખા પ્રાચીન સાહિત્યની અમૂલ્ય મોહિની એ છે કે તેમાં પાત્રો સાવ સાદી રીતે વાત કરેછે,– એવી રીતે બોલેછે કે કેમ જાણે, હજી વિચારની ટેવ અંતઃકરણની પ્રબળ ટેવ થઇ હોય તે પેહેલાં મહાન્ સામાન્ય બુદ્ધિવાળાં મનુષ્યો બોલતાં હોય, અને છતાં એવી બુદ્ધિ પોતામાં છે એમ તેઓ જાણતાં નહોય. પ્રાચીનતાની આપણી પૂજનીયતા એ પ્રાચીન વસ્તુઓની પૂજનીયતા નથી, પણ સ્વાભાવિક સૌંદર્યની પૂજનીયતા છે. ગ્રીક લોકો સંતની પેઠે ધ્યાની વિચાર યુક્ત નથી, પરંતુ જ્ઞાન, સમજ, અને તંદુરસ્તીમાં સંપૂર્ણ, અને દુનિયામાં સર્વોત્તમ શારીરિક સંપત્તિવાળા છે. બાળકના જેવી વિશુદ્ધિ અને રમણીયતાથી પુખ્ત વયવાળા પુરૂષો વર્તતા હતા. નાટકો, કાવ્યો, અને પૂતળાંઓ સંપૂર્ણ રસિકતાથી– તંદુરસ્ત બુદ્ધિવાળા જેવી રીતે રચે તેવી રીતે–તેઓએ રચ્યાં. આવી વસ્તુઓ દરેક જમાનામાં રચાતી જારી રહી છે, અને હમણાં પણ જ્યાં એવી તંદુરસ્ત

---

*Xenophon–આ ઇતિહાસકાર, પરચુરણ નિબંધોનો લખનાર, અને સૈનિક ઈ. સ. પૂર્વે ૪૩૫–૩૫૪માં થઈ ગયોછે. એથેન્સમાં એની ચંચળ વૃત્તિને અનુકૂળ પ્રસંગ ન મળવાથી, એણે પ્રોક્ષીનસ નામના જૂના દોસ્તનું ઈરાન ઉપર ચડાઈ કરવાનું નિમંત્રણ કબુલ કર્યું. આ યુક્તિ નિષ્ફળ ગઇ અને કેટલાંક માણસો અને બાહાદૂર સરદારો મરાયા પછી માત્ર તેની પાસે ૧૦ હજાર ગ્રીક રહ્યા અને તેને પાછું ફરવું પડયું. આ પ્રસંગ અહીંઆ છે.

સંપત્તિ હયાત છે, ત્યાં રચાયછે; પણ એક વર્ગ તરીકે, પોતાની ઉત્તમ યોજનાને લીધે, તેઓ સર્વ કરતાં ચઢી ગયાછે. બાળકની રમણીય અજ્ઞાનતા સાથે યુવાનનો ઉત્સાહ તેઓ યુક્ત કરેછે. આ રીતભાતની મોહિની એ છે કે તેઓ માણસની લીટીમાં હોયછે, અને એક વખત પોતે બાળક હોવાના પ્રભાવે દરેક માણસ તેનાથી જાણીતો છે; વળી આ લક્ષણો જેનામાં હોય એવાં મનુષ્યો હમેશાં હોયછે. બાળકના જેવો વિશુદ્ધ–નિર્મળ બુદ્ધિવાળો અને આંતરિક ઉત્સાહવાળો હમેશાં ગ્રીક જેવોજ છે; અને દૈવી હેલાસ ઉપર આપણો પ્રેમ જાગૃત કરેછે. ફીલોક્ટીટસ નામના લોકોમાં કુદરતનો જે પ્રેમ રહેલો છે, તેથી હું તેમના ઉપર મોહિત છું. નિદ્રાને, તારાને, ખડકોને, પર્વતોને, અને દરિયાનાં મોજાંને સંબોધેલાં પેલાં ભાષણો વાંચતાં વાંચતાં મારો વખત ઓટથી ઉતરતા જતા સમુદ્રની પેઠે ચાલ્યો જાયછે. મનુષ્યનું અનંતપણું, અને તેના વિચારની સમાનતાની લાગણી મને થઇ આવેછે. એવું જણાય છે કે મારા જેવાજ સહચારીઓ ગ્રીક પુરૂષોને હતા. સૂર્ય અને ચંદ્ર, જળ અને અગ્નિ, જેવી રીતે મારા હૃદયને મને મળ્યાં તેવીજ રીતે બરાબર તેના હૃદયને પણ મળ્યાં. ત્યારે ગ્રીક અને અંગ્રેજ, અંગ્રેજ અને આર્ય, એમની વચ્ચેનો ગર્વયુક્ત ભેદ, નિરર્થક અને દાંભિક છે. જ્યારે પ્લૅટોનો વિચાર મારો વિચાર થઇ જાય છે, જે સત્યે પીન્ડારના આત્માને પ્રજવળિત કરી સચેત કરી મૂક્યો, તેજ સત્ય જ્યારે મારા આત્માને પણ સજીવન કરી મૂકેછે, ત્યારે કાળની ગણત્રી કશી નથી. જ્યારે અમે બંને અંતઃકરણના આભાસમાં એક થઇ જઇએ છીએ, જ્યારે એકજ રંગથી અમારા બંનેના આત્મા રંગાઇ જાયછે, અને કેમ જાણે કે અમે બંને એકરૂપ જેવા થતા જતા હોઇએ છીએ, એવું મને જ્યારે જણાય છે, ત્યારે અક્ષાંસરેખાંશનો વિસ્તાર હું શામાટે માપું? કાળની ગણત્રી હું ત્યારે શામાટે રાખું?

શૌર્યના જમાનાનો ખુલાસો અભ્યાસી પોતાનાજ શૌર્યના જમાનાથી કરે છે; અને દરીઆઇ સાહસિક્તા અને પૃથ્વી-પ્રદક્ષિણાના દિવસોનો પોતાનાજ નાના નાના એવા પ્રસંગોના અનુભવથી કરેછે. દુનિયાના પવિત્ર ઇતિહાસની એજ ચાવી એની પાસે છે. પ્રાચીનકાળની ઉંડી ગુફામાંથી આવતો કોઇ ભવિષ્યવેત્તાનો અવાજ જ્યારે પોતાનીજ બાલ્યાવસ્થાની ભાવના કે યુવાનીની પ્રાર્થનાને પ્રતિધ્વનિત કરે છે, ત્યારે સમાજની અતિશયોક્તિ અને પરંપરાની સઘળી અવ્યવસ્થામાંથી સત્યને તે ભેદી શકે છે.

કુદરતમાંથી નવીન હકીકતો આપણને બતાવી આપે એવા અપૂર્વ અને

અલૌકિક આત્મા કોઇ કોઇ વખતે આપણી પાસે આવી ચડે છે. હું જાણુંછું કે વખતો વખત મનુષ્યના સ્વરૂપમાં પરમેશ્વરના દૂત મનુષ્યના સમૂહ વચ્ચે ફરે છે, અને સાધારણમાં સાધારણ શ્રોતાના આત્મા અને અંતઃકરણમાં પણ પોતાના કર્ત્તવ્યનો પડછાયો તેમણે પાડ્યો છે. એટલા માટે, જૂદી જૂદી વસ્તુઓ એકજ દૈવી પ્રેરણાથી સચેત થઇ છે એ સિદ્ધ છે.

પ્રબળ ધર્મ-ગુરૂ બાહ્ય વિષયી લોકોને વિસ્મય પમાડી વશ કરેછે. ઇતિહાસની સાથે તેઓ તેને સંયુક્ત કરી શકતા નથી, અથવા તો તેની સાથે તેઓ પોતાનો સંયોગ કરી શકતા નથી. જેમ જેમ તેઓ ઉચ્ચ પ્રેરણાને માન આપી પવિત્રતાથી રહેવાનો પ્રયત્ન કરતા જાય છે, તેમ તેમ તેમની પોતાની ભક્તિ-આસ્થા દરેક શબ્દને અને દરેક હકીકતને સ્પષ્ટ કરે છે.

મોઝીઝ, જરતોસ્ત, મનુ, અને સોક્રેટિસની પૂજા કેવી સહેલાઇથી આપણા અંતઃકરણમાં ઘર કરી રહે છે. મને તેમાં કાંઇ પ્રાચીનતા માલમ પડતી નથી. તેઓ જેટલા તેમના પોતાના છે તેટલાજ મારા છે.

સમુદ્ર કે સૈકા ઓળંગ્યા સિવાય મેં વિશુદ્ધ સંતો અને યોગીઓને ઓળખ્યા છે. એક કરતાં વધારે વખત કોઇક પુરૂષ એવી બેપરવાઇથી, એવા વિશાળ ચિંતનથી,-પરમેશ્વરના નામથી ભિક્ષા માગતો મગરૂબ ભિક્ષુક-મારી આગળ દેખાયો છે કે આ વિક્રમની વીસમીસદીમાં પણ *સીમીઅન ધી સ્ટાઇલાઇટ એ બની રહ્યો છે.

પૂર્વનું અને પશ્ચિમનું ધર્મગુરૂપણું, પ્રાચીન ઇરાનના ફિલસુફનું, બ્રાહ્મણ ઋષિનું, અને બીજાઓનું ધાર્મિકપણું મનુષ્યની પોતાની ખાનગી જીંદગીમાં સ્પષ્ટ સમજાયછે. બાળકના જુસ્સાને અને હિંમતને દાબી દેવામાં,તેની સમજ શક્તિને નિર્બળ બનાવવામાં, અને તે પણ વળી કોઇ પણ જાતનો ગુસ્સો ઉત્પન્ન કર્યા વગર, એટલુંજ નહિ પણ ધાસ્તીઅને તાબેદારી સહીત, પોતાની રાજી ખુશીથી જુલમ સહન કરીને-તેના ઉપર સખ્ત બાહ્યચારીની પ્રબળ સત્તા એવી પરિચિત વાતછે કે એજ બાળક જ્યારે મનુષ્યની સ્થિતિએ પહોંચે છે, અને જ્યારે

*એના વિષે એવું વૃત્તાંત છે કે એ પાંચમા સૈકામાં મોટો સંત થઇ ગયો છે. એ મહાજ્ઞાની અને આપણા અસલના ઋષિઓની પેઠે તપ કરવામાં દેહ-દમન કરનારો હતો. એના મનનો નિગ્રહ અતિ પ્રબળ હતો, અને ૭૨ ફીટ ઉંચો અને ચાર ફીટ પોહોળો, એવા થાંભલા ઉપર રહી તેણે ત્રીશ વરસ સુધી તપ કર્યું હતું અને તેના દર્શનને માટે મોટા મોટા રાજાઓ આવતા હતા.

સમજે છે કે પોતાની બાલ્યાવસ્થાનો જુલમગાર પોતે પણ, એવાંજ નામ, એવાજ શબ્દો, અને એવીજ આકૃતિઓ કે જેને બાળક પાસે લઇ જવાનું તે તો માત્ર સાધનજ હતો-તેનાથી તે પણ જૂલમનો ભોગ થએલો બાળક છે, ત્યારેજ એ વાત એને સ્પષ્ટ થાયછે. દરેક નળીયાની કિંમત કેટલી હતી, અને તેના સઘળા કારીગરનાં શા શા નામ હતાં તે સંબંધી *ચેમપોલીઅનની શોધ કરતાં આ હકીકત-બેલસ (સૂર્ય) કેવી રીતે પૂજાતો હતો, અને પીરામિડ કેવી રીતે બંધાયા હતા, તે એને વધારે સારી રીતે સમજાવે છે. આસિરીઆ અને ચોલુલાની ટેકરીઓ તેના બારણા આગળજ તેને માલમ પડેછે, અને તેના રસ્તા પોતેજ નાખ્યા છે.

વળી, પોતાના જમાનાના વેહેમનો જે નિષેધ દરેક વિચારશીળ પુરૂષ કરેછે તેમાં જૂના સુધારકોએ કરેલુંજ તે ડગલે ડગલે કરેછે, અને સત્યની શોધમાં તેમની પેઠેજ સદ્ગુણને ટકાવી રાખતાં નવાં જોખમ પણ તેને વોરવાં પડેછે. અને વેહેમની મેખળાનું આસન પૂરવાને સદ્ગુણના કેટલા સામર્થ્યની જરૂર છે એ ફરીથી તે શીખેછે. સુધારાની આંગળીએ મહાન્ અનાચાર વળગેલો આવેછે. દુનિયાના ઇતિહાસમાં, પોતાના ઘરમાંજ ભક્તિની ક્ષીણતાને માટે કેટલા જમાનાના કેટલા લુથરને શોચ કરવાનો હતો! "સાહેબ," એક દિવસે લુથરની સ્ત્રીએ લુથરને કહ્યું; "સાહેબ, જ્યારે આપણે રોમન કેથોલિક ધર્મ પાળતા હતા, ત્યારે ઉત્સાહપૂર્વક ઉલ્લાસથી કેટલી બધી વાર આપણે પ્રાર્થના કરતા હતા? અને હવે આપણે કેમ અતિશય મંદતાથી, અને તે પણ ક્વચિત્-પરમેશ્વરની પ્રાર્થના કરીએ છીએ?"

સાહિત્યમાં-સઘળી કથામાં તેમજ આખા ઇતિહાસમાં, કેવી અગાધ મિલ્કત રહેલી છે તે આગળ વધતો માણસ શોધી કાઢેછે. તેને માલમ પડેછે કે કવિ એવો કોઇ વિચિત્ર માણસ નથી કે જેણે વિચિત્ર અને અશક્ય વસ્તુઓનું વર્ણન કર્યુંછે, પણ એક અસાધારણ માણસે પોતાની કલમથી એવી કબુલત લખી છે કે જે એકને માટે તેમજ સમસ્ત પ્રજાને માટે સાચી છે, એમ એ જાણેછે. અદ્ભુત રીતે તેને પોતાને બુદ્ધિગમ્ય થાય એવી લીટીઓમાં તેનું પોતાનું જીવન તેને મળી આવેછે, અને તેના જન્મ પેહેલાં પણ એ લખાઇ ગયું છે. ઇસપની. હોમરની, હાફીઝની, એરીસ્ટોટલની, ચૉસરની,

* એ જાતનો ફ્રેંચ હતો. એણે ઇજીપ્તની પ્રાચીન વાતો વિષે બહુ સોધ ચલાવ્યો છે. એ ઇ. સ. ૧૭૯૦માં જનમ્યો અને ઇ. સ. ૧૮૩૨માં ગુજરી ગયો.

અને સ્કૉટની દરેક વાતમાં એક પછી એક પોતાના ગુપ્ત સાહસે એ આવતો જાયછે, અને પોતાનેજ હાથે, પોતાનીજ શક્તિએ, તેમની સિદ્ધતા એ કરતો જાયછે.

તુરંગની નહિ, પણ કલ્પનાની વાસ્તવિક ઉત્પત્તિઓ હોવાથી ગ્રીક લોકોની સુંદર વાર્તાઓ સર્વને લાગુ પડે તેવાં સત્ય છે. §પ્રોમીથીઅસની વાતમાં કેવા ગર્ભિત અર્થ–કેવી નિરંતર યોગ્યતા રહેલી છે! યુરોપના ઇતિહાસના પ્રથમ પ્રકરણ તરીકે તેની ઉપયોગિતા સ્વીકાર્યા પછી, (સત્ય હકીકતો ઉપર, હુનર અને કળાની નવીન શોધ ઉપર, અને સંસ્થાનોમાં થતા વિદેશગમન ઉપર ઝીણું અસ્તર વાપરતી પુરાણોક્તિઓ) કંઇક નીકટતાથી પછીના જમાનાની આસ્થાને એ ધાર્મિક ઇતિહાસ આપેછે. પ્રોમીથીઅસ એ પ્રાચીન પુરાણોક્તિનો ઇશુખ્રિસ્ત છે; મનુષ્યોનો એ મિત્ર છે; મૃત્યુલોકનાં માનવી અને મહાન્ પિતાના ગેરવાજબી 'ન્યાય' વચ્ચે એ ઉભો રહેછે; અને તેમને માટે ઘણી ખૂશીથી એ ગમે તે સહન કરેછે. પણ જ્યાં ખ્રિસ્તિ ધર્મથી એ વાત ફંટાય છે, અને જોવ (ઇંદ્ર) ની અવજ્ઞા કરનાર તરીકે તેને બતાવવામાં આવેછે, ત્યાં અંતઃકરણની એવી સ્થિતિ દૃશ્ય થાયછે કે જે, જ્યાં જ્યાં અપૂર્ણ અને આભાસ ન થાય એવા આકારમાં ઇશ્વરવાદનો અભિપ્રાય અથવા મત પ્રવર્ત્ત કરવાનો પ્રયત્ન થયોછે, ત્યાં તુરતજ દેખાય છે; અને જે, ઇશ્વર છે એવી માન્યતા સાથે બેદીલી અને માનતું બંધન દુઃસહ છે એવી અંતઃકરણમાં લાગણી–આ અસત્યની સામે મનુષ્યનો પોતાનો બચાવ જણાય છે. તેનાથી જો બને, તો સૃષ્ટિ-કર્ત્તાનો અગ્નિ ચોરી તે જૂદો અને તેનાથી સ્વતંત્ર રહે. પ્રોમીથીઅસ વિંકટમ એ શંકાવાદનું અદ્ભુત પુસ્તક છે. એ ભવ્ય

---

§ પ્રોમીથીઅસ વિષે એવી કથા છે કે જ્ઞાનમાં એ મનુષ્ય જાત કરતાં અતિ ચઢીઆતો હતો, અને તેથી તેણે માટીનાં પૂતળાં બનાવી સ્વર્ગમાંથી અગ્નિ ચોરી લાવી તેમને તેણે સજીવન કર્યાં, જેથી ઇંદ્ર ગુસ્સે થયો અને બુધ (Mercury) ને તેણે આજ્ઞા આપી કે તેને પકડી કાકેસસ પર્વત ઉપર બાંધી રાખવો અને તેના કાળજાનો શિકાર ગીધને કરવા દેવો. આપણા સાક્ષર રત્ન રા. રા. મણિલાલ નભુભાઈ તેમના સિદ્ધાંતસારમાં (જુઓ ફુટનોટ પૃષ્ઠ ૨૨) એ સંબંધી કહેછે કે: "શોધકો ધારેછે, કે સ્વર્ગમાંથી પ્રોમીથીઅસ અગ્નિને ચોરી લાવ્યો, એવું ગ્રીક પુરાણોમાં છે, તેનો ખુલાસો વેદની વાતથી થાયછે. પ્રમન્થ શબ્દથી પ્રોમીથીઅસ નામ પડયું છે, અને અગ્નિ વેદમાં પણ આવેછે સ્વર્ગમાંથીજ, એટલે સ્વર્ગમાંથી પણ ચોરી આણ્યાની વાત ચાલી છે."

19

ઉપાખ્યાનની વિગત પણ સર્વ કાળે ઓછી સાચી નથી. કવિઓએ કહ્યું કે એપોલો (સૂર્ય) *એડમિટસનાં વાઘ સાચવતો. જ્યારે દેવો મનુષ્યોમાં આવેછે, ત્યારે તેઓ ઓળખાતા નથી; ઇશુખ્રિસ્ત ઓળખાયો નહોતો; સોક્રેટિસ અને શેક્સપીઅર પણ નહોતા ઓળખાયા. †એંટિઅસને પકડી હરક્યુલીસે ગુંગળાવી મારી નાખ્યો. પણ તે પેહેલાં દરેક વખતે તેની માતા પૃથ્વીનો તેને સ્પર્શ થતાં તે સજીવન થતો હતો. મનુષ્ય એ નિર્બળ થએલો–પરિશ્રમિત થએલો રાક્ષસ છે, અને તેની સઘળી નિર્બળતા છતાં તેનું શરીર અને તેનું અંતઃકરણ બંને કુદરતની સાથે સંબંધિત રાખવાની ટેવથી સચેત થાયછે. સંગીતનું સામર્થ્ય, અસ્થિર કરી નાખવાની અને કેમ જાણે કે નક્કર કુદરતના પડખામાં પાંખો ચોડતી હોય એવી કવિતાની શક્તિ, ‡ઓરફી-અસના ઉખાણાને ઉકેલે છે. આકારનાં અનંત રૂપાંતરમાંથી ઉત્પન્ન થતા શીલસરી યુક્ત સમાનતાના આભાસને લીધે તેને *પ્રોટિયસ ઓળખાઇ આવે

---

*એ ફેરેઇનો રાજા હતો. અને પેલિઅસની દીકરીનું માગું કરતાં એણે એવી શરત રાખી કે જો એ પોતાના રથે સિંહ અને વરાહ જોડીને આવે તો એ કુંવરી એને પરણાવવામાં આવે. આ શરત એણે એપોલો–સૂર્ય દેવતાની મદદથી પૂરી પાડી અને કુંવરીને પરણ્યો. એપોલોએ સાઈક્લોપ્સ નામના રાક્ષસોને મારી નાખ્યા જેથી મૃત્યુ લોકના માનવીનું દાસત્વ એને ભોગવવું પડશે એવો શાપ એને મળયો. એ શાપનું નિવારણ કરવા એણે નવ વરસ સુધી એડમેટસનાં વાઘ સાચવ્યાં.

† એંટીઅસ વિષે એવી કથા છે કે એ પૃથ્વીનો પુત્ર હતો. તે પેહેલવાન જેવો હતો અને પૃથ્વી–તેની માતાનો તેને સ્પર્શ થાય કે તે સજીવન થાય એવું તેને વરદાન હતું. અને તેથી તે અજીત રહી બહુ બેહેકી ગયો. ત્યારે હરક્યુલીસે તેને અદ્ધર ઉપાડી ઉંચોને ઉંચો રાખી મારી નાખ્યો. આપણામાં જરાસંધની કથા છે; અને શ્રીકૃષ્ણની આપેલી અક્કલથી ભીમે કેવી રીતે તેને મારી નાખ્યો, એ આ સ્થળે સરખાવવા યોગ્ય છે.

‡ એવી કલ્પના છે કે એનામાં એવી તો કવિત્વ શક્તિ રહેલી હતી કે, તેના સંગીતવડે તે, ગીત ગોવિંદના રચનાર આપણા કવિ જયદેવની પેઠે, અચેત વસ્તુઓને પણ સચેત કરી દેતો હતો.

* આ એક અપૂર્વ ભવિષ્ય–વેત્તા થઇ ગયો છે. ભવિષ્ય તે એવી તો સરસ રીતે ભાખી આપતો હતો કે તેનું કહેલું કોઇ વાર ખોટું પડતું નહિ. પરંતુ તેનો તેને કંટાળો હતો, અને જ્યારે તેની પછવાડે બહુજ લાગવામાં આવે, ત્યારેજ તે પોતાની શક્તિ અજમાવતો હતો. તરેહ તરેહનાં રૂપાંતર ધારણ કરવાની દિવ્ય શક્તિ પણ તેનામાં હતી; આવી કથા છે.

છે. કાલે હસતો હતો અને રડતો હતો, શબની માફક રાત્રે ઉંઘમાં ઘેરાયો હતો, અને આજ સવારે ઉભો હતો અને દોડતો હતો, એવો હું તે બીજું શું છું? અને પ્રોટિયસના જન્માંતર સિવાય હરકોઇ દિશામાં હું બીજું શું જોઉં છું? હરકોઇ પ્રાણી કે હરકોઇ હકીકતનું નામ વાપરીને હું મારા વિચારને સંજ્ઞા આપી શકું; કારણકે દરેક પ્રાણી શક્તિ કે સાધન હોય એવું માણસ છે. *ટેન્ટેલસ–એ તો મારે કે તમારે માટે માત્ર નામ છે. આત્માની દૃષ્ટિ આગળ જે વિચારનાં પાણી હમેશાં ચળકી અને હલકી રહ્યાં છે, તે પીવાની અશક્યતા ટેન્ટેલસ બતાવી આપે છે. આત્માના પુનર્જન્મ એ કોઇ કલ્પિત કથા નથી. એ કથા હોય એમ હું ઇચ્છુંછું; પણ મનુષ્યો અને સ્ત્રીઓ માત્ર અરધાં માનુષી છે. ખળાં, ખેતર, અને જંગલના, પૃથ્વીના અને પૃથ્વીની નીચે રહેલા પાણીના દરેક પ્રાણીએ, આ સીધા અને આકાશભણી જોનારા અને બોલનારાની કોઇ પણ આકૃતિ કે આકારમાં, આધાર શોધવાની અને તેમાં પોતાની આકૃતિ અને આકારની સંજ્ઞા મૂકવાની યોજના કરેલી છે. અરે, બાંધવ, જેના પોષાકમાં ઘણા વરસથી તું સરી ગયો છે, તેના આકારમાં જાય એવી તારા આત્માની ઓટને અટકાવ. સ્ફિંક્ષની પ્રાચીન કથા પણ આપણને તેટલીજ બંધ બેસતી અને વાસ્તવિક છે. તેને માટે એવું કહેવાયછે કે તે રસ્તામાં બેસીને દરેક મુસાફરને ઉખાણા પૂછતી હતી. જો તે મુસાફર તેને પ્રત્યુત્તર વાળી શકતો નહિ, તો તેને જીવતોજ એ ગળી જતી હતી. અને જો એ ઉખાણો એ ઉકેલતો, તો તેને કાપી નાખવામાં આવતી હતી. પાંખયુક્ત હકીકતો અને બનાવોના અપરિમિત આકાશ–ગમન સિવાય બીજી કઇ વસ્તુ આપણી જીંદગી છે? મનુષ્યના આત્માને પ્રશ્ન પૂછતા સઘળા રૂપાંતરો તેજસ્વી વિવિધતાથી આપણી પાસે આવે છે. જમાનાની આ હકીકતો અને પ્રશ્નોનો પ્રત્યુત્તર જે મનુષ્યો સર્વોત્તમ ડાહાપણથી આપી શકતા નથી, તે તેની ગુલામગીરી કરેછે. હકીકતો તેમને દાબી દે છે, તેમના ઉપર જુલમ ગુજારે છે, અને જે પ્રકાશ વડે કરીને મનુષ્ય ખરેખરો મનુષ્ય જણાય છે, તે પ્રકાશનું દરેક કિરણ તેનામાંથી, હકીકતોને તદ્દન વશ થવાથી, નાબુદ થાયછે; અને જેને આપણે વ્યવહાર કહીએ છીએ તેના ઉત્તમ મનુષ્યને પણ સેવક બનાવે છે. પણ જે પોતાની ભાવનાને અને ઉત્તમ પંક્તિની પોતાની પ્રેરણાને એ સત્યતાથી વળગી રહેછે, અને હકીકતોની સત્તાનો સ્વીકાર કરતો નથી, અને કેમ જાણે વધારે

* આ નામની પક્ષીઓની એક જાત થાય છે.

ઉત્તમ કુળમાંથી તેનો જન્મ થયો હોય, તેમ આત્માની પાસે દૃઢ ઉભો રહી તે સર્વેના હેતુ જુએ છે, તો હકીકતો એની મેળેજ નીચે ખરી પડી પોતાને સ્થળે નરમ અને સુંવાળી બની જાયછે; પોતાના ધણીને તેઓ ઓળખે છે, અને તેમનામાંથી હલકામાં હલકી પણ તેનો મહીમા વધારી મૂકે છે.

જુઓ, ગેટીની હેલીનામાં પણ આવીજ ઇચ્છા છે કે દરેક શબ્દ વસ્તુઓ હોવી જોઇએ. આ આકૃતિઓ, આ પાત્રો કાંઇક કાંઇક છે, અને અંતઃકરણ ઉપર કાંઇક અસામાન્ય અસર ઉત્પન્ન કરેછે. એટલે દરજ્જે ત્યારે, અત્યારે કે ગમે તે વખતે, એ અવિનાશી વસ્તુઓ છે. તેમનું મનન અતિશય કર્યા પછી, પોતાના અંતઃકરણની આર્દ્રતાને અનુરૂપ સ્વતંત્રતાથી એ લખ્યો જાયછે, અને પોતાની કલ્પનાને અનુસાર તેમને દૃશ્ય શરીર અર્પે છે. સ્વપ્નાના જેવું અસ્પષ્ટ અને તુરંગયુક્ત છતાં, એજ ગ્રંથકર્ત્તાના વધારે નિયમીત રીતે સંકળિત થએલાં બીજાં નાટકો કરતાં એ કાવ્ય વધારે આકર્ષક છે, અને તેનું કારણ એ છે કે અંતઃકરણને હમેશની કલ્પનાના રસ્તામાંથી ઉપાડી લઇને તેને અદ્દ્ભુત વિશ્રાંતિ એ આપેછે. યોજનાની નિરંકુશ સ્વતંત્રતાથી, વિસ્મયના ચપળ આંચકાના અવિરમ પ્રવાહથી, વાંચનારની શોધક બુદ્ધિને અને કલ્પનાને તે જાગૃત કરેછે.

કવિના નાના સ્વભાવને અતિશય પ્રબળ થઇ પડે એવી અસાધારણ કુદરત તેની ગરદન ઉપર ચડી બેસેછે, અને તેના હાથના સાધનવડે એ પોતેજ લખે છે ; એથી કરીને જ્યારે એ માત્ર સ્વછંદતા અને નિરંકુશ અદ્દ્ભુતતાને રસ્તો આપતો જણાય છે, ત્યારે પરિણામમાં અનુપમ રૂપક આપણને મળી આવેછે. આ ઉપરથીજ પ્લેટોએ કહ્યું છે કેઃ " કવિઓ એવી ડાહાપણયુક્ત અને અનુપમ વાતો વદે છે કે તેમને પોતાને પણ પછીથી એ સમજાતી નથી." મધ્યકાળના જમાનાનાં અંતઃકરણે જે ગંભીરતાને ફળિભૂત કરવાનો પ્રયત્ન કીધો, તેનું અપૂર્ણ અને વિલાસયુક્ત વર્ણન તે જમાનાની કલ્પનામાં ઢંકાએલું છે, એમ સ્પષ્ટ જણાય છે. જાદુ અને તે સિવાય પણ જે જે સઘળું એને અર્પવામાં આવેછે તે તે, શાસ્ત્રની શક્તિઓની ઉંડી પૂર્વ-ભાવના છે. ઉતાવળના ઉપાન, તીવ્રતાની તલવાર, તત્વોને વશ કરવાની શક્તિ, ખનીજ પદાર્થોના ગુપ્ત ગુણોનો ઉપયોગ કરવાની આવડત, અને પક્ષીઓના અવાજ સમજવાની શક્તિ, એ સર્વ યોગ્ય દિશામાં અંતઃકરણના ઝાંખા પ્રયત્ન છે. શૂરવીરનો અલૌકિક પ્રતાપ, અજર યુવાનીની બક્ષીસ, અને આવી આવી બાબતો, વસ્તુઓની દૃશ્યતાને અંતઃકરણની ઇચ્છાને અનુરૂપ વાળવાના માનુષી

આત્માના પ્રયત્નજ છે.

પ્રાચીન દંતકથામાં એવું કહેવાય છે કે જે સ્ત્રી પતિવૃત્તા હોયછે તેના મસ્તકપર ગુલાબનું ફુલ કે તેનો હાર ખીલે છે, અને મલિન અંતઃકરણવાળી સ્ત્રીના માથા ઉપર એ કરમાઇ જાય છે. છોકરો અને ઝભો-એ વાતમાં, પુષ્પ વાંચનારને પણ કુલીન જેનીલસના વિજયથી સદ્‌ગુણયુક્ત આનંદ અને ઉત્સાહ પ્રાપ્ત થાય; અને ખરેખર, પરીઓના ઇતિહાસની સઘળી કલ્પના કે-પરીઓને પોતાનાં નામ દેવાં ગમતાં નથી ; તેમની બક્ષીસો સ્વચ્છંદી અને અવિશ્વસનીય હોયછે ; જેને ખજાનો પ્રાપ્ત કરવો છે તેણે મોંહેથી ઉચ્ચાર ન કરવો ; અને આવી આવી વાતો-બીજાને ગમે તેવી લાગે પણ મને તો સત્ય અને સ્પષ્ટ લાગે છે.

અર્વાચીન નવલકથાઓમાં પણ કાંઇ બીજું છે ? 'બ્રાઇડ ઑફ઼્લૅમરમુર' નામની નવલકથાનું રસિક પુસ્તક હું વાંચુ છું. તેમાં જે સર વિલિયમ એશટનનું પાત્રછે તે નીચ લોભની પ્રતિમા છે ; તેમાં જે રેવન્સવુડ કિલ્લાનું વર્ણન છે તે મગરૂબ નિર્ધનતાનું સુંદર નામછે; અને સંસ્થાનનો વિદેશીય સંદેશો એ પ્રમાણિક ઉદ્યોગને માટે બનયન નામના આસ્તિક પુરૂષનો વેષ માત્રછે. સારા અને સુંદરને સતાવે એવા જંગલી ગોધાને આપણે સઘળા પણ ગોળીએ મારશું ; અને અન્યાયી વિકારવાળા સાથે આપણે પણ વિગ્રહ આરંભશું. જે સર્વ કાળે સુંદર છે, અને દુનિયામાં જે હમેશાં વિપત્તિને આધીન છે એવી એક-નિષ્ઠાનું બીજું નામ લ્યુસી એશટન-ગ્રંથ નાયિકા પોતેજછે.

પરંતુ મનુષ્યના રાજકીય અને અધ્યાત્મિક ઇતિહાસની જોડાજોડ, બીજો ઇતિહાસ-બાહ્ય સંસારનો ઇતિહાસ-હમેશાં સાથે જાયછે; અને તેની અંદર પણ તેનો સંબંધ ઓછો વાસ્તવિક નથી. કાળનો એ સંક્ષિપ્ત ગ્રંથ છે; તેમ કુદરતનો પણ એ પરસ્પર સંબંધી છે. પોતાના સંસર્ગના સમૂહમાં, જડ અને ચૈતન્યની આખી સાંકળમાં પોતાનું જીવન વીંટાએલું છે એ હકીકતમાં, એની શક્તિ સમાએલી છે. પ્રાચીન રોમમાં, ચોરાની પાસેથી શરૂ થતા રસ્તા ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમમાં, રાજ્યમાં, રાજ્યના દરેક પ્રાંતના મધ્યસ્થમાં, જતા હતા, અને તેથી કરીને ઇરાન, ઇંગ્લાંડ અને સ્પેનના દરેક શેહેર રાજધાનીના લશ્કરીઓને પ્રવિશ્ય થતા હતા ; આવીજ રીતે મનુષ્યના હૃદયમાંથી પણ, મનુષ્યની સત્તાને આધીન કરવાને, કેમ જાણે કુદરતની દરેક વસ્તુનાં હૃદયને પહોંચવા રસ્તા નીકળતા હોય, એવું છે. મનુષ્ય એ સંબંધનો

સમૂહ છે; મૂળીઆંની ગાંઠ છે, અને તેનું ફૂલ અને ફળ સંસાર છે. જેમ માછલીની પાંખો ત્યાં પાણી છે એમ આગળથી બતાવી આપેછે, જેમ ઇંડાંની અંદર રહેલા ગરૂડની પાંખો હવાની હયાતી જણાવી આપેછે, તેમ મનુષ્યનું સામર્થ્ય તેની બહારની કુદરત સાથે સંબંધ ધરાવે છે, અને પોતે જે સંસારમાં રહેવાનો છે તેનું ભવિષ્ય ભાખેછે. સંસાર સિવાય એ રહી શકવાનો નથી. કોઇ બેટના કારાગ્રહમાં નેપોલિયનને રાખો, તેનું સામર્થ્ય અજમાવવાને કોઇ પણ માણસ ન હોય, ચડવાને આલ્પ્સ જેવા પર્વતો નહોય, અને કોઇ પણ શરત તેને જોખમ ખેડીને જીતવાની નહોય, તો હવામાં ખાલી હાથ અફાળતો તે મૂર્ખ જેવો જણાશે. વિશાળ દેશોમાં, ખીચોખીચ વસ્તીમાં, વિષમ સ્વાર્થમાં, અને વિરોધી શકિતની સામે, તેને લઇ જાઓ, તો તમને માલમ પડશે કે આવી મર્યાદા અને રેખાથી પ્રતિગ્રહિત થએલો નેપોલિયન ખરેખરો–વાસ્તવિક નેપોલિયન નથી. આ તો માત્ર ટાલબૉટની છાયા છે,

*His substance is not here,*

*For what you see is but the smallest part,*
*And least proportion of humanity;*
*But were the whole frame here,*
*It is of such spacious, lofty pitch,*
*Your roof were not sufficient to contain it.*

*Henry VI.*

તેનું તત્વ તો અહીંઆ નથી, કારણકે તમે જે જુઓ છો તે તો માનુષ્યનો થોડામાં થોડો ભાગ, અને ઓછામાં ઓછું પ્રમાણ છે; પણ જો એનું આખું અસ્તિત્વ અહીંઆ હોય, તો એતો એવું ભવ્ય અને શ્રેષ્ટ ઉચ્ચતા-વાળું છે કે તેનો સમાસ કરવાને તમારૂં છાપરૂં પૂરતું નથી.

કોલંબસને પોતાનો રસ્તો સૂચિત થવાને ગ્રહની જરૂર છે. ન્યુટન અને લાપ્લાસને કરોડો જમાના અને ગીચોગીચ વેરાએલા આકાશી મેદાનની જરૂર છે. આપણે કહીએ કે ન્યુટનના અંતઃકરણની કુદરતમાંથી આખા સૂર્ય-મંડળની ભવિષ્ય-વાણી નીકળી છે. બાલ્યાવસ્થામાંથીજ અથાક શ્રમ લઇને આકર્ષક અને પ્રત્યાકર્ષક બળ વિષેની શોધ બુદ્ધિમાન મનુષ્યોના મગજોએ કરીછે. માનુષી ગર્ભની આંખ પ્રકાશનું ભવિષ્ય-કથન નથી કરતી?

સંગીતના અનુપમ સુરનું ભવિષ્ય-કથન *હેન્ડેલના કર્ણથી નથી થતું? વૉટ, ફુલટન, વીટમોર, અને આર્કરાઇટની કારીગીરીવાળી આંગળીઓ ધાતુની કઠીન, ઓગળી જાય તેવી, અને જેમ વાળીએ તેમ વળી શકે તેવી રચનાની, પથ્થર, પાણી અને લાકડાના ગુણોની, ભવિષ્ય–સૂચના નથી આપતી? કુમારિકાના મોહનીય ગુણો સુધરેલા સમાજના અલંકાર અને રસિકતાનું ભવિષ્ય નથી ભાખતી? અહીંઆં પણ આપણને મનુષ્યના ઉપર મનુષ્યના વ્યાપારની સ્મૃતિ થાયછે. કોઇ પણ અંતઃકરણ જમાનાના જમાના સુધી પોતાના વિચારનું મનન કર્યા કરે, તથાપિ એક દિવસની અંદર પણ પ્રેમની પ્રબળ લાગણી જેટલું એને શીખવશે, તેટલું જ્ઞાન તેને તેમાંથી નહિ મળે. અવિવેક કે અપમાનને લીધે રોષથી શરીરનાં રજકણ માત્ર થરથરી ગયાં હોય તે અગાઉ, અથવા, હૃદયવેધક જીભ્હાનું ભાષણ સાંભળ્યા અગાઉ, અથવા તો સમસ્ત પ્રજાના હર્ષ કે ધાસ્તીમાં હજારોની સાથે અંતઃકરણના કંપમાં ભાગ લીધા અગાઉ, પોતે પોતાને કોણ ઓળખે છે? કાલે જે માણસને પોતે પ્રથમજ જોવાનો છે, તેને જોયા અગાઉ જેમ કોઇ પણ માણસ આજે તેનો ચેહેરો ચિતરી શકે નહિ, તેમ કોઇ પણ માણસ પોતાનો અનુભવ આગળથી કહી શકે નહિ, અથવા કોઇ નવી વસ્તુ તેનામાં કેવું નવું સામર્થ્ય કે કેવી નવી મનોવૃત્તિ ઉત્પન્ન કરશે તેતું અનુમાન કરી શકશે નહિ.

આ પરસ્પર યોગ્યતાનું કારણ ખોળવા સામાન્ય હકીકતની પછવાડે હું હવે જઇશ નહિ. અંતઃકરણ એક છે, અને કુદરત તેનો સંબંધી છે–આ હકીકતના પ્રકાશ વડે ઇતિહાસ લખાવો કે વંચાવો જોઇએ એટલું બસછે.

આ પ્રમાણે સઘળા રસ્તાએ આત્મા એકજ કેંદ્રે આવેછે, અને દરેક શિષ્યની આગળ પોતાના ખજાના ફરીથી આણેછે. તે પોતે પણ અનુભવના આખા ચક્રમાંથી સોંસરો જશે. કુદરતનાં કિરણોને તે એક બિંદુએ એકઠાં કરશે. પછી ઇતિહાસ નિરસ ગ્રંથ નહિ રહે. દરેક ન્યાયી અને ડાહાપણવાળા પુરૂષમાં અવતાર ધરીને એ ફરશે. તમે જે ગ્રંથો વાંચ્યા છે તેનાં નામ અને ભાષા મને જણાવશોમાં; તમે પોતે કયા કાળમાં જીવ્યા છો તેનુંભાન તમે મને આપજો. કીર્ત્તિનું મંદીર મનુષ્ય થશે. એ દેવીને કવિઓએ જેવી રીતે વર્ણવીછે તેવી રીતે બધી બાજુએ અનુભવ અને અદ્‌ભુત બનાવોથી ચિત્રિત થએલો ઝભો પેહેરી

---

*Handel–એ જર્મનીનો પ્રખ્યાત ગવૈયો ઇ. સ. ૧૬૮૫માં જનમ્યો હતો, અને ઇ. સ. ૧૭૫૯માં ગુજરી ગયો.

એ ફરશે ;-તેમનાં શ્રેષ્ટ જ્ઞાનથી ઉત્પન્ન થએલ તેનો પોતાનો આકાર અને આકૃતિઓ તેનો રંગીન પોશાક થશે. એનામાંથી આદ્ય સંસાર મને મળશે ; એની બાલ્યાવસ્થામાંથી સત્યયુગ, જ્ઞાનનાં ફળ, મોટી મોટી ચઢાઇઓ, સંતના ધંધા, દેવાલયની બાંધણી, ઇશુખ્રિસ્તનો ધર્મ, વિજય, અજ્ઞાન જમાના, સાહિત્યનું પુનર્જીવન, ધર્મ-સુધારણા, નવી દુનિયાની શોધ, શાસ્ત્રોની નવી હિકમત, એ સર્વ મને તેમાંથી પ્રાપ્ત થશે. એજ મોટો ધર્મ-ગુરૂ થશે, અને નિર્ધન ઝુંપડામાં સ્વર્ગના અને પૃથ્વીના લાભ, ગ્રહોનો અને તારાનો આશિર્વાદ, પોતાની સાથે આણશે.

આ માગણીમાં કાંઇ ગર્વ જેવું છે? ત્યારે જે સઘળું મેં લખ્યુંછે તેનો હું ત્યાગ કરૂંછું, કારણકે જે આપણે જાણતા નથી તે જાણવાનો ડોળ કરવો તેમાં શો ફાયદો છે ? પરંતુ એમાં આપણા અલંકાર શાસ્ત્રનો દોષ છે કે એક બાબતને દેખીતી રીતે જૂઠી પાડ્યા સિવાય આપણે બીજી બાબત સ્પષ્ટ રીતે સપ્ત શબ્દોમાં કહી શકતા નથી. આપણા હાલના જ્ઞાનની હું કાંઇ ગણના કરતો નથી. દીવાલની અંદર રહેલા ઉંદરને સાંભળો ; ભીંત ઉપર ફરતી ગરોળીઓને જુઓ ; પગ નીચે કચરાતી બિલાડીની ટોપને નીહાળો; આ સૃષ્ટિના કોઇના પણ સંસાર વિષે, નીતિના નિયમથી કે સહૃદય રીતે હું શું જાણુંછું ? પ્રાચીનમાં પ્રાચીન માણસના જેવાં-કદાચ તેથી પણ વધારે-વૃદ્ધ એવાં આ પ્રાણીઓએ પોતાના ભેદ પોતાની પાસે રાખ્યા છે, અને તેમની વચ્ચે થએલી નિશાની કે શબ્દમાંથી એકની પણ નોંધ આપણી પાસે નથી. ઐતિહાસીક કાળ વચ્ચે કે પચાશ કે સાઠ રસાયની મૂળતત્વો વચ્ચે શો સંબંધ છે તે કયું પુસ્તક બતાવે છે? એટલુંજ નહિ, પણ મનુષ્યના અધ્યાત્મિક વૃત્તાંત વિષે હજી પણ ઇતિહાસ શું નોંધેછે ? મૃત્યુ અને અમરત્વનાં નામની નીચે જે રહસ્ય રહેલાં છે તેનાપર શો પ્રકાશ તે પાડેછે ? તથાપિ આપણી સાદૃસ્યતાના ક્રમની અગમચેતી આપે, અને વસ્તુઓને સંજ્ઞા તરીકે જુએ, એવા શ્રેષ્ટ ડાહાપણથી દરેક ઇતિહાસ લખાવા જોઇએ. આપણા કહેવાતા ઇતિહાસ કેવી નિર્જીવ વાર્તા જેવા છે એ જોઇ મને શરમ આવેછે. રોમ, પારિસ, અને કોનસ્ટાન્ટીનોપલનાં નામ આપણે કેટલી બધી વાર લઇએ છીએ ! ઉંદર કે ગરોળી વિષે રોમ શું જાણેછે ? અસ્તિત્વની આ પડખેની વ્યવસ્થાના હિસાબમાં એ જમાના શું છે? અને જુદાં જુદાં પ્રાણીઓને કયો ખોરાક, અનુભવ અને મદદ એ આપેછે ?

સ્વાર્થ અને મગરૂબી કે જેને આપણે બહુ લાંબા વખતથી જોતા આવ્યા છીએ, તેના આ ચાલ્યા આવતા સાલવાર વૃત્તાંતને બદલે આપણા સાર્વત્રિક સંબંધ વાળા અને મધ્ય બિંદુએ ઉપસ્થિત થએલા સમગ્ર કુદરતને જો આપણે શુદ્ધ નિષ્ઠાથી બાહાર બતાવીએ તો આપણાં વૃત્તાંત–નીતિમય સુધારામાંથી, હમેશાં જે નવીન છે તેના પ્રવાહમાંથી, હમેશાં જે તંદુરસ્તી અર્પી શકેછે એવા અંતઃકરણમાંથી–વધારે વિશાળ અને ઉંડા આપણે લખી શકશું. એ દિવસ ક્યારનો આપણે માટે હયાત છે, આપણામાં અચિંત્યો એ પ્રકાશે છે; પરંતુ શાસ્ત્રનો અને સાહિત્યનો રસ્તો એ કુદરતમાં જવાનો રસ્તો નથી. બેવ-કુફ, બાળક, જંગલી, કે નિશાળના ધોરણથી અશિક્ષિત રહેલો ખેડુતનો છોકરો,–આ સર્વ પૃથક્કરણ કરનાર કે પ્રાચીન બાબતોના અભ્યાસ કરનાર કરતાં, જે પ્રકાશથી કુદરત સ્પષ્ટ થવાની છે તેની વધારે નજીક ઉભો રહેછે.

## કળા.

આત્મા ઉત્તરોત્તર ઉચ્ચ થતો જાયછે, અને તેથી કરીને પોતાની છેક પુનરાવૃત્તિ એ કદિ કરતો નથી, પરંતુ પોતાના દરેક કાર્યમાં પોતાના આખા સ્વરૂપની કોઇ નવીન અને વધારે સુંદર ઉત્પત્તિનો પ્રયત્ન એ કરેછે. ઉપયોગ કે સૌંદર્યના ઉદ્દેશ પ્રમાણે કાર્યનો જે ભેદ લોકો પાડેછે તે આપણે ગ્રહણ કરી-એ તોપણ, ઉપયોગી અને સુંદર બંને કળાના કામમાં આ બીના સ્પષ્ટ જણાઇ આવેછે. આ પ્રમાણે સુંદર કળામાં, નકલનો નહિ, પણ સૃષ્ટિ–રચનાનો, ઉદ્દેશ છે. ભૂમિ–ચિત્રમાં આપણે જેટલું જાણીએ છીએ તેના કરતાં પણ વધારે સુંદર રચનાની સૂચના ચિતારે આપવી જોઇએ. વિગતો કે જે કુદરતનું ગદ્ય છે તેને તેણે વિસરી જવી જોઈએ; અને માત્ર તેનો ભાવ અને ભવ્યતા આપણને તેણે બતાવવાં જોઇએ. ભૂમિ-ચિત્રમાં કોઇ એવું સૌંદર્ય રહેલું છે કે જે ખાસ તેનાં ચક્ષુઓને માટેજ નિર્મિત છે એમ એણે જાણવું જોઇએ, કારણકે જે પોતાને અતિ સુંદર લાગેછે એવાજ વિચાર કે ભાવનાને એ દૃશ્ય કરેછે; અને જે શક્તિ એની ચક્ષુ દ્વારા જુએછે એજ શક્તિ એ દેખાવમાં દેખાઇ આવે છે, એટલા માટે આમ બનેછે; અને કુદરત પોતે કેવી છે તે નહિ, પણ તેનો દેખાવ તેની આંખમાં કેવો પડ્યો છે–આવી ગણના કરતાં એ શીખશે; અને

એ પ્રમાણે જે આકૃતિ એને પ્રસન્ન કરેછે, તેને એ ઉચ્ચ બનાવી મૂકશે. ગ્લાનિની ગ્લાનિ, અને સૂર્ય-પ્રકાશનો સૂર્ય-પ્રકાશજ એ આપણને આપશે. આકૃતિ નહિ, પણ ચિત્રમાં તેનો સ્વભાવ તેણે આબેહુબ મૂકવો જોઇએ; અને જે મનુષ્ય તેની પાસે છબી પડાવવા બેસેછે, તેની અંદર જે ઉચ્ચાભિલાષી મૂળ પુરૂષ રહેલો છે, તેનીજ અપૂર્ણું પ્રતિમા કે ચિત્ર જેવો એ માણસને એણે આળેખવો જોઇએ.

સઘળી માનસિક ચંચળતામાં જે સંક્ષિપ્તતા અને પસંદગી હોયછે, તે પોતેજ કલ્પનાજનક વેગ સિવાય બીજું શું છે? કારણ કે સાદી સંજ્ઞાઓમાં વિસ્તૃત અર્થનું વહન કરવાનું જે ઉચ્ચ પ્રકાશન શીખવે છે તેનો એ માર્ગ છે. પોતાનાજ આત્માનું ભાષાંતર કરવામાં મનુષ્ય એ કુદરતનો વધારે સુંદર વિજય નહિ તો બીજું શું છે? કુદરતના વિવેચન—કુદરતની દૃષ્ટિ—મર્યાદામાં આવેલી આકૃતિઓ કરતાં પણ વધારે સુંદર અને સંક્ષિપ્ત ભૂમિ-ચિત્ર સિવાય મનુષ્ય બીજું શું છે? અને તેનું ભાષણ, ચિત્રણનો તેનો પ્રેમ, કુદરતપર તેનો ભાવ, એ સર્વ એથી પણ વધારે સુંદર વિજય નથી તો બીજું શું છે? સ્થળનો અને કદનો લાંબો લાંબો નિરસ જથ્થો છોડી દીધો, અને તેના આત્માને અને ઉપદેશને સંગીતમય શબ્દમાં સંક્ષિપ્ત કરી દીધાં, અથવા તો ચિત્ર શક્તિની અદ્‌ભુત ચોટ તેમાં લગાવી દીધી, એવું નથી શું?

પરંતુ કારીગરે પોતાના કાળમાં અને પ્રજામાં જે સંજ્ઞાઓ વપરાતી હોય, તેનો ઉપયોગ કરવો જોઇએ, અને તેના વડે પોતાના વિસ્તૃત અર્થનો પ્રવાહ પોતાના જાત ભાઇઓ પાસે તેણે લઇ જવો જોઇએ. આ પ્રમાણે જે જૂનું છે તેમાંથીજ કળાની નવીનતા બનાવવામાં આવેછે. એ વખતની અદ્‌ભુતશકિત કાર્ય ઉપર તેનું ન ભુંસાય તેવું સીલ મારેછે, અને કલ્પનાને માટે તેમાં અવર્ણનીય મોહીની મૂકેછે. જેટલે દરજ્જે જમાનાનો ભાવનામય સ્વભાવ કારીગરને વશ કરેછે, અને જેટલે દરજ્જે તેની બાહ્ય દૃશ્યતા તેના કાર્યમાં દેખાય છે, તેટલે દરજ્જે તેમાં એક જાતની ભવ્યતા રહેશે, અને તેટલે દરજ્જે આવતા જમાનાના જોનારાને એ અજાણ્યું હોય એવું, અનિવાર્ય, અને દિવ્ય જણાશે. પોતાના પરિશ્રમમાંથી જેના વગર ચાલેજ નહિ એવી અગત્યતાના આ તત્વને કોઇ પણ માણસ તદ્દન દૂર કરી શકશે નહિ. કોઇ પણ માણસ પોતાના દેશ અને જમાનામાંથી તદ્દન મૂક્ત થઇ શકશે નહિ; અથવા તો એવો નમુનો ઉત્પન્ન કરી શકશે નહિ કે જેમાં પોતાના જમાનાની કેળવણી,

ધર્મ, રાજપ્રપંચ, રીવાજો અને હુનરોનો તેમાં અંશ પણ ન હોય. ગમે તેવો સ્વતઃ કલ્પનાવાળો, ગમે તેવો તુરંગી કે સમતી, તે હશે, તથાપિ જે વિચારો વચ્ચે પોતાના કાર્યનો ઉદ્દ્ભવ થયો, તેમાંથી તેનો દરેક અંશ તે ભૂંસાડી શકશે નહિ. જે રીવાજનો એ ત્યાગ કરેછે, તેનો ત્યાગજ તેની હયાતિ બતાવી આપેછે. તેની મરજી ઉપરાંત હોય, અને તેની દૃષ્ટિની બાહાર હોય, તથાપિ જે હવાનો એ શ્વાસ લેછે, તથા જે વિચાર ઉપર એ અને એના સમકાલીન પુરૂષો જીવેછે અને તેના ઉપર પરિશ્રમ લેછે, તેનાવડે એ કંઇ રીતભાત છે એ જાણ્યા સિવાય પણ પોતાના કાળની રીતભાતનો ભાગીદાર થવાની તેને જરૂર પડેછે. હવે, એક વ્યક્તિની બુદ્ધિ કદિ પણ ઉત્પન્ન કરી શકે તેના કરતાં વધારે મોહીની કારીગીરીમાં જે અનિવાર્ય છે તેમાં રહેલી છે, કારણકે મનુષ્યના ઇતિહાસમાં એક લીટી લખવાને માટે કારીગરની કલમ કે પીંછી કોઇ રાક્ષસી હાથથી પકડાએલી અને તેનાથી દોરાતી હોય એમ જણાય છે. ગમે તેવાં બેડોળ અને મોટાં છે છતાં, મિસરનાં ચિત્રાલયનાં ચિત્રોની, આર્યોની, ચીના-ઓની, અને મેક્ષીકોના વતનીઓની મૂર્તિઓની ગણના જે કરાવે છે તે આજ હકીકત છે. એ વખતે મનુષ્ય-આત્માની ઉંચાઇ કેવી હતી તે, અને તેઓ તુરંગી નહોતા, પરંતુ તેમનો જન્મ સંસારના જેવીજ ઉંડી અગત્યતાથી થયો હતો, એમ એ બતાવી આપેછે. ઇતિહાસની પેઠે, જેની યોજના પ્રમાણે સઘળાં પ્રાણીઓ પોતાના મોક્ષ તરફ પ્રવર્તે છે એવા એ પ્રારબ્ધના ચિત્રમાં પડેલી સંપૂર્ણ અને સુંદર છાપ તરીકે, કલ્પનાજનક કળાની આખી પ્રવૃત્ત ઉત્પત્તિમાં જે મહાત્મ્ય સમાએલું છે તે આમાંજ છે; એટલું વધારે કહેવાની હવે અગત્યતા છે?

આ પ્રમાણે ઇતિહાસની આરસીથી જોતાં સૌંદર્યની ભાવનાને કેળવવી એ કળાનું કર્ત્તવ્ય છે. આપણે સૌંદર્યમાં ડૂબેલા છીએ, છતાં તેમનાં પ્રત્યક્ષ દર્શન આપણી આંખને નથી થતાં. નિદ્રાધીન રહેલી રસિક વૃત્તિને ઉશ્કેરવાને અને તેને મદદ કરી દોરવાને પૃથક્ પૃથક્ રંગોની જરૂર છે. આકારના ગુપ્ત ભેદના અભ્યાસી તરીકે આપણે કોતરીએ છીએ કે ચિતરીએ છીએ, અથવા તો કોતરેલું કે ચિતરેલું જોઇએ છીએ. ભિન્નતાના ખીચડામાંથી એક વસ્તુને જૂદી પાડવામાં,—તેને તારવી કાઢવામાં કળાની કરામત રહેલી છે. વસ્તુઓના સંબંધના સમૂહમાંથી જ્યાં સુધી એક વસ્તુ બાહાર આવે નહિ, ત્યાં સુધી તેનો માત્ર ઉપભોગ અને મનન થઇ શકે; પણ કોઇ વિચારની ભાવના તેમાંથી ઉદ્દ્ભવે

નહિ. આપણાં સુખ અને દુઃખ ફળદ્રુપ નથી. આનંદજનક સમાધિમાં બાળક પડયું રહેછે, પરંતુ તેના વ્યક્તિગત સ્વભાવનો અને તેના વ્યવહારોપયોગી સામર્થ્યનો આધાર વસ્તુઓની ચાળવણીની, અને એકજ વખતે એકજ વસ્તુ ઉપર પરિશ્રમ લેવાની, હમેશની–દિવસે દિવસે વધતી જતી તેની ઉન્નતિ ઉપર રહેલો છે. પ્રેમ અને બીજી સઘળી મનોવૃત્તિઓ એકજ આકારની આસપાસ પોતાના આખા અસ્તિત્વનો જમાવ કરેછે. કેટલાંક અંતઃકરણોને એવી ટેવ હોયછે કે વિચાર કે શબ્દ ગમે તે વસ્તુ ઉપર પોતે ઉતરે તો તેને પોતાની એકાગ્ર સંપૂર્ણતા એ વખતે આપવાની, અને એટલા વખત સુધી તેને આખી દુનિયાના પ્રતિનિધિ બનાવવાની, પ્રથા હોયછે. આવાં અંતઃકરણો કારીગરો હોયછે, વકતાઓ અને જન-મંડળના આગેવાનો હોયછે. છૂટું પાડવાની, અને છૂટું પાડીને તેને મોટું બનાવી દેવાની શક્તિ, એ વકતા અને કવિના હાથમાં અલંકારશાસ્ત્રનું સત્વ છે. આ અલંકારશાસ્ત્ર, અથવા વસ્તુઓની ક્ષણિક પ્રતિષ્ઠાઓને સ્થાપવાની શક્તિ જે બર્કમાં, કારલાઇલમાં, અને બાઇરનમાં એવી પ્રબળ હતી તે–ચિત્રકાર રંગમાં અને શિલ્પકાર પથરા ઉપર પ્રત્યક્ષ કરી બતાવે છે. જે વસ્તુનું કારીગર મનન કરે છે, તે વસ્તુમાં તેના આંતરિક પ્રવેશના ઉંડાણ ઉપર એ શક્તિનો આધાર છે. કારણકે સર્વ વસ્તુઓની વચ્ચે રહેલી કુદરતમાં સર્વ વસ્તુના મૂળીઆં હોયછે, અને બેશક, આપણને એવી રીતે એ દૃશ્ય કરવામાં આવે કે એના વડે કરીને આખી દુનિયાનો સંબંધ તેની સાથે સમજાઇ જાય. એટલા માટે અદ્ભુત બુદ્ધિનું દરેક કાર્ય એ વખતનો જૂલમગાર હોયછે, અને તેના ઉપર હરકોઇના ધ્યાનને એકાગ્ર કરેછે. પ્રેમનું કાવ્ય હોય, સંગીતનું નાટક હોય, ભૂમિ-ચિત્ર, પ્રતિમા, વકતાનું ભાષણ, દેવળની યોજના, કે લડાઇની કે નવા દેશ શોધવાની મુસાફરીની પ્રબળ યોજના હોય, ગમે તે હોય તથાપિ એ વખતે કરવાને યોગ્ય એજ વસ્તુ હોયછે. બીજી વસ્તુ ઉપર આપણે ઉતરીએ છીએ કે તુરતજ તે પણ પ્રથમ વસ્તુની પેઠે, ચક્રાવો ખાઇ એકાગ્રતામાં આવેછે; દૃષ્ટાંત તરીકે, એક સુંદર રીતે બનાવેલો બગીચો : અને બગીચા સિવાય બીજું કશું કરવું એ વખતે યોગ્ય નથી લાગતું. હવા, પાણી, અને પૃથ્વીની મને ખબર ન હોયતો, તો દુનિયામાં સર્વોત્તમ વસ્તુ મને અગ્નિ જણાય. કારણકે પોતાના વખતમાં દુનિયાના શિખરે–સર્વની ટોચે–રહેવું એ સઘળી કુદરતી વસ્તુઓનો, સઘળી સાત્વિક બુદ્ધિનો, ગમે તે જાતની સઘળી શક્તિઓનો, હક છે–તેમાં તેમની

વાસ્તવિક મિલ્કત છે. એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર કુદતી; અને પોતાના આનંદને માટે આખા જંગલને પોતાના વૃક્ષ જેવું બનાવી દેતી, એક ખીસકોલી સિંહ કરતાં ઓછી રીતે આપણી આંખને ભરી દેતી નથી;– એટલે કે, સુંદર છે, અને પોતામાંજ આસકત છે, અને કુદરતની વતી ત્યાંને ત્યાં એ ઉભી રહેછે. સુંદર કાવ્યથી જેટલા મારા કર્ણ ખેંચાયા હતા, તેટલાજ જ્યારે હું કોઇ ગીત સાંભળું છું ત્યારે તેનાથી ખેંચાય છે. જે કુતરાને તેનો શેઠ દોરે છે તે, અને ભૂંડના બચ્ચાની હાર પણ, મને સંતુષ્ટ કરેછે, અને એન્જેલો ચિત્રકારના ચિત્રો કરતાં તેમાં ઓછી વાસ્તવિકતા નથી. અનુપમ વસ્તુઓના આવા ઉત્તરોત્તર ક્રમમાંથી છેવટે દુનિયાની વિશાળતા આપણે શીખીએ છીએ, અને જે દરેક દિશામાં અપારતા તરફ દોડી શકેછે એવા મનુષ્ય સ્વભાવની ફળદ્રુપતા આપણે જાણીએ છીએ; પણ હું એટલું પણ શીખુંછું કે પ્રથમ કાર્યમાં જેનાથી હું આશ્ચર્ય પામી મોહિત થઇ ગયો હતો, તેણે બીજી વસ્તુમાં પણ મને આશ્ચર્ય પમાડી મોહિત કર્યો ; અને સઘળી વસ્તુની અનુપમતા એકજ છે તે જાણતાં પણ હું શીખું છું.

ચિત્રવિદ્યાનું અને શિલ્પવિદ્યાનું કર્ત્તવ્ય માત્ર આરંભનું હોય એમ જણાય છે. સર્વોત્તમ ચિત્રો ઘણીજ સેહેલાઇથી તેમનો છેલ્લો ભેદ આપણને કહી શકે છે. હમેશ બદલાતા જે 'આકારોવાળા ભૂમિ-ચિત્ર' ની વચ્ચે આપણે રહીએ છીએ તેને જે અદ્દ્ભુત બિંદુઓ, લીટીઓ અને રંગો બનાવે છે, એવાં થોડાનાં બનેલાં આલેખન એ સર્વોત્તમ ચિત્રો છે. નૃત્યનો સંબંધ જેટલો અવયવો સાથે છે, તેવો ચિત્રોનો સંબંધ આંખ સાથે છે. સમય-સૂચકતા, ચંચળતા, રમણીયતા, આ સર્વ જ્યારે એ શરીરને શીખવી રહે છે, ત્યારે એનાં ઉત્સાહનાં પગલાં વિસરી જવાં એ ઠીક છે ; એવીજ રીતે ચિત્રવિદ્યા મને રંગની ભવ્યતા અને આકારની દૃશ્યતા શીખવે છે, અને જેમ જેમ હું ઘણાં ચિત્રો અને કળાની શ્રેષ્ટતર શકિત જોતો જઉંછું, તેમ તેમ પીછીનું અનહદ ઐશ્વર્ય, જે બેપરવાઇમાં કારીગર શકય આકારમાંથી પસંદ કરવાને સ્વતંત્ર હોયછે તે, નિહાળું છું. જો દરેક વસ્તુ તે ચિતરી શકેછે તો શામાટે તે કોઇક વસ્તુ ચિતરે છે? હાલતાં ચાલતાં માણસો અને છોકરાંઓ, ભિક્ષુકો, અને રાતાં, લીલાં, અને આસમાની અને ભૂરા રંગના કપડાંથી વીંટાએલી સ્ત્રીઓ,—આ સર્વ વડે કુદરત જે અવિનાશી ચિત્ર શેરીમાં ચિતરે છે, તેના તરફ મારી આંખ ઉઘડે છે ; લાંબા વાળવાળા, ટૂંકા વાળવાળા, શ્વેત ચેહેરા-

વાળા, શ્યામ ચેહેરાવાળા, કરચલીઓવાળા, રાક્ષશ, વામનજી, વિસ્તાર પામેલા, ટૂંકા–આકાશ, પૃથ્વી અને સમુદ્રથી સંસ્થિત થએલાં તરફ મારી આંખ ઉઘડેછે.

શિલ્પાલય તો એજ ઉપદેશ વધારે તીવ્રતાથી આપેછે. જેમ ચિત્ર રંગ દેવાનું શીખવે છે, તેમ શિલ્પવિદ્યા આકૃતિની શરીર–રચના શીખવે છે. સુંદર પ્રતિમાઓ જોયા પછી જ્યારે કોઇ સાર્વજનિક સભામાં હું પ્રવેશ કરૂંછું, ત્યારે 'હું જ્યારે હોમર વાંચતો હતો ત્યારે સઘળાં મનુષ્યો રાક્ષસ લાગતાં હતાં' એમ જેણે કહ્યું હતું તેનો એમ બોલવામાં શો અર્થ હતો તે હું સારી રીતે સમજું છું. હું પણ જોઉં છું કે ચિત્રવિદ્યા અને શિલ્પવિદ્યા આંખની તાલીમબાજી છે; તેમના કર્ત્તવ્યની સુંદરતા અને જીજ્ઞાસાની કેળવણી છે. આખી કલ્પનામય શિલ્પવિદ્યા ઉપર નિરંતર વિવિધતાવાળા અને અનંત ફાયદાવાળા, આ જીવતા માણસના જેવી કોઇ પ્રતિમા નથી. કળાનો કેવો સમૂહ અહીંઆં મારી પાસે છે! આ ભિન્ન ભિન્ન સમૂહ અને તરેહ તરેહની મૂળ અક્કેકી આકૃતિ કોઇ રીતસર કામ કરનારાએ નથી બનાવી. પોતાની શિલા ઉપર કામ કરતો, બિહામણો અને આનંદી, આ અહીં કારીગર બેઠો છે. હમણાં એને એક વિચાર આવેછે, વળી બીજો વિચાર આવેછે, અને દરેક પળે પોતાની માટીનો આકાર અને ઢંગ બદલી નાખેછે. તેલ અને ઘોડીઓનું, આરસપાહાણના પથરા અને ફરસીનું મારે કાંઈ કામ નથી; અવિકારી કળાની અનંતતા ઉપર આંખો ઉઘાડવા સિવાય બાકી બધું ઢોંગી અને કચરા જેવું છે.

સઘળી ઉત્પત્તિનો છેવટે મૂળ શક્તિ સાથેનો સંબંધ શ્રેષ્ટમાં શ્રેષ્ટ કળાની સઘળી કારીગીરીનાં સામાન્ય લક્ષણોને સ્પષ્ટ કરેછે:—તેઓ સામાન્ય રીતે બુદ્ધિગમ્ય છે; આપણામાં અંતઃકરણની સાદામાં સાદી–વિશુદ્ધમાં વિશુદ્ધ સ્થિતિની પુનઃસ્થાપના એ કરી શકેછે; અને તેઓ ધાર્મિક છે. એમાં જે ચતુરાઇ બતાવવામાં આવીછે, એ જ્યારે મૂળ આત્માનું પુનઃ આગમન છે,–શુદ્ધ પ્રકાશનું દિવ્ય કિરણ છે, ત્યારે કુદરતી વસ્તુઓથી બનેલા બીજા ઉપર પણ તેણે એવીજ અસર ઉત્પન્ન કરવી જોઇએ. ભાગ્યવાન ક્ષણોમાં કળા સુધાંત કોઈ હોય એવી કુદરત આપણને જણાય છે; કળા સંપૂર્ણ થઇ કે અદ્ભુત બુદ્ધિનું કાર્ય થયું. અને જે મનુષ્યમાં સ્થાનિક અને અમુક કેળવણી કરતાં મનુષ્યના સઘળા મોટા અંતર્પ્રવાહનું ગ્રાહકત્વ અને તેની શુદ્ધ રસજ્ઞતાનું વધારે

પરીબળ હોય તેમ તે મનુષ્ય કળાનો સર્વથી શ્રેષ્ટ વિવેચક છે. જો કે સુંદરતા શોધવાને આપણે આખી દુનિયામાં ફરીએ છીએ, તોપણ આપણી સાથેજ એ હોવી જોઇએ, નહિતો આપણને કયાંઇથી પણ એ પ્રાપ્ત થશે નહિ. સપાટીમાં અને રૂપરેષામાં રહેલી ચતુરાઇ, અથવા કદિ પણ કળાના નિયમો શીખવી શકે તેવી પ્રવીણુતા કરતાં વધારે સુંદર મોહીની સૌંદર્યની સર્વોત્તમતા હોયછે; એટલે કે મનુષ્યના જેવીજ કળાની કારીગિરીમાંથી પ્રકાશન થાયછે–પથ્થરમાંથી, કપડામાંથી, અથવા તો સંગીતમય અવાજમાંથી, આપણા સ્વભાવનાં ઉંડાંમાં ઉંડાં અને સાદામાં સાદાં લક્ષણયુકત અદ્ભુત ચિત્ર-દર્શન થાયછે, અને એટલા માટેજ આખરે જે આત્મામાં એવાંજ લક્ષણ હોયછે તેને અતિ સ્પષ્ટ એ થાયછે. ગ્રીક લોકોના શિલ્પી નમુનામાં, રોમન લોકોની ઘરબાંધણીમાં અને વેનીસના કારીગરોના ચિત્રમાં, તેઓ જે સાર્વત્રિક ભાષા વદેછે, એજ એમની મોહિની છે. નીતિમય સ્વભાવની, વિશુદ્ધિની, પ્રેમની અને આશાની કબુલત એ સઘળાંમાંથી સ્ફુરે છે. આપણે તેમની પાસે જે લઇ જઇએ છીએ તેજ આપણી યાદદાસ્તમાં વધારે સ્પષ્ટ અને સ્થિર કરી આપણે પાછું આણીએ છીએ. જે મુસાફર રોમમાં આવીને પોપના મેહેલની મુલાકાત લેછે, અને પ્રતિમાઓ, સુશોભિત કળશો, સુંદર કબરો અને સુંદર અનુપમ સુશોભિત દીવાલગીરીઓના સમૂહ જોતો જોતો જે એક ઓરડામાંથી બીજા ઓરડામાં જાયછે, અને સર્વોત્કૃષ્ટ સાહિસથી બનાવેલી સુંદરતાના સઘળા આકાર જુએછે, એને, આ સઘળાં જે નિયમોની સરળતામાંથી ઉદ્ભવ પામ્યાં, અને તેના પોતાના અંત:કરણમાં રહેલા વિચારો અને કાયદામાંથીજ તેમનું મૂળ પ્રવૃત્ત થયું હતું–એ બાબતની વિસ્મૃતિનું જોખમ રહેલું છે. આ અદ્ભુત અવશેષો ઉપરથી લાક્ષણિક નિયમોનો અભ્યાસ તે કરેછે, પણ આ કારીગિરીઓ હમેશાં આ પ્રમાણે પ્રકાશિત થઇ નથી એમ એ વિસરી જાયછે; ઘણા દેશોએ અને ઘણા જમાનાએ તેમાં પોતાનો હિસ્સો આપ્યો છે, ત્યારેજ સર્વ આ સ્થિતિએ પહોંચ્યાં છે; એકજ કારીગરના એકાંત વાસમાંથી તે દરેકનો ઉદય થયોછે કે જે કારીગર કદાચ બીજા શિલ્પી નમુનાની હયાતીની અજ્ઞાનતામાં રહીનેજ પોતાનો પરિશ્રમ સફળ કરતો હતો; અને જીવન, સંસારિક જીંદગી, અને પોતાના આંગત સંબંધોની મિષ્ટતા અને વ્યથા સિવાય, માથું ફૂટવાના કે આંખોના તારા–મૈત્રકના, કે, નિર્ધનતા, તંગી, ધાસ્તી અને આશાનાં સંબંધ સિવાય, બીજા કોઇ પણ નમુના રહીત રહી, તેમણે

પોતાની કૃતિ સર્જિત કરી હતી; એ સર્વ તેની સ્મૃતિમાંથી સરી જાયછે. એની પ્રેરણાઓ આ હતી, અને તમારા અંતઃકરણમાં અને હૃદયમાં જે અસર ઉત્પન્ન કરેછે તે આજ છે. પોતાની પ્રબળતાના પ્રમાણમાં કારીગરને પોતાના વાસ્તવિક સ્વભાવના નિકાલનું બારૂં પોતાની કારીગરી-માંથી મળી આવશે. કોઇ પણ રીતે પોતાનાં સાહિત્યથી સંકુચિત બની તેણે અટકવું ન જોઇએ, પરંતુ પોતાના કાર્યમાં પોતાની આખી જાતને સમર્પણ કરવાની તેની અગત્યતાને લીધે લોહ જેવી કઠીન વસ્તુ પણ તેના હાથમાં મીણ બની રહેશે, અને પોતાના પૂરેપૂરા કદમાં અને પ્રમાણમાં પોતાના પંડના યોગ્ય પ્રદાનનો અવકાશ એને આપશે. કૃત્રિમ સ્વભાવ અને કેળવણી-થી પોતાના પંડને ભારે મારવાની તેને જરૂર નથી, તેમ રોમ કે પારીસમાં કઇ રીત છે તે પૂછવાનું તેને પ્રયોજન નથી, પણ ખેતરને ખૂણે આવેલી, અથવા તો સાંકડા ઘરમાં—માંડ માંડ સમાસ કરી શકે તેવા ઘરમાં કે જ્યાં શેહેરમાં રહીને નિર્ધનતાની તંગી અને હરકતો એણે વેઠી છે, એવી ભૂરી, ચિત્ર વિનાની લાકડાની ઓરડીમાં રહીને, ગરીબાઇ અને જન્મના નસીબે જે ઘર અને હવા અને રહેવાની રીતભાત તેને અપ્રિય અને આનંદદાયક થઇ પડ્યાં હોયછે, તે સર્વ પણ, ગમે તે સ્થિતિની પેઠે, જે વિચાર સઘળામાં સરખી રીતે વહ્યા કરેછે તેની સંજ્ઞા તરીકે કામ લાગશે.

મને યાદ છે કે મારા નાનપણના દિવસોમાં જ્યારે મેં ઇટાલીના ચિત્રોની અદ્દ્ભુતતા વિષે સાંભળ્યું હતું, ત્યારે એ અનુપમ ચિત્રો કોઇ વિશાળ નવીનતાથી ભરેલાં હશે એવી કલ્પના મેં કરી હતી; રંગ અને આકારનું કોઇ અદ્દ્ભુત મિશ્રણ હશે; નિશાળીઆની આંખમાં અને કલ્પનામાં લશ્કરનાં જે નિશાનો અને વાવટાઓ વિચિત્રતા ખેલેછે, તેના જેવી કોઇ વિદેશીય અદ્દભુતતા, કોઇ અનુપમ મોતી કે સુવર્ણ હશે, એમ હું ધારતો હતો. ત્યાં જઇને હું કેવું જોઇશ, કે ત્યાં જવાથી મને શાની પ્રાપ્તિ થશે તે હું આગળથી કહી શકતો નહોતો. પરંતુ આખરે જ્યારે હું રોમમાં આવ્યો અને મારી પોતાની આંખથી એ ચિત્રોને જોવાનો વખત આવ્યો, ત્યારે મને માલમ પડ્યું કે અદ્દભુત બુદ્ધિએ ભંપકો, દંભ અને તુરંગ તો શિખાઉનાજ ભાગે રહેવા દીધો હતો, અને પોતે તો સાદે સાદી સાદાઇ અને સત્યમાંથીજ ભેદી ગઇ હતી; એ શુદ્ધ અને વાસ્તવિક હતી; જે આકારમાં હું પોતે જીવતો હતો, જે ઘણા આકાર સંસારમાં જીવન ગાળતાં ગાળતાં મને મળ્યાં હતાં, એજ

પ્રાચીન અને અવિકારી વસ્તુતા તે હતી; એ તો સ્પષ્ટ 'તમે અને હું' હતું, જે હું સારી રીતે જાણતો હતો અને એટલા બધા પરિચિત સંબંધમાં જે હું ઘેર મૂકીને આવ્યો હતો; આ સર્વ મને ત્યાં જઇ નજરે જોવાથી માલમ પડ્યું. નેપલ્સમાં આવેલા દેવળમાં પણ આવીજ જાતનો અનુભવ મને થયો હતો. ત્યાં મને માલમ પડ્યું કે સ્થળ સિવાય કશાનો ફેરફાર મારા સંબંધમાં ત્યાં જવાથી નથી થયો, અને મેં મારા મનમાં કહ્યું કે: 'બેવકુફ બાળક, ખારા પાણીમાં ચાર હજાર માઇલ ઓળંગીને, તારા સંબંધમાં સંપૂર્ણ જે ઘેર હતું તેજ મેળવવાને તું અહીં આવ્યો છે?" નેપલ્સની પાઠશાળામાં, શિલ્પવિદ્યાના ઓરડાઓમાં, અને હજી પણ હું જ્યારે રોમ આવુંછું ત્યારે, અને રેફેલ અને એન્જેલો જેવા ચિત્રકારના ચિત્ર નજીક આવુંછું ત્યારે, એજ બાબત ફરી મને જણાય છે. "અરે, વૃદ્ધ પ્રાણી! પૃથ્વીમાં આવી ત્વરાથી તું કામ કરેછે?" મારી પડખે પડખે એ પણ ચાલી આવ્યું છે; જેને હું બોસ્ટનમાં મૂકી આવ્યો છું એમ મેં ધાર્યું હતું તે પોપના મેહેલમાં, અને વળી મિલાનમાં અને પારીસમાં પણ મારી સાથે હતું; અને સઘળી મુસાફરીને પગ-ચકકીની પેઠે હાંસીજનક બનાવતું હતું. સઘળાં ચિત્રો પાસેથી હવે હું આટલી માગણી કરૂંછું કે તેમણે મને કેમ જાણે હું ઘેર હોઉં એવો બનાવવો, પણ તેઓએ મને આંજી નાખવો એ હું નથી માગતો. ચિત્રો અતિ વિચિત્ર ન હોવાં જોઇએ. શુદ્ધ વ્યવહાર અને ડાહાપણયુક્ત વ્યવહારીક બુદ્ધિના જેટલું મનુષ્યોને બીજું કાંઇ વિસ્મય પમાડતું નથી. સઘળાં મહાન્ કાર્યો સાદી રીતે થયાં છે; અને સઘળાં શ્રેષ્ટ ચિત્રો સાદાં છે.

આવા સદ્ગુણનું ઉત્તમ દૃષ્ટાંત રેફેલનું *ટ્રાન્સફિગરેશન (દિવ્ય-સ્વરૂપાંતર) નામનું ચિત્ર છે. શાંત, દયાવંત સૌંદર્ય આખા ચિત્ર ઉપરથી ઝળકી ઉઠેછે, અને મનુષ્યના અંતઃકરણ સુધી ઠેઠ પહોંચી જાયછે. કેમ જાણે કે તમને એ નામથી બોલાવતું હોય, એમ લગભગ જણાય છે. જીસસના મનોહર અને ભવ્ય ચેહેરાનાં વખાણ થઇ શકે તેમ નથી, તથાપિ સઘળી અલંકારીક

*Transfiguration—આ નામના પ્રખ્યાત ચિત્રનો નામીચો ચિત્રકાર રેફેલ ઇ. સ. ૧૪૮૩માં જન્મ્યો અને ઇ. સ. ૧૫૨૦માં દેવલોકવાસી થયો. એનું છેલ્લું અને કાંઈક અપૂર્ણ ચિત્ર આ દિવ્ય–સ્વરૂપાંતરનું હતું. એ મરી ગયો ત્યારે તેના શબને આ ચિત્રની પાસે શણગારી સૂવાંરવામાં આવ્યું હતું, અને તે જોવાને આખું ગામ ઉલટી આવ્યું હતું.

અપેક્ષાને તે કેવું નિષ્ફળ કરેછે. કેમ જાણે કે કોઇ પણ માણસ પોતાના મિત્રને મળતો હોય એવો આ સાદો, પરિચિત, અને ગૃહણીય ચેહેરો છે. ચિત્રોનો ધંધો કરનારાનું જ્ઞાન પણ કાંઇક કામનું છે, પણ જ્યારે કોઇ પણ બુદ્ધિથી તમારૂં હૃદય દ્રવિત થઈ જાય, ત્યારે તેમની ટીકા તમે સાંભળશો નહિ ; એમને માટે એ ચિત્રવામાં નથી આવ્યું પણ તમારે માટે એ ચિત્રાયું છે ; જેનાં ચક્ષુઓ વિશુદ્ધતા અને ઉચ્ચ વિકારોથી દ્રવિત થઇ જાય એવાં છે એને માટે છે.

છતાં કળાના સંબંધમાં સઘળાં સુંદર વર્ણનો કરી રહ્યા પછી, છેવટે આપણે સ્પષ્ટ અને ઉદાર કબુલત કરવી જોઇએ કે જેવી આપણે કળાને જાણીએ છીએ તેવી તો હજી માત્ર પ્રારંભમાં છે. તેમનો જે ઉદ્દેશ હતો, અને જે આપણામાં લાવવાનું તેણે વચન આપ્યું તેને માટે આપણી પ્રશંસા આપણે તેમને આપીએ છીએ. પરંતુ તેના વાસ્તવિક પરિણામને માટે એ નથી. જે માણસ ધારેછે કે ઉત્પત્તિનો સર્વોત્તમ જમાનો વહી ગયો છે એ માણસે મનુષ્યનાં સાધનોનો બહુજ હલકો વિચાર બાંધ્યો છે. ઈલિયડની કે દિવ્ય-સ્વરૂપાંતરની ખરી કિંમત તો શક્તિની નિશાની તરીકે છે ; તેઓ તો એ પ્રવૃત્તિના ઝરાની લેહેરો કે મોજાં છે ; હમેશાં ઉત્પત્તિ કરવાના પ્રયત્નની નિશાનીઓ છે, અને તેને આત્મા પોતાની ખરાબમાં ખરાબ સ્થિતિમાં પણ બતાવેછે. સંસારના મહા શક્તિવંત અંતર પ્રવાહોની સાથે જોડાજોડ એ જો રહી ન શકે, જો એ વ્યવહારીક અને નીતિમય ન હોય, અંતઃકરણની સાથે સંબંધમાં જો એ ન રહે, અને તેઓ કોઇ ઉચ્ચ આનંદના અવાજથી તેમને જાગૃત કરેછે એમ ગરીબ અને બીન કેળવાએલાને પણ ન લાગે, તો હજી પણ કળા પરિપક્વતાએ પહોંચવા પામી નથી એમ સમજવું. કળા કરતાં પણ કોઇ વધારે ઉચ્ચ કાર્ય કળાને કરવાનું છે. અધુરે જન્મેલી અને ભ્રષ્ટ થએલી પ્રેરણાના એ અકાળીક જન્મ છે. સૂજાવવાની જે જરૂર તેજ કળા છે ; પરંતુ તેનું સત્ત્વ વિશાળ અને સાર્વત્રિક હોવાથી, લૂલા અને બંધાએલા હાથ વડે કાર્ય કરવાનું, અને જેવાં ઘણાં ખરાં ચિત્રો અને પૂતળાંઓ છે તેવાં લૂલાં, લંગડાં, અને રાક્ષસો બનાવવાનું, તે સાંખી શકતી નથી. તેનો ઉદ્દેશ મનુષ્ય અને કુદરતની ઉત્પત્તિ કરતાં જરાએ ઓછો નથી. મનુષ્યે પોતાના આખા ચૈતન્યને બાહાર નીકળવાનો માર્ગ તેમાંથીજ શોધવો જોઇએ. જ્યાં સુધી એનાથી બની શકે ત્યાં સુધીજ તેણે ચિતરવું જોઇએ, ત્યાં સુધીજ તેણે કોતરવું જોઇએ. કળા ઉલ્લાસિત બનવી

જોઇએ ; અને દરેક બાજુએથી દશાની દીવાલોને તેણે તોડી પાડવી જોઇએ, અને એની કારીગિરીથી સાર્વત્રિક સંબંધ અને શક્તિની જે લાગણી કારીગરમાં દેખાઇ આવી હતી તેજ લાગણી તેણે જોનારમાં પણ જાગૃત કરવી જોઇએ ; અને તેની મોટામાં મોટી અસર નવા કારીગરો તેનાથી ઉત્પન્ન કરવા, એ છે.

અમુક કળાની વૃદ્ધાવસ્થા અને વિનાશને જોતો જોતો ઈતિહાસ કયારનો વૃદ્ધ થઇ ગયો છે. કોઇ પણ અસર ઉત્પન્ન કરવાને કોતરકળા તો કયારની મૃત્યુ પામી ચુકી છે. પેહેલાં એ ઉપયોગી કળા હતી, લખવાની એક રીતિ હતી, ભક્તિ અને ઉપકારની જંગલીની નોંધ હતી, અને આકારની અદ્‌ભુત ભાવના ધરાવનારા લોકોમાં તો આ બાળકીય કોતરણ સિદ્ધિની અનુપમ ભવ્યતાએ પહોંચ્યું હતું. પણ એ તો જંગલી અને જુવાન લોકોની રમત હતી; ડાહી અને સાત્વિક પ્રજાનો શૌર્યયુક્ત પરિશ્રમ નહોતો. પાંદડાં અને ફળથી લચી ગએલા વૃક્ષ નીચે, અવિનાશી આંખોથી ભરપૂર આકાશ નીચે, હું રસ્તામાં ઉભો રહુંછું; પરંતુ નવા નવા ધાટ બનાવતી આપણી કળાની કારીગિરીમાં, અને મુખ્યત્વે કરીને કોતરકળામાં તો, નવીન સૃષ્ટિની ઉત્પત્તિ ખૂણામાં સંતાઇ ગઇ છે. રમકડા જેવી, નાટકની નિર્માલ્યતા જેવી, કોતરકળામાં કાંઇક હલકાઇનો દેખાવ રહેલો છે, એ બીના હું મારાથી ગુપ્ત રાખી શકતો નથી. વિચારના આપણા સઘળા સ્વભાવો કરતાં કુદરત ઉંચે ચડી જાયછે, અને એનો ભેદ હજી આપણને મળતો નથી. પરંતુ ચિત્રાલય આપણા સ્વભાવોની દયા માગતું ઉભું રહેછે, અને ક્ષણેકવાર તો તે આપણી નજરમાં ક્ષુદ્ર પણ બની જાયછે. પેમ્બ્રોકના અર્લને પથ્થરના પૂતળામાંતે વખાણ કરવાનું શું મળ્યું હશે એ જોઇ, ગ્રહો અને સૂર્યના રસ્તામાં નિરંતર રોકાએલા મનવાળા ન્યુટનને વિસ્મય પામતો જોઇ હું પણ જરીએ વિસ્મય પામતો નથી. આકારનો ભેદ કેવો ઉંડો છે, અને અલંકૃત ભાષામાં પોતાના અર્થનું ભાષાંતર આત્મા કેવી શુદ્ધ રીતે કરી શકે, એ વિષયનો શિષ્યને ઉપદેશ આપવાના કામમાં કોતરકળા આવી શકે. પરંતુ પેલી નવીન ચંચળતા કે જે સઘળી વસ્તુઓમાં ઉછળવાનું ઇચ્છેછે, અને જે ઢોંગી છે અને સજીવન નથી એવી વસ્તુને જે સાંખી શકતી નથી, તેની આગળ પૂતળું થંડુ અને કૃત્રિમ લાગશે. ચિત્રો અને કોતરકળા એ આકારના કીર્ત્તન અને ઉત્સવ છે. પણ ખરેખરી કળા તો કદિ સ્થાયી નથી, પણ હમેશાં વેહેતી રહે છે. મિષ્ટમાં મિષ્ટ સંગીત ગાનમાંએ નથી, પણ

કોમળતા, સત્ય, અને હિંમતના અવાજથી મનુષ્ય જ્યારે બોલેછે ત્યારે તેના અવાજમાંજ એ છે. સવારની સાથે, સૂર્યની સાથે, અને પૃથ્વીની સાથે, સંગીતે ક્યારનો સંબંધ ગુમાવી દીધો છે, પણ આપણી ખાતરી કરે એવો અવાજ તો આ સર્વની સાથે સંમીલનમાં રહેલોછે. કળાની સઘળી કારીગિરી છૂટક છૂટક થવી ન જોઇએ, પણ શીઘ્ર અને એક આખું કાર્ય એ હોવું જોઇએ. દરેક દેખાવમાં અને કાર્યમાં મોટો માણસ એક નવિ પ્રતિમા છે. સુંદર સ્ત્રી એવું ચિત્રછે કે જે સઘળા જોનારને ઉમદા રીતે દીવાના બનાવે છે. જીંદગી સંગીતમય કે કવિતામય થઇ શકે, તેમજ કાવ્ય કે અદ્દ્ભુત કથા પણ થઇ શકે.

નવીન ઉત્પત્તિના કાયદાની ખરેખરી ખબર, જો કોઇ પણ માણસ તે કહી શકે તેવો સમર્થ હોય તો, કળાને કુદરતના રાજ્યમાં લઈ જાય, અને તેનાથી ભિન્ન અને વિરૂદ્ધ હયાતીનો વિનાશ કરે. અર્વાચીન જન-સમાજમાં નવીન યુક્તિ અને સુંદરતાના ઝરા તદ્દન શુષ્ક બની ગયા છે. સામાજીક નવલ કથા, નાટકશાળા, કે નાચ-ગૃહથી આપણને એવું લાગી આવેછે કે ભવ્યતા વિનાના, ચતુરાઇ અને ઉદ્યોગ વિનાના આપણે આ દુનિયાના ભિક્ષા-ગૃહમાં ભિખારી છીએ. કળા પણ તેવીજ નિર્ધન અને ભ્રષ્ટ છે. કરૂણા ઉપજાવે એવી જૂની જરૂર, કે જે પૂરાતની અવશેષના વિનસ અને ક્યુપીડના કપાળની ઉપર પણ નીચી નમેલી હોયછે, અને કુદરતમાં એવી બેઢંગી આકૃતિઓ ઘુસાડી દેવાને માટે એટલુંજ બહાનું બતાવે છે કે તેઓ અનિવાર્ય હતી ; આકારની મનોવૃત્તિ કે જેની સામે કારીગર થઇ શકયો નહિ તેનાથી એ મસ્ત બની ગયો હતો; અને તેનું પરિણામ આ સુંદર પરિભ્રમણ આવ્યાં,—આ જરૂર કોઇ પણ રીતે કારીગરની કલમ કે ટાંકલાને ભવ્યતા આપતી નથી. પણ કારીગર અને રસિક પુરૂષ હમણાં કળામાં પોતાની શક્તિનો દેખાવ કરવાનો પ્રયત્ન કરેછે, અને કાં તો જીંદગીની અધમતામાંથી તેને શરણ-સ્થળ બનાવવા મથેછે. પોતાની કલ્પનામાં મનુષ્યો જે આકૃતિઓ રચેછે, તેનાથી તેઓ સારી રીતે આનંદ પામતાં નથી, અને કળા પાસે દોડી જાયછે, અને ગાન પાસે, પ્રતિમા પાસે, અને ચિત્ર પાસે, પોતાની વધારે સારી સમજને ખેંચી જાયછે. વિકારમય સંપત્તિ જે કરેછે, તેજ પ્રયત્ન કળા કરેછે ; એટલે કે ઉપયોગીપણામાંથી સુંદરતાને જુદી પાડેછે, અનિવાર્ય તરીકે કાર્યને ઉભું કરેછે, અને પછી તેના ઉપર ધિક્કાર આવતાં, વિષય ભોગમાં પ્રવૃત્ત થાયછે. આ આશ્વાસન અને ખંગ, ઉપયોગીપણામાંથી સુંદરતાને આમ જૂદી પાડવી એ, કુદરતના કાયદા ચાલવા દેતા નથી. ધર્મ અને

પ્રેમથી નહિ, પણ આનંદ માટે જ્યારે સુંદરતાની શોધ થવા માંડી કે તુરતજ શોધનારને એ ભ્રષ્ટ કરેછે. કપડામાં કે પથ્થરમાં, અવાજમાં કે સંગીતમય રચનામાં, ઉંચી પ્રતિનું સૌંદર્ય હવે તેને કદિ મળશે નહિ. નાજુક, દૂરદર્શી, નિર્જીવ સૌંદર્ય, જેને સૌંદર્યજ ન કહેવાય, એજ જે એમાંથી બનાવી શકાય તે છે; કારણકે હૃદય જે કહે તેના કરતાં વધારે ઉંચી હોય એવી કોઇ વસ્તુ હાથ કદિ કરી શકવાના નથી.

જે કળા પ્રથમ આ પ્રમાણે જૂદી પાડે છે, તે પ્રથમ પોતેજ જૂદી પડેછે. કળા એ માત્ર ઉપરઉપરની યુક્તિ–ઉપરઉપરની ટાપટીપ ન હોવી જોઇએ, પણ મનુષ્યના અંતઃકરણમાં કાંઇક આઘેથી એ શરૂ થવી જોઇએ. મનુષ્યો હમણાં કુદરતને સુંદર જાણતાં નથી, અને પ્રતિમા સુંદર થશે એમ ધારી તેને બનાવવા તેઓ પ્રવૃત્ત થાયછે. અરસિક, મૂઢ, અને રૂપાંતરને ન પામી શકે એવાં મનુષ્યોછે એવી તેમની ગણના બાંધી તેઓ તેમને ધિક્કારેછે; અને રંગની કોથળીઓથી અને આરસપાહાણની શિલાઓથી તેઓ આનંદ પામેછે. જીંદગીને ગદ્ય ગણી તેનો તિરસ્કાર તેઓ કરેછે, અને મૃત્યુને ઉત્પન્ન કરી તેઓ તેને કાવ્યમય કહે છે. દિવસનાં કંટાળા ભરેલા ગાયનનો તેઓ નીકાલ કરેછે, અને વિષયી તલ્લીનતા તરફ તેઓ દોડી જાયછે. તેઓ ખાયછે અને પીએછે, તે એટલા માટે કે જેથી કરીને તેઓ પોતાની મનોરથ સૃષ્ટિને પાછળથી પાર પાડી શકે. આ પ્રમાણે કળાને હલકી પાડવામાં આવેછે. એનું નામ આપણા અંતઃકરણને તેના ગૌણ અને ખરાબ અર્થનું ભાન આપેછે; કુદરતથી કાંઇક વિરૂદ્ધ હોય એવી વસ્તુ એ છે એમ આપણી કલ્પનામાં આવેછે; અને પેહેલેથીજ મૃત્યુ પ્રાય હોય એમ જણાઇ આવેછે. કાંઈક ઉંચેથી–ખાય અને પાણી પીએ તે પેહેલાં મનોરથ સૃષ્ટિની સેવા કરવાથી–શરૂ કરવું એ વધારે સુંદર નથી શું? ખાવામાં અને પીવામાં, શ્વાસ લેવામાં અને જીંદગીના કર્ત્તવ્યમાં, મનોરથ સૃષ્ટિની સેવા કરવી એ સુંદર નથી શું? ઉપયોગી કળામાં સૌંદર્ય પાછું આવવું જોઇએ, અને સુંદર અને ઉપયોગી કળાનો ભેદ ભુલાઇ જવો જોઇએ. જો સત્ય રીતે ઇતિહાસનું કથન થાય, જો જીંદગીનો ઉપભોગ ઉમદા રીતે થાય, તો પછી એકને બીજામાંથી જૂદા પાડવાનું કામ સેહેલું કે શક્ય વધારે વાર રહેશે નહિ. કુદરતમાં સઘળું ઉપયોગી છે, સઘળું સુંદર છે. કારણકે એ જીવતું છે, હાલતું ચાલતું છે, ફરીથી ઉત્પન્ન કરી શકે તેવું છે, માટેજ તે સુંદરછે. કારણકે એ સુંદર અને બંધ બેસતું છે, માટે એ ઉપયોગી છે. ધારા–

સભાના હુકમે સૌંદર્ય હાજરથશે નહિ ; તેમ ગ્રીસમાં બનેલો પોતાના ઇતિહાસ ઇંગ્લાંડ કે અમેરિકામાં ફરીને નવેસરથી એ કહેશે નહિ. હમેશની પેઠે, વગર ખબર આપ્યેજ એ આવશે, અને બાહાદૂર અને ઉત્કંઠિત મનુષ્યોના પગ નીચે એ ઉત્પન્ન થશે. પ્રાચીન કળાઓમાં કોઇ પણ અદ્ભુત શક્તિ પોતાની અદ્ભુતતા ફરીને આચરે એને માટે આપણે ફોગટ ફાંફાં મારીએ છીએ. નવી અને જરૂરી બીનાઓમાં, ખેતર અને રસ્તાની બાજુમાં, દુકાનમાં અને કાપડ વણવાની મિલમાં, સૌંદર્ય અને પવિત્રતાને ખોળવાં એ એની પ્રેરણા છે. ધાર્મિક હૃદયમાંથી આગળ વધતાં, રેલવેના રસ્તાને, વીમા કંપનીને, પંસાળા વેપારની મંડળીને, આપણા કાયદાને, આપણી મુખ્ય સભાઓને, આપણા વેપારને, વીજળીના તારને, વીજળીના વાસણને, *ત્રિપાર્શ્વ કાચને રસાયન શાસ્ત્રીના ‡અંબરીષને, કે જેમાં માત્ર હમણાં આપણે અર્થ-શાસ્ત્રના સંબંધેજ ઉપયોગ ખોળીએ છીએ, તે સર્વને દિવ્ય ઉપયોગને સ્થાને એ લઇ જશે. મિલો, રેલવે, અને યંત્રો જેવી આપણી મોટી મોટી યાંત્રિક કારીગિરીઓમાં જે સ્વાર્થી, એટલુંજ નહિ, પણ જે ક્રૂર દેખાવ રહેલો છે તે લોભી આવેશો કે જેને વશ આ કારીગિરીઓ થઇ જાયછે, તેનાં પરિણામ નથી ? જ્યારે એના સંદેશા ઉત્કૃષ્ટ અને યોગ્ય હોયછે, ત્યારે જૂના અને નવા ઇંગ્લાંડની વચ્ચે આટલાંટિક મહાસાગર ઉપર પૂલ બાંધતી, અને ગ્રહની નિયમિતતાથી તેના બંદરોએ આવી પહોંચતી વરાળથી ચાલતી આગબોટ એ કુદરતની સાથે ઐક્યમાં આવવાનું મનુષ્યનું પગથીયું છે. સેંટપીટસબર્ગનો જે મછવો લીના નદી ઉપર આકર્ષણ શક્તિથી ચાલેછે, તેને ભવ્ય બનાવવાની થોડીજ જરૂર છે. જ્યારે શાસ્ત્ર પ્રેમમાં વિદ્વતાયુક્ત થાયછે, અને એની શકિતઓના ઉપયોગ પ્રેમથી વપરાય છે, ત્યારે તેઓ ઉપયોગી નવીન ઉત્પત્તિ-નાં પરિશિષ્ટ અને પૂરવણી જણાશે.

---

*Prism ‡Retorts

## કવિ.

*A moody child and wildly wise,*
*Pursued the game with joyful eyes,*
*Which chose, like meteors, their way,*
*And rived the dark with private ray;*
*They overleapt the horizon's edge,*
*Searched with Apollo's privilege;*
*Through man and woman, and sea and star.*
*Saw the dance of nature forward far;*
*Through worlds and races, and terms, and times,*
*Saw musical orders, and pairing rhymes.*

*Olympian bards who sang,*
*Divine ideas below,*
*Which always find us young,*
*And always keep us so.*

ઉદ્વિગ્ન અને નિરંકુશ રીતે શાણો બાળક આનંદી ચક્ષુઓ સહીત પોતાના ખેલની પછવાડે લાગ્યો રહ્યો, જેણે ખરતા તારાના જેવો પોતાનો માર્ગ પસંદ કર્યો, અને પોતાના કિરણથી અંધારાને પણ ભેદી નાખ્યું; દૃષ્ટિ-મર્યાદાની કોર તેઓ કૂદી ગયા, અને સૂર્ય-નારાયણના અધિકારથી તેમણે શોધ ચલાવી; મનુષ્યો અને સ્ત્રીઓમાંથી, સમુદ્ર અને તારામાંથી, કુદરતનું આગળ વધતું નૃત્ય તેઓએ જોયું. સૃષ્ટિ અને જાતોમાંથી, મર્યાદા અને કાળમાંથી, સંગીતમય વ્યવસ્થા અને બંધ બેસતાં કવનો તેમણે ખોળી કાઢયાં.

સ્વર્ગીય કવિઓ કે જેણે દિવ્ય પ્રતિભાઓનું નીચે–સંસારમાં સંગીત ગાયું, જે હમેશાં આપણે યુવાન છીએ એવું સિદ્ધ કરેછે, અને હમેશાં પછી આપણને એવાજ રાખેછે.

જે પુરૂષો રસજ્ઞતાના ખાવિંદ લેખાય છે, તે ઘણીવાર એવા હોયછે કે તેમણે પ્રશંસાને પામેલાં એવાં ચિત્રો અને શિલ્પી નમુનાનું કાંઇક જ્ઞાન મેળવેલુ હોયછે; અને જે કાંઇ સુઘડ હોયછે, તેને માટે તેમને રૂચિ હોયછે; પરંતુ તેઓ પોતેજ સૌંદર્યમય આત્મા છે કે નહિ, અને તેમનાં પોતાનાં કાર્યો સુંદર ચિત્રો જેવાંજ છે કે નહિ, તેની જ્યારે તમે તપાસ કરોછો ત્યારે તમને માલમ પડેછે કે તેઓ સ્વાર્થી અને વિષયાભિલાષીજ હોયછે. જેમ અગ્નિ ઉત્પન્ન કરવાને સુકા કાષ્ટના કોઇ કટકાને તમે જે સ્થળે ઘસોછો તેજ ગરમ થાયછે, અને બાકીનું બધું કાષ્ટ થંડુ રહેછે, તેમ તેમની કેળવણી પણ સ્થાનિક હોયછે. સુંદર કળાઓ વિષે તેમનું જ્ઞાન નિયમો અને વિગતોનો થોડો અભ્યાસજ હોયછે, અથવા તો રંગ કે આકૃતિનો થોડોક વિવેકયુક્ત મનનો નિર્ણય હોયછે, અને તેનો ઉપયોગ તેઓ આનંદ કે દેખાવને માટેજ કરેછે. આત્મા ઉપર આકારનું તાત્કાળિક અવલંબન રહેલુ છે,–એ વિચારની સમજ મનુષ્યોએ ગુમાવી લાગેછે, અને એ આપણા રસિક શોખીનોના અંતઃકરણમાં સૌંદર્યનો જે અભિપ્રાય રહેલો છે, તેની અલ્પજ્ઞતાની સાબીતિ છે. આપણી ફિલસુફીમાં આકારોનો કોઇ વાદ નથી. જેમ ચૂલામાં અગ્નિ મૂકાય છે, તેવી રીતે આમતેમ હરવા ફરવાને માટે આપણો આત્મા આપણા શરીરમાં મૂકાયો છે; પરંતુ આત્મા અને શરીર વચ્ચે બારીક સંધાન બીજું કાંઇ નથી, અને તેમાં વળી શરીરનો વિકાસ આત્મામાંથી થયો છે એવું તો નથીજ. એજ પ્રમાણે બીજા આકારના સંબંધમાં પણ, બુદ્ધિમાન મનુષ્યો એવું નથી માનતા કે વિચાર અને વૃત્તિ ઉપર જડ-સૃષ્ટિનો અગત્યનો સંબંધ રહેલો છે. વાહાણ, વાદળું કે શેહેરના અધ્યાત્મિક અર્થની વાત કરતાં વેદાંતીઓ એને સુંદર હવાઇ કિલ્લો ધારેછે, પરંતુ ઐતિહાસીક પૂરાવાની નક્કર જમીન ઉપર પાછા આવવાનું તેઓ પસંદ કરેછે; અને કવિઓ પણ રેહેણીની વ્યવસ્થિત અને સ્વીકારેલી રીતભાતથી સંતુષ્ટ રહેછે, અને તેમના પોતાના અનુભવમાંથી સહીસલામત અંતરે રહી તરંગમાંથી કાવ્યો લખવામાં સંતોષ માનેછે. પરંતુ દરેક ઇંદ્રિયજન્ય વસ્તુના બેવડા, ચોગણા, સોગણા, અરે અનંતગણા અર્થ શોધતાં દુનિયાનાં મહાન અંતઃકરણો કદિ અટકયા નથી. ઑરફ્યિસ, પ્લેટો, પ્લુટાર્ક, ડાન્ટી, સ્વીડનબર્ગ, અને ચિત્રવિદ્યાના, શિલ્પ-વિદ્યાના, અને કાવ્ય-કળાના ઉપાસકોએ તેમજ કર્યુંછે; કારણકે આપણે તાંસળી કે વાસણ નથી, તેમ દેવતાને લઇને ફરનારા કે મશાલચી પણ નથી;

પરંતુ અગ્નિનાંજ-તેનાજ બનેલાં-બાળકો છીએ, અને રૂપાંતર થએલું એવું ઐશ્વર્યજ આપણે છીએ, અને જો કે તેના વિષે બહુજ થોડું આપણે જાણીએ છીએ, છતાં તેનાથી બે ત્રણ ડગલાંજ આપણે દૂર છીએ. અને જે નિર્ઝરો-માંથી કાળની આ આખી સરિતા અને તેનાં પ્રાણીઓ વહેછે, તે વાસ્તવિક રીતેજ સુંદર અને ભાવનાથી ભરપૂરછે, આ ગુપ્ત સત્ય કવિની કુદરતના-રગેરગે સુંદરતાથી ભરેલા એવા સૌંદર્યના સેવકના,-અને જે સાધનો અને ઉપાયોનો ઉપયોગ તેઓ કરેછે તેના, અને હાલના વખતમાં એ કળાની સામાન્ય અવ-સ્થાના-આ સર્વના વિચાર તરફ આપણને ખેંચી જાયછે.

આ પ્રશ્નની મહત્તા વિશાળ છે, કારણકે કવિ દ્રષ્ટાંતિક મનુષ્ય છે. અપૂર્ણ માણસોની વચમાં એ સંપૂર્ણ માણસ તરીકે ઉભો રહેછે. અને પોતાના દ્રવ્યથી નહિ, પણ સામાન્ય દ્રવ્યથી આપણને તે જ્ઞાત કરેછે. યુવાન પુરૂપ બુદ્ધિમાન મનુષ્યોને પૂજેછે, કારણકે ખરૂં કહીએ તો, તેઓ તેના જેવા તેના પોતાના કરતાં વિશેષ છે. તેઓ પણ આત્મામાંથી ગ્રહણ કરેછે અને તે પણ તેમાંથી ગ્રહણ કરેછે, પણ તેઓ વધારે ગ્રહણ કરેછે. પ્રેમીઓની નજરમાં કુદરત પોતાનું સૌંદર્ય વધારી મૂકેછે, કારણકે તેઓ માનેછે કે કવિ પણ તેજ વખતે તેની સુંદરતા નીહાળેછે. સત્યને લીધે અને પોતાની કળાને લીધે, પોતાના સમકાલીન ભાઇઓથી તે જૂદો પડી જાયછે; પરંતુ પોતાના કાર્યોમાં એવા દિલાસાથી કે વેહેલા મોડા પણ તેઓ સઘળા લોકોને પોતાના તરફ ખેંચશે. કારણકે સઘળાં માણસો સત્યની પાસે રહેછે, પણ તેમને આબેહુબ વર્ણનનોજ વાંધો રહેછે. પ્રેમમાં, કળામાં, લોભમાં, રાજનીતિમાં, પરિશ્રમમાં, અને રમતમાં, આપણો દુઃખદાયક ભેદ બહાર બોલી બતાવતાં આપણે શીખીએ છીએ. મનુષ્ય અરધોજ માત્ર પોતે છે, બીજો અરધો તેની વર્ણન શક્તિ છે.

પ્રસિદ્ધ થવાની આ જરૂરીઆત છતાં, યથાસ્થિત વર્ણન વિરલ છે. આપણને દુભાષિયાની જરૂર કેવી રીતે રહેછે તેની મને ખબર નથી; પરંતુ જેના કબજામાં તેમનું પોતાનું જે છે તે હજી આવ્યું નથી એવો સગીર વયનો, અથવા તો કુદરતની સાથે પોતાને જે વાત થઇ હોય તે કહી શકતા નથી એવો મૂંગો, મનુષ્યનો મોટો ભાગ હોય એવું લાગેછે. સૂર્યમાં અને તારામાં, પૃથ્વીમાં અને પાણીમાં, ઇંદ્રિયજન્ય ઉપભોગ સિવાય બીજું અનુમાન ન કરે એવો કોઇ માણસ નથી. તેને ખાસ મદદ કરવાને તેની રાહ જોતાં આ

ઉભાં રહેછે. પરંતુ આપણા શારીરીક બંધારણમાં કાંઇક અંતરાય, શ્લેષ્મની કાંઇક સાતિશયતા, હોયછે; જેથી કરીને તેમની યોગ્ય અસર આપણામાં ઉત્પન્ન થતી નથી. કુદરતની છાપ આપણા અંતઃકરણપર ઘણી ઝાંખી પડેછે, અને તેથી આપણે ચતુર કારીગર બની શકતા નથી. દરેક સ્પર્શથી આપણું રજકણ નાચી રહેવું જોઇએ. જે પોતાને વીત્યું છે તે વાતચિતમાં બરાબર વર્ણવી શકે એટલે દરજ્જે તો દરેક જણ કારીગર હોવો જોઇએ; છતાં, આપણા અનુભવમાં, કિરણો કે ગ્રહોનાં સંક્રમણ આપણી લાગણીએ પહોંચવા જેટલાં પ્રબળ હોયછે, પણ આપણા સજીવન ભાગ સુધી પહોંચવા પામે, અને શબ્દોમાં તેમને એવાજ સ્વરૂપમાં ફરીને બાહાર લાવે, એવાં નથી હોતાં. કવિ એવો પુરૂષ હોયછે કે જેનામાં આ શક્તિઓ એકબીજાના વજનમાં હોયછે; પ્રતિબંધ વિનાનો તે પુરૂષ હોયછે; બીજાને જે વસ્તુઓનાં સ્વપ્નાં આવેછે, તેવી વસ્તુઓને જોઇ તેમની એ વ્યવસ્થા કરેછે. અનુભવના આખા વિસ્તાર-પરથી એ ઓળંગી જાયછે, અને ગ્રહણ કરવાની અને પાછી આપવાની પ્રબળ શક્તિ તેનામાં હોવાથી મનુષ્યનું દૃષ્ટાંતિક સ્વરૂપ એ બનેછે.

કારણ, કૃતિ અને પરિણામ, અથવા તો કવિતાની વધારે શ્રેષ્ટ કલ્પનામાં બોલીએ તો, ઇંદ્ર, યમ અને વરૂણદેવ, અથવા તો ધર્મના સૂત્રમાં બોલીએ તો બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ, અથવા ગમે તે નામથી તેમના વિચારની શ્રેણીનું રૂપ બાંધો, પણ જેને આપણે અહીંઆ જ્ઞાતા, કર્ત્તા, અને વક્તા કહીએ છીએ, તે જૂદા જૂદા આકારમાં એકજ વખતે જન્મેલાં વિશ્વનાં બાળકો છે. સત્યના પ્રેમને માટે, જે સારૂં છે તેના પ્રેમને માટે, સૌંદર્યના પ્રેમને માટે, ક્રમવાર દરેકનું અસ્તિત્વ છે. આ ત્રણે એક સરખાં છે. જેનું અસ્તિત્વ પોતે હોવું જોઇએ તેનું સ્વરૂપ દરેક છે; જેથી કરીને એનાથી વિશેષ કોઇ થઇ શકે નહિ, કે તેનું પૃથ્થકરણ બની શકે નહિ. આ ત્રણમાંથી દરેકને તેની પોતાની શક્તિ પ્રાધાન્ય છે, અને બીજા બેની શકિત તેનામાં ગુપ્ત–ગૌણ રીતે રહેલી છે.

કવિ વકતા છે, વસ્તુઓને તેમનું નામ આપનાર છે, અને સૌંદર્યનું સ્વરૂપ છે. એ સર્વોપરી શેહેનશાહ છે, અને વસ્તુઓના કેંદ્રે તે ઉભો રહેછે. કારણ કે દુનિયાને ચિત્રિત કે અલંકારયુક્ત પાછળથી બનાવવામાં નથી આવી, પરંતુ પ્રારંભથીજ તે સુંદરતાથી ભરેલી છે; અને પરમેશ્વરે કેટલીક વસ્તુઓનેજ સુંદર બનાવી છે એવું નથી, પણ સૌંદર્યજ વિશ્વનો સ્રષ્ટા છે. એટલા માટે કવિ એ રજાથી આવેલો રાજા નથી, પણ પોતાનોજ હક ભોગવતો શેહેનશાહ છે.

વિવેચના જડવાદના દંભથી ચેપિત થએલીછે, જે એવું સ્વીકારે છે કે હસ્ત-કૌશલ્ય અને ચંચળતા એ સઘળાં મનુષ્યોનો પ્રથમ ગુણછે, અને જે બોલેછે તથાપિ જે કાર્ય કરતા નથી તેની નિંદા કરી તેમને હલકા ગણેછે; અને કેટલાંક મનુષ્યો-કવિઓ કુદરતી રીતે બોલનારાજ છે, અને વચનની સમર્થતાના ઉદ્દેશેજ તેમનો જન્મ દુનિયામાં થયોછે એ વાત વિસરી જાયછે; અને કર્મ જેવું કર્ત્તવ્ય છે, પરંતુ વકતાની નકલ કરવા માટે જે એનો ત્યાગ કરેછે એવાની સાથે તેમનું મિશ્રણ કરી નાખેછે. પરંતુ હોમરનાં વાક્યો હોમરને જેવાં અનુપમ અને અમૂલ્ય છે, તેવાજ સિકંદરના વિજય સિકંદરને છે. વીરપુરૂષની કે દૃષ્ટાની રાહ જોઇને કવિ બેસી રહેતો નથી, પરંતુ તેઓ જેમ પ્રેરણાને વશ થઇ કર્મ કરેછે કે વિચારે છે, તેમ તે પણ, જો કે તેઓ પણ પ્રધાનપદે હોયછે, તથાપિ પોતાના સંબંધમાં બીજાને ગૌણ અને સેવક ગણીને, જે લખાવું જોઇએ કે લખાશે તે પ્રેરણાને વશ થઇ લખેછે; ચિતારાના ઓરડામાં છબી પડાવવા બેસનારા કે નમુના કેમ તેઓ જાણે હોય, અથવા તો ઘરબાંધકામમાં સાધન પૂરા પાડનારા સહાયક કેમ જાણે તેઓ હોય, એમ તેમને એ ગણેછે.

કારણકે કાળની હયાતી પેહેલાં પણ આખી કવિતા લખાઇ હતી, અને જ્યાં પવન પોતેજ સંગીત છે એવા પ્રદેશમાં પ્રવેશ કરવા જેટલી શક્તિ આપણામાં સંપન્ન થાયછે, ત્યારે એ પ્રેરણાનાં મધુર ગાનોની અનુપમ હલક આપણા શ્રવણે પડેછે અને પછી તેને લખી લેવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ જ્યારે ત્યારે એક શબ્દ કે ચરણ આપણે મૂકી દઇએ છીએ, અને તે સ્થળે તેને બદલે આપણું પોતાનુંજ કાંઇક રાખી દઇએ છીએ, અને એ પ્રમાણે કાવ્યને આપણે ભ્રષ્ટ કરી નાખીએ છીએ. બારીક અને રસજ્ઞતાથી ભરપૂર કર્ણેંદ્રિય-વાળાં મનુષ્યો ગ્રામ, મૂર્ચ્છના અને સંગીતના આ સ્વરોને વધારે પ્રમાણિ-કતાથી લખી લેછે, અને આ ઉતારા જોકે અપૂર્ણ હોયછે તથાપિ પ્રજાઓનાં સંગીત બનેછે. કારણકે કુદરત જેટલી શ્રેયસ્કર છે તેટલીજ સુંદર છે, તેટલીજ વિવેકી છે, અને જેટલી હોવી જોઇએ કે જેટલી જણાવી જોઇએ, તેટલીજ દૃશ્ય થવી જોઇએ. શબ્દો અને કર્મો એ દિવ્ય પ્રભાવના તદ્દન અભિન્ન રસ્તા છે. શબ્દો પણ કાર્યોજ છે, અને કાર્યો એક જાતના શબ્દો છે.

કવિની નિશાની અને પ્રમાણ એછે કે, જે કોઇ માણસે હજી સુધી આગળથી કહ્યુંનથી તેની એ ખબર આપેછે. એજ માત્ર સાચો અને ખરેખરો વૈદ્ય છે;

એ જાણેછે અને કહેછે; નવીન ખબરનો તો એજ માત્ર ખબર આપનાર છે, કારણકે જે દેખાવનું એ વર્ણન કરેછે તેનો એ અંગભૂત હતો, એ વખતે ત્યાં એ હાજર હતો. ભાવનાનો જોનાર, અને જે અગત્યનું છે-જે પ્રાસંગિક છે, તેનો એ બોલનાર છે. કારણકે અત્યારે આપણે કવિત્વ યુક્તિવાળા માણસોની, અથવા તો ખંતી અને પ્રાસમાં ચતુરાઇવાળા મનુષ્યો વિષે વાત કરતા નથી, પણ ખરેખરા-સાત્વિક કવિઓ વિષેજ બોલીએ છીએ. સંગીતના એક લખનાર સંબંધી વાત નીકળતાં તેના વિષે સંવાદમાં મેં એક દિવસ ભાગ લીધો હતો, અને એ યુક્તિવાળા અંતઃકરણનો માણસ હતો; અને તેનું મસ્તક કેમ જાણે રસિક રાગ રાગણીઓથી ભરેલા વાજાની પેટી હોય, એમ જણાયું હતું, અને તેની ચતુરાઇ અને ભાષા-જ્ઞાનનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં, એવો એ હતો. પણ જ્યારે, એ માત્ર ગવૈયોજ નહિ, પરંતુ કવિ પણ છે એવો પ્રશ્ન ઉઠયો, ત્યારે અમારે કબુલ કરવાની જરૂર પડી હતી કે દેખીતી રીતેજ એ અમર મનુષ્ય નહિ, પણ સમકાલીન પુરૂષ હતો. લીટી નીચે આવેલા ચીમ્બોરેઝોની પેઠે, તેના ઉંચા અને વિચિત્ર પડખાઓ ઉપર દરેક અક્ષાંસની ચારના પટા સહીત, ઉષ્ણ પ્રદેશના પાયામાંથી પૃથ્વીના સઘળા પ્રદેશમાં સોંસરો પડતો એવો એ, આપણી નીચી મર્યાદાની બાહાર ઉભો રહેતો નથી; પણ આ અનુપમ બુદ્ધિ તો ફુવારા અને શિલ્પી નમુનાથી અલંકૃત, અગાસીમાં અને ચાલવાના રસ્તામાં બેઠેલા રસિક સ્ત્રી પુરૂષો સહીત, અર્વાચીન બંગલાની વિશાળ વાડી હોય તેવો હોયછે. જૂદાં જૂદાં સઘળાં સંગીતમાંથી સાંકેતિક જીવનનો મૂળ-અવાજ આપણે સાંભળીએ છીએ. જે પોતેજ ગાયછે એવા બુદ્ધિમાન મનુષ્યો તે કવિઓ છે; સંગીતના શિશુ નથી હોતા. હેતુ ગૌણ છે; કાવ્યની સંપૂર્ણતા પ્રાધાન્ય છે.

કારણકે પ્રાસ નહિ, પણ પ્રાસયુક્ત હેતુ એ કાવ્ય છે; વિચાર એવો પ્રબળ અને રગે રગે જીવનથી ભરપૂર જોઇએ, કે વનસ્પતિ અને પ્રાણીના પ્રાણની પેઠે, પોતાની રચના તેને હોવી જોઇએ, અને તેથી કરીને નવીન વસ્તુથી કુદરતને વિભૂષિત કરી મૂકેછે. કાળના ક્રમમાં વિચાર અને આકાર સરખાજ છે, પણ ઉત્પત્તિના ક્રમમાં આકારની પેહેલાં વિચાર છે. કવિમાં નવીન વિચાર હોયછે; એને કોઇ નવો અને આખો-અવિચ્છિન્ન અનુભવજ ઉઘાડો કરવાનો છે; એને એનો અનુભવ કેમ થયો એ આપણને તે કહેશે, અને

એના દ્રવ્યથી સઘળાં મનુષ્યો વધારે દ્રવ્યવાન થશે. કારણકે દરેક નવા જમાનાનો અનુભવ નવી કબુલતની માગણી કરેછે, અને પોતાના કાળના કવિને માટે દુનિયા રાહ જોતી હોય એમ હમેશાં જણાય છે. મેજ ઉપર મારી પડખે જે યુવાન બેઠો હતો તેનામાં કુદરતી અનુપમતા દેખાઇ હતી, એ સમાચાર સાંભળીને એક દિવસ હું નાનો હતો ત્યારે હું કેવો ઉશ્કેરાઇ ગયો હતો તે મને યાદ છે. પોતાનું કામ છોડીને કોણ જાણે ક્યાં રખડવા એ ચાલ્યો ગયો હતો, અને હજારો લીટીઓ એણે લખી હતી, પરંતુ જે પોતાનામાં હતું તે એમાં આવ્યું છે કે નહિ તે એ કહી શક્યો નહિ. મનુષ્યો, પ્રાણીઓ, આકાશ, પૃથ્વી અને સમુદ્ર—એ સઘળાં ફરી ગયાં છે તે સિવાય બીજું કશું એ કહી શક્યો નહિ. કેવા આનંદથી અમે સાંભળતા હતા! કેવા વિશ્વાસુ અમે રહેતા હતા! આખી આલમ એક થઇ ગઇ લાગતી હતી. જે પ્રાતઃકાળ સઘળા તારાના પ્રકાશને નષ્ટ કરતું હતું તેના અરૂણોદયમાં અમે બેઠા હતા. આગલી રાત્રે જેટલે છેટે બોસ્ટન લાગતું હતું તેના કરતાં બમણું દૂર હમણાં જણાતું હતું, કે તેના કરતાં પણ વધારે છેટે તે લાગતું હતું. રોમ—રોમ કેવું હતું? પ્લુટાર્ક અને શેક્સપીઅર પીળે પાને ચડી ગયા, અને હવે હોમર વિષે કશું સંભળાતું નહોતું. તમારી પડખેજ, આ છાપરા નીચેજ, આજજ કવિતા લખાઇ છે એ જાણવામાં ઘણું છે. આહા! એ અદ્ભુત આત્મા નષ્ટ થયો નથી! આ પથ્થરમય ક્ષણો હજી ચળકતી અને ઉત્સાહિત છે! મને એવી કલ્પના આવી ગઇ હતી કે સઘળી દિવ્ય વાણી શાંત થઇ ગઇ હતી, અને કુદરત પોતાનો અગ્નિ બાળી રહી હતી, અને જુઓ! આખી રાત, દરેક કાણામાંથી, આ સુંદર અરૂણોદય વહેતો હતો. કવિની પ્રવૃત્તિમાં દરેકનો કાંઇક અર્થ સમાએલો છે અને પોતાને કેટલી એ ઉપયોગી થઇ પડશે તે કોઇ જાણતું નથી. આપણે જાણીએ છીએ કે સંસારનો ભેદ ગહન છે, પણ કોણ અથવા કઇ વસ્તુ આપણને એ સમજાવશે તે આપણે જાણતા નથી. પર્વતોમાં કરેલું પરિભ્રમણ, ચેહેરાની કોઇ નવીન ઇબારત, એની ચાવી કદાચ આપણા હાથમાં મૂકી શકે. બેશક, તે પોતે જે કહે તેની સત્યતામાં મહાન્ બુદ્ધિનું મહત્વ આપણને કામનું છે. સંસ્કારયુક્ત યુક્તિ વિલાસ કરી કદાચ ચાલાકી બતાવે; પરંતુ કુદરતી શક્તિ તો વસ્તુને સિદ્ધ કરી આપી તેમાં ઉમેરો કરેછે. પોતાને અને પોતાના કાર્યને સમજવા ખરા ભાવથી મનુષ્યજાત એટલે સુધી આવી પહોંચી છે કે ટેકરીની ટોચ ઉપર રહેલો પ્રથમ ચોકીદાર પોતાના ખબર આપેછે. આજ

સુધી ઉચ્ચરેલા શબ્દોમાં એજ શબ્દ સૌથી સાચો છે, અને એજ વાક્ય સૌથી બંધબેસતું, સૌથી સંગીતમય, અને એ વખતને માટે આખી દુનિયાનો નિર્ભ્રાંત અવાજ થઇ પડશે.

જેને આપણે પવિત્ર ઇતિહાસ કહીએ છીએ તે સર્વ સાક્ષી પૂરેછે કે કવિનો જન્મ એ કાળના ઇતિહાસમાં મોટો બનાવ છે. એટલી બધી વખત છેતરાયા છતાં, મનુષ્ય પોતાના એવા ભાઇના આગમનની તપાસ રાખ્યા કરેછે કે જે કોઇ પણ સત્યને, જ્યાં સુધી એ તેનું પોતાનું થઇ રહે ત્યાં સુધી, ટકાવી રાખી શકે. જેમાં ઇશ્વર પ્રેરિત જ્ઞાન જેવી મારી શ્રદ્ધા છે, એવા કાવ્યને કેવા આનંદથી વાંચવું હું શરૂ કરૂંછું. અને હવે મારી સાંકળો તૂટી જવાની છે ; આ વાદળાં ઉપર અને આ અપારદર્શક વાતાવરણના થર ઉપર–જો કે તેઓ પારદર્શક જણાય છે, છતાં અપારદર્શક–હું ઉંચે ચડી જઇશ, અને સત્યના આકાશમાંથી મારા સંબંધોને નીહાળી હું સમજી લઇશ. અંતરની શક્તિથી નિર્જીવતા પણ સજીવનતા પામેછે એ જોવું, અને હું શું કરૂંછું તે જાણવું–એજ જીંદગી સાથે મારો વિરોધ મટાડી મને એકરૂપ કરશે, અને કુદરતને ફરી એજ જાગૃત કરશે. જીંદગી કોલાહળરૂપ હવે વધારેવાર જણાશે નહિ. હવે હું સ્ત્રી અને પુરૂષોને ઓળખીશ, અને પિશાચ અને બેવકુફોમાંથી તેમને પારખી કાઢવાની સંજ્ઞાઓ શીખીશ. મારા જન્મદિવસ કરતાં આ દિવસ વધારે ઉત્તમ થશે ; ત્યારે હું પશુ હતો ; હવે સત્યના શાસ્ત્રમાં પ્રવેશ કરવાનું મને નિમંત્રણ અપાયું છે. આવી આશા છે, પણ તેના ઉપભોગને આઘો ઠેલવામાં આવ્યોછે. વારંવાર એવું બનેછે કે મને આકાશમાં–સ્વર્ગમાં લઇ જશે એવું જે કહેછે એવો પાંખોવાળો માણસ ધુમસમાં અને ધુમ્રમાં મને ચક્કરચક્કર ફેરવેછે, અને પછી કેમ જાણે મેઘમાળામાં આ વાદળાથી પેલા વાદળા ઉપર ઠેકડા મારતો હોય એમ મને સાથે લઇ તે નાચે કૂદેછે, અને છતાં પોતે આકાશ તરફ જવા બંધાયો છે એવું નિશ્ચયપૂર્વક કહેછે ; અને હું પોતેજ નવો નિશાળીઓ હોવાથી સ્વર્ગમાં જવાનો રસ્તો એ જાણતો નથી, એવું જાણી શકવામાં હું મંદ હોઉંછું, અને ઉડતાં પક્ષી કે જળ-કુકડીની માફક, જમીન કે પાણીથી થોડે ઉંચે ઉડવાને માટે, મારે તેની ચતુરાઇને વખાણવી એટલીજ એની ઇચ્છા છે; પરંતુ સર્વને ભેદી નાખે એવી, સર્વનું પોષણ કરે તેવી, સ્વર્ગની પ્રત્યક્ષ હવામાં એ મનુષ્ય કદિ જશે નહિ. મારા પોતાનાજ જૂના ખૂણામાં હું તુરતજ પાછો દડી પડુંછું, અને આગળની પેઠે અતિશયોક્તિની જીંદગી ગુજારૂં

છું, અને જ્યાં હોવા હું ઇચ્છુંછું, તે સ્થળે મને લઇ જાય એવા કોઇ આગેવાન-ની શકયતામાંથી મારો વિશ્વાસ ઉઠી ગયોછે.

પરંતુ, પતરાજીના આ પતંગીઆને એક કોરે રહેવા દઇને, યોગ્યતર પ્રેરણાથી કુદરતે કેવી રીતે ખબર આપવાના અને ખાત્રીથી બોલવાના કવિના કર્ત્તવ્યને જાળવી લીધું છે તે આપણે અવલોકીએ, એટલે કે, વસ્તુઓના સૌંદર્યથી; કે જે એવી રીતે જ્યારે કહેવામાં આવેછે, ત્યારે કોઇ નવીન અને અનુપમ સૌંદર્ય બની રહેછે. કેમ જાણે કે ચિત્રમય ભાષા હોય, તેમ કુદરત પોતાના સઘળાં પ્રાણીઓની બક્ષીસ એને કરેછે. સંજ્ઞા તરીકે તેનો ઉપયોગ થવાથી, તેની પોતાની કિંમત કરતાં પણ વધારે અદ્ભુત બીજી કોઇ કિંમત તેમાં દેખાય છે ; જેમ સુતારની લાંબી કરેલી દોરડી, જો તમારા કાન જોઇએ તેટલા તેની નજીક રાખો તો, પવનમાં પણ સંગીતમય હોય છે. એક જણ કહેછે કે : "પ્રતિમા કરતાં પણ વધારે સુંદર વસ્તુઓ પ્રતિમામાંથી પ્રદર્શિત થાયછે." સંજ્ઞાઓ તરીકે વસ્તુઓનો ઉપયોગ થઇ શકેછે, કારણકે કુદરત સમસ્ત તેમજ તેના દરેકે દરેક ભાગમાં સંજ્ઞા છે. દરેક લીટી કે જે આપણે રેતીમાં દોરી શકીએ તેમાં સંજ્ઞા છે ; અને પોતાના આત્મા કે ચૈતન્ય સિવાય કોઈ વસ્તુ નથી. સઘળા આકાર સ્વભાવનું પરિણામ છે; સઘળી સ્થિતિ જીંદગીના ગુણનું પરિણામ છે; સઘળી યોગ્યતા, તંદુરસ્તીનું પરિણામ છે ; (અને, આટલા માટે, સૌંદર્યનો આભાસ સમાન વૃત્તિવાળો હોવો જોઇએ, અથવા તો, તેનો સંયોગ ઉત્તમ પુરૂષમાંજ વાસ્તવિક છે.) અગત્યતાના આધાર ઉપર સુંદરતાનો આધાર છે. આત્મા શરીરને રચેછે : જ્ઞાની સ્પેન્સર ઉપદેશ આપેછે કે :

*"So every spirit, as it is more pure,*
*And hath in it the more of heavenly light,*
*So it the fairer body doth procure,*
*To habit in, and it more fairly dight,*
*With cheerful grace, and amiable sight.*
*For, of the soul, the body form doth take,*
*For soul is form, and doth the body make."*

એ પ્રમાણે દરેક આત્મા, જો તે વધારે વિશુદ્ધ હોયછે, અને તેમાં વધારે સ્વર્ગીય પ્રકાશ હોયછે તો, પોતાને રહેવાને વધારે સુંદર શરીર મેળવે છે ; અને

વધારે આનંદિત રમણીયતાથી અને વધારે પ્રિય સુંદરતાથી એને વ્યવસ્થિ
કરેછે. કારણકે આત્મામાંથી શરીર આકાર લે છે, કારણકે આત્મા આકા
છે અને શરીરને રચેછે." અહીંઆં આપણે છીંડાંશોધ વિચારમાં નહિ, પરં
પવિત્ર સ્થળમાં એકદમ આવીએ છીએ, અને ઘણી સાવચેતીથી અનેમાનપૂર્વ
ત્યાં આપણે જવું જોઇએ. જ્યાં **અસ્તિત્વ આકારમાં** અને **એકતા વિવિધ
તામાં** જતાં રહેછે ત્યાં, દુનિયાના ભેદ આગળ આપણે ઉભા રહીએ છીએ.

આત્માનું બાહ્ય સ્વરૂપ વિશ્વ છે. જ્યાં જ્યાં જીવન છે, ત્યાં ત્યાં તેન
આસપાસ ફરતા આકારમાં એ ફાટી નીકળે છે. આપણાં શાસ્ત્ર શારિરીક છે
અને એટલા માટે ઉપર ચોટીઆં છે. પૃથ્વી અને આકાશી ગોળા, રસાયન
શાસ્ત્ર અને વૈદક શાસ્ત્ર,-એ સર્વની સાથે, કેમ જાણે કે તેઓ સ્વયંભૂ હોય, તે
બાહ્ય સ્વરૂપે આપણે વરતીએ છીએ. પરંતુ જે અસ્તિત્વ-જે ઐશ્વર્ય આપણામ
હોયછે તેનો આ પરિવાર છે. પ્રોક્લસ કહેતો કેઃ "બુદ્ધિમય સ્વભાવોની અપ્રક
ગતિઓ સાથે સંયોગમાં સચેત થવાથી, બુદ્ધિમય ભાવનાની ભવ્યતાની સ્પ
પ્રતિમાઓ મહાન્ સ્વર્ગ પોતાનાં રૂપાંતરમાં બતાવે છે." એટલા માટે, ધ
અને અધ્યાત્મિક વિદ્યાની સાથે રહીને, મનુષ્યના વાસ્તવિક ઉત્કર્ષની સાં
શાસ્ત્ર જોડાજોડ ચાલેછે ; અથવા તો, આપણા આત્મ-જ્ઞાનની સૂચક શાસ્ત્રન
સ્થિતિ છે. જ્યારે કુદરતની દરેક વસ્તુ નીતિની કોઇને કોઇ શક્તિને સચે
કરેછે, ત્યારે પછી જો કોઇ ચમત્કાર જડ અને અસ્પષ્ટ રહે તો, એનું કારણ
એટલુંજ છે કે જોનારમાં એને અનુરૂપ શક્તિ હજી સચેત નથી થઇ.

ત્યારે, આ પાણી આટલાં ઉંડાં હોય, કે તેને લીધે ધાર્મિક વૃત્તિથી આપણે
તેમના ઉપર ભમ્યા કરીએ તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. વાર્તાનું સૌંદ
અક્કલની અગત્યતાને સિદ્ધ કરેછે ; કવિને, અને બીજા બધાને આ વાસ્તવિ
છે. અથવા તો તમારી એમ મરજી હોય તો કહો કે કુદરતની આ મોહીની
ઓનો જેટલે દરજ્જે પોતે ગ્રાહક થઇ શકે તેટલે દરજ્જે દરેક માણસ કવિ છે
કારણકે જેનું કિર્તન વિશ્વ છે એવા વિચારો સઘળા માણસમાં હોયછે. મ
લાગેછે કે સંજ્ઞાસૂચક ચિહ્નમાંજ કામણ રહેલું છે. કુદરતને કોણ ચાહેછે
કોણ ચાહાતું નથી? કવિઓ, ફુરસદવાળા પુરૂષો, અને રસજ્ઞોજ શું એન
સાથે રહેછે? નહિ ; અને, જો કે શિકારીઓ, ખેડુતો, અશ્વપાલો, અને કસા
ઇઓ શબ્દોની પસંદગીથી નહિ, પરંતુ જીંદગીની પસંદગીથી પોતાનો પ્રે
પ્રદર્શિત કરેછે, તથાપિ તેઓ પણ તેને ચાહેછે. અશ્વ ઉપર સવાર

કરવામાં કે અશ્વમાં કે શ્વાનમાં, ગાડીવાન કે શિકારીને એવું શું જણાય છે કે જે જોઇને લખનારો વિસ્મય પામેછે. એ ઉપર ઉપરના ગુણો નથી. તમે જ્યારે એની સાથે વાત કરોછો, ત્યારે તમારા જેટલીજ નિર્જીવતાથી એ તેમની કિંમત લેખેછે. એની પૂજા સંબંધજન્ય છે; તેનાં લક્ષણ કે તેની વ્યાખ્યા તેની પાસે નથી, પણ સામાન્ય સૃષ્ટિમાં જે જીવતી શક્તિ રહેલી તેને લાગેછે તેનાથી તે આજ્ઞાધીન છે. આ વસ્તુની કોઇ પણ નકલ કે ખોટી રમતથી તે સંતુષ્ટ થતો નથી. ઓતરાદા પવનની, વરસાદની, પથ્થરની, અને જંગલ તથા લોઢાની–આ સર્વની સત્યતા ઉપર તેને પ્રેમ હોયછે. જે સૌંદર્યના છેડા સુધી આપણે જોઇ શકીએ તેના કરતાં જે સૌંદર્ય આપણને ખૂલ્લું થઇ શકે નહિ, તે વધારે પ્રિય હોયછે. સંજ્ઞામય કુદરત એ છે, અલૌકિકતાની ખાત્રી આપતી કુદરત તે છે, ચૈતન્યથી ઉભરાઇ જતું એ શરીર છે, જેની પૂજા, અણઘડ પણ શુદ્ધ ભક્તિભાવે તે કરેછે.

આ આસક્તિની ગુહ્યતા અને ભેદ દરેક વર્ગનાં મનુષ્યોને સાંકેતિક સંજ્ઞાઓનો ઉપયોગ કરવા તરફ ઘસડી લઇ જાય છે. લોકો પોતાની સંજ્ઞાથી જેવા ઘુર્ણાયમાન બની રહ્યા છે તેના કરતાં કાંઇ વધારે ઘુર્ણાયમાન કવિઓ અને ફિલસુફોના વર્ગો પોતાનીથી નથી બન્યા. આપણા રાજકીય મંડળમાં પણ સંજ્ઞા અને ચિહ્નોની શક્તિ તપાસો. બાલ્ટીમોરથી તે બંકરટેકરી સુધી જે મોટા ગોળો એક પછી એક ઉત્સાહિત ટોળાં ગબડાવે છે, તે જુઓ. રાજમંડળની સ્વારીમાં, લૉવેલ સાળમાં, લીન એક ઉપાનમાં, અને સેલેમ વાહાણમાં ચાલેછે. મઘનું પીપ, કાષ્ટની ઓરડી, અખરૂટની લાકડી, ખજુરીનું ઝાડ, અને અમુક અમુક મંડળની સઘળી સંજ્ઞા તપાસો. પ્રજાઓનાં નિશાનની સંજ્ઞા તપાસો. પરમેશ્વર જાણે, કેવી રીતે આવી પ્રતિષ્ઠામાં તેઓ આવ્યા, તથાપિ પૃથ્વીના છેડા ઉપર આવેલા કિલ્લા ઉપર પવનમાં ફડફડતા રંગબેરંગી ઉનના જૂના કટકા ઉપર ચિત્રેલા કેટલાક તારા, કમળો, વાઘ, અર્દ્ધ ચંદ્ર, સિંહ, ગરૂડ, અથવા તો બીજી આકૃતિ, ગમે તેવા અણઘડ અને અપકૃષ્ટ બાહ્યસ્વરૂપી છે છતાં લોહી ઉકાળી નાખશે. લોકો ધારેછે કે તેઓ કવિતાને ધિક્કારે છે, અને છતાં તેઓ બધા કવિ અને લાક્ષણિક આત્મા છે.

લાક્ષણિક ભાષાની આ સર્વ-વ્યાપકતાની પેલીમેર, વસ્તુઓના આ ઉત્કૃષ્ટ ઉપયોગની દિવ્યતાની ખબર આપણને પડેછે, કે જેને લીધે કરીને આ દુનિયા દેવાલય બનેછે, અને સંજ્ઞા, ચિત્રો અને દેવની આજ્ઞાથી જે દેવાલયની દીવાલો ભરપૂર

થઇ ગઇ છે; અને તે એવી રીતે કે, કુદરતના આખા અર્થનો સમાવેશ ન કરે એવી કોઇ હકીકત કુદરતમાં નથી ; અને બનાવોમાં અને કાર્યોમાં, ઉંચામાં અને નીચામાં, પ્રમાણિક અને અપ્રમાણિકમાં, જે ભેદ આપણે પાડીએ છીએ, તે જ્યારે કુદરતને આપણે સંજ્ઞા તરીકે વાપરીએ છીએ, ત્યારે અદૃશ્ય થઇ જાયછે. ઉપયોગને યોગ્ય દરેક વસ્તુને વિચાર બનાવે છે. સભ્ય વાતચિતમાંથી હાંકી કાઢેલા શબ્દો અને કલ્પનાઓ સર્વજ્ઞ મનુષ્યના શબ્દ-કોષમાં સમાઇ જશે. નિર્લજ્જને જે નીચ, અરે બિભત્સ જણાય તે, વિચારના કોઇ નવા સંયોગમાં બાહાર બોલાય તો તેજસ્વી બની જાયછે. યાહુદી લોકોના ધર્મગુરૂની ભક્તિ તેમની અમર્યાદાને વિશુદ્ધ કરેછે. સુન્નત એ નીચ અને અપ્રિયને ઉચ્ચ કરવાની કવિતાની શક્તિનું દૃષ્ટાંત છે. મહાન્ સંજ્ઞાઓ તેમજ નાની અને હલકી વસ્તુઓ પણ સરખીજ રીતે કામમાં આવેછે. જે નમુનાથી કોઇ પણ કાયદો દૃશ્ય થાયછે તે જેમ હલકો, તેમ તે વધારે મર્મ-વેધી છે, અને તેમ તેમ વધારે મનુષ્યોની યાદદાસ્તમાં એ ટકેછે ; જેવી રીતે આપણે કોઇ ઉપયોગી વાસણ રાખવાને નાનામાં નાની પેટી કે મ્યાન પસંદ કરીએ છીએ, તેવી રીતે તે પણ તેવુંજ છે. શબ્દોની સાદી ટીપ પણ કલ્પના-શીલ અને સચેત થએલાં અંતઃકરણને સૂચક થઈ પડેછે ; લોર્ડ ચેથામના વિષે એવું લખાયુંછે કે જ્યારે પારલામેંટમાં ભાષણ કરવાની એ તૈયારી કરતો હતો ત્યારે તેને બેઇલીનો શબ્દ-કોષ વાંચવાની ટેવ હતી. હલકામાં હલકો અનુભવ પણ વિચાર દર્શાવવાના સઘળાં કામને માટે પૂરતી રીતે સધન છે. નવી હકીકતોના જ્ઞાનનો લોભ શામાટે રાખોછો ? દિવસ અને રાત્રી, ઘર અને બગીચો, થોડીક ચોપડીઓ, થોડાંક કાર્યો–આ સર્વ, સઘળા વેપાર અને સઘળા દેખાવ જેવાંજ આપણને કામ આવેછે. જે થોડી સંજ્ઞાઓનો ઉપયોગ આપણે કરી-એ છીએ તેનો મર્મ તદ્દન ખૂટાડી દીધાથી આપણે હજી બહુ દૂર છીએ. હજી પણ આપણે તેમને ઉગ્ર વિશુદ્ધતાથી વાપરી શકીએ તેમ છીએ. કાવ્ય લાંબુંજ હોવું જોઇએ એવી કાંઇ આવશ્યક્તા નથી. દરેક શબ્દ પ્રથમ–એક વાર કાવ્ય હતો. દરેક નવો સંબંધ નવો શબ્દ છે. વળી, અપૂર્ણતા અને વિરૂપતાને આપણે પવિત્ર ઉદ્દેશે વાપરીએ છીએ, અને એથી કરીને આપણો અર્થ એવી રીતે આપણે દૃશ્ય કરીએ છીએ કે દુનિયાની અધમતા અધમ આંખનેજ અધમ લાગેછે. પ્રાચીન પૂરાણમાં, પૂરાણીઓ કહેછે કે દિવ્ય સ્વભાવોને પણ પુષ્કળતાની ઇસારત કરવાને વાસ્તે અપૂર્ણતા આપવામાં

આવી છે; જેમકે અરૂણુ લૂલો છે, કામદેવ આંધળો છે, વિગેરે વિગેરે.

કારણકે, જ્યારે પરમેશ્વરે રચેલી જીંદગીમાંથી કશાને છૂટું પાડીએ કે નષ્ટ કરીએ અને તેથીજ વસ્તુઓમાં વિરૂપતા આવેછે, ત્યારે કવિ, જે કુદરતને અને આખી વસ્તુને ફરી સાંધે છે,-કૃત્રિમ વસ્તુઓને પણ, અને કુદરતના અતિક્રમને પણ,—ઉંડી પ્રબળ પ્રેરણાથી કુદરત સાથે તેમને ફરી સાંધીને, પ્રતિકૂળમાં પ્રતિકૂળ વસ્તુઓની પણ ઘણી સેહેલાઇથી વ્યવસ્થા કરી નાખેછે. કવિતાના વાંચનારા રેલવે અને કારખાનાંવાળું ગામડું જુએછે અને તેથી એટલી ભૂમિનું કાવ્ય ઓછું થઇ ગયું છે એમ તેઓ ધારેછે; કારણકે હુનરના આ કામની પ્રતિષ્ટા હજી તેમના વાંચનમાં નથી થઇ; પરંતુ મધપૂડા કે કરોળીઆની જાળ કરતાં તેમાં ઓછી મહાન્ વ્યવસ્થા છે એવી રીતે કદિ પણ કવિ તેમને જોતો નથી; કુદરત પોતાના સજીવ વર્તુળમાં તેમને એકદમ સ્વીકારી લેછે, અને ગાડીઓની સરી જતી હાર, કેમ જાણે પોતાનીજ હોય એમ તેને ચાહેછે. વળી, મધ્યબિંદુએ રહેતા અંતઃકરણને, કેટલી નવી યાંત્રિક શોધ તમે કરી બતાવો છે તેનો કાંઇ હિસાબ નથી. લાખો યુક્તિઓનો, અને તે પણ વળી આશ્ચર્યકારક,-તમે ઉમેરો કરોછો, છતાં યાંત્રિકશાસ્ત્રના વિષયના વજનમાં એક રજ જેટલો પણ વધારો થયો નથી. થોડી કે વધારે વિગતોથી આત્મિક વસ્તુ તો અવિકારી-એકની એકજ રહેછે; કારણકે પૃથ્વીના ગોળાકારને ખંડિત કરે એવો દેખાઇ આવે એવી રીતે કોઇ પર્વત ઉંચો નથી. એક ચતુર ગામડીઓ છોકરો પેહેલીજ વખત શેહેરમાં જાયછે, અને તેના ટૂંકા વિસ્મયથી પ્રસન્ન મુખમુદ્રાવાળો શેહેરી સંતોષ પામતો નથી. સઘળાં સુંદર ઘરો એ દેખતો નથી એમ નથી, અને આવાં પ્રથમ એણે જોયાં નહોતાં એમ એ જાણતો નથી એમ પણ નથી, પરંતુ જેમ કવિ રેલવેને માટે સ્થળ શોધી કાઢેછે, તેમ તે પણ તેટલીજ સેહેલાઇથી તેમની વ્યવસ્થા કરી નાખેછે. જેની આગળ હરકોઇ અને દરેક વસ્તુ નાની લાગેછે, અને જેને કોડીનો પટો અને અમેરિકાનો વિસ્તીર્ણ વેપાર એક સરખાંજ લાગેછે એવી જીંદગીની મહાન્ અને નિત્ય વસ્તુને શ્રેષ્ટ કરવી એ નવી વસ્તુનું મુખ્ય ઉપયોગીપણું છે.

ક્રિયાપદ અને નામ તરીકે દુનિયા આ પ્રમાણે અંતઃકરણના આધિપત્ય નીચે મૂકાએલીછે, અને જે એને સ્પષ્ટતાથી સમજાવી શકે તે કવિ છે. કારણકે, જોકે સૃષ્ટિ વિશાળ છે અને મનુષ્યો તેનાથી મોહિત થાયછે અને તેમાં

તલ્લીન બની જાયછે–અને જે સંજ્ઞાઓથી એનું વર્ણન થાયછે તેમાં જોકે સઘળાં મનુષ્યો કુશળ હોયછે–છતાં તેમનો ઉપયોગ તેઓ સ્વભાવિક રીતે કરી શકતાં નથી. આપણે પોતેજ સંજ્ઞા છીએ, અને સંજ્ઞામાં રહીએ છીએ; કારીગરો, કામ, અને ઓજાર, શબ્દો અને વસ્તુઓ, જન્મ અને મરણ, એ સઘળાં સંજ્ઞાઓ છે; પરંતુ સંજ્ઞાઓથી આપણે આકર્ષાઇએ છીએ; છતાં વસ્તુઓના બાહ્ય ઉપયોગથી આપણે મોહિત થએલા હોવાથી, સમજતા નથી કે તેઓજ વિચાર છે. છેવટની–છેક છેડાની બુદ્ધિમય જ્ઞાન–દૃષ્ટિથી કવિ તેમાં એવી શક્તિ મૂકેછે કે તેથી કરીને તેમનો જૂનો ઉપયોગ વિસ્મૃત થઇ જાયછે, અને દરેક મૂંગી અને અચેત વસ્તુમાં જીભ અને આંખો એ મૂકે છે. સંજ્ઞા ઉપર વિચારની સ્વતંત્રતા એ જુએ છે, વિચારનું સ્થાયીપણું, સંજ્ઞાની પ્રસંગોપાત યોગ્યતા અને અનિશ્ચતતા એ સમજે છે. જેમ બીલાડીની આંખો અંધારાની આરપાર જોતી કહેવાય છે, તેમ દુનિયાનું રૂપાંતર આરસીમાં કવિ કરી નાખેછે; અને ક્રમવાર, યોગ્ય વખતેજ, સઘળી વસ્તુઓ આપણને તે બતાવેછે. કારણકે, પોતાની શ્રેષ્ટ જ્ઞાન-શક્તિના બળવડે, વસ્તુઓની નજીક એક પગથીયું આગળ એ ઉભો રહેછે, અને વહન અને વસ્તુનાં રૂપાંતર એ જુએછે. વિચાર બહુરૂપી છે એમ એ સમજે છે; દરેક પ્રાણીના આકારની અંદર એવું ચૈતન્ય રહેલું છે કે એથી પણ વધારે શ્રેષ્ટ આકારમાં એને લઇ જવાને એ મથેછે, એમ એ જાણેછે; અને જીવનની પછવાડે ઉઘાડી આંખે ચાલતો ચાલતો, જે આકાર એ જીવનને દૃશ્ય કરેછે તે આકારનો ઉપયોગ કરેછે, અને તેથી કરીને તેનું ભાષણ કુદરતના વહનની સાથે વહેછે. પ્રાણીના કારભારની–જાતિની, પોષણની, ગર્ભધારણની, જન્મની, વૃદ્ધિની,–એ સઘળાંની સર્વ હકીકતો, મનુષ્યના આત્મામાં દુનિયાના પ્રવાસની, ત્યાં રૂપાંતર થવા દેવાની, અને તેમાંથી નવીન ઉચ્ચ વસ્તુ તરીકે બાહાર દૃશ્ય થવાની, સંજ્ઞા છે. જીવનને અનુસાર આકારનો એ ઉપયોગ કરેછે, આકારને અનુસાર નથી કરતો. ખરેખરૂં શાસ્ત્ર આ છે. માત્ર કવિજ ખગોળવિદ્યા, રસાયન-શાસ્ત્ર, વનસ્પતિ–વિદ્યા અને પ્રાણી–વિદ્યા જાણેછે, કારણકે આ વસ્તુએ એ ઉભો નથી રહેતો, પણ તેમનો ઉપયોગ સંજ્ઞા તરીકે એ કરેછે. જેને આપણે સૂર્ય અને ચંદ્ર, અને તારાઓ કહીએ છીએ તે પુષ્પો, આકાશના મેદાનમાં અને ખીડમાં શામાટે વેરવામાં આવ્યાંછે તે એ જાણે છે; આ મહાન્ ગોળો પ્રાણીઓથી, મનુષ્યોથી અને દેવોથી શામાટે વિભૂષિત કરવામાં આવ્યોછે તે

એ સમજે છે; કારણકે જે શબ્દ એ બોલેછે, તે દરેકમાં વિચારના અશ્વ તરીકે તેના ઉપર એ સવારી કરેછે.

આ શાસ્ત્રની શક્તિવડે કરીને, કવિ એ કથનાર કે ભાષાનો બનાવનાર છે; અને કોઇ કોઇ વખતે દેખાવ ઉપરથી વસ્તુઓનાં નામ એ આપેછે, કોઇ કોઇ વખતે તેમના આંતરિક ગુણ ઉપરથી તેમને નામ આપેછે, અને દરેક વસ્તુને બીજાનું નહિ, પણ વસ્તુનું પોતાનુંજ નામ એ આપેછે; અને તેથી કરીને જે બુદ્ધિ મર્યાદા અને વિભાગમાં આનંદ માનેછે તેને આનંદમાં નિમગ્ન કરી નાખેછે. કવિઓએજ સઘળા શબ્દો રચ્યા છે; એટલા માટે ભાષા એ ઇતિહાસનું દફતરખાનું છે; અને આપણે જો એવું બોલીજ શકીએ તો, દેવીઓની એક જાતની કબર એ છે. કારણકે, જોકે ઘણાખરા શબ્દોનું મૂળ આપણે અત્યારે વિસરી ગયા છીએ, તથાપિ દરેક શબ્દ પ્રથમ કોઇ અલૌકિક બુદ્ધિનો ઝબકારોજ હતો, અને બોલનારના અને સાંભળનારના મનને આખી દુનિયાનું લક્ષણ તેમાં સમાઇ ગએલું લાગ્યું હતું; તેથીજ ભાષામાં એ રૂઢ થઇ પડ્યો છે. વ્યુત્પત્તિકારને દરેક નિર્જીવ શબ્દમાં પણ એક વખત ઝળઝળતું ચિત્ર હતું એમ માલમ પડેછે; ભાષા એ પ્રસ્થરી-ભૂત કવિતા છે. જેમ ચૂનાના પથ્થરમાં પ્રાણીનાં પડનાં અનંત અસ્તર રહેલાં છે, તેમ ભાષા પણ કલ્પનાથી ભરેલી છે, અથવા તો એવા તો અર્થ-ગર્ભિત શબ્દોથી ભરપૂર છે કે એનો ગૌણ અર્થ અત્યારે આપણામાં રૂઢ થઈ ગએલો હોવાથી, તેની કાવ્યમય ઉત્પત્તિની સ્મૃતિ આપણા અંતઃકરણમાં આવવી ક્યારની બંધ પડી ગઇ છે. પરંતુ કવિ વસ્તુને નામ આપેછે, કારણકે એ તેને જુએછે, અથવા તો બીજા કરતાં એક પગથીયું આગળ એની પાસે એ આવેછે. જેમ વૃક્ષમાંથી પાંદડું ફૂટેછે, તેમ તેની આ શક્તિ-નામ આપવાની આ પદ્ધતિ-કળા નથી, પરંતુ તેના પોતાના સ્વભાવમાંથી ઉત્પન્ન થએલી બીજી કુદરતજ છે. જેને આપણે કુદરત કહીએ છીએ તે પોતાથીજ નિયમિત થએલી એક જાતની ગતિ કે અવસ્થાન્તર છે; અને સઘળી વસ્તુ કુદરત પોતાનેજ હાથે કરેછે, અને પોતાને સંસ્કાર આપવાનું બીજાના હાથમાં એ રહેવા દેતી નથી, પણ પોતેજ એ કરેછે; અને એ પણ આ રૂપાંતરનીજ મારફત કરેછે. મને યાદ છે કે એક કવિએ નીચે પ્રમાણે તેનું વર્ણન કર્યું હતું:—

વસ્તુઓનો જીર્ણોદ્ધાર કરે એવી ચપળતા તે મહાન્ બુદ્ધિ છે; પછી તે

આખી કે થોડી ભૌતિક કે અંતવાન જાતની હોય તોપણ. પોતાના આખા રાજ્યમાં કુદરત પોતેજ પોતાને નિર્ભય કરેછે. બીચારા બીલાડીના ટોપને રોપવાની કોઇ કાળજી રાખતું નથી; એ ઉપરથી હવાવાળી જગામાં ઉગેલા છોડવાના અંતરપડમાંથી હજારો સૂક્ષ્મ તંતુઓ જેવાં બીજ તે તેમાંથી ખંખેરી નાખેછે, અને તેમાંથી કોઇ પણ સહીસલામત રહીને બીજે દિવસે કરોડોને જન્મ આપેછે. જૂના છોડવાને નહોતો એવો આ વખતના નવા છોડવાને યોગ હોયછે. જે દૈવ યોગોવડે કરીને થોડે અંતરે આવેલા તેના વડીલનો વિનાશ થયો તે યોગોને આધીન બીજનું આ રજકણ નવી જગ્યામાં નાખવામાં નથી આવ્યું. કુદરત એક મનુષ્ય બનાવે છે; અને પુષ્ટ ઉમરે એને આણ્યા પછી, એકજ ઘાએ આ અદ્ભુતતાને ગુમાવવાનું જોખમ તેને વેરવું ન પડે, માટે તેમાંથી એક એવી નવી મૂર્ત્તિ તે છૂટી પાડેછે કે જેથી કરીને જે અકસ્માતોનું જોખમ એ વ્યક્તિને રહેલું છે તેમાંથી એ જાત મુક્ત બની સહીસલામત રહે. એ પ્રમાણે જ્યારે કવિનો આત્મા વિચારોની પુષ્ટતાએ પહોંચેછે, ત્યારે તેનામાંથી તેનાં કાવ્યો અને સંગીતોને છૂટાં પાડી બાહાર મોકલવામાં આવેછે,–નિર્ભય, નિદ્રાહીન, અને અમર સંતાન રવાના થાયછે; અનેતેમને વખતના કંટાળેલા રાજ્યના અકસ્માતોનું જોખમ નથી રહેતું; નિર્ભય, દીર્ઘાયુષી, અને પાંખોથી આભૂષિત થએલી એ સંતતિ એવી હોયછે, (જે આત્મામાંથી એમનો ઉદ્ભવ થયો તેનો ગુણજ એવો હતો), કે જે તેમને ત્વરાથી દૂર લઇ જાયછે, અને મનુષ્યોના અંતઃકરણમાં પોતાની સજ્જડ સ્થાપના કરેછે. આ પાંખો કવિના આત્માનું સૌંદર્ય હોયછે. પોતાના નાશવંત પિતામાંથી આ પ્રમાણે ઉત્પત્તિ પામતાં અવિનાશી સંગીતોની પાછળ નિંદાની ધાંધલ-યુક્ત વૃષ્ટિ ચડેછે, અને તેની સંખ્યા ઘણી હોયછે, અને તેમને ગળી જવાની ધમકી આપેછે; પરંતુ આ ધાંધલને પાંખો નથી હોતી. જે આત્મામાંથી તેમનો જન્મ થાયછે તેમની પાસેથી તેમને સુંદર પાંખો મળતી ન હોવાથી, એક ટૂંકો કૂદકો મારી આખરે ગોટમોટ થઇ એ નીચે પડી સડી જાયછે. પરંતુ કવિનો મધુર સ્વર ઉંચે ચડેછે, કૂદેછે, અને અનંતકાળના પેટામાં પેસી જાયછે.

આ પ્રમાણે એની નિરંકુશ ભાષા વાપરીને તે કવિએ મને ઉપદેશ આપ્યો હતો. પરંતુ નવીન વ્યક્તિઓની ઉત્પત્તિમાં, નિર્ભયતા કરતાં પણ વધારે ઉંચો ઉદ્દેશ કુદરતને હોયછે, અને તે ઉચ્ચતા અથવા ઉચ્ચ આકૃતિમાં

આત્માનો પ્રવાસ છે. હું નાનો હતો ત્યારે સાર્વજનિક બગીચામાં યુવાનનું જે પૂતળું ઉભું છે તે જે કારીગરે બનાવ્યું તેને હું ઓળખતો હતો. મને યાદ છે તે પ્રમાણે, શાથી સંતુષ્ટ કે અસંતુષ્ટ એ થતો હતો, તે પ્રત્યક્ષ રીતે એ કહી શકતો નહિ, પણ અદ્દ્ભુત અપરોક્ષતાથી એના સારા નરસાપણા વિષે એ કહી શકતો હતો. તેની ટેવ પ્રમાણે, એક દિવસે પ્રાતઃકાળ પહેલાં તે ઉઠયો, અને અનંતતામાંથી આવતી અનંતતા જેવીજ ભવ્ય સવારને પડતાં તેણે જોઇ અને પછી, ઘણા દિવસ પછી, આ શાંત ગંભીરતાને તેણે દૃશ્ય કરી બતાવવાનો પ્રયત્ન કર્યો, અને જુઓ ! તેના ટાંકલાએ સંગેમરમરના પથ્થરમાંથી ફોસફરસ નામના એક સુંદર યુવાનનો આકાર ઘડી કાઢયો ; અને તેના દેખાવને માટે એવું કહેવાય છે કે જે જે મનુષ્યો એના સામું જુએછે તે શાંત-ગંભીર એ વખતે બની જાયછે. કવિ પણ પોતાના સ્વભાવને તદ્દન આધીન થઇ જાયછે, અને જે વિચારે એના આત્માને ખળભળાવી મૂકયો હોયછે એ જ્યારે દૃશ્ય થાયછે ત્યારે, એજ સ્વરૂપનો, પણ કોઇ નવીન ભપકામાંજ એ દેખાઇ આવેછે. એનો દેખાવ સેંદ્રિય, અથવા તો વસ્તુઓને જ્યારે છૂટી મૂકી દેવામાં આવેછે ત્યારે જે સ્વરૂપ ધારણ કરેછે તે નવા સ્વરૂપમય, હોયછે. જેવી રીતે, સૂર્ય-પ્રકાશમાં વસ્તુઓ આંખની કીકીમાં પ્રતિમા ચિતરે છે, તેવી રીતે તેઓ, આખા વિશ્વની મહાકાંક્ષામાં તેમનો અંશ હોવાથી, તેના અંતઃકરણમાં તેમના તત્વનો બહુજ વધારે લલિત નમુનો ચિતરવામાં, સાધનભૂત થાયછે. મધુર સ્વરમાં તેમનું અવસ્થાંતર એ વધારે ઉચ્ચ સેંદ્રિય આકારમાં વસ્તુઓના રૂપાંતર જેવું હોયછે. દરેક વસ્તુ ઉપર તેનો પોતાનો દેવ કે આત્મા ઉભો રહેછે, અને જેમ વસ્તુઓના આકારનું પ્રતિબિંબ આંખવડે પડેછે, તેમ વસ્તુઓના આત્માનું પ્રતિબિંબ સ્વરના મધુર ક્રમથી પડેછે. સમુદ્ર, પર્વતની હાર, પાણીનો ધોધ, અને ફુલનો દરેક ક્યારો, આ સર્વ પ્રથમથી અથવા તેમની ઉપર આદ્ય-સ્વરમાં હયાત હોયછે, અને તે હવામાં સુગંધની માફક વહેછે, અને કોઇ પણ માણસ તીવ્ર કર્ણેંદ્રિયથી તેની પાસે જ્યારે જાયછે ત્યારે તેમને વાત કરતાં તે સાંભળી લેછે, અને ભ્રષ્ટ કે કમજોર તેમને કરી નાખ્યા સિવાય, એ અવાજને લખી લેવાનો પ્રયત્ન એ કરેછે. વિવેચનની વાસ્તવિકતા આમાં-અંતઃકરણની આસ્થામાં-છે ; કે, કાવ્યો કુદરતના કોઇ પણ વિષયનું રૂપાંતર છે, અને તેની સાથે તે બરાબર મળતાં આવે એવાં હોવાં જોઇએ. દરીઆઇ છીપની વારંવાર બંધાતી ગાંઠ કરતાં, અથવા તો પુષ્પના સમૂહના

મળતા આવતા ભેદ કરતાં ઓછું આનંદજનક આપણી કવિતાઓમાંથી કોઇનું કવન થવું ન જોઇએ. પક્ષીઓનાં જોડાં બંધાવામાં પણ ટૂંકા કાવ્ય હોયછે, પણ તે આપણા ટૂંકા કાવ્ય જેવાં કંટાળો આપે તેવાં નથી. તોફાન એ અસત્ય કે નિરર્થક શબ્દના ઉચ્ચાર વિનાની કઠોર ગઝલ છે; જે ઉનાળામાં છાસઠીઆ વવાયછે, લણાયછે અને તેનો સંગ્રહ થાયછે, તેમાં કેવા સુશોભિત રીતે સંપૂર્ણતાને પામેલાં ઘણા ખંડવાળું અદ્ભુત કાવ્ય છે! જે નિયમિતતા અને સત્ય આમાં એકત્ર થએલાં છે તે આપણા આત્મામાં શામાટે પ્રવેશ ન કરે, અને કુદરતની નવીનતામાં શામાટે આપણે ભાગ ન લઇએ ?

કલ્પનાના નામથી જે સ્પષ્ટ સમજાયછે એવો આ આંતરિક પ્રવેશ અવલોકનનો ઉંચી જાતનો પ્રકાર છે, અને તે અભ્યાસથી પ્રાપ્ત થતો નથી, પણ જ્યાં જ્યાં અને જે જે જુએછે, ત્યાં ત્યાં અને તેનામાં બુદ્ધિનો પ્રવેશ થવાથી, આકારમાં વસ્તુ કેવી રીતે રૂપાંતર પામી સ્વરૂપ બદલેછે એમાં સહભાગી થવાથી, અને તેથી કરીને બીજા આગળ તેમનું સાક્ષાત્ સ્વરૂપ ખડું કરી આપવાથી, પ્રાપ્ત થાયછે. જે રસ્તે વસ્તુઓ રૂપાંતર પામેછે, તે રસ્તો નિઃશબ્દ છે. ત્યારે બોલનારને તેમના સહીત તેઓ જવા દેશે? બાતમીદાર જેવા ગુપ્ત દૂતને તેઓ પોતાની નજીક આવવા દેશે નહિ; પ્રેમી કે કવિ, એ તો તેમના સ્વભાવનું ઉત્કૃષ્ટ સ્વરૂપ છે,–તેને તેઓ આવવા દેશે. વસ્તુઓના આકારમાંથી દિવ્ય પ્રભા પ્રગટે છે તેને તદ્દન વશ થઇ જવામાં, અને તેની સાથે સાથે જવામાં, સત્ય રીતે નામ આપવાની સ્થિતિ છે, અને તેજ કવિએ કરવાનું છે.

પોતામાં જે છે, જેનાથી પોતે જ્ઞાત છે, એવા કૌવત ઉપરાંત પણ,–કેમ જાણેકે બુદ્ધિ બેવડી સમર્થ થઇ ગઇ હોય તેવી–કોઇ નવી શક્તિ વસ્તુઓના સ્વભાવને તદ્દન વશ થઇ જવાથી પોતામાં આવવી શક્ય છે, આ ગુપ્ત ભેદ દરેક બુદ્ધિમાન પુરૂષ સેહેલાઇથી સમજી શકે તેમ છે; વ્યક્તિ તરીકે તેનામાં જે સામર્થ્ય હોવું જોઇએ તેની પડખે પણ, બીજી એક સર્વ-વ્યાપી શકિત રહેલી છે, કે જેમાંથી, માનુષી બારણાં ગમે તે જોખમે પણ ઉઘાડાં કરી નાખીને અને દિવ્ય ભરતીને પોતામાં ફરવા દઇને અને ઉછળવા દઇને, એ પોષણલઇ શકે, એ વાત બુદ્ધિમાનને સ્પષ્ટ સમજાય તેમ છે; ત્યારે એ આખા વિશ્વના જીવનમાં ઝીલાઇ જાયછે, ત્યારે એનું ભાષણ મેઘ-ગર્જના થઇ પડેછે, ત્યારે એનો વિચાર કાયદાનું વજન ધરાવેછે, અને છોડવા અને પ્રાણીઓની પેઠે ત્યારેજ એના

શબ્દો સર્વને સમજાય તેવા સ્પષ્ટ બની રહેછે. કાંઇક નિરંકુશ રીતે પોતે બોલેછે, ત્યારેજ પોતે કાંઇક દિવ્યતાથી બોલેછે એમ કવિ જાણેછે, ત્યારેજ અંતઃકરણનું પુષ્પ વિકસીત બની મનહર બનેછે. અને આ સઘળું તેઓ બુદ્ધિને સાધન તરીકે વાપરીને નહિ, પરંતુ સઘળાં બંધનમાંથી તેને મુક્ત કરીને, અને સ્વર્ગીય જીવનમાંથી તેને જે સૂચના મળે તેની પ્રાપ્તિ તેને આપોઆપ થવા દઇને, કરેછે; અથવા તો, પ્રાચીન પુરૂષો માત્ર બુદ્ધિથીજ નહિ, પરંતુ કોઇ માદક સુધાથી તેને ઉન્માદિત કરીને તેઓ પોતાનું અંતઃકરણ જણાવતા હતા. જેમ કોઇ ભૂલો પડેલો મુસાફર પોતાના અશ્વ ઉપર લગામ ફેંકી દઇને તેની પ્રેરણા ઉપર ખરે રસ્તે આવવાની આશાનો વિશ્વાસ બાંધી બેસેછે, તેજ પ્રમાણે જે દિવ્ય પ્રાણી આપણને આ દુનિયામાં પોતાના ઉપર બેસારી લઇ જાયછે, તેની સાથે વરતવું જોઇએ. કારણકે જો કોઇ પણ રીતે આ પ્રેરણાને આપણે ઉન્નત બનાવી શકીએ તો કુદરતના નવા રસ્તા આપણે માટે ઉઘાડા થાયછે; ઉચ્ચમાં ઉચ્ચ અને કઠીનમાં કઠીન વસ્તુઓમાંથી પણ આપણું અંતઃકરણ સરળતાથી વહ્યું જાયછે, અને ત્યારેજ રૂપાંતર શક્ય બની જાયછે.

દારૂ, માંજમ, મધ, કારી, ચાહ, કસુંબો, બીડી કે સુખડના ગોટા, અથવા તો અંતઃકરણના ઉલ્લાસને પ્રદીપ્ત કરે એવી બીજી કોઇ વસ્તુઓને કવિઓ સેવેછે તેનું આજ કારણછે. પોતાની સ્વાભાવિક શક્તિઓમાં આ અસાધારણ શક્તિનો ઉમેરો કરવા માટે આવા સાધનોમાંથી પોતાથી બની શકે તેટલાનો લાભ લેવા દરેક માણસ પ્રયત્ન કરેછે; અને આજ ઉદ્દેશે, વાતચિત, સંગીત, ચિત્રો, શિલ્પી નમુના, નૃત્ય, નાટકશાળા, મુસાફરી, લડાઇ, જન-સમાજ, આગ, રમત, રાજ્યનીતિ, અથવા તો પ્રેમ, શાસ્ત્ર કે કેફની, કિંમત તેઓ ગણેછે; કારણકે વસ્તુઓની વધારે નજીક તેમને લાવીને, જે સત્ય ઉન્માદ તેમનામાં મનહરતા અર્પેછે, તે મેળવવાનાં આ સઘળાં પણ જેવાં તેવાં અને અપૂર્ણ સાધનો છે. મનુષ્યની મધ્યોત્સારી અંતર-શક્તિનાં, સ્વતંત્ર આકાશમાં સ્વેચ્છાએ ઉડવાનાં, આ સર્વ સહાયક છે, અને જે શરીરમાં એ રૂંધાઇ રહ્યો છે, તેના કબજામાંથી તેને મૂક્ત કરવામાં, અને વ્યક્તિઓના જે સંબંધમાં એ ગુંચવાઇ રહ્યોછે તેના કેદખાનામાંથી તેને સ્વતંત્ર બનાવવામાં, તેને મદદ કરેછે. આ ઉપરથી ચિતારા, કવિ, ગવૈયા, અને નટો જેવા સૌંદર્યને સ્પષ્ટ કરવાનો ધંધો લઈ બેઠેલાઓના ઘણાખરા ભાગને બીજા કરતાં વિશેષ આનંદ અને આસક્તિનું

જીવન ગાળવાની ટેવ હોયછે: થોડાનેજ ખરેખરૂં અમૃત મળેછે અને તે સિવાય બધા આવું જીવન ગાળેછે; અને સ્વતંત્રતા મેળવવાનો એ કૃત્રિમ રસ્તો હોવાથી, સ્વર્ગની અલૌકિકતામાં નહિ, પરંતુ ભ્રષ્ટ સ્થળોની સ્વતંત્રતામાં એ જવાતું હોવાથી, એક જાતની દુર્વૃત્તિ અને અધોગતિથી, જે તેમને મળતું હતું તેના બદ્દલ તેમને શિક્ષા થતી હતી. પરંતુ છળ કપટથી કુદરતનો લાભ કદિ પ્રાપ્ત થઇ શકતો નથી. મદ્ય કે કસુંબાની નજરબંદીથી, દુનિયાનું ચૈતન્ય–સૃષ્ટિકર્ત્તાની મહાન્ અને ગંભીર સમક્ષતા, હાજર થતી નથી. શુદ્ધ અને પવિત્ર દેહમાં રહેલા વિશુદ્ધ અને સાદા આત્મા આગળ ભવ્ય દર્શન દૃશ્ય થાયછે. માદક પદાર્થોમાંથી જે ઉત્પન્ન થાયછે તે દિવ્ય પ્રેરણા નથી, પરંતુ જૂઠો જુસ્સો અને ખોટો વેગ છે. મિલ્ટન કહેછે, 'કૃત્રિમ કવિઓ મદ્ય ઢીચી સ્વચ્છંદપણે ભલે પોતાનું જીવન ગાળે. પરંતુ જે સાત્વિક કવિને પરમેશ્વરનાં કીર્ત્તન ગાવાં છે, અને મનુષ્યોમાં તેનું આવવું કેમ થયું તે વર્ણવવું છે, તેણે તો ગવૈયાની કાષ્ટની કામઠીમાંથી પાણી પીવું જોઇએ.' કારણકે કવિતા એ પિશાચનો દારૂ નથી, પણ દેવનું સુરાપાન છે. જેવું રમકડાંનું રહસ્યછે તેવુંજ રહસ્ય આનું પણ છે. આપણા છોકરાઓના ઓરડાઓમાં અને હાથમાં સઘળી જાતનાં કૃત્રિમ પૂતળાં, ઘોડા અને એવી એવી રમકડાની વસ્તુઓ મૂકીએ છીએ, અને જે તેમનાં રમકડાં હોવાં જોઇએ–જેવાં કે સૂર્ય, ચંદ્ર, પ્રાણીઓ, પાણી અને પથરા–એવી કુદરતની સંપૂર્ણ અને સાદી વસ્તુઓથી આપણે તેમને પછાત કિંવા વેગળા રાખીએ છીએ. એ પ્રમાણે, કવિની રહેવાની રીત પણ એવી સાદી કુંચી ઉપર ફરવી જોઇએ કે સાધારણ અસરોથી પણ આનંદિત એ બની જાય. સૂર્ય-પ્રકાશમાંથી એને આનંદની બક્ષીસ મળવી જોઇએ; એની પ્રેરણા પવનથી પણ સચેત બનવી જોઇએ; અને જળથી પણ તે મસ્ત બની રહેવો જોઇએ; સૂકા ઘાસની નાની ટેકરીપરથી, દરેક લાકડાના પાયામાંથી, અને જેનાપર સૂર્ય પ્રકાશે છે એવા જમીનમાં અરધા દટાએલા પથરામાંથી, ઉપજતું ચૈતન્ય, જે શાંત હૃદયને સંતોષેછે તે, ગરીબ અને ભુખ્યા પાસે, અને જે શુદ્ધ રસિકતાવાળા છે તેની પાસે, ચાલ્યું આવેછે. જો તમારૂં મગજ ન્યુયોર્ક અને બોસ્ટનથી, લોભ અને દંભથી, તમે ભરશો, અને થાકી ગએલી તમારી શક્તિને જો તમે દારૂ અને કાશીથી સચેત કરશો, તો કાષ્ટના જંગલની એકાંતમાંથી ડાહાપણનો પ્રકાશ તમને મળી શકશે નહિ.

જો કલ્પના કવિને મસ્ત બનાવેછે, તો બીજા માણસમાં પણ તે ચંચળતા રહીત

નથી રહેતી. રૂપાંતરને લીધે જોનારમાં પણ આનંદનો વિકાર ઉદ્ભવે છે. સંજ્ઞાઓના ઉપયોગથી સર્વ મનુષ્યો નિર્બંધ અને ઉત્સાહયુક્ત બની જાયછે. આપણને જાદુ-દંડનો સ્પર્શ થયો હોય એમ લાગેછે, અને તેથી કરીને બાળકોની માફક નૃત્ય કરતા આપણે આમ તેમ ફરીએ છીએ. કોઇ ગુફામાંથી કે ભોંયરામાંથી બાહાર ખુલ્લી હવામાં નીકળેલા પુરૂષો જેવા આપણે બની રહીએ છીએ. વાક્યના ગર્ભિત અર્થની, વાર્તાઓની, દિવ્ય વાણીની, અને સઘળી જાતની કવિતામય રચનાની, આપણા ઉપર આજ અસર થાયછે. આ પ્રમાણે કવિઓ સ્વતંત્રતાને બક્ષનાર દેવો છે. વાસ્તવિક રીતે મનુષ્યોને નવા અર્થ પ્રાપ્ત થયાછે, અને પોતાના સંસારની અંદર બીજો સંસાર, કે બીજા સંસારોનો માળો, તેમને માલમ પડ્યોછે; કારણકે, દેહાંતર એક વખત જોયું કે પછી અટકતું નથી એમ આપણે અનુમાન કરીએ છીએ. બીજગણિત અને ગણિતશાસ્ત્રમાં પણ આ મોહીની કેવી રીતે ઉત્પન્ન થાયછે તેનો વિચાર હું અહીં કરીશ નહિ, પરંતુ તેમાં પણ અર્થ-ગર્ભિતતા છે, અને તેની અસર દરેક વ્યાખ્યામાં જણાઇ આવેછે; જુઓ, આકાશની એરિસ્ટોટલ વ્યાખા આપેછે કે જેમાં સર્વ વસ્તુઓ ભરેલી છે એવું અચળ વાહાણ એ છે; પ્લૅટો લીટીની વ્યાખ્યા આપેછે કે વહી જતું બિંદુ એ છે; અથવા તો, આકૃતિને નક્કરની હદ એ કહેછે; અને એવાં એવાં ઘણાં દૃષ્ટાંત છે. શરીર-વિદ્યા સંબંધી કાંઇ પણ જે જાણતો નથી, એવો ઘરબાંધનાર કોઇ પણ ઘર સારૂં બાંધી શકશે નહિ, એવો કારીગર વિષે જૂનો અભિપ્રાય જ્યારે §વિટ્રુવિઅસ દર્શાવેછે, ત્યારે નિરંકુશતાનો કેવો આનંદદાયક અર્થ આપણને સમજાય છે! જ્યારે સૉક્રેટીસ આપણને કહેછે કે આત્માના રોગ કેટલાક મંત્રોથી મટી જાયછે; અને આ મંત્રો એવાં સુંદર નિમિત્ત છે કે તેને લીધે આત્મામાં શાંતિ ઉત્પન્ન થાયછે; જ્યારે પ્લૅટો પૃથ્વીને પાણીની સંજ્ઞા આપેછે; અને ‡ટિમીઅસ ખાત્રીપૂર્વક કહેછે કે છોડવાઓ પણ પ્રાણીઓ છે; અથવા તો મનુષ્યને એવું સ્વર્ગીય વૃક્ષ કહેછે કે જે તેના મૂળ રૂપી મસ્તકની સાથે ઉપર વધતું જાયછે; અને આજ વિચારને અનુમોદી †જ્યૉર્જ ચેપમેને કહ્યું છે કે:

---

§ વિટ્રુવિઅસ ઇ. સ. પૂર્વે ૮૦ માં શિલ્પકાર થઈ ગયોછે.

‡ ટિમીઅસ ત્રીજા સૈકામાં વ્યાકરણકાર થઈ ગયોછે.

† જ્યૉર્જ ચૅપમેન કવિ હતો. તેનો જન્મ ઇ. સ. ૧૫૫૭માં થયો અને ઇ. સ. ૧૬૩૪માં ગુજરી ગયો.

*"So in our tree of man, whose nervic root*
*springs in his top;"*

જ્યારે શ્વેતતાનું ઑરફીઅસ એવું વર્ણન કરેછે કે: "અત્યંત વૃદ્ધાવસ્થાને જણાવી આપતું એ શ્વેત પુષ્પ છે." જ્યારે પ્રોક્લસ વિશ્વને બુદ્ધિની પ્રતિમા કહેછે; જ્યારે એક સ્થળે વર્ણન કરતાં ચૉસર નીચ સ્થિતિમાં રહેલા ઉમદા લોહીને અગ્નિની ઉપમા આપેછે, કે જેને અહીંથી તે કાકેસસ પર્વતની વચ્ચે આવેલી ગમે તેવી કોઇ અંધારી જગામાં લઇ જાઓ, તથાપિ પોતાની સ્વાભાવિકતા એ સાચવી રાખશે, અને કેમ જાણે તેને વીશ હજાર મનુષ્યો જોતાં હોય એવા પ્રકાશથી બળશે; જેમ અંજીરનાં ઝાડ પોતાનાં કવખતનાં ફળોને ફેંકી દેછે, તેવી રીતે જ્યારે જૉને દુર્વિકારને લીધે દુનિયાનો અંત આવતો જોયો અને આકાશમાંથી તારાઓ ખરતા જોયા; જ્યારે પશુ અને પક્ષીઓના નામની મારફત ઇસપે મનુષ્યના હમેશના સાધારણ બનાવોનો આખો ઇતિહાસ આપ્યો;–આ સર્વમાંથી, જેવી રીતે જીપ્સી લોકો પોતાના વિષે કહેછે કે "તેમને ફાંસીને લાકડે લટકાવવા એ નિરર્થક છે; તેમને મોત નથી." તેવી રીતે આપણે પણ આપણા સત્વના અમરત્વની આનંદી સૂચના સ્વીકારીએ છીએ અને તેની ચંચળતા કબુલ કરીએ છીએ.

કવિઓ આ પ્રમાણે સ્વતંત્રતાને બક્ષનારા દેવો છે. ઇંગ્લાંડના પ્રાચીન કવિઓનો "આખા સંસારમાં જે સ્વતંત્ર છે તે આ છે–" આવો ઇલકાબ હતો. તેઓ પોતે સ્વતંત્ર હોયછે અને બીજાને સ્વતંત્ર કરેછે. જ્યારે આપણને ગ્રંથકર્ત્તાનો ઉદ્દેશ સમજાઇ જાયછે, તેના કરતાં પ્રથમ જ્યારે આપણને સમજાયો નહોતો, ત્યારે, કલ્પનામય ગ્રંથમાં સમાએલા વાક્ય કે શબ્દની અર્થ-ગર્ભિતતાથી આપણને સચેત કરીને એવો ગ્રંથ પ્રથમ આપણી ઘણી સારી સેવા બજાવે છે. ચૈતન્યયુક્ત કે અસાધારણ ચીજ સિવાય કોઇ પણ ગ્રંથમાં બીજું કશું સારૂં નથી, એમ હું ધારૂંછું. જ્યારે કોઇ પણ માણસ પોતાના વિચારથી ઉશ્કેરાઇ જઇ એટલે બધે દરજ્જે ઘસડાઇ જાયછે કે ગ્રંથકર્ત્તાઓને અને સમાજને પણ એ વિસરી જાયછે, અને માત્ર આ એક સ્વપ્નનીજ સંભાળ એ રાખેછે, અને એ સ્વપ્ન એને દીવાનાપણાની પેઠે ગ્રસ્ત કરી રાખેછે, તો તેનું લખેલું મને વાંચવા દેજો; અને તમને પણ તેમાંથી સઘળા હેતુ, સઘળા ઇતિહાસ, અને સઘળા વિવેચન મળી આવશે. ફિરસ્તા, પિશાચ, જાદુ, જ્યોતિષવિદ્યા, સામુદ્રિકવિદ્યા, મેસમેરીઝમ, અને એવી એવી સંશયાત્મિક

વાતો જે પોતાના વૃત્તાંતમાં લાવેછે એવા પીથાગોરસ, એગ્રીપા, કારડન, કેપ્લર, સ્વીડનબર્ગ, અને બીજાની પણ જે કિંમત વધારે છે તે એ છે કે તેમણે સાધારણ શિરસ્તામાંથી બહિર્ગમન કર્યુંછે, અને તેથી તેમાં નવીનતાની સાક્ષી છે. વાતચિતમાં પણ સ્વતંત્રતાનું જે જાદુ, દડાનીપેઠે, આપણા હાથમાં આખા સંસારને મૂકી આપે તો તેમાં પણ તેનો સર્વોત્તમ વિજય છે. ત્યારે સ્વતંત્રતા પણ કેવી સરળ લાગેછે! કોઇ પણ મનોવિકાર કુદરતને પણ જડમૂળમાંથી ઉખેડી ઉંચે ઉપાડી લેવાની શક્તિ બુદ્ધિને આપેછે, ત્યારે અભ્યાસ કરવાનું કામ કેટલું હલકું લાગેછે; રેખા-દર્શન કેટલું મહાન્ લાગેછે! વિશાળ અને વિચિત્ર રંગોવાળા પડદામાં રહેલા તાંતણાની પેઠે, પ્રજાઓ, કાળના કટકાઓ, અને સમાજો, આવેછે અને જાયછે, સ્વપ્નમાંથી નીકળીને આપણે સ્વપ્નમાં પડીએ છીએ, અને જ્યાંસુધી એનો ઉન્માદ આપણામાં રહેછે ત્યાંસુધી એવા તાલેવંત આપણે થઇ પડીએ છીએ કે આપણી પથારી, આપણી ફિલસુફી, અને આપણો ધર્મ પણ તેને બદલે વેચી નાખવા આપણે તૈયાર હોઇએ છીએ.

આ ઉદ્ધારની કિંમત આપણે એટલી બધી શામાટે ગણવી જોઇએ તેનું પણ સબળ પ્રયોજન છે, અને તેથી કરીને બરફના તોફાનથી ભૂલા પડેલા અને અંધ બનેલા એવા પોતાના ઝુંપડાના બારણાથી થોડાજ ફીટને અંતરે બરફના ઢગલામાં જે મૃત્યુ પામેછે તે ગરીબ ભરવાડનું ભાવિ મનુષ્યની સ્થિતિની સંજ્ઞા છે. જીવન અને સત્યતાનાં પાણીના કાંઠા ઉપર આપણે કંગાળ રીતે મૃત્યુ પામીએ છીએ. જે વિચારમાં આપણે હોઇએ છીએ તે સિવાય બીજા દરેક વિચારની દુષ્પ્રાપ્યતા અજબ છે. તમે તેની પાસે આવો તો તેથી પણ શું થઇ ગયું? તમે જ્યારે દૂર હોછો તેટલાજ, તમે તેની પાસે હોછો ત્યારે પણ તેનાથી દૂર રહોછો. દરેક વિચાર વળી કારાગ્રહ પણ છે; દરેક સ્વર્ગ પણ કારાગ્રહ છે. એટલા માટે કવિને-નવીન શોધકને, આપણે ચાહીએ છીએ, કારણકે તે આપણને ગઝલમાં, કાર્યમાં, નજરમાં કે વર્ત્તણુકમાં, ગમે તે આકારમાં નવીન વિચારની નવાજેશ કરેછે. આપણી સાંકળોને એ તોડી નાખેછે; અને નવા પ્રદેશમાં આપણને એ દાખલ કરેછે.

આ બંધન-મુક્તિ સઘળાં મનુષ્યોને પ્રિય છે, અને અતિશય ઉંડાણ અને વિચારના વિસ્તારમાંથી આ શક્તિ ઉદ્ભવતી હોવાથી એ શક્તિના પ્રમાણમાં બુદ્ધિનું માપછે. કુદરતને પોતાના પગતળે રહેલી લખનાર જુએછે, અને પોતાના પ્રદર્શક તરીકે એનો ઉપયોગ એ કરેછે-એટલા માટે આ સત્યના શિખરે જે

પુસ્તકો પહોંચેછે તે સઘળાં ટકી રહેછે. જેમાં આ ગુણ સમાએલો હોયછે, એવો દરેક છંદ, એવું દરેક વાક્ય,પોતેજ પોતાના અમરત્વની સંભાળ રાખશે. દુનિયાના ધર્મો એ કલ્પનાશીલ થોડાક પુરૂષોના ઉદ્દ્ગાર છે.

પરંતુ કલ્પનાનો ગુણ વહેવાનો છે, ઠરી જવાનો નથી. રંગે કે આકારે પહોંચી કવિ ત્યાં અટકતો નથી, પણ તેનો અર્થ પણ તે ઉકેલે છે; આ અર્થમાં પણ એ સ્થિર થશે નહિ, પરંતુ એજ વસ્તુઓને વળી પોતાના નવા વિચારનાં પ્રદર્શક એ બનાવી દેછે. કવિ અને મતવાદી વચ્ચે આજ તફાવત છે કે મતવાદીઓને અમુક વખતે જે અર્થ સાચો લાગેછે પણ તુરતજ જે જીર્ણ અને જૂઠો થઇ જાયછે તેવા અર્થને અમુક સંજ્ઞામાં તેઓ ચોડી દેછે. કારણકે સઘળી સંજ્ઞાઓ ચંચળ–અદૃઢ છે; સઘળી ભાષા વાહનરૂપ છે અને અર્થથી કરીને રૂપાંતર પામી જાય એવી છે, અને આગબોટ અને અશ્વની પેઠે વહનને માટેજ ઉપયોગી છે, અને વાડી કે ઘરની પેઠે સ્થાનકને માટે નથી. આકસ્મિક અને એકને લગતી સંજ્ઞાને સર્વને લાગુ પડતી સંજ્ઞા સમજવાની ભૂલમાંજ મતવાદીપણું રહેલું છે. જેકૉબ બેહમેનની આંખોને પ્રાતઃકાળની રકતતા પ્રિય દેખાવ થઇ પડ્યો, અને તેને તેમાં સત્ય અને આસ્થાનું સ્વરૂપ સમજાયું; અને એ માનેછે કે દરેક વાંચનારને પણ તેમાં તેવાંજ સત્ય લાગવાં જોઇએ. પરંતુ તેટલીજ સ્વાભાવિકતાથી તેનો પ્રથમ વાંચનાર મા અને છોકરાંને, કે માળી અને તેના કંદને, કે હીરાને ઓપતા ઝવેરીને, પોતાની એવી સંજ્ઞા ગણવાનું પસંદ કરેછે. આ કે આનાં જેવાં કરોડોમાંથી જે જેને સ્પષ્ટ થાય તેને તેવાંજ તે શ્રેષ્ટ છે. માત્ર તેની ગણના વાજબીરીતે થવી જોઇએ, અને બીજા જે વાપરે છે તેવા યોગ્ય શબ્દોમાં તેનું રૂપાંતર થવું જોઇએ. અને મતવાદીને દૃઢતાથી કહેવું જોઇએ કે : તમારી સંજ્ઞાના કંટાળા ભરેલા ઉપયોગ સિવાય પણ તમે જે કહોછો તે સત્ય છે; અને તે સહીત પણ તે સત્ય છે. આ ઉચ્છિષ્ટ અલંકારશાસ્ત્રને બદલે થોડુંક બીજગણિત આપણી પાસે રહેવા દો, આ ગ્રામ્ય સંજ્ઞાને બદલે સાર્વત્રિક સંજ્ઞાઓનું સ્વરૂપ તેમને ધારણ કરવા દો–અને આપણને બંનેને એથી ફાયદો થશે. ધર્મ-સમૂહનો ઇતિહાસ એવું સાબીત કરતો જણાય છે કે સંજ્ઞાને અતિ પ્રબળ અને અતિ અભિન્ન બનાવવામાં, અને છેવટ તેને ભાષાના અવયવના પ્રાધાન્ય સિવાય બીજું કશું નહિ બનાવવામાં, સઘળી ધાર્મિક ભૂલ સમાએલી છે.

અર્વાચીન જમાનાના સઘળા માણસોના કરતાં, વિચારમાં કુદરતનું રૂપાંતર

કરવાને માટે *સ્વીડનબર્ગ સર્વ કરતાં આગળ પડતો ઉભો રહેછે. ઇતિહાસમાં એવા કોઇ માણસની મને ખબર નથી કે જેના આગળ શબ્દને માટે વસ્તુઓ આવી એક સરખી રીતે ઉભી રહી હોય. રૂપાંતર નિરંતર એના સન્મુખ રમ્યા કરેછે. જે વસ્તુ ઉપર એની નજર ઠરેછે તે દરેક વસ્તુ નીતિમય સ્વભાવના આવેશને આધીન બની જાયછે. જ્યારે એ અંજીરો ખાવા માંડેછે, ત્યારે તેના મુખમાં એ દ્રાક્ષ બની જાયછે. જ્યારે તેના કેટલાક ફિરસ્તાએ સત્યને વિશ્વાસ પૂર્વક ખાત્રીથી કહ્યું, ત્યારે જે લીલી ડાળી તેમણે પકડી રાખી હતી, તે તેમના હાથમાં નવ પલ્લવિત બની રહી. દૂરથી જે અવાજ તેમને દાંત પીસવાનો, અને હાથ અફાળવાનો લાગતો હતો, તે પાસે જવાથી વાદ કરનારનો અવાજ જણાયો. સ્વર્ગીય પ્રકાશને લીધે એના એક દર્શનમાં દેખાએલાં મનુષ્યો પાંખોવાળા સાપ જેવા જણાયા, અને તેઓ વળી અંધારામાં દેખાયા; પરંતુ એક બીજાને તેઓ માણસ લાગતાં હતાં, અને જ્યારે તેમની ઓરડીમાં આકાશનો પ્રકાશ પડ્યો ત્યારે તેઓએ અંધારાની ફરિયાદ કરી, અને તેઓ જોઇ શકે એટલા માટે બારીઓ બંધ કરવાની તેમને જરૂર પડી.

એકજ માણસ અથવા મનુષ્યની મંડળી તેમને અને તેમના સોબતીઓને એકરૂપમાં જણાય અને વધારે બુદ્ધિમાન મનુષ્યોને એજ વસ્તુઓ બીજા રૂપમાં જણાય—આ આંતરિક શક્તિ તેનામાં હતી; અને કવિને કે સંતને ધારતી અને માનતું વસ્તુ એજ બનાવી મૂકેછે. કેટલાક પાદરીઓ કે જેને બહુજ વિદ્વતાથી સાથે વાત કરતાં એ વર્ણવે છે તે, થોડે છેટે ઉભેલા છોકરાઓને મૃત્યુ પામેલા ઘોડા જેવા જણાયા; અને આવા ઘણા ઉલટા દેખાવો દેખાયા. અને તુરતજ અંતઃકરણ અંદરથી પ્રશ્ન પૂછેછે કે પૂલ નીચે રહેલાં આ માછલાં, ખેતરમાં ચરતા પેલા બળદો, આંગણામાં ફરતા પેલા કૂતરાઓ—એ તે ખરેખર માછલાં, બળદો, કે કૂતરા છે કે આપણનેજ એવા જણાય છે, કે કદાચ તેઓ પોતપોતાને સીધા મનુષ્ય લાગતા હશે; અને હું સઘળાં ચક્ષુઓને માણસ લાગુંછું કે કેમ? બ્રાહ્મણોએ અને પીથાગોરસે પણ આવોજ પ્રશ્ન ઉભો કર્યો છે; અને જો કોઇ કવિએ રૂપાંતર જોયું હોય તો, બેશક તેને પણ તે જૂદા જૂદા અનુભવોના ઐક્યમાંથી મળ્યું. આવા અગણિત ફેરફાર

* સ્વીડનબર્ગ, સ્વીડનનો નામીચો ફિલસુફ, ઇ. સ. ૧૬૮૮માં જનમ્યો અને ઈ. સ. ૧૭૭૨માં પંચત્વ પામ્યો.

આપણે સઘળાએ ઘઉંમાં અને ચેળામાં જોયાછે. વણા જતાં ભિન્નભિન્ન પોશાકમાંથી અવિકારી કુદરતને જોઇને જે માણસ આપણને એ બતાવી આપે, તેજ કવિ છે; અને તેનાજ તરફ આપણે ધાસ્તી અને માનથી આકર્ષાશું.

જેવા કવિતું હું વર્ણન કરૂંછું તેવા કવિને માટે તો હું ફોગટ ફાંફાં મારૂંછું. જેટલી જોઇએ તેટલી સ્પષ્ટતાથી કે જેટલી જોઈએ તેટલી ગંભીરતાથી આપણે આપણી જીંદગીની સાથે સંભાષણ કરતા નથી, અને આપણા પોતાના કાળતું અને સ્થિતિતું સંગીત ગાવાની આપણી હિંમત ચાલતી નથી. જો આપણે શૌર્યથી દિવસને ભરપૂર બનાવ્યો, તો એને પ્રસિદ્ધ કરતાં આપણે ખંચાવું ન જોઇએ. કાળ અને કુદરત આપણને ઘણી બક્ષીસો આપેછે, તોપણ જેની સઘળી વસ્તુઓ રાહ જુએછે એવો વખતને યોગ્ય મનુષ્ય, નવો ધર્મ, કે સર્વનું સમાધાન કરે એવો પુરૂષ, આપણને તેઓ નથી આપતા, ડાન્ટીની પ્રશંસા એ છે કે પોતાનું ચરિત્ર રાક્ષસી સંજ્ઞામાં અથવા સાર્વત્રિક સંબંધમાં લખવાની એણે હિંમત કરી. આપણી આગળ જે અનુપમ સાધનો પડેલાં છે તેમાં તીવ્ર દૃષ્ટિથી જોઇ શકે એવો કોઇ મહાપુરૂષ આપણામાં નથી. બૅંક અને ચોપડા, વર્તમાનપત્રો અને માસિકો, ધર્મો અને પંથો, જડવાદ અને ચૈતન્યવાદ, એ સઘળાં મૂઢ લોકોને નિરસ અને નિઃસત્વ લાગેછે; પરંતુ ટ્રોયના શેહેર જેવા અને ડેલફોસના દેવળ જેવા વિસ્મયનાપાયાપર તેમનો પણ આધાર છે અને તેટલીજ ત્વરાથી તેઓ અદૃશ્ય થતા જાયછે. હજી ઘણી વસ્તુઓ ગાવી રહી ગઇ છે. આખો દેશ આપણી નજરમાં કાવ્ય છે; એની વિસ્તીર્ણ ભૂમિ કલ્પનાને આંજી નાખેછે. અને કવિતામય થતાં એને ઝાઝી વાર લાગશે નહિ.

જો મારા દેશના કોઇ પુરૂષમાં કવિનું અદ્‌ભુત મિશ્રણ હું જોતો નથી, તો પાંચસે વરસના ઇંગ્રેજ કવિઓના સમૂહમાંથી પણ કવિના નિર્ણય ઉપર હું આવી શકયો નથી. જો કે તેમનામાં કવિઓ પણ થયા છે, તોપણ આ સર્વ, કવિના કરતાં કાંઇક વિશેષ બુદ્ધિ–કુશળ મનુષ્યો છે. પરંતુ કવિનું જે ધોરણ આપણે બાંધ્યું તેને જો વળગી રહીએ તો, મિલ્ટન અને હોમરમાં પણ આપણને સંશય રહેછે. મિલ્ટન અતિ-વિદ્વાન છે, હોમરમાં અતિ ઇતિહાસ અને અતિ-વિસ્તાર છે.

પરંતુ સમસ્ત પ્રજાનું વિવેચન કરવા જેવું ડાહાપણ મારામાં નથી, અને કવિને તેની કળાના સંબંધમાં દેવીનો સંદેશો કહીને જૂની ઉદારતા થોડો વધારે વખત મારે વાપરવી જોઇએ.

સૃષ્ટિ ઉત્પન્ન કરનારનો પોતાના કામમાં જવાનો જે રસ્તો તે કળા છે. જો કે થોડાંજ માણસો કવચિતજ તેમને જોઇ શકેછે, અને તેમાં કારીગર તો, અનુકૂળ સંજોગોમાં ન આવે તો, વર્ષોના વર્ષો સુધી કે જીંદગી પર્યંત પણ જોઇ શકતો નથી, તથાપિ તે રસ્તા અથવા રીતો સર્વોત્કૃષ્ટ અને અવિરમ છે. ચિત્રકાર, શિલ્પકાર, કવિતા રચનાર, કે ઐતિહાસિક કાવ્ય બનાવનાર—આ સઘળામાં એકજ ઇચ્છા પ્રવૃત્ત હોયછે, એટલે કે, યથાર્થતાથી પુષ્કળ બોલવું, કટકે કટકે અને થોડું ન બોલવું. કુદરતી રીતેજ અમુક સંજોગોમાં તેઓ હતા, અથવા એવા સંજોગોમાં તેઓએ પોતાની જાતને મૂકી;—જેવી રીતે ચિત્રકાર અને શિલ્પકાર કોઇ ગંભીર મનુષ્ય આગળ જતા; લોકોના જમાવમાં વકતા જતા; અને બીજા દરેક પોતપોતાની બુદ્ધિને ઉશ્કેરી મૂકે એવા દેખાવમાં જતા; અને દરેકના અંતઃકરણમાંથી કોઇ નવીન તેજ સ્ફુરેછે. એ અવાજ સાંભળે છે, એ હાથની નિશાની જુએછે. પછી રાક્ષસનાં કેવાં ટોળેટોળાં તેને વીંટાઇ વળેછે, તે એને માલમ પડી આવતાં વિસ્મય પામી જાયછે. હવે તે વધારે વખત શાંત રહી શકશે નહિ. એક પ્રાચીન ચિત્રકારની પેઠે તે પણ બોલી ઉઠેછે; "દેવાજ્ઞા, એ મારામાં છે અને મારામાંથી એ બાહાર આવવું જોઇએ." જે સૌંદર્ય એની આગળ નાસતું જાયછે, તેને અરધું જોતો જોતો પણ તે એની પૂઠે પડેછે. દરેક અરણ્યમાં કવિ કવિતાનો ધોધ રેડેછે. બેશક, કવિ કહેછે તેમાંથી ઘણીખરી વસ્તુઓ તો લૌકિક હોયછે; પરંતુ ધીમે ધીમે એ એવું વદેછે કે જે સ્વતઃકલ્પિત અને સુંદરતાથી ભરેલું હોયછે. એનાથી એ મોહિત થઇ જાયછે. આવી વસ્તુઓ સિવાય બીજી કોઇ પણ વસ્તુઓ એ બોલશે નહિ. વાત કરતાં કરતાં પણ આપણે કહીએ છીએ કે "આ તમારૂં છે, આ મારૂં છે;" પણ કવિ સારી રીતે જાણેછે કે પોતાનું કાંઇ નથી; જેવું તમને વિચિત્ર અને સુંદર એ લાગેછે, તેવું તેને પણ લાગેછે; છેવટે ઘણીજ ખૂશીથી એવું વકતૃત્વ સાંભળવાને એ રાજી થશે. દેવની નસોમાં લોહીને બદલે રસ વહેછે. તેનો સ્વાદ એક વખત ચાખ્યા પછી એનાથી તે ધરાતો નથી, અને આ અનુપમ પ્રેરણાની અંદર અદ્‌ભુત કલ્પનાજનક શક્તિ રહેલી હોવાથી આ વસ્તુઓ હોઠદ્વારા બાહાર આવે એ છેલ્લી અગત્યતાની વાત છે. આપણે જે સઘળું જાણીએ છીએ તેનો કેવો થોડો ભાગજ માત્ર બાહાર બોલાયછે! આપણા શાસ્ત્રના આખા સમુદ્રમાંથી કેટલાં ટીપાં હજી ઉલેચાયાં છે! અને જ્યારે કુદરતના આટલા બધા

ભેદ ગુપ્ત રહેછે, ત્યારે કેવા અકસ્માતથી આ થોડા ઉઘાડા પડી ગયાછે! સંગીત અને ભાષણની અગત્યતા એટલા ઉપરથી છે; એટલાજ ઉપરથી સભામંડપના બારણે વક્તાનું અંતઃકરણ થડક થડક થઇ એવા ઉદ્દેશે ધબકે છે કે, શબ્દ–લોગોસ–તરીકે વિચારનો ઉદ્દગાર નીકળી જાય.

અરે કવિ! અણવિશ્વાસ રાખ્યા સિવાય ખંતથી કામમાં મંડ્યો રહે. કહે કે: 'એ મારામાં છે અને મારામાંથીજ બાહાર નીકળશે.' પરાજિત થએલો અને અવાચક, બોલવામાં અચકાતો અને અટકાતો, તિરસ્કાર અને ધિક્કાર પામેલો, પણ ત્યાં તું ઉભો રહે; જે સ્વપ્ન–શક્તિ તારી છે એમ દરેક રાત્રી તને જણાવે છે, તે શક્તિ તારામાં ગુસ્સાને લીધે જાગૃત થાય ત્યાં સુધી પણ તું ત્યાં ઉભો રહી પ્રયત્ન કર; જે શક્તિ સઘળી હદ અને એકાંતને વટાવી જાયછે, અને જેનાવડે કરીને મનુષ્ય વીજળીની આખી સરીતાનો ચલાવનાર થાયછે તે શક્તિએ પહોંચ. તેના અર્થના પ્રદર્શક તરીકે વખત આવ્યે ઉઠીને આગળ થઇ ન ચાલે એવી કોઇ પણ વસ્તુ ચાલતી નથી, ઘસડાતી નથી, ઉગતી નથી કે હયાત નથી. આ શક્તિએ પહોંચેછે કે પછી તેની શક્તિ નિર્બળ બની જાય તેવી વધારે વાર નથી રહેતી. ***નોઆ**ના નાવની પેઠે સઘળાં પ્રાણીએ જોડે કે જાતબંધ, નવો સંસાર વસાવવાને ફરીને આવતાં હોય તેમ એના અંતઃકરણમાં તેઓ આવવા માંડેછે. શ્વાસ લેવા આપણે જે હવા ખેંચીએ છીએ તેના જેવું–આપણા ચૂલાનો અગ્નિ પ્રદીપ્ત કરે એવી હવા જેવું–આ છે; ગેલનનું એક માપ નહિ, પણ વાતાવરણનો આખો જથ્થો જોઇએ તો મળે. એટલા માટે મહાન્ કવિઓને, જેવા કે હોમર, ચૉસર, શેકસપીઅર, રૅફેલ જેવાને પોતાની જીંદગીની હદ સિવાય તેમના કાર્યોને હદ નથી એ સ્પષ્ટ છે. અને દરેક ઉત્પન્ન થએલી વસ્તુની પ્રતિમા લેવાને શેરીમાં લઇ જવાતી આરસી જેવા તેઓ છે.

અરે કવિ! ઉપવનમાં અને ઘાસમાં નવી પ્રૌઢતા રહેલી છે અને કિલ્લામાં કે તલવારની અણીમાં હવે નથી. સંજોગો કઠીન છે, પણ યોગ્ય છે. તું દુનિયા-

---

*Noah's ark—નોઆનું નાવ. એ મહા પ્રલય થયા પછી મનુષ્ય જાતનો પિતા કહેવાય છે. મહા પ્રલય વખતે નોઆને આગળથી સ્વપ્ન આવ્યું હતું એમ કહેવાય છે. અને આ નાવદ્વારાએ પોતાને, પોતાના કુટુંબને અને ધાર્મિક માણસને એ બચાવી શક્યો. આપણામાં પણ આ વાત પ્રસિદ્ધ છે. અને મનુ નાવથી હયાત રહ્યાની વાત જાણીતી છે.

નો ત્યાગ કરીશ, અને દેવી સરસ્વતીનેજ માત્ર ઓળખીશ. વખત, રીવાજ, કૃપા, રાજ ખટપટ, કે મનુષ્યના અભિપ્રાય, એમાંથી કશાને તું ઓળખીશ નહિ; પરંતુ એ સઘળાને તું તારી દેવી પાસેથીજ ગ્રહણ કરીશ; કારણકે સંસારમાં શેહેરોના કાળની ગણના મરણના ઘંટ-નાદથી પ્રસિદ્ધ થાયછે; પરંતુ કુદરતમાં તો સમગ્ર કલાકો પ્રાણીઓની અને છોડવાઓની એક પછી એક આવતી જાતોથી ગણાયછે, અને આનંદ ઉપર આનંદના વિસ્તારથી મપાયછે. પરમેશ્વરની વળી એવી પણ મરજી છે કે એવડી કે બહુગણી જીંદગીનો તારે ત્યાગ કરવો, અને બીજાં તારી વતી બોલે તેનાથીજ તારે સંતોષ માનવો. તારા ગૃહસ્થ બીજા થશે. અને તારી વતી સઘળા વિનય અને સાંસારિક જીવન તે દર્શાવશે; બીજાઓ પણ મહાન્ અને પ્રતિધ્વનિ પામે એવાં કાર્યો કરશે. કુદરતની સાથે ગુપ્ત રહેલો તું છાનોમાનો રહીશ, અને શેહેર અને નાણાવટના કામને માટે અમે તને હવે નવરો પાડી શકશું નહિ. ત્યાગ અને શાગરીતપણાથી સંસાર ભરેલો છે, અને આ તારૂં છે. લાંબા વખત સુધી તારે જંગલી અને બેવકુફ તરીકે ગણાવું જોશે. *પૅને આ પડદા અને ઢાંકણમાં પોતાના પ્રિય પુષ્પને સંતાડી રાખ્યું હતું. અને તારા પોતાનાને તુંજ જાણીતો રહીશ, અને કોમળ પ્રેમથી એ તને સંતોષ પમાડશે. અને પવિત્ર કાલ્પનિક સૃષ્ટિ આગળ જૂની શરમને લીધે, તારા મિત્રોના નામનું કથન કરવાને તું શકિતમાન થઇશ નહિ; કાલ્પનિક-સૃષ્ટિ તને યથાસ્થિત થશે, અને વાસ્તવિક સંસારની છાપ વરસાદની પેઠે પુષ્કળ પડશે, પણ તારા વજ્રદેહી સત્વને નુકસાનકારક બનશે નહિ, અને આ તારો બદલો છે. તારા બગીચા અને ઘરને બદલે તને આખી પૃથ્વીજ મળશે; તારે નાહાવાને અને સમુદ્ર-ગમનને માટે આખો દરીઓજ તને મળશે; અને તે પણ રાજ્ય–કર વિના, ઇર્ષ્યા વિના; જંગલો અને નદી ઉપર તારૂં ઉપરીપણું રહેશે; જેની અંદર બીજા માત્ર રહેનારા અને ભાડૂત છે એવી સર્વ વસ્તુઓ તારા કબજામાં આવશે. તુંજ જમીનનો ખરેખરો ધણી! તુંજ ખરેખરો સમુદ્રનો સ્વામી! હવાનો તુંજ ખરેખરો સત્તાધીશ!

---

*પૅન એ ગ્રીકનો દેવ છે. જંગલનો અને ઘેટાં વિગેરે ભરવાડનાં ટોળાંનો એ રક્ષક લેખાયછે. એને શીંગડાં હતાં, બકરાની દાઢી હતી, ચપટું નાક હતું, અણિયાળા કાન હતા, પૂછડી હતી, બકરાની જાંગ અને ખરીઓ હતી, એમ કહેવાયછે. સંગીત અને નૃત્યનો એ શોખીન હતો, અને જંગલમાં વસતી પરિઓ સાથે નૃત્ય વિલાસ કરતો હતો.

જ્યાં જ્યાં બરફ પડેછે, અથવા જળ વહેછે, અથવા પક્ષીઓ ઉડેછે, જ્યાં જ્યાં દિવસ અને રાત્રીનો સંગમ થતાં ઝળઝળું પ્રસરે છે, જ્યાં વાદળાંને અડકતું આસમાની આકાશ લટકી રહ્યું છે, અથવા તારાગણથી છવાઇ રહ્યું છે, જ્યાં જ્યાં પારદર્શક હદવાળા આકાર છે, જ્યાં જ્યાં દિવ્ય આકાશમાં દ્વાર છે, જ્યાં જ્યાં ભય, ધાસ્તી કે પ્રેમ છે, ત્યાં ત્યાં વરસાદની પેઠે પુષ્કળતાથી પથરાએલું સૌંદર્ય તારે માટે છે, અને જોકે તું પૃથ્વી ઉપર ફરી વળીશ, તથાપિ અધમ કે અયોગ્ય સંજોગ પ્રાપ્ત કરવાને તું શક્તિમાન નહિ થાય.

## વર્તુળ.

*Nature centres into balls,*
*And her proud ephemerals,*
*Fast to surface and outside,*
*Scan the profile of the sphere;*
*Knew they what that signified,*
*A new genesis were here.*

ગોળ બનાવવા તરફ કુદરતનું વળણ છે, અને સપાટી અને બાહારની બાજુને મજબુત ચોંટેલી તેની ક્ષણીક વસ્તુઓ ગોળાની બાજુએ ધીમે ધીમે ચઢતી જાયછે; એનો અર્થ શું? એ જો તેઓ સમજી શકતા હોત તો, અહીંઆ વળી એક નવીન ઉત્પત્તિ–જનન થાત.

આંખ એ આપણું પ્રથમ વર્તુળ છે; જે દૃષ્ટિમર્યાદા એ રચેછે એ બીજું છે; અને આખી કુદરતમાં આ આદિ આકૃતિની અપાર પુનરાવૃત્તિ થાયછે. દુનિયાના ગોળાકારમાં એની ઉંચામાં ઉંચી સંજ્ઞા છે. સેંટ ઑગસ્ટાઇને પરમેશ્વરની પ્રકૃતિને વર્તુળ જેવી વર્ણવી છે, *જેનું મધ્યબિંદુ સર્વ સ્થળે છે

*શિવ અને શક્તિ લિંગ અને યોનિ રૂપે અદ્યાપિ પણ પૂજાયછે. આ પૂજા કેમ પેદા થઇ, એ સમજાવતાં રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી કહેછે, "અનાદિ અવ્યાકૃત સત્‌ને અનંત ચક્રરૂપે બધા ધર્મો ચિન્હિત કરેછે. એ ચક્રનો પરીઘ કહીં નથી, મધ્યબિંદુ બધે છે. એમાં એક બિંદુ ( વાચ્ ) બંધાઇ ઈશ્વરાદિ ક્રમે સૃષ્ટિ વિસ્તરેલી છે." (જુઓ સિદ્ધાંતસાર પૃષ્ટ ૨૮૨.)

અને જેનો પરીધ ક્યાંઈ પરિમિત થએલો નથી. આપણી આખી જીંદગીમાં આ પ્રથમ આકૃતિના આપણે પુષ્કળ અર્થ શીખીએ છીએ. દરેક માનુષી કાર્યના આઘાત-પ્રત્યાઘાત સંબંધી એટલે વર્તુળમય નૈત્તિક સ્વભાવના વિચારમાં એક નીતિમય ઉપદેશ અમે ક્યારનો બતાવ્યો છે. હવે બીજું સાદૃશ્ય અમે બતાવશું; એટલે કે, દરેક કાર્યના ઉપર બીજું કાર્ય થઇ શકે છે. આપણી જીંદગી એવા સત્યની ઉમેદવારી કરેછે, કે એક વર્તુળની આસપાસ બીજું વર્તુળ દોરી શકાય; અથવા તો, કુદરતમાં ક્યાંઇ અંત પરિણામ નથી, પરંતુ દરેક પરિણામ જેને આપણે આખરનું ધારીએ છીએ, તે બીજા કોઇ પરિણામનો પ્રારંભ હોય એવું થઇ પડેછે; બપોરે હમેશાં એક બીજી પ્રાતઃકાળ ઉગેછે; અને દરેક પાતાળની નીચે વધારે ઉંડું બીજું પાતાળ હોયછે.

અપ્રાપ્ય-વેગળી વેગળી જતી સંપૂર્ણતા, કે જેની આસપાસ મનુષ્યના હાથ સર્વ બાજુએ ફરી વળી કદી એકત્ર થઇ શકે નહિ, અને જે એકજ વખતે દરેક વિજયની ઉશ્કેરનાર અને તિરસ્કારનાર છે, તેની નીતિમય વસ્તુતાને જેટલે દરજ્જે આ વાત સંજ્ઞાથી સૂચવે છે, તેટલે દરજ્જે તે, દરેક વિભાગમાં માનુષી શક્તિના ઘણાં દૃષ્ટાંતોને સંકળિત કરવામાં સગવડતાથી આપણને કામ લાગે.

વસ્તુઓની સ્થિરતા કુદરતમાં ક્યાંઇ નથી. આખું વિશ્વ ચલિત અને ચંચળ છે. સ્થિરતા એ તો માત્ર દરજ્જાનો શબ્દ છે. પરમેશ્વરની આંખે જોવાએલો આપણો ગોળો પારદર્શક-કાયદાનું અસ્તિત્વ છે, વસ્તુઓનો પિંડો નથી. એ કાયદો વસ્તુઓને પીગળાવી તેને પ્રવાહી રાખેછે. આપણી કેળવણી કોઇ વિચાર કે જેની પછવાડે શેહેરોની અને બંધારણની આ હાર ખેંચાય છે તેની પ્રબળતા છે. બીજા વિચારમાં આપણે પ્રવેશ કરશું કે તુરતજ તેઓ અદૃશ્ય થઇ જશે. આખી શિલ્પ-વિદ્યા, કેમ જાણે તેના નમુના બરફનાં પૂતળાં હોય તેમ, પીગળી ગઇ છે; અને જુન કે જુલાઇમાં જેમ આપણે થંડી ખીણોમાં કે પર્વતની તળાટીએ રહી ગએલા બરફના લચકા કે કટકા જોઇએ છીએ, તેમ કહીંક કહીંક એકાદી પ્રતિમા કે તેનો કટકો રહી ગએલો જોઇએ છીએ, કારણકે જે અદ્‌ભુત બુદ્ધિએ એ સર્વને ઉત્પન્ન કર્યા છે, તેજ અદ્‌ભુત બુદ્ધિ હવે બીજી કોઇ વસ્તુ સરજે છે. ગ્રીક લોકોનું સાહિત્ય જરા વધારે વાર ટકેછે, પણ એવાજ પ્રારબ્ધને આધીન તે ક્યારનું થતું ચાલ્યું છે, અને નવો વિચાર જે સઘળું જૂનું છે તેને માટે જે ખાડો ખૂલ્લો મૂકેછે તે અનિવાર્ય ખાડામાં તેને હડસેલી પાડેછે. જૂના ગ્રહના ખંડીએરમાંથી નવાં

ખંડો રચવામાં આવેછે; આગળ વહી જતી જાતોના તત્વના પૃથક્કરણ વડે નવી જાતોનું પોષણ થાયછે. નવી કળા જૂનીનો નાશ કરેછે. જળ-વહન સંબંધી શાસ્ત્રવડે નહેરોમાં રોકેલી પુંજી કેવી નિરૂપયોગી થઇ પડી તે જુઓ; દારૂગોળાવડે કિલ્લાઓ અને તેના સંબંધી બાંધકામ નકામા થઇ ગયા તે નીહાળો; રેલવેથી રસ્તા અને નેહેરો નકામા ગયાં; વરાળના ઉપયોગથી વહાણોના સઢ નકામા થઈ ગયા; અને વીજળીને લીધે અગ્નિની પણ ઉપયોગિતા ઓછી થઇ ગઇ.

કાળમિંઢ પથ્થરના આ બૂરજોએ આટલા બધા જમાનાના ઉપદ્રવ સહન કર્યા છે તે જોઇને તમે વિસ્મય પામી જાઓછો. તથાપિ નાના ફરફરતા હાથે આ રાક્ષસી દીવાલ બાંધીછે, અને જે બંધાય છે તેના કરતાં જે બાંધેછે તે વધારે ઉત્તમ છે. જે હાથે એ બાંધ્યા છે તે એના કરતાં પણ ત્વરાથી એને નીચે ઢાળી દઇ શકે. હાથ કરતાં પણ વધારે ઉત્તમ અને ચંચળ જે અદૃશ્ય વિચાર એમાં કામ કરતો હતો તે હતો. અને આ પ્રમાણે હમેશાં કઠોર કાર્યની નીચે બારીક કારણ રહેલું હોયછે; અને તે પોતે પણ, વધારે બારીકીથી તપાસતાં, એથી વધારે બારીક કારણનું કાર્ય માલમ પડી આવેછે. જ્યાં સુધી કોઇ પણ વસ્તુનો ભેદ જણાતો નથી, ત્યાં સુધી તે સ્થિર લાગેછે. દ્રવ્યવાન જાગીરદારોને સ્થાયી અને કાયમ ટકી રહે એવી વસ્તુ લાગેછે; પરંતુ વેપારીને ગમે તેવા સાધનોવડે સેહેલાઇથી ઉત્પન્ન કરી શકાય તેવી, અને તેટલીજ સેહેલાઇથી જતી રહે, તેવી લાગેછે; બગીચો, સારૂં ખેતર, ફળદ્રુપ જમીન, એ શેહેરવાસીને સોનાની ખાણ કે નદીના જેવી સ્થિર વસ્તુઓ લાગેછે; પણ એક મોટા કૃષિકારને પોતાના ઉભેલા મોલની સ્થિતિ કરતાં વિશેષ સ્થાયી લાગતાં નથી. આપણને ચીડ આવી જાય એવી રીતે કુદરત સ્થાયી અને નિયમિત જણાયછે, પરંતુ બીજા બધાની માફક એનું પણ કારણ હોયછે; અને જ્યારે હું એક વખત સમજું છું, ત્યારે આ ખેતરો શું આવી સ્થાયી રીતે વિસ્તૃત થએલાં રહેશે, શું આ પાંદડાંઓ આમ અક્કેકી રીતે અગણિત લટકશે? સ્થિરતા એ તો માત્ર દરજ્જાનો શબ્દ છે. દરેક વસ્તુ વચંલી છે. આત્મિક શક્તિને ચંદ્રો, રમવાના દડા કરતાં કોઇ પણ રીતે વધારે પ્રતિબંધ નથી.

દરેક માણસને સમજવાની ચાવી તેનો વિચારછે. દૃઢ અને કોઇની પણ ગણના ન રાખે એવો જો કે એ દેખાય છે, તથાપિ એનામાં કોઇ એવું સુકાન છે કે જેને એ આજ્ઞાધીન રહેછે; અને તે એવી માનસિક મૂર્ત્તિ છે કે તેને અનુસાર

એની સઘળી વસ્તુના વર્ગ પાડવામાં આવેછે. જે નવો વિચાર એના પોતાના વિચાર ઉપર અમલ ચલાવી શકે, જે નવા વિચારની સત્તામાં એનો પોતાનો વિચાર દબાઇ જાય, તેજ માત્ર તેને બતાવવાથી તેને સુધારી શકાય. મનુષ્યની જીંદગી એ સ્વયંભૂ વર્તુળ છે; અને તે, નહિ દેખાય એવી નાની કડીમાંથી, બધી બાજુએ નવીન અને વધારે મોટા વર્તુળમાં વધતું જાયછે, અને તેને અંત નથી, અનંત છે. કડી ઉપર કડી, એમ વર્તુળનો આ વિસ્તાર કેટલે દરજ્જે આગળ વધશે તેનો આધાર પૃથક્ પૃથક્ આત્માની પ્રબળતા અથવા સત્વ ઉપર રહેલો હોયછે. વસ્તુના ગોળ મોજામાં તેનું રૂપાંતર કરીને,—જેવાં કે રાજ્ય, કળાના નિયમો, લૌકિક રીવાજ, ધાર્મિક ક્રિયા—તેની પીઠ ઉપર સંગ્રહિત થઇ, તેને જીંદગીમાં દૃઢ કરી સ્થાયી કરવું એ દરેક વિચારનો અચેત પ્રયાસ હોયછે. પણ જો આત્મા પ્રબળ અને ચંચળ હોયછે, તો દરેક દિશાએ આં હદ એ ઓળંગી જાયછે, અને ઉંડા મહાસાગર ઉપર બીજી કક્ષા વિસ્તારે છે, અને તે પણ સ્થાયી અને બંધનયુક્ત રહેવાનો પ્રયત્ન કરતી કરતી, તેથી વધારે ઉંચા મોજામાં રૂપાંતર પામી જાયછે. પણ પ્રતિબંધિત થવાને હૃદય ના પાડેછે; પ્રથમના અને ટુંકામાં ટુંકા પણ એના થડકારામાં, કોઇ વિશાળ પ્રબળતાથી બાહાર નીકળવા એ પ્રયત્ન કરેછે, અને વિશાળ અને અગણિત વિસ્તારનું તેનું વળણ હોયછે.

આખરની દરેક હકીકત માત્ર નવીન હકીકતોની માળાનો પ્રથમ મણકો છે. દરેક સામાન્ય કાયદો કોઇ વધારે મોટા સામાન્ય કાયદાની, કે જે હમણાંજ ખુલ્લો થવાનો છે તેની, માત્ર અમુક હકીકતજ છે. આપણને બાહારની વાડ કે આપણને પોતાને અંદર ઘેરી લે એવી દીવાલ કોઇ નથી, કોઇ પરીઘ આપણી આસપાસ નથી. મનુષ્ય પોતાની વાર્ત્તા પૂરી કરેછે,—કેવી સારી! કેવી અંતવાન! સઘળી વસ્તુઓ ઉપર કેવો નવીન દેખાવ એ બીછાવે છે! તે આકાશને ભરી મૂકેછે. જુઓ! બીજી બાજુએ પણ મનુષ્ય ઉદ્‌ભવ પામેછે, અને જે વર્તુળને આપણે સૃષ્ટિની પરિસીમા ધારી હતી, તેની આસપાસ બીજું વર્તુળ દોરેછે. ત્યારે તુરતજ એ પ્રથમ બોલનાર પુરૂષ નહિ, પણ માત્ર પ્રથમ બોલનારજ એ બની રહેછે. એના પ્રતિસ્પર્ધીના વર્તુળની બાહાર વર્તુળ દોરવાનોજ ઇલાજ માત્ર હવે એને રહ્યો છે. અને એ પ્રમાણે મનુષ્યો પણ કરેછે. આજનું જે પરિણામ અંતઃકરણમાં ગુંજ્યા કરેછે, અને જેનાથી દૂર જઇ શકાતું નથી, તે તુરતજ કોઇ શબ્દમાં સંક્ષિપ્ત બની જશે, અને કુદરતને

પણ સ્પષ્ટ કરે એવો જે નિયમ જણાતો હતો તે વળી કોઇ સામાન્ય વધારે મોટા નિયમના એક દૃષ્ટાંત તરીકે તેમાં સમાઇ જશે. તમારી આખી આસ્થાને, સઘળી પ્રજાના સઘળા ધર્મોને, અને સાહિત્યોને જડ મૂળમાંથી ઉખાડી નાખવાની શક્તિ આવતી કાલના વિચારમાં છે, અને કોઇ પણ કવિતામય કલ્પનાએ હજી સુધી જે સ્વર્ગને ચિતર્યું નથી એવા સ્વર્ગમાં તમારી ગોઠવણ એ કરશે. દુનિયામાં પોતે જે વસ્તુ થવી જોઇએ તેની સૂચના તરીકે જેટલો દરેક માણસ દુનિયામાં છે, તેટલો કારીગર તરીકે નથી. બીજાજ જમાનાના ભાવી તરીકે મનુષ્યો દુનિયામાં ફરેછે.

આ ગૂઢ નિસરણી આપણે પગથીએ પગથીએ ચડીએ છીએ; કાર્યો પગથીઆં છે; નવી આશા શક્તિછે. દરેક પૃથક્ પૃથક્ પરિણામને તેની પછવાડે ચાલ્યા આવતા પરિણામનો ભયછે અને તેનું તોલન તેનાથી થાયછે. દરેક વસ્તુ નવી વસ્તુથી પ્રતિકૂળ હોય એમ લાગેછે; નવાથીજ માત્ર એ પ્રતિબંધિત થાયછે. નવી વસ્તુઓને હમેશાં વૃદ્ધો તિરસ્કારેછે, નવા જમાનાની વિરૂદ્ધ હમેશાં જુનો જમાનો હોયછે; અને નવી વસ્તુ જુનીમાં વસનારાને નાસ્તિકતાના ખાડા જેવી જણાય છે. પરંતુ આંખ ત્વરાથી એને પરિચિત થઇ જાયછે, કારણકે આંખ અને એ,–બંને એકજ કારણનાં કાર્ય છે; તેની નિર્દોષતા અને લાભ ત્યારે દૃશ્ય થાયછે, અને તેનું સત્વ ખુટી રહ્યું કે તુરતજ નવીન ક્ષણના પ્રકાશન આગળ ક્ષીણ બની ઝાંખું થઇ જાયછે.

નવીન સામાન્ય નિયમિતતાની ધાસ્તી ન રાખો. તમારી આત્મિક કલ્પનાને નીચી ઉતારી પાડવાની ધાસ્તી આપતી હોય એવી હકીકત શું જડસૂચક અનેસ્થૂળ દેખાયછે? એવી હોય તોપણ, એની સામા નથાઓ; કારણકે પદાર્થની તમારી કલ્પનાની પણ વિશુદ્ધિ કરવાની તેટલીજ એનામાં પ્રવૃત્તિ છે.

જો આપણે ચૈતન્યને પૂછી જોઇએ તો, મનુષ્યને પણ કોઇ સ્થિર વસ્તુતા નથી. પોતે જે કહેછે તે સંપૂર્ણ રીતે સમજાયું નથી, એમ દરેક માણસ ધારેછે. અને જો એનામાં કાંઇ પણ સત્ય હોયછે, જો દિવ્ય આત્મા ઉપરજ એ આખરે આધાર રાખેછે, તો તે સિવાય બીજું કાંઈ પણ કેમ હોઇ શકે તે મને સમજાતું નથી. છેલ્લી ઓરડી, છેલ્લી કોટડી, એને કદિ ખુલ્લી કરી આપવામાં આવી નથી, એમ એને લાગવુંજ જોઇએ. પૃથ્થકરણ ન થઇ શકે એવી, ન જણાય એવી, કોઇ ખાલી જગ્યા હમેશાં હોયછે. તેની સાબીતિ એ છે કે, દરેક માણસ એમ ધારેછે કે તેનામાં વધારે શક્યતા છે.

વ્યક્તિપરત્વે રહેલા આપણા સ્વભાવોને એક બીજાનો વિશ્વાસ આવતો નથી. આજે હું વિચારથી ભરપૂર છું, અને મરજી પ્રમાણે લખી શકુંછું. મારામાં એજ વિચાર કાલે કેમ ન હોઇ શકે, વર્ણનની એવીજ શૈલી મારામાં કાલે શામાટે ન આવે, તેનું કાંઇ કારણ મને સમજાતું નથી. લખતી વખતે જે હું લખુંછું, તે દુનિયામાં મને સર્વથી સાધારણ વાત લાગેછે. પરંતુ જે દિશામાં હમણાં મને આટલી બધી પુષ્કળતા જણાય છે, તેજ દિશામાં માત્ર કાલેજ મને ઉજડ વેરાનતા ભાસતી હતી; અને એક મહીના પછી, મને તેની ખાત્રીજ છે કે, આવા અખંડ પ્રવાહમાં આટલા બધાં પૃષ્ટો લખનાર કોણ હતો તે જોઇને હું પોતેજ વિસ્મય પામી જઇશ. આ નિર્બળ આસ્થાને માટે, અવિશ્રાંત નહિ એવી આ વૃત્તિને માટે, આ વિશાળ વહનની વિશાળ ઓટને માટે, અફ્સોસ છે! હું સ્વભાવમાં ઇશ્વર છું ; હું દીવાલને અઢેલીને ઉભેલું ઝાડવું છું.

પોતાની વર્તમાન સ્થિતિ કરતાં પણ પોતાને ઉચ્ચ કરવાનો, પોતાની આખરની ઉચ્ચતાથી એક પગથીયું ઉપર કાર્ય કરવાનો, પ્રયત્ન મનુષ્યના સંબંધોમાંથી જણાઇ આવેછે. વખાણની આકાંક્ષા આપણે અતિ રાખીએ છીએ, અને છતાં વખાણ કરનારાને આપણે ક્ષમા કરી શકતા નથી. કુદરતની મધુરતા પ્રેમમાં છે ; છતાં જો મારે મિત્ર હોયછે, તો મારી અપૂર્ણતાને લીધે મનેમારા મનમાં દુઃખ થાયછે. મારા પંડ ઉપરનો પ્રેમ સામા ધણીને દોષ ચઢાવે છે; મારી ઉપેક્ષા કરવા જેટલી ઉંચાઇએ એ હોય, ત્યારેજ એના ઉપર હું પ્રેમ રાખી શકું; અને ત્યારે મારા પ્રેમ વડે નવીન ઉચ્ચતાએ હું પહોંચી શકું. પોતાના મિત્રના એક પછી એક આવતા મંડળમાંથી મનુષ્યનો આગળ વધતો અભ્યુદય પ્રતીત થાયછે. સત્યને વાસ્તે જે મિત્રને એ ગુમાવે છે, તે દરેકને બદલે એનાથી સારો એને મળેછે. જંગલમાં ફરતાં મારા મિત્રો ઉપર વિચાર કરતાં કરતાં મને વિચાર આવ્યો કે ; મૂર્ત્તિપૂજાની આ રમત મારે તેમની સાથે શા માટે રમવી જોઇએ? જ્યારે મારી મરજીથી હું અંધ નથી બનતો, ત્યારે મોટા અને ઉચ્ચ કહેવાતા પુરૂષોની ત્વરિત મર્યાદા હું જોઇને સારી રીતે સમજી શકુંછું. આપણા ભાષણના ઔદાર્ય વડે વિત્તવાન, ઉત્કૃષ્ટ અને મહાન્ તો તેઓ છે, પણ સત્ય હમેશાં સંતાપજનક છે. અરે સુખદ આત્મા, જેનો ત્યાગ હું આવાને લીધે કરૂંછું, તે આવા તું નથી! આપણે પોતે એક બીજાને જે સ્વાર્થી મહત્વ આપીએ છીએ તે દરેકની કિંમત આપણને અક્કેકી સ્વર્ગીય અવસ્થા બેસેછે, તેને માટે આપણે અક્કેકી સ્વર્ગીય અવસ્થા ગુમાવીએ

છીએ. નિર્જીવ અને ટુંકો આનંદ લઇને આપણે ક્રિસ્તાની રાજગાદીઓ વેચીએ છીએ.

આ ઉપદેશ આપણે કેટલી બધી વખત ગ્રહણ કરવો જોઇએ? મનુષ્યની મર્યાદાઓ જ્યારે આપણને માલમ પડી જાયછે, ત્યારે મનુષ્યો આપણને મનોહારી થતાં મટી જાયછે. મર્યાદા એજ માત્ર પાપ છે. જ્યારે કોઇ પણ માણસની મર્યાદા સુધી તમે એક વખત પહોંચી જાઓછો, ત્યારે પછી તેનું સર્વ થઇ રહેછે. એનામાં બુદ્ધિ છે? એનામાં સાહસિકતા છે? એનામાં જ્ઞાન છે? તેની કાંઇ ફિકર નથી. કાલેજ માત્ર એ અગાધ અને લલચાવે એવો આકર્ષક હતો; એનામાં મોટી આશા બાંધી હતી, તરવાનો મોટો દરીઓ હતો; હવે તેનો કિનારો તમને હાથ લાગ્યો છે, એ તો માત્ર તળાવ છે એમ તમને હવે માલમ પડયું છે, અને ફરીને એને કદિ તમે ન જુઓ તો તેની તમને દરકાર રહેતી નથી.

વિચારમાં જે દરેક પગલું આપણે આગળ ભરીએ છીએ, તે એકજ કાયદાનાં જૂદાં જૂદાં રૂપાંતર તરીકે, વીશ વિષમ દેખાતી વાતોનું સમાધાન કરેછે. એરીસ્ટોટલ્સ અને પ્લેટો એ બંને પોતપોતાના વર્ગના અધ્યક્ષ ગણાયછે. સુજ્ઞ માણસ જોઇ શકશે કે એરીસ્ટોટલ પ્લેટો થઇ જાયછે. વિચારમાં એક પગલું આગળ ચાલવાથી, એકજ નિયમના એ બે છેડા છે એમ જાણવાથી, અરસપરસ વિરોધી વાતોનું સમાધાન થઇ જાયછે; અને એટલે દૂર આપણે કદિ જઇ શકતાજ નથી, વિચારના એવા બિંદુએ આપણે પહોંચી શકતાજ નથી, કે ત્યાં પહોંચવાથી હજી પણ તેનાથી વધારે ઉંચા વિચારનું દર્શન ન થાય.

આ પૃથ્વીના ગ્રહ ઉપર જ્યારે કોઇ વિચારનારને પરમેશ્વર છૂટો મૂકી દે, ત્યારે તેનાથી ચેતતા રહેજો. ત્યારે સઘળી વસ્તુઓ જોખમમાં આવી પડેછે. કેમ જાણે કે કોઇ મોટા શહેરમાં આગ લાગી હોય, અને ત્યારે કોઇ પણ માણસ જાણી શકતું નથી કે તેનાથી કઈ વસ્તુઓ સહીસલામત રહી જશે, અને તેનો અંત કયાં આવશે, તેના જેવો એ બનાવ છે. શાસ્ત્રનો કોઇ એવો કટકો નથી, કે જેની કેડ કાલે મરડી નાખવામાં નહિ આવે; સાહિત્યમાં કોઇની ખ્યાતિ એવી નથી, કીર્ત્તિના પ્રશંસનીય કોઇ નામો એવાં નથી, કે જેનું ફરીને શોધન થઇ તેમને હલકાં પાડી નાખવામાં ન આવે. મનુષ્યની આશાઓ પણ, તેના અંતઃકરણના વિચારો પણ, પ્રજાના ધર્મો, અને મનુષ્ય જાતિની

રીતભાત અને નીતિ, એ સર્વ કોઇ નવીન સામાન્ય નિયમની દયા ઉપર અસ્તિત્વ ભોગવેછે. નવીન સામાન્ય નિયમ એ હમેશાં અંતઃકરણમાં દિવ્યતાનો નવીન અંતરપ્રવાહ હોયછે. એટલા માટે એની સાથે ઝણઝણાટ રહેલો છે.

જેથી કરીને મનુષ્યની કેડ મરડાઇ જતી નથી, જેના ઉપર સત્તા ચલાવે એવો નિયમ થઇ શકતો નથી, પણ ગમે ત્યાં તેને મૂકો, પણ જે ઉભો રહેછે, એવી રીતે પુનઃ પોતાની સ્થિતિએ આવી જવાની શક્તિમાં શૌર્ય સમાએલું છે. જે સત્યની ધાસ્તી તેને આગળ જણાઇ હતી, તેવા ઉપર આવેલા સત્યને પસંદ કરવાથીજ આમ બની શકે; પછી તે ગમે ત્યાંથી આવતું હોય, તથાપિ તેનો સ્વીકાર કરવાથી અને પોતાના કાયદા, જનમંડળમાં પોતાના સંબંધ, પોતાનો ધર્મ, પોતાનો સંસાર, એ સર્વ ગમે તે વખતે નષ્ટતા પામી તેને બદલે હરકોઇ આવી શકે, આવા અંતઃકરણના દૃઢ વિશ્વાસથી આમ બની શકે.

ચૈતન્યવાદમાં ક્રમ છે. જેમ લોહચુંબકનો સળીઓ એક વાર રમકડું હતો, તેમ પ્રથમ આપણે નિશાળમાં તેની સાથે રમતાં શીખીએ છીએ, પછી યુવાનીના આનંદિત અને કવિતામય કલ્પનાના દિવસમાં આપણે સમજીએ છીએ કે એ સાચું હોઇ શકે, અને તેજના ઝબકારામાં અને કટકામાં એ સત્ય હોયછે. પછી તેનો દેખાવ ઉગ્ર અને ભવ્ય થઇ જાયછે, અને ત્યારે આપણે સમજીએ છીએ કે એ સાચુંજ હોવું જોઇએ. હવે તે પોતે વ્યવહારીક અને નીતિમય દેખાય છે. પરમેશ્વર છે, અને તે મારામાં છે, અને સઘળી વસ્તુઓ તેના પડછાયા છે, એમ ક્રમવાર આપણે શીખીએ છીએ. *બર્કલીનો ચૈતન્યવાદ એ માત્ર જીસસના ચૈતન્યવાદનું અવ્યવસ્થિત કથન છે; અને તે પણ વળી, આખી કુદરત એ ધીમે ધીમે પાર પાડતી અને પોતાની વ્યવસ્થા કરતી ખૂબીનો ત્વરિત પ્રવાહ છે,—એ વાસ્તવિકતાનું અવ્યવસ્થિત કથન છે. મનુષ્યના અંતઃકરણમાં એ વખતે અસ્તિત્વ ભોગવતા કોઇ બુદ્ધિમય પ્રકાર ઉપરજ કોઇ પણ અમુક વખતના સંસારની સ્થિતિ અને ઇતિહાસનો આધાર હોયછે એ વળી વધારે સ્પષ્ટ વાત છે. જે વસ્તુ મનુષ્યને આ વખતે વધારે પ્રિય હોયછે તે, માનસિક દૃષ્ટિ–મર્યાદા ઉપર જે ભાવનાઓ તરી આવેછે તેને લીધે તેવી હોયછે, જેના વડે કરીને, જેમ ઝાડ ઉપર ફળો લટકે છે તેમ, વસ્તુઓની વર્તમાન વ્યવસ્થા ઉત્પન્ન થાયછે. કેળવણીનો નવો ક્રમ કિંવા પ્રકાર મનુષ્યના

---

*જ્યૉર્જ બર્કલી, આયર્લાંડનો ફિલસુફ અને બિશપ (ધર્માધ્યક્ષ) હતો; અને તેનો જન્મ ઇ. સ. ૧૬૮૪માં થયો હતો. ઇ. સ. ૧૭૫૩માં એ ગુજરી ગયો.

વ્યાપારની આખી વ્યવસ્થાની તુરતજ ઉથલપાથલ કરી નાંખશે.

સંવાદ અથવા વાતચિત એ વળી વર્તુળની રમત છે. જે હદવડે ચૂપકીનું મેદાન ચારે બાજુએ પ્રતિબંધિત થએલું હોયછે, તે હદોને આપણે વાતચિત વડે ખસેડતા જઇએ છીએ. જે મનુષ્યો આ ઉત્સાહને વશ થઇ બોલેછે, તેટલા ઉપરથી તેમના વિષે અભિપ્રાય બાંધવાના નથી. પાણીને આવવાની ઉંચામાં ઉંચી આ નિશાનીએથી કાલે તેઓ પાછા હઠી જશે. જૂના ખોગીરથી દબાઇ જતા કાલે તમે તેને જોશો. છતાં આપણી દીવાલો ઉપર એ જ્યાં સુધી પ્રકાશે છે, ત્યાં સુધી તેની વિસ્તાર પામેલી ખ્યાતિનો ઉપભોગ આપણને કરવા દો. જ્યારે દરેક નવો બોલનાર નવીન પ્રકાશ ઝબકાવે છે, અને પોતાનાજ વિચારની સંપૂર્ણ સ્વતંત્રતા અને મહત્તાથી આપણા ઉપર જૂલમ ગુજારવાને, આખરના બોલનારના જુલમમાંથી આપણને મુક્ત કરેછે, અને પછી આપણને બીજા મુક્ત કરનારને સ્વાધીન કરી દેછે, ત્યારે આપણને આપણા હકો પુનઃસંપાદિત થતા લાગેછે, ત્યારે આપણે મનુષ્ય થતા જણાઇએ છીએ. દરેક સત્યના નિવેદનમાં, જમાનાના જમાનામાં અને ગોળાના ગોળામાં પાર પડી શકે એવાં અને ગંભીર કેવાં સત્ય ધારી શકાયછે! આ સાધારણ કલાકમાં જન-મંડળ શાંત અને પ્રતિમા તુલ્ય હોયછે. આપણે સઘળા ખાલી અને રાહ જોતા ઉભા રહીએ છીએ, એવું સમજીને કે જે આપણને હમણાં સંજ્ઞારૂપ નથી, પણ ગદ્ય અને નિર્જીવ રમકડાં જેવી લાગેછે, તે સંજ્ઞાઓથી ઘેરાએલા એવા આપણે સંપૂર્ણ થઇ શકીએ એમ છીએ. અને પછી પરમેશ્વરની પધરામણી થાયછે, અને પ્રતિમાઓનું રૂપાંતર પ્રકાશિત મનુષ્યોના રૂપમાં કરી નાખેછે. અને સઘળી વસ્તુઓ ઉપર જે બુરખો રહ્યો હતો તેને પોતાની આંખના ઝળકારાથી બાળી નષ્ટ કરેછે; અને થાળી, વાટકા અને રકાબીનો, ખૂરશી, ટેબલ અને છત્રીનો, રાચરચીલાનો પણ અર્થ સ્પષ્ટ થઇ જાયછે. મિલ્કત, હવા, કેળવણી, શારિરીક સૌંદર્ય અને એવી એવી બીજી વસ્તુઓ, જે કાલની ધુમસમાં મોટી મોટી દેખાતી હતી, તેમના પ્રમાણમાં વિચિત્ર ફેરફાર હવે થઇ જાયછે. જે સઘળાંને આપણે અચળ ધારતા હતા તે સઘળાં ખળભળી ખડખડવા લાગેછે; અને સાહિત્યો, શેહેરો, દેશો, ધર્મો, એ સઘળાં પોતાના પાયા તજી દેછે; અને આપણી આંખ આગળ તેઓ નાચવા લાગેછે. અને અહીંઆં પણ વળી ત્વરિત પરિક્રમણ જુઓ! સંવાદ ગમે તેવો સારો છે, તથાપિ મૌન તેના કરતાં પણ સવિશેષ સારૂં છે, અને તેને લજવે છે. સંવાદનું લંબાણ બોલનાર અને

સાંભળનારના વિચારનું અંતર સૂચવી આપેછે. જો કોઇ પણ ભાગમાં તેઓ એક બીજાને સંપૂર્ણ સમજી શકતા હોય તો એ સ્પષ્ટ કરવાને માટે કોઇ પણ શબ્દની જરૂર નથી. જો સઘળા ભાગમાં સમજી શકતા હોય તો, કોઇ પણ શબ્દ તે સહન કરી શકશે નહિ.

સાહિત્ય એ આપણા આજના વર્તુળની બાહારનું એવું બિંદુ છે કે જેમાંથી વળી એક નવું વર્તુળ દોરી શકાય. સાહિત્યનો ઉપયોગ આપણને એવો ચોરો બનાવી આપવામાં છે કે જ્યાંથી આપણી જીંદગીનો સંપૂર્ણ દેખાવ આપણે લઇ શકીએ, અથવા તો જેનાવડે આપણા જીવનને આપણે ગતિ આપી શકીએ, તેવી ખરીદી ત્યાંથી થઇ શકે. પ્રાચીન વિદ્વત્તાવડે આપણે આપણા પંડને ભરપૂર કરીએ છીએ, ગ્રીક, રોમન, અને સંસ્કૃત અને બીજાં ગૃહોમાં આપણે આપણા પંડને અભિષેક કરીએ છીએ, અને તે એટલાંજ માટે કે ફ્રેંચ, અંગ્રેજ અને અર્વાચીન સમયનાં બીજાં ગૃહોને આપણે વધારે ડાહાપણથી નીહાળી શકીએ, અને જીવનની રીતો જોઇ શકીએ. એવીજ રીતે, ફળદ્રુપ કુદરતની વચ્ચે રહીને, અથવા કાર્યોના ઘોંઘાટ વચ્ચે રહીને, અથવા તો ઉચ્ચ ધર્મમાં રહીને, આપણે સાહિત્યને સર્વોત્તમ રીતે જોઇએ છીએ. ક્ષેત્રમાંથી ક્ષેત્ર સારી રીતે જોઇ શકાશે નહિ. કોઇ પણ તારાનો અંતર-સૂચક ખૂણો શોધી કાઢવા માટે પાયા તરીકે પૃથ્વીની કક્ષાનો પોતાનો વ્યાસ કોઇ પણ ખગોળવેત્તાને હોવો જોઇએ.

આટલા માટે આપણે કવિની ગણના કરીએ છીએ. સઘળો ઉપોદ્ઘાત, સઘળું ડાહાપણ, સર્વવિદ્યાસંગ્રહના પુસ્તકમાં કે માનસશાસ્ત્રના ગ્રંથમાં કે ધર્મ-પંથોમાં નથી હોતું, પણ નાટકમાં કે કાવ્યમાં હોયછે. મારા હમેશના કાર્યમાં જૂના પગથીઆંની પુનરાવૃત્તિ કરવાનું મને વળણ છે, ઇલાજ-જનક શક્તિને, રૂપાંતર કરીને સુધારો કરવાની શક્તિને, હું માનતો નથી. પણ કોઇ પ્રાચીન કે ભવ્ય પુરૂષ, કલ્પનાના નવા મદ્યથી ભરપૂર બનીને, સાહસિક વિચાર અને યોજનાથી ભરપૂર એવી કોઇ ગઝલ કે ત્વરિત અદ્‌ભુત કથા લખી આપેછે. પોતાના તીવ્ર અવાજથી મારાપર પ્રહાર કરી મને એ જાગૃત કરેછે, મારી ટેવોની આખી સાંકળને એ તોડી નાખેછે, અને મારી પોતાની શક્યતા ઉપર હું મારી આંખો ઉઘાડું છું. દુનિયાના આખા ભારે નક્કર પદાર્થની પડખે તે પાંખો ચોડેછે, અને તર્ક અને વ્યવહારમાં સીધો રસ્તો પસંદ કરવાનું સામર્થ્ય ફરીને એકવાર વધારે મારામાં આવેછે.

દુનિયાના ધર્મનો દેખાવ એવીજ રીતે લેવાને આપણને એવીજ જરૂર છે. અમુક પ્રશ્નોત્તર પોથીમાંથી કે વચનામૃતમાંથી આપણે કદિ ખરો ધર્મ જોઇ શકશું નહિ;–ગૌચરના સ્થળમાંથી, તળાવની અંદર રહેલા મછવા માંથી, જંગલના પક્ષીઓના સંગીત વચ્ચે રહીને, કદાચ આપણે જોઇ શકશું. આધિભૌતિક પ્રકાશ અને પવનથી સ્વચ્છ થએલા, જે સૌંદર્યમય આકૃતિઓ ક્ષેત્રમાં જવાથી આપણને મળેછે, તેના સમુદ્રમાં તરબોળ થએલા, એવા આપણે કદાચ જીવન ઉપર સાત્વિક દૃષ્ટિ ફેંકી શકીએ. ખ્રિસ્તિ (સત્ય) ધર્મ વાજબી રીતે મનુષ્યના અમુક ભાગને પ્રિય છે; છતાં જેની કેળવણી ખ્રિસ્તિ ધર્મના દેવળમાં થઇ હોય, એવા યુવાનથી પૉલનું—ત્યારે ઇશ્વર સર્વસ્વમાં સર્વ થઇ શકે, માટે જેણે સઘળી વસ્તુઓને તેના તાબામાં મૂકી એવો એક પુત્ર પણ તેને તાબે રહેશે—આ ધીટ વચન ખાસ કિંમતી નહિ ગણાયું હોય, એવો કોઇ યુવાન ફિલસુફ કદિ થયો નહોતો. મનુષ્યના હકો અને સદ્‌ગુણો ગમે તેવા મોટા અને આદરણીય હોય, તથાપિ મનુષ્યની પ્રેરણા અપૌરૂષેય અને અનહદ તરફ ત્વરાથી આગળ ધસેછે; અને એ પુસ્તકમાંથીજ આ ઉદાર શબ્દ લઇને ધર્માંધ પુરૂષની સામે થવાનું શસ્ત્ર ઘણી ખૂશીથી એ પોતાની પાસે રાખેછે.

કુદરતની સૃષ્ટિ પણ કેમ જાણે સમકેંદ્રીય વર્તુળોની રચના હોય એમ ધારી શકાય, અને વખતો વખત કુદરતમાં પણ એવી ભિન્નતા આપણે જોઇએ છીએ કે જેનાથી એમ સૂચિત થઇ જાયછે કે જે સપાટી ઉપર આપણે હમણાં ઉભા છીએ તે સ્થાયી નથી, પણ સરી જાય તેવી છે. આ અગણિત ચીકણા ગુણો, આ રસાયનશાસ્ત્ર અને વનસ્પતિ, આ ધાતુઓ અને પ્રાણીઓ, જે કેમ જાણે પોતાને માટેજ ઉભાં હોય એમ અત્યારે જણાય છે, તે સઘળાં સાધન અને પદ્ધતિ છે-પરમેશ્વરના શબ્દો છે, અને બીજા શબ્દોની પેઠે તેઓ પણ નાશવંત છે. રજકણોનું ગુરૂત્વ અને વસ્તુઓના સ્વાભાવિક સંયોગના સંબંધ જેણે શોધ્યા છે; જે ઉંડા નિયમનો આ માત્ર ભાગ છે; જેને નજીક આવતી આ માત્ર એક હકીકત છે, એટલે કે, સરખે સરખાંને સરખાં આકર્ષે છે; અને જે માલમત્તા તમારી છે તે તમારા ભણી તેની મેળેજ ખેંચાય છે, અને વેદના ખમીને અને ભોગ આપીને તેની પછવાડે પડવાની તમારે જરૂર નથી,–એવા આ ઉંડા નિયમનો ભેદ જે પોતાના મનમાં સમજ્યો નથી, એવો કોઇ પણ પદાર્થ-વિજ્ઞાની કે રસાયનશાસ્ત્રી પોતાનો ધંધો શીખ્યો છે? તથાપિ એ હકીકત પણ નજીક આવતી છે, આખરની નથી. સર્વ-વ્યાપકતા એ

વધારે ઉંચી વસ્તુ છે. માર્મિક અને ગૂઢ પ્રવાહવડે મિત્રને અને વસ્તુને તેમના રૂપાંતરમાં લાવવાની જરૂર નથી, પણ ખરેખરૂં વિચારીએ તો, આ બધી વસ્તુઓ આત્માના અવિનાશી જનનમાંથી આગળ વધેછે. કારણ અને કાર્ય–આ એકજ હકીકતની બે બાજુઓ છે.

ક્રમાનુસાર આગળ વધતા જવાનો એજ કાયદો આપણે જેને સદ્‌ગુણો કહીએ છીએ તે સઘળાની વ્યવસ્થા કરેછે, અને દરેકને તેનાથી વધારે ઉત્તમ વસ્તુના પ્રકાશમાં ઝાંખી કરી નાખે છે. મહાન્ પુરૂષો, લોકો જેને ડાહાપણ કહે છે તેવી રીતે ડાહ્યા થશે નહિ; એનું સઘળું ડાહાપણ એની ભવ્યતામાં એટલી ઓછપ થશે. પણ જ્યારે ડાહાપણનો એ ભોગ આપે છે, ત્યારે એટલું જોવું દરેકને યોગ્ય છે કે કયા દેવને એ અર્પે છે; જો ચેનને અને આનંદને એ અર્પતો હોય, તો હજી એણે ડાહ્યા થવું વધારે સારૂં છે; પણ જો કોઇ મહાન્ વિશ્વસનીય કાર્યને એ અર્પતો હોય, તો બદલામાં પાંખોવાળો રથ એને મળેછે, માટે પોતાના ખચ્ચરને અને ટોપલીને એ ભલે કાઢી નાખે. સર્પ–દંશથી સહીસલામત રહી શકે એટલા માટે જંગલમાં જતી વખતે જર્યોાફ્રી જોડા પહેરેછે; એરનને આવા જોખમની સ્મૃતિ પણ કદિ આવતી નથી. ઘણા વર્ષ સુધીમાં પણ બેમાંથી એકે આવા અકસ્માતથી ઇજા પામતો નથી. તોપણ મને લાગેછે કે વિપત્તિ સામે તમે જે ઝાઝી સંભાળ લ્યોછો, તેથી તો વિપત્તિની સત્તામાં તમે તમારા પંડને મૂકોછો. હું ધારૂંછું કે વધારેમાં વધારે ડાહાપણ થોડામાંથોડું રાખવામાં છે. મધ્યબિંદુએથી આપણી કક્ષાની કિનારીએ ધસી જવા જેવું આ છે? મહાન્ વિચારમાં આપણે વિશ્રાંતિ પામીએ, અથવા તો આજની કિનારીને નવું મધ્યબિંદુ બનાવીએ તે પેહેલાં કેટલી દયાજનક ગણ-ત્રીમાં આપણે પાછા પડશું તેનો વિચાર કરો. વળી તમારો ધીટમાંધીટ વિચાર હલકામાં હલકાં માણસોને પરિચિત હોયછે. તમારી પેઠે ગરીબ અને હલકાંને પણ ફિલસુફીની છેલ્લી હકીકતોને બાહાર બોલી બતાવવાના રસ્તા તેમના પોતાના હોયછે. 'દુનિયામાં સારૂં કાંઇ નથી' 'સોંઘું તે મોંઘું અને મોંઘું તે સોંઘું" વિગેરે, આવી કહેવતો એવી છે કે તેનાપરથી એવું સૂચિત થાયછે કે સાધારણ માણસની જીંદગીમાં પણ સર્વોત્તમતા રહેલી છે.

જ્યારે એક માણસ તેજ વસ્તુઓને વધારે ઉચ્ચબિંદુએથી જુએ છે, ત્યારે એક માણસનો ન્યાય બીજાનો અન્યાય થાયછે; એકનું સૌંદર્ય બીજાની વિરૂપતા બનેછે; એકનું ડાહાપણ બીજાને મન મૂર્ખાઇ છે; એક માણસ ધારે

છે કે પોતાનાં દેણાં આપી દેવામાં ન્યાય સમાએલોછે; અને પોતાનું આ કર્ત્તવ્ય જે મનુષ્ય પાર નથી પાડતો અને લેણદારને અગણિત ઉઘરાણી કરાવ્યા કરે છે, તેના ઉપર તેનો ધિક્કાર અમાપ હોયછે. પરંતુ તે બીજા માણસને વસ્તુઓને જોવાની તેની પોતાની રીતિ હોયછે, અને તેથી પોતાના અંતઃકરણને પ્રશ્ન પૂછે છે કે મારે એમાંથી કયું દેણું પ્રથમ દેવું: પૈસાદારનું કે ગરીબનું? પૈસાનું દેણું કે મનુષ્ય જાતને વિચાર આપવાનું દેણું? કે બુદ્ધિનું કુદરતને દેણું દેવું? અરે દલાલ! તારે માટે તો ગણિત સિવાય બીજું કશું ધોરણ નથી. મારે મન વેપાર એ બહુ નજીવી બાબત છે. પ્રેમ, આસ્થા, સદ્વર્ત્તનની પ્રમાણિકતા, મનુષ્યની ઉચ્ચ આકાંક્ષાનો લોભ, આ વસ્તુઓ અતિ પવિત્ર છે; તેમ તારી પેઠે, બીજાં બધાં કર્ત્તવ્યમાંથી એ કર્ત્તવ્યને છુટું પાડી તેના ઉપરજ— પૈસાનુંજ દેણું ભરી દેવામાં, મારા સઘળાં સામર્થ્ય હું એકત્ર કરી શકું તેમ નથી. મને તો આગળજ ચાલવા દે; તને માલમ પડશે કે ધીમે ધીમે પણ, મારા સ્વભાવની આગળ વધતી ઉન્નતિ, આ સઘળાં દેણાં, તેથી વધારે ઉંચા કર્ત્તવ્યોને અન્યાય આપ્યા વિના, દઇ દેશે. પૈસાનું દેણું આપવામાંજ જો મનુષ્ય પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે તો તેમાં અન્યાય નહિ થાય? પૈસા સિવાય બીજું કોઇ દેણું એને દેવાનું નથી શું? અને ઘરધણી કે શેઠીઆનું દેણું દેવાઇ રહે, ત્યાં સુધી બીજાં સઘળાં કર્ત્તવ્યો શું મુલત્વી રહેવાં જોઇએ?

જે આખરનું છે તેમાં કાંઇ પ્રભાવ નથી; સઘળાંમાં શરૂઆત છે. જનમંડળના સદ્ગુણો સંતોના દુર્ગુણો છે. જે ખાડો આપણા નિંદ્ય દુર્ગુણોનું ભક્ષણ કરી ગયો છે તેમાં, તેમની સાથેજ આપણે આપણા સદ્ગુણોને, અથવા જેને આપણે હમેશાં સદ્ગુણો તરીકે ટેવ્યા છે તેને, હોમી દેવા જોઇએ,—આ શોધ સુધારાની ભયંકરતા છે.

*Forgive his crimes, forgive his virtues too,*
*Those smaller faults, half converts to the right.*

એના ગુન્હાની ક્ષમા કરો; અને એના સદ્ગુણની પણ ક્ષમા કરો; પેલી વધારે નાની ભૂલો અર્ધ—વાજબી છે.

દિવ્ય ક્ષણોની સર્વોત્તમ શક્તિ એ પણ છે કે આપણા પશ્ચાતાપનો એ વિનાશ કરેછે. દિવસે દિવસે આળસુપણા અને નકામાપણાથી હું મારા પંડને ઠપકો આપુંછું, પણ જ્યારે પરમેશ્વરનાં આ મોજાંઓ મારા પંડમાં વેહેવા માંડેછે, ત્યારે પછી હું ગુમાવેલા કાળની ગણના રાખતો નથી. વરસનો કે

મહિનાનો જે ભાગ મારે ભાગે રહેછે તેનાવડે મારે જે સિદ્ધ કરવાનું છે તેના વિષે હવે નિર્બળ ગણત્રી હું કરતો નથી; કારણકે આ ક્ષણો એક એવી જાતની સર્વવ્યાપકતા અને સર્વજ્ઞતા મને બક્ષેછે કે જે કાળની કાંઇ સ્પૃહા રાખતી નથી, પણ જાણેછે કે અંતઃકરણનો ઉત્સાહ, કાળની ગણત્રી સિવાય, જે કાર્ય કરવાનું હોયછે તેને યોગ્ય હોયછે.

અને આ પ્રમાણે અરે વર્તુળમય ફિલસુફ, હું કોઇ વાંચનારને બોલી ઉઠતાં સાંભળુંછું કે તમે બહુ સારા *પીરોના મત ઉપર આવ્યા છો, સઘળાં કાર્યની સમાનતા અને અભેદતા ઉપર તમે ઠીક આવ્યા છો, અને તમે તો અમને એવુંજ શીખવો કે જો આપણે સાચાજ હોઇએ તો, ખરેખર, આપણા ગુન્હા પણ એવા ચપળ પથરા થઇ પડે કે તેમાંથી ખરેખરા પરમેશ્વરનું દેવ-મંદીર આપણે બાંધી શકીએ.

હું કહુંછું તે સાબીત કરવાનો હું ખંતી નથી. હું કબુલ કરૂંછું કે વનસ્પતિ સૃષ્ટિમાં મિષ્ટતાના નિયમની પ્રબળતા જોઇને હું તો આનંદ પામુંછું, અને દરેક ચીરામાં અને સ્વાર્થમયતાએ ઉઘાડી રાખેલી ફાટમાં, અરે સ્વાર્થમયતા અને દુષ્ટતામાં પોતામાં પણ, જે સારૂં છે એવા ધોરણની, અપ્રતિબંધ રેલછેલ નીતિમાં નીહાળવાથી પણ ઓછો ખુશી હું નથી થતો; એથી કરીને દરેક દુષ્ટતા સર્વ ભાગે-દુષ્ટતા નથી, તેમ નરક પોતે પણ તેના છેવટના સમાધાન વિનાનું નથી. પણ જ્યારે હું મારો પોતાનો અભિપ્રાય દર્શાવુંછું અને મારા તુરંગને વશ રહી હું વર્તુંછું, ત્યારે રખેને કોઇને હું ખોટે રસ્તે દોરવું, એટલા માટે વાંચનારને મારે સ્મૃતિ આપવી જોઇએ કે હું તો માત્ર પ્રયોગ કરનાર છું. કેમ જાણે કે વસ્તુની સત્યતાનું અને અસત્યતાનું નિર્માણ કરવાનું ડોળ હું કરતો હોઉં, તેમ હું કરૂંછું તેના પર વજન ન રાખશો, અથવા તો જે હું નથી કરતો તેના ઉપર કાંઇ અણવિશ્વાસ ન રાખશો. હું તો સઘળી વસ્તુને અસ્થિર કરી નાખુંછું. કોઇ પણ હકીકત મારે મન પવિત્ર નથી; કોઇ પણ હકીકત મારે મન નિંઘ

---

*પીરોનો વાદ સંશયવાદ કહેવાયછે. કોઇ પણ વસ્તુ ગમે તેવી દેખીતી સિદ્ધ હોય, તથાપિ તેને તેવી ન માનવામાં સંશયવાદ સમાએલોછે. પીરો આશરે ઇ. સ. પૂર્વે ૩૬૦–૨૭૦માં થઇ ગયોછે. તેના મુખ્ય સિદ્ધાંત ત્રણછે, ૧લો–વસ્તુઓના સ્વભાવ વિષે આપણે કાંઇ જાણતા નથી. ૨જો–માટે વાસ્તવિકતા એ છે કે તેમના ઉપર અભિપ્રાય આપતાં આપણે અટકવું. ૩જો–એનું પરિણામ સમાનતા કિંવા નહિ આમાં કે નહિ એમાં, છે.

નથી ; મારી પીઠ ઉપર કોઇ પણ ભૂતકાળને રાખ્યા વિના હું માત્ર પ્રયોગજ કર્યા કરૂંછું, માત્ર અનંત શોધક છું.

તેમ છતાં આ અવિરામ ગતિ, અને આગળ વધતો વેગ, જેનો અંશ દરેક વસ્તુમાં રહેલો છે તેની વિરૂદ્ધ સરખામણી સ્થાયીપણાના કોઇ નિયમ સાથે, અગર આત્માની સ્થિરતા સાથે, કર્યા સિવાય આપણને તે કદિ સ્પષ્ટ થઇ શકશે નહિ. જ્યારે વર્તુળનું અનંત જનન આગળ વધતું જાયછે, ત્યારે તેનો અવિનાશી જનક તો ત્યાંનો ત્યાંજ રહેછે. મધ્યબિંદુએ રહેલું એ જીવન તેની સૃષ્ટિ કરતાં પણ કાંઇક શ્રેષ્ટ છે, વિચાર અને જ્ઞાન કરતાં અધિક છે, અને સઘળાં વર્તુળોનો સમાવેશ પોતામાં કરેછે. કેમ જાણે કે જે સરી જાયછે તે તેનાથી વધારે સારૂં કેમ ઉત્પન્ન કરવું તેનો ઉપદેશ આપતું હોય તેમ, એક જાતના ઉત્તરોત્તર ક્રમની સૂચના આપતું એવું એ જીવન પોતાના જેવીજ અનુપમ અને વિશાળ જીંદગી સૂઝાવવાને હમેશાં મથેછે.

આ પ્રમાણે નિદ્રા નથી, વિરામ નથી, પાલન નથી, પણ સઘળી વસ્તુઓ અનંત પ્રવાહમાં જારી રહેછે, અંકુરિત થાયછે, અને ઉદ્ભવ પામેછે. નવીન કલાકમાં ચીંથરાં અને અવશેષ આપણે શા માટે અંદર દાખલ કરવાં જોઇએ ? કુદરત જુનાને ધિક્કારેછે, અને રોગ માત્ર વૃદ્ધાવસ્થાજ છે ; બીજા સઘળા આ એકમાં સમાઇ અદૃશ્ય થઇ જાયછે. તાવ, મદ્યમાં આસક્તિ, દીવાનાપણું, બેવકૂફી, અને ગુન્હો-એવાં ઘણાં નામથી આપણે એને પીછાણીએ છીએ; એ બધાં વૃદ્ધાવસ્થાનાં રૂપાંતર છે; સ્થિરતા, ચાલતી રૂઢીમાં રહેવાની ઇચ્છા, વસ્તુનો ખાસ ઉપયોગ, જડતા, નવીનતા નહોવાપણું, આગળ ન વધવું તે, તેઓ છે. આપણે દરેક દિવસે વૃદ્ધાવસ્થાથી ભૂરા થઇએ છીએ. મને તેની જરૂર જણાતી નથી. જે આપણાથી ઉપર છે, તેની સાથે સંયોગમાં જ્યારે આપણે આવીએ છીએ, ત્યારે આપણે વૃદ્ધ થતા નથી, પણ યુવાન બની જઇએ છીએ. ગ્રહણ કરે એવી, મહત્વાકાંક્ષી, અને ઉંચે જોતી ધાર્મિક આંખ સહીત, બાલ્યાવસ્થા કે નાનપણ કાંઇ હિસાબમાં નથી ; અને દરેક દિશાએથી વહેતા ઉપદેશ આગળ એ ગરીબ બની જાયછે. પરંતુ સીતેર વરસનાં પુરૂષ કે સ્ત્રી સઘળું જાણવાનો ડોળ કરેછે, તેમની આશા ઉપરાંત તેઓ જીવ્યાં હોયછે, મહદ્ આકાંક્ષા તેમણે તજી દીધી છે, જે જરૂરનું છે તેને બદલે જે મળેછે તે તેઓ સ્વીકારે છે, અને યુવાનોને તે ઉપદેશ કરેછે. પવિત્ર પરમાત્માના અવયવો ભલે તેઓ ત્યારે થાય ; ભલે ત્યારે તેઓ પ્રેમીઓ બને ; તેમને સત્ય નીરખવા

ધો ; અને તેમની આંખો ઉઘાડવામાં આવેછે, તેમની કરચલીઓને સાફ કરવામાં આવેછે, અને તેઓ ફરીથી આશા અને શક્તિથી સુવાસિત બની જાયછે. મનુષ્યના અંતઃકરણમાં આ વૃદ્ધાવસ્થા છાનીમાની પેસવી ન જોઇએ. કુદરતમાં દરેક પળ નવીન છે ; હમેશાં ભૂતકાળને પેટમાં ઉતારી વિસરાઇ જવાયછે ; આવતુંજ માત્ર પવિત્ર છે. જીંદગી, રૂપાંતર, ઉત્સાહભેર કામ કરતા આત્મા સિવાય બીજું કશું નિર્ભય નથી. વધારે ઉંચા પ્રેમથી તેને નિર્ભય કરવા માટે કોઇ પણ પ્રેમને પ્રતિજ્ઞાથી કે કરારથી પ્રતિબંધિત કરી શકાય નહિ. કોઇ સત્ય એવું ભવ્ય નથી કે જે નવા વિચારના પ્રકાશ વડે કાલે નિર્જીવ ન બને. સ્થાયી થવાને લોકો ઇચ્છેછે ; જેટલે દરજ્જે તેઓ અસ્થિર છે, તેટલે દરજ્જે તેમને માટે તેની કાંઇક આશા છે.

જીંદગી એ વિસ્મયના મણકાની માળા છે. જ્યારે આપણું અસ્તિત્વ આપણે રચીએ છીએ, ત્યારે આવતી કાલની શક્તિ, આનંદ કે સ્વભાવનું આપણે આજે અનુમાન કરતા નથી. હલકી સ્થિતિઓ વિષે, ઈંદ્રિના અને હમેશના કામ વિષે, આપણે કાંઇક કહી શકીએ ; પણ પરમેશ્વરની અનુપમ કૃતિઓ, આત્માની આખી ઉત્પત્તિ અને અસાધારણ ગતિઓ, એ છુપાવેછે; તે તો અગણિત છે. હું સમજી શકુંછું કે સત્ય દિવ્ય અને સહાયજનક છે ; પણ એ કેમ મને સહાય કરશે તેનું અનુમાન હું કરી શકતો નથી ; કારણ કે **'એવા થવું'** એ **'એવું જાણવાનો'** મુખ્ય માર્ગ છે. આગળ વધતા પુરૂષની નવીન સ્થિતિમાં જૂની સ્થિતિનું સઘળું સામર્થ્ય હોયછે, પરંતુ તે સઘળું નવીન રીતે હોયછે. પોતાની સાથે પોતાની છાતીમાં ભૂતકાળની સઘળી સાહસિકતાને લેતી જાયછે, અને છતાં પોતે પ્રાતઃકાળનો ઉદ્દગારજ છે. એક વખત સંગ્રહિત કરી રાખેલું મારૂં સઘળું જ્ઞાન દાંભિક અને વ્યર્થ તરીકે આ નવી પળને વખતે હું ફેંકી દઉંછું. હવે પ્રથમજ, કોઇ પણ વસ્તુ હું ખરી રીતે જાણતો જણાઉં છું. સાદામાં સાદા શબ્દો,–એના અર્થની આપણને ખબર નથી પડતી, પણ જ્યારે આપણે પ્રેમ કરીએ છીએ, અને મહદ્ આકાંક્ષા આપણે રાખીએ છીએ ત્યારે, સમજીએ છીએ.

જૂના અને ખુંદાએલા ગોળાને નીભાવી રાખવાની ચપળતા, અને નવા અને વધારે ઉચ્ચ ઉદ્દેશે નવીન રસ્તો રચવાની શક્તિ અને હિંમત, એ હ્રદય-બળ અને બુદ્ધિ વચ્ચેનો ભેદ છે. [હ્રદય-બળ અતિ બળવાન વર્ત્તમાન ઉત્પન્ન કરેછે; આનંદી અને નિશ્ચળ કલાકને એ આણેછે, અને એવું બતાવી આખા

સાથને દૃઢ કરેછે કે હજી જેના વિષે વિચાર પણ નથી આવ્યો એવું શક્ય અને અનુપમ ઘણું છે. અમુક બનાવોની અસરને હૃદય-બળ ઓછી કરેછે–તેને મંદ કરેછે. જ્યારે આપણે કોઇ વિજય વર્તાવનારને જોઇએ છીએ, ત્યારે કોઇ અમુક એક લડાઇનો કે તેના એકાદા વિજયનો ઝાઝો વિચાર આપણે કરતા નથી. આપણે જોઇએ છીએ કે એની દુર્ઘટતાની આપણે અતિશયોક્તિ કરી હતી. એને મન એ સેહેલી વાત હતી. મહાન્ પુરૂષ હૃદયની કંપારી કે મનની વેદનાને આધીન નથી ; ઝાઝી અસર ઉત્પન્ન કર્યા સિવાય બનાવો તેની પાસેથી વહી જાયછે. લોકો કોઇ કોઇ વખત કહેછે કે: "જુઓ મેં કેવું વશ કર્યુંછે ; જુઓ હું કેવો આનંદી છું ; જુઓ આ દુષ્ટ બનાવ ઉપર મેં કેવી સંપૂર્ણતાથી વિજય મેળવ્યો છે." હજી પણ તેઓ મને દુષ્ટ બનાવની સ્મૃતિ આપતા હોય તો મેં તેના ઉપર વિજય નથી મેળવ્યો; વિશાળ અને વિસ્તૃત થતા ઇતિહાસમાં નિર્જીવ પરિણામના પ્રથમ વાદળની પેઠે, સંકટનો નાશ કરી તેને અદૃશ્ય કરવું–તેમાંજ ખરેખરો વિજય છે.

આપણે પોતાને આપણે વિસરી જવું, આપણી યથાર્થતામાંથી અચિંત્યા વિસ્મય પામવું, આપણી સતત યાદશક્તિને ગુમાવવી, અને કેમ અને કેવી રીતે એ થયું એ જાણ્યા સિવાય તે કરવું; ટુંકામાં, નવું વર્તુળ દોરવું,–આ એકજ વસ્તુને આપણે અતૃપ્ત આકાંક્ષાથી શોધીએ છીએ. કોઇ પણ મહાનતા–કોઇ પણ શ્રેષ્ઠ ગંભીરતા, ઉન્માદયુક્ત ઉત્સાહ સિવાય કદિ પાર પડી નથી. જીવનનો રસ્તો ચમત્કારીક છે; એ પોતાના ત્યાગથી થાયછે. મહાન્ બુદ્ધિ અને ધર્મના કાર્યો તરીકે વિચારોની પ્રબળતાને લીધે કર્ત્તવ્યની સરળતા–એ ઇતિહાસના મોટા બનાવો છે. ઑલિવર ક્રૉમવેલ કહેતો કે: "ક્યાં જાયછે એ જ્યારે મનુષ્ય પોતે જાણતો નથી, ત્યારે જેટલી ઉંચાઇએ ચડેછે તેટલી ઉંચાઇએ એ કદિ ચડતો નથી." સ્વપ્નાં અને કેફ, અફીણ અને બીજા માદક પદાર્થનું સેવન, એ આ દિવ્ય શકિતનું કૃત્રિમ સાદૃશ્ય છે. અને એટલા ઉપરથી મનુષ્યોને તેમનું ભયંકર આકર્ષણ છે. આવાજ કારણને લીધે ઉન્માદિત મનોવિકારની મદદ તેઓ માગેછે, જેવી રીતે તેઓ લડાઇમાં અને જુગટામાં કરેછે, કે જેથી કરીને અંતઃકરણની આ જ્વાળા અને ઔદાર્યની કોઇ રીતે એ નકલ કરી શકે.

૨૧૩

## હૃદય-બળ.

*The sun set; but set not his hope;*
*Stars rose; his faith was earlier up:*
*Fixed on the enormous galaxy,*
*Deeper and older seemed his eye:*
*And matched his sufferance sublime,*
*The taciturnity of time.*
*He spoke, and words more soft than rain,*
*Brought the age of Gold again:*
*His action won such reverence sweet,*
*As hid all measure of the feat.*

*Work of his hand*
*He nor commands nor grieves:*
*Pleads for itself the fact;*
*As unrepenting nature leaves*
*Her every act.*

સૂર્યનો અસ્ત થયો; પરંતુ તેની આશાનો અસ્ત ન થયો; તારા ઉગ્યા; તેની આસ્થાનો ઉદય તેનાથી પણ પ્રથમ થયો; વિશાળ આકાશગંગા ઉપર સ્થિર થએલી તેની દૃષ્ટિ વધારે ઉંડી અને પરિચિત જણાતી હતી; અને તેનું ભવ્ય ધૈર્ય કાળની ગંભીર શાંતતાને યોગ્ય હતું. એ બોલ્યો, અને પાવસ કરતાં પણ વધારે નરમ શબ્દોથી સત્યયુગ ફરીને આવ્યો: પરાક્રમની સઘળી ગણનાને ગુપ્ત રાખે-ઢાંકી દે, એવું માન તેના કાર્યવડે તેણે મેળવ્યું.

પોતાના હાથના કાર્યની એ શ્લાઘા કરતો નથી, તેમ તેને માટે દિલગીર થતો નથી; હકીકતને માટે હકીકતજ એ રજુ કરેછે; જેવી રીતે પશ્ચાતાપરહીત કુદરત પોતાનું દરેક કાર્ય રહેવા દેછે તેવી રીતે.

મેં એવું સાંભળ્યું છે કે લૉર્ડ ચેથામનું ભાષણ જે સાંભળતા હતા, તેમને એવું લાગતું હતું કે જે કાંઇ એ બોલતો હતો તેના કરતાં પણ વધારે સુંદર કાંઇક તેનામાં હતું. ફ્રેંચ રાજ્ય-ક્રાંતિના આપણા તેજસ્વી અંગ્રેજ ઇતિહાસકારથી એવી ફરિયાદ થઇ છે કે જ્યારે મિરાબો વિષે સઘળી હકીકતો એ કહી રહેછે ત્યારે તેની બુદ્ધિ વિષે તે જે અનુમાન બાંધે છે તે સિદ્ધ થતું નથી. એજીસ, કલીઓમીન્સ, અને પ્લુટાર્કના બીજા નાયકો તેમની કીર્ત્તિને અનુરૂપ હકીકતોની નોંધમાં આવતા નથી. સર ફિલિપ સિડની, એસેક્ષનો ઉમરાવ, સર વૉલટર રેલે, એ સર્વ મહાન્ પ્રતિષ્ઠાના અને થોડાં કાર્યોનાં મનુષ્યો છે. વોશિંગ્ટનના પરાક્રમના બ્યાનમાં, તેના પોતાના આંગિક ગૌરવનો થોડામાં થોડો અંશ પણ આપણને માલમ પડતો નથી. સ્કીલરના નામનું વજન તેના પુસ્તકોને માટે અતિ મોટું છે. કાર્યો અને વાતો અને તેની કીર્ત્તિની વચ્ચે રહેલી આ અસમાનતાનું નિરાકરણ મેઘ-ગર્જના કરતાં તેનો પ્રતિધ્વનિ વધારે વિસ્તારવાળો હોયછે એમ કહેવાથી થતું નથી; પણ આ માણસોમાં એવું કાંઇક રહેતું હતું કે જેને લીધે તેમનાં સઘળાં કાર્યને પાછળ મૂકી દે એવી આશા તેમનામાંથી ઉત્પન્ન થતી હતી. તેમની શક્તિનો મોટામાં મોટો ભાગ તો ગુહ્ય હતો. જેને આપણે હૃદય-બળ કહીએ છીએ તેજ આ છે, અને જે પોતાની હાજરીથીજ માત્ર સાધન વિના પણ કાર્ય કરેછે, એવું અણીના વખતને માટે રાખી મૂકેલું સામર્થ્ય છે. જેના વેગવડે મનુષ્ય આગળ દોરાય છે, પણ જેનો ગુપ્ત ભેદ એ આપી શકતો નથી, એવા બોલાવે કે તુરત હાજર થાય એવા ભૂત કે જીન તરીકે કોઇ અપ્રતિપાદનીય સામર્થ્ય તરીકે તેનો ખ્યાલ આપણને આવેછે; અને તે તેની સોબત હોયછે, જેથી કરીને એવાં મનુષ્યો વારંવાર એકાંતવાસી રહેછે, અથવા તો સોબતમાં હોવાનું તેમને બની આવેછે, તથાપિ તેમને સોબતની જરૂર રહેતી નથી, અને પોતપોતાની મેળે એકલાં પણ આનંદ પામી શકે છે. શુદ્ધમાં શુદ્ધ વિદ્વત્તાયુક્ત યુક્તિ એક વખતે મોટી લાગેછે, અને બીજી વખતે નાની લાગેછે, પરંતુ હૃદય-બળતો તારાના જેવું પ્રકાશિત અને ઓછું ન થાય એવી મહત્તા છે. બીજાં માણસો જે કામ યુક્તિ કે વાક્ચાતુર્યથી કરેછે, તે આ માણસ કોઇ આકર્ષણથી પાર પાડેછે. "પોતાનું અરધું સામર્થ્ય તે બાહાર આણતો નથી." બંદુકના સંગીનની ઝપાઝપીથી નહિ, પરંતુ શ્રેષ્ટતાના દર્શનથી એને વિજય પ્રાપ્ત થાયછે. એને વિજય મળેછે, તેનું કારણ એછે કે એના આગમનથી વસ્તુઓનો દેખાવ માત્ર ફરી જાયછે.

"અરે ઇયોલ! તેં કેમ જાણ્યું કે હરક્યુલીસ દેવ છે?" "કારણકે" ઇયોલે પ્રત્યુત્તર વાળ્યો, "કારણકે જે ઘડીએ એનાપર મારી આંખો પડી, તેજ ઘડીએ મને સંતોષ થયો. જ્યારે મેં *થેસીયસને જોયો ત્યારે એને લડાઇમાં લડતો જોવાની, અથવા તો કાંઇ નહિ તો તેને તેના રથના ઘોડા હાંકતા જોવાની, મને ઇચ્છા થઇ; પરંતુ હરક્યુલીસે વિગ્રહની વાટ જોઇ નહિ; ઉભો હોય, ચાલતો હોય, બેઠો હોય, કે ગમે તે એ કરતો હોય, પણ હરક્યુલીસે વિજય મેળવ્યો છે." જે દુનિયામાં મનુષ્ય રહેછે તે દુનિયાને માત્ર અરધો — અને તે પણ વિચિત્ર રીતે — વળગેલો, અને સામાન્ય રીતે બનાવો ઉપર લટકી રહેલો એવો, મનુષ્ય તો આ દૃષ્ટાંતોમાં વસ્તુઓની જીંદગી ભોગવતો જણાય છે, અને જે કાયદા, ભરતી અને સૂર્ય, સંખ્યા અને જથાને અંકુશમાં રાખેછે તેજ કાયદાનું એ આબેહુબ ચિત્ર હોય એમ જણાયછે.

પણ વળી વધારે સ્પષ્ટતાથી લાગુ પડે તેવું અને વધારે માફક આવે એવું ઉદાહરણ આપીએ તો, હું અવલોકન કરૂંછું કે આપણી રાજકીય અને સ્થાનિક ચુંટણીમાં કે જ્યાં આ તત્વ, જો ત્યાં દેખાયજ છે તો, તેના માત્ર હલકામાં હલકા સ્વરૂપમાં હોઇ શકેછે, તેની અતુલ્ય કિંમત આપણને જોઇએ તેટલી ત્યાં સમજાય છે. લોકો સમજેછે કે તેમના પ્રતિનિધિમાં યુક્તિ કરતાં પણ ઘણું વધારે હોવાની જરૂર છે, એટલે કે, તેની યુક્તિ ઉપર વિશ્વાસ રખાવે એવી શક્તિ. લોકો તેને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કરે તે પહેલાં, પોતાના અંતઃકરણમાં દૃઢ રીતે રમી રહેલી હકીકતને માટે ઉભા રહેવા જેને સર્વ શક્તિમાન પ્રભુએ નિર્માણ કર્યો છે, જેથી કરીને દૃઢમાં દૃઢ અને પ્રચંડમાં પ્રચંડ પુરૂષો પણ પોતાના મનમાં જાણે, કે અહીંઆ એવો પ્રતિરોધ છે કે જેના ઉપર અવિનય અને ધાસ્તી બંને નકામા જાયછે, એટલે કે, હકીકતની આસ્થા એ છે, એવો જો એ નહિં હોય તો, વિદ્વાન, તીવ્ર, અને વાચાળને રાષ્ટ્રીય સભામાં મોકલવાથી તેમના ઉદ્દેશ તેઓ પાર પાડી શકશે નહિ. જે મનુષ્યો પોતાનું ધાર્યું પાર પાડેછે તેઓને પોતે શું કરવું તે વિષે પોતાના નીમનારાઓને પૂછવાની જરૂર રહેતી નથી, પરંતુ જે દેશના પ્રતિનિધિ તરીકે તેઓ આવેછે તે દેશજ તેઓ પોતે હોયછે. તેના મનોભાવ અને અભિપ્રાય તેનામાં જેવા આગ્રહી અને સાત્વિક હોયછે, તેવા ક્યાંઇ પણ નથી હોતા; સ્વાર્થમય પ્રવાહમાંથી મૂક્ત એના જેવું કોઇ નથી હોતું. તેને મોકલનાર ઘેર બેઠેલું મંડળ તેના શબ્દો

---

*થેસિયલ ગ્રીક પુરાણમાં પોતાની હિંમત અને શૌર્યને માટે પ્રસિદ્ધ છે.

સાંભળે છે, તેના ગાલનો રંગ જોયા કરેછે, અને કેમ જાણે તે અરીસો હોય તેમ તેમાંથી તેના પોતાના શબ્દો અને રંગોને કેળવે છે. આપણી સાર્વજનીક સભાઓ દૃઢ સામર્થ્યની ઠીક કસોટી કરેછે. પશ્ચિમના અને દક્ષિણના આપણા ઉદાર સ્વદેશીઓમાં હૃદય-બળનું વલણ છે અને નવા ઇંગ્લાંડનો રહેવાસી ખરેખરો નક્કર આદમી છે, કે તેનામાંથી હાથ સોંસરો ચાલ્યો જાય તેવો એ પોલો છે, એ જાણવાની તેમને ઇંતેજારી હોયછે.

આનીજ રીતે પ્રવૃત્ત થએલું સામર્થ્ય વેપારમાં પણ દૃશ્ય થાયછે. વિગ્રહમાં, રાજ્યમાં, કે વિદ્વત્તામાં જેમ મહા-બુદ્ધિમાન થાયછે, તેમ તેવા બુદ્ધિમાન મનુષ્યો વેપારમાં પણ હોયછે. અને આ કે પેલો માણસ શામાટે ભાગ્યવાન હોયછે તેનું કારણ કહેવાનું નથી. એ કારણ મનુષ્યમાં છે; કોઇ પણ માણસ તેના વિષે કહી શકે તો તે આટલુંજ કહી શકે તેમ છે. જો તમે નેપોલિયનને જુઓ તો, જેમ તેનું ભાગ્ય તમે સમજી શકો, તેમ તેને તમે જુઓ, અને કેમ વીજયી તે નીવડેછે એ એટલીજ સેહેલાઇથી તમે જાણી શકશો. નવી વસ્તુમાં આપણે જુની રમત જોઇએ છીએ, હકીકતની સામે થવાની, અને બીજા કોઇની ભાવના દ્વારા ઉચ્છિષ્ટ રીતે તેની સાથે વ્યવહાર ન રાખવાની, ટેવ આપણે પીછાણીએ છીએ. જ્યારે તમે વાસ્તવિક વેપારીને જુઓછો, ત્યારે કેમ જાણે કુદરત પોતેજ વેપાર કરતી હોય એમ જણાયછે. અને એ કુદરતના આડતીઆ અને ફિરસ્તા જેવો પણ સાધારણ દલાલ દેખાતો નથી. જન-મંડળના સંપૂર્ણ જ્ઞાન સાથે એની સ્વાભાવિક પ્રમાણિકતા ભળી જાયછે, અને તેથી તે યુક્તિઓ ઉપર ઉંચે વસેછે, અને પોતાનો એવો વિશ્વાસ સઘળાને જાહેર કરી આપેછે કે કરારો ગુપ્ત ભેદવાળા નથી. તેના અંતઃકરણની ખાસીઅત એ સ્વાભાવિક નીતિ અને સાર્વજનિક લાભનો ઉદ્દેશ હોયછે; આબરૂનો જે શાંત જુસ્સો એનામાં હોયછે તેને માટે, તેમજ આટલી બધી માનસિક શક્તિનો દેખાવ જે બુદ્ધિમય આનંદ આપેછે તેને લીધે, આપણું માન એ પોતાને માટે સચેત કરેછે, અને તેની સાથે વ્યવહારમાં ઉતરવાનું આપણે ઇચ્છીએ છીએ. આ અતિ વિસ્તાર પામેલો વેપાર, કે જે દક્ષિણ મહાસાગરની ભૂશિરોને પોતાની વખારો બનાવે છે, અને આટલાંટિક મહાસાગરને પોતાનું પરિચિત બંદર જે બનાવેછે, તે તેના મગજમાંજ માત્ર એકાગ્ર થાયછે. અને આખા વિશ્વમાંથી કોઇ પણ માણસ તેની જગા પૂરી શકે નહિ. તેના ઓરડામાં ઉગ્ર અને વિચારવંત કપાળ સહીત, સ્થાપિત થએલી પેલી ગંભીર

પ્રકૃતિ સહીત કે જેને, વિનયી રહેવાની તેની સઘળી ઇચ્છા છતાં પણ એક કોરે ફેંકી શકતો નથી તે સહીત, આજ સવારે એ સખ્ત કામમાં હતો એ હું સારી પેઠે જાણુંછું ; કેટલાં બધાં દૃઢ કાર્યો થઈ ગયાં છે તે હું સારી રીતે જોઉંછું. જ્યારે બીજાએ પોતાને છેવટે અતિશય નુકસાન થાય એવાં કાર્યોમાં સંમતિ આપી હોત, ત્યારે આણે કેવી દૃઢતાથી કેટલા બધા કાર્યોમાં શૌર્યયુકત અસંમતિ આપી હતી, તે હું સ્પષ્ટ રીતે જાણુંછું. કળાની મગરૂબી, અને અનુપમ ગણિતના ચાતુર્ય અને દૂરનાં મિશ્રણની શકિતઓ સહીત, દુનિયાના મૂળ કાયદાના સોબતી અને દલાલ હોવાનું ચૈતન્ય હું નજરે જોઉં છું. એ પણ માનેછે કે એની જગા કોઇ પણ પૂરી શકે તેમ નથી ; અને મનુષ્યનો જન્મ કુદરતી રીતેજ વેપારની પ્રેરણા સહીત થવો જોઇએ, નહિ તો એ વેપાર શીખી શકશે નહિ, એ સિદ્ધ છે.

આ સત્વ, જેનો ઉદ્દેશ આવો મિશ્રિત ન હોય, એવા કાર્યમાં જ્યારે દેખાય છે, ત્યારે અંતઃકરણને ખરા સ્વરૂપમાં વધારે આકર્ષે છે. નાનામાં નાની સંગતિમાં અને ખાનગી સંબંધોમાં એ અત્યંત જોમથી કાર્ય કરેછે. સઘળી બાબતમાં એ અસાધારણ અને અગણ્ય શકિત છે. શારિરીક સામર્થ્યની અતિશયતા એની આગળ નિર્બળ બની જાયછે. એક જાતની નિદ્રાથી તેમને ચેપિત-સંમોહિત કરીને ઉચ્ચ સ્વભાવો તેનાથી હલકા સ્વભાવોને વશ કરેછે. માનસિક શક્તિઓ પ્રતિબંધિત થઇ જાયછે, અને કાંઇ પણ પ્રતિરોધ બતાવી શકતી નથી. કદાચ એજ સાર્વત્રિક કાયદો છે. જેમ મનુષ્ય હલકાં પ્રાણીઓના પ્રતિરોધને મોહિત કરી વશ કરી નાખેછે, તેમ જ્યારે ઉચ્ચ મનુષ્ય નીચ મનુષ્યને પોતાની પાસે લાવી શકતો નથી, ત્યારે એ તેને જડ બનાવી દે છે. આવીજ જાતની ગુપ્ત શક્તિ મનુષ્યો એક બીજાં ઉપર વાપરે છે. ખરેખરા કારીગરની અસરે કેવી વારંવાર જાદુની સઘળી વાતોને સિદ્ધ કરી આપીછે ! જે જે એને જોતા તે સઘળાંને તેની આંખોમાંથી આજ્ઞાની સરીતા વહેતી જણાતી હતી, ઓહીઓ અને ડાન્યુબના જેવો પ્રબળ અને ગંભીર પ્રકાશનો ધોધ, જે તેમને પોતાના વિચારથી નવરાવી દેતો હતો, અને તેના પોતાના અંતઃકરણના રંગથી સઘળા બનાવોને જે રંગી નાખતો હતો, તે તેના મનમાં રેડાતો જણાતો હતો. મેડીસીની મેરી સાથે પોતે કેવી વર્તણુક રાખી હતી, તેના સંબંધમાં કોનસીનીની સ્ત્રીને પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કેઃ "તમે કયા ઇલાંજ કામે લગાડયા હતા ?" અને તેનો પ્રત્યુત્તર આ હતો : "નિર્બળ

અંતઃકરણ ઉપર બળવાન અંતઃકરણને જે સત્તા હોયછે તે." બેડીથી બંધાએલો સીઝર બેડીના બંધ તોડી દરવાનના અંગ ઉપર એ બંધ નાખી શકશે નહિ શું? લોઢાની હાથકડી શું એવું બંધન છે કે તેને ફેરવીજ ન શકાય? ધારો કે ગીનીના કિનારા ઉપર ગુલામોનો ધંધો કરનારો પોતાના વાહાણમાં એવા હબસીઓનું ટોળું લે કે જેમને મહાન્ યોદ્ધાઓનાં અંગ હોય, અથવા તો આપણે એવું કલ્પો કે તેમના શ્યામ શરીરની નીચે તેની પાસે બંધનયુક્ત થએલું વોશિંગ્ટનોનુંજ ટોળું છે. જ્યારે તેઓ ક્યુબામાં આવશે, ત્યારે વહાણમાં ઉતારૂની જે સ્થિતિ અને વ્યવસ્થા હતી, તેની તેજ શું રહેશે? લોઢા અને દોરડા સિવાય બીજું કશું નથી? કોઇ પણ પ્રેમ, કોઇ પણ પૂજનીયતા નથી શું? ગરીબ ગુલામોના કપ્તાનના અંતઃકરણમાં પોતાના હકનો વિચાર સરખો પણ કદિ નથી આવતો? અને લોઢાની કડીને એકાદ બે ઇંચ જેટલી ભાંગી નાખવાને, વાળી નાખવાને, કે કોઇ પણ રીતે તેમનાથી મુક્ત થવાના કામમાં, આ સઘળાં શું ઉપયોગી ધારવામાં નહિ આવે?

પ્રકાશ અને ગરમીની પેઠે આ સ્વાભાવિક શક્તિ છે, અને આખી કુદરત તેની તેહેનાતમાં રહી તેને મદદ કરેછે. એક માણસની હાજરી શામાટે આપણને હૃદયમાં જણાઇ આવેછે, અને બીજાની જણાતી નથી, તેનું કારણ ગુરૂત્વાકર્ષણની પેઠે સાવ સાદું છે. સત્ય એ અસ્તિત્વનું—આપણા જીવનનું શિખર છે; કાર્યોમાં તેનો પ્રયોગ કરવો એ ન્યાય છે. તેમનામાં આ તત્વની જેટલી વિશુદ્ધિ હોયછે, તે પ્રમાણમાં સઘળા વ્યક્તિગત સ્વભાવો ક્રમમાં રહેછે. જેમ પાણી ઉંચા વાસણમાંથી નીચામાં જાયછે, તેમ વિશુદ્ધ સ્વભાવોની વૃત્તિ તેમનામાંથી બીજા સ્વભાવમાં જાયછે. બીજા કોઇ કુદરતી સામર્થ્યની પેઠે, આ કુદરતી સામર્થ્ય પણ રોક્યું રોકાય તેમ નથી. પથ્થરને હવામાં આપણે ઘડીક ઉંચો ચડાવી શકીએ, છતાં બધા પથ્થર છેવટે નીચેજ નિરંતર પડશે, એ વાત સત્ય છે; અને ચોરી સજા પામી ન હોય, અથવા તો અસત્યનો કોઇએ સ્વીકાર કર્યો હોય, એવા ગમે તેટલા દાખલા બતાવવામાં આવે, તથાપિ ન્યાય અંતે વિજયી થવો જોઇએ, અને પોતાની સત્તા સ્થાપવાનો સત્યને હક છે. હૃદય-બળ એ અમુક વ્યક્તિના સ્વભાવના દ્વાર વડે દશ્ય થતી આ નીતિમય વ્યવસ્થા છે. વ્યક્તિ એ તેનો વંડો છે. કાળ અને સ્થિતિ, સત્ય અને વિચાર, સ્વતંત્રતા અને અગત્યતા, એ સર્વ હવે વધારે વાર સ્વતંત્ર રાખવામાં નથી આવતાં. હવે વિશ્વ એ વાડો કે વંડો બનેછે. સઘળી વસ્તુઓ

મનુષ્યમાં, તેના આત્માની રીતભાતથી રંગીન બનેલી, અસ્તિત્વ ભોગવે છે. જે ગુણ તેનામાં હોયછે તેના વડે, જે સૃષ્ટિને એ પહોંચી શકે તે સઘળીને એ પ્રસરિત કરી મૂકેછે ; અને વિશાળતામાં ભૂલો પડવાનું તેનામાં વળણ નથી, પરંતુ ગમે તેટલી લાંબી વક્તાએથી પણ, તેના સઘળા વિચાર તેના પોતાના શ્રેયે છેવટે પાછા આવેછે. બની શકે તે સઘળાંને એ સજીવન કરેછે, અને જેને તે સજીવન કરેછે, તેજ માત્ર એ જોઇ શકેછે. પોતાના હૃદય-બળના ઉપયોગી આધાર તરીકે, કાર્યની રંગ-ભૂમિ તરીકે, જેમ સ્વદેશાભિમાની પુરૂષ પોતાના દેશને વિષે કરેછે તેમ, દુનિયાને એ ઘેરી લેછે. જેમ લોહચુંબક હમેશાં ધ્રુવ સાથે રહેવાની વ્યવસ્થા કરેછે તેમ, તંદુરસ્ત આત્મા ન્યાયી અને સત્ય પરમાત્માની સાથે સંયુક્ત થએલો ઉભો રહેછે, જેથી કરીને તેમની અને સૂર્યની વચ્ચે એક પારદર્શક વસ્તુની પેઠે સઘળા જોનારા આગળ એ ઉભો રહેછે, અને જે પુરૂષ સૂર્ય તરફ મુસાફરી કરેછે, તે એ પુરૂષ તરફ જાયછે. આ પ્રમાણે તે, જે જે એજ ભૂમિ ઉપર નથી હોતા તે સઘળાને ઉંચામાં ઉંચી શક્તિનું દ્વાર થઇ પડેછે. આ પ્રમાણે હૃદય-બળવાળાં મનુષ્યો જે જન-મંડળમાં તેઓ રહેછે, તેનું અંતઃકરણ છે.

આ શક્તિનું સ્વાભાવિક માપ સ્થિતિના પ્રતિરોધમાં છે. અભિપ્રાયોમાં, બનાવોમાં, અને મનુષ્યોમાં જેવી રીતે જીંદગી પ્રતિબિંબ પામેછે તેવી રીતે મલીન માણસોને તેના વિષે વિચાર બંધાયછે. જ્યાં સુધી કાર્ય થાય નહિ, ત્યાં સુધી તેઓ તેને જોઇ શકતા નથી. તથાપિ તેનું નીતિમય તત્વ તેના કર્ત્તાના અંતરમાં અગાઉથી હયાત હતું, અને સારા કે નરસા તરીકે તેનો ગુણ આગળથી કહેવો સેહેલો હતો. કુદરતમાં દરેક વસ્તુને બે છેડા હોયછે, અથવા તો આકર્ષક અને પ્રત્યાકર્ષક બે બિંદુ હોયછે. પુરૂષ અને સ્ત્રી, ચૈતન્ય અને જડતા, ઉત્તર અને દક્ષિણ, આ તેનાં દૃષ્ટાંત છે. ચૈતન્ય આકર્ષક છે, બનાવ કિંવા જડતા પ્રત્યાકર્ષક છે. વૃત્તિ એ ઉત્તર બિંદુ છે, કાર્ય એ દક્ષિણ બિંદુ છે. હૃદય-બળને પોતાની વાસ્તવિક સ્થિતિ ઉત્તરમાં છે એમ ગણી શકાય. લોહ-ચુંબકના આકર્ષણના નિયમના પ્રવાહનો અંશ તેમાં છે. નિર્બળ આત્માઓ દક્ષિણ અથવા પ્રત્યાકર્ષક બિંદુએ ખેંચાય છે. કાર્યના લાભ કે ગેરલાભ તરફ તેઓ દૃષ્ટિ કરેછે. કોઇ પણ માણસમાં એ સ્થાપિત થાય નહિ, ત્યાં સુધી કદિ તેઓ કોઈ પણ નિયમ સમજતા નથી. તેઓ રમણીય થવાને ઇચ્છતા નથી, પણ પ્રિય થવાને ઇચ્છેછે. હૃદય-બળવાળાં મનુષ્યો પોતાના દોષ વિષે સાંભ-

ળવાનું ઇચ્છેછે. બીજા વર્ગને પોતાના દોષ સાંભળવા ગમતા નથી; તેઓ બનાવોને પૂજેછે; કોઇ હકીકત, કોઇ સંબંધ, સ્થિતિની કોઇ સાંકળ તેમને મેળવી આપો, અને પછી તેઓ કાંઇ વધારે માગશે નહિ. શૂરવીર પુરૂષ જાણેછે કે બનાવો તો ગૌણ છે; તેનેજ આધીન છે; તેની પછવાડે એ આવવાજ જોઇએ. અમુક આપેલી બનાવોની વ્યવસ્થા જોડે કલ્પના જે સંતોષ સાંધેછે, તે એને મેળવી આપવાની તેમાં શક્તિ નથી; શ્રેષ્ટતાથી ભરેલો આત્મા કોઇ પણ સ્થિતિની જાળમાંથી મુક્ત રહેછે, અને નિશ્ચયાત્મક મનને આબાદી વશ છે, અને જે શક્તિ અને વિજય એની સ્વાભાવિક ઉત્પત્તિ હોયછે, તેને બનાવોની કોઇ પણ વ્યવસ્થામાં એ દાખલ કરી દેશે. સ્થિતિનો ગમે તેવો ફેરફાર પણ હૃદય-બળની ખામી પૂરી પાડી શકશે નહિ. ઘણા વેહેમોમાંથી મુક્ત થયાની આપણે બડાઈ કરીએ છીએ; પરંતુ જો કોઇ પણ મૂર્ત્તિને આપણે ભાંગી છે, તો મૂર્ત્તિપૂજાના સ્થળાંતરથી એ થએલું છે. લૌકિક મતથી, જેને આપણે લૌકિક અભિપ્રાય કહીએ છીએ તેનાથી, જો હું કંપુંછું, અથવા તો હુમલાની ધમકીથી, તિરસ્કારની અથવા ખરાબ પાડોશીની કે નિર્ધનતાની કે જખમની કે રાજ્ય-ક્રાંતિ અથવા ખૂનની બુમની ધાસ્તીથી જો હું થરથરી જાઉંછું, તો પછી, હવે હું ઇંદ્રને આખલાનું બળીદાન દેતો નથી, કે અંબિકાને પાડાનું કે બહુચરાને બકરાનું બળીદાન દેતો નથી; અથવા તો નરકથી કે કયામતના દિવસથી હવે હું ધ્રુજતો નથી, તો તેથી શો લાભ મને પ્રાપ્ત થયો છે? જો હું ધ્રુજુંજ છુ તો, પછી ગમે તેનાથી હું ધ્રુજું, તેમાં શો ભેદ છે? જાતિ, ઉમર, કે મનુષ્યની પ્રકૃતિ પ્રમાણે આપણો પોતાનો દુર્ગુણ પોતાના ગમે તે આકારનું રૂપાંતર ગ્રહણ કરેછે, અને આપણા સ્વભાવમાંજ જો બીકનો નિવાસ હશે, આપણે સ્વભાવથીજ જો ભયશીલ હોશું, તો તુરતજ તે બીકને અનુરૂપ ધાસ્તીઓ મળી રહેશે. જે લોભ અને ઇર્ષાથી હું દુઃખિત થાઉંછું, તેના દોષનો આરોપ જ્યારે હું જનમંડળ ઉપર મૂકુંછું, ત્યારે તે મારો પોતાનોજ હોયછે. હું મારા પોતાથીજ હમેશ વીંટાએલોછું. બીજી રીતે જોતાં, સત્યશીલતા એ નિરંતર વિજય હોયછે, અને તે ખૂશાલીના પોકારથી નહિ, પણ જે ગંભીરતા સ્થાપિત કે સ્વાભાવિક આનંદ થઈ પડેછે, તેનાથી ઉજવાયછે. આપણા પોતાના સત્ય અને કિંમતની પુષ્ટિ માટે બનાવો પાસે જવું એ શરમ ભરેલું છે. રાજ્યથી સ્થાપિત થએલા ચલણી નાણામાં પોતાના નફાનું રૂપાંતર કરાવવાકાજે, કોઇ શાહુકાર દરેક કલાકે પોતાના આડતીઆ પાસે દોડી જતો નથી; પોતાની થાપણનો ભાવ ચડી

ગયોછે, અને તેથી તેને નફો થવાનોછે, એવા બજારના ભાવ વાંચીને કે જાણીને તે સંતોષ પામે છે. સર્વોત્તમ વ્યવસ્થાના સારામાં સારા બનાવોનો પ્રસંગ મને જે પરમાનંદ આપે, તેજ પરમાનંદ–મારી સ્થિતિ દરેક કલાકે સુધરતી જાયછે, અને જે બનાવોની મને ઇચ્છા છે તેના ઉપર ક્યારની એ સ્વામિત્વ ધરાવે છે, આવી માનસિક સમજને લીધે વધારે વિશુદ્ધ રીતે ચાખતાં મારે શીખવું જોઇએ. આપણી સઘળી આબાદીને ઉંડામાં ઉંડા અંધારામાં નાખી દે એવી વસ્તુઓની વ્યવસ્થાની અનુપમ અગમચેતી વડેજ માત્ર, એ પરમાનંદને અંકુશમાં રાખી શકાય છે.

હૃદય-બળ મને જે દેખાવ બતાવે છે તે આપ-સંપૂર્ણતા છે. જે પુરૂષ દ્રવ્યનું સ્વરૂપ છે એવાને હું પૂજુંછું; જેથી કરીને એકલા પડી ગએલા તરીકે, નિર્ધન કે હદપાર કરેલા કે દુર્ભાગી કે અસીલ તરીકે, તેના વિષે મને વિચાર આવી શકતો નથી; પરંતુ નિરંતર આશ્રયદાતા, શ્રેયસ્કર, અને સુંદરતાને પામેલા પુરૂષ તરીકે તેનો વિચાર મને આવેછે. હૃદય-બળ એ મધ્યબિંદુએ સ્થાપિત થએલું સામર્થ્ય છે, સ્થાન-ભ્રષ્ટ થવાની કે ઉંધું વળી જવાની અશક્યતા છે. મનુષ્ય-એ શબ્દવડે આપણને પિંડના અર્થનું ભાન થવું જોઇએ. જન-મંડળ તુરંગી છે, અને પોતાના દિવસને ચીંથરામાં ચુંથી નાખેછે, અને સંબંધને બાહ્ય વિવેક અને તુરંગમાં ચોળી નાખેછે. પણ જો કોઇ ચતુર પુરૂષને હું મળવા જાઉં, અને જો મને પરોપકાર વૃત્તિ અને વિવેકના ચપળ કટકા એ આપે, તો મને પોતાને કાંઇપણ આનંદ મળ્યો હું સમજીશ નહિ; પણ તે તેની જગ્યાએ દૃઢતાથી ઉભો રહેશે, અને ભલે તે માત્ર તેનો પ્રતિરોધજ હોય, તોપણ તે મને એની ધાસ્તી રહેવા દેશે; કોઇ નવીન અને નિશ્ચયાત્મક ગુણને હું મળ્યો છું એમ જો હું જાણીશ, તો અમને બંનેને એ વિનોદ થઇ પડશે. લૌકિક અભિપ્રાય અને વ્યવહારને એ સ્વીકારતો નથી, એજ ઘણું છે. એટલી અસંમતિ અંકુશ અને સ્મારક રહેશે, અને દરેક જીજ્ઞાસુને પ્રથમ તેનો તોડ કાઢવો પડશે. જે વસ્તુ લડાઇનું મથક નથી, તેમાં કાંઇ સત્ય કે ઉપયોગીપણું નથી. અટ્ટહાસથી, અને આંગિક અને દોષદર્શી ગપાટાથી આપણું ઘર ગાજી રહ્યું છે, પણ તે આપણને થોડુંજ સહાયભૂત થાયછે. પણ અસભ્ય અને દુર્લભ મનુષ્ય, જે જન-મંડળને ધમકીરૂપ અને મહા મનોયત્ન જેવો છે, જેને ચૂપકીથી વગર બોલ્યે મૂંગે મોંહે જન-મંડળ પસાર થવા દે નહિ, પરંતુ કાંતો અને પૂજે અને કાંતો એને ધિક્કારે–અને સઘળાં મંડળો જેને સંબંધિત થએલાં લાગેછે, વિલ-

ક્ષણુ અને નિસ્તેજ તથા અભિપ્રાયના આગેવાનો, એ બંને પણ સંબંધિત એને થએલાં લાગેછે-આવો માણુસ સહાયકારક થઇ પડેછે; અમેરિકા અને યુરોપને એ ખોટા પાડેછે, અને જે સંશયવાદી એમ કહેછે કે "મનુષ્ય પૂતળું છે; આપણે તો ખાઓ, પીઓ, અને મજા કરો; આપણે તો સારામાં સારૂં એજ કરી શકીએ તેમ છીએ" તેને, અનિર્ણિત અને અજાણ્યા ઉપર પ્રકાશ પાડીને, નષ્ટ કરેછે. સામાજીક સ્થાપનામાં સંમતિ અને જન-સમાજને અપીલ-એ તો નિર્બળ આસ્થાનું સૂચન કરી આપેછે; અને જે સ્વચ્છ નથી એવા, અને ઘર બંધાયા પહેલાં જે ઘરનો નકશો ન સમજી શકે એવા, નબળા મગજની એ સાક્ષી પૂરેછે. ડાહ્યો માણુસ ઘણાને પોતાના વિચારમાંથી કાઢી નાખેછે એટલુંજ નહિ, પણ થોડાને પણ કાઢી નાખેછે. પોતાની મેળે પ્રવાહિત થતા, શોષાતા, પોતાને હુકમ થયો છે માટે આજ્ઞા કરનાર, નિશ્શંક, આદ્ય એવા ફુવારાઓ-આ શ્રેયસ્કર છે; કારણકે સર્વોત્તમ શકિતની તાત્કાળિક હાજરીની આ સૂચના આપેછે.

આપણા કાર્યનો આધાર ગણિતની રીત પ્રમાણે આપણા તત્વ ઉપર રહેવો જોઇએ. કુદરતમાં, જૂઠી ગણત્રી કયાંઇ નથી. તોફાનથી મસ્ત-ગાંડાતુર બનેલા સાગરના એક શેર પાણીમાં, ઉનાળામાં સૂકાઇ ગએલ તળાવના તેટલાજ પાણી કરતાં કાંઇ વધારે વજન નથી હોતું. સઘળી વસ્તુઓ પોતાના ગુણ અને સંચયના બરાબર પ્રમાણમાં કામ કરેછે. પ્રયત્ન સરખો પણ તે કાંઇ કરી શકતી નથી, માત્ર માણુસજ એ કરેછે. માણુસને દાવા હોયછે; પોતાની શકિતઓ ઉપરાંતની વસ્તુઓ એ ઇચ્છે છે, અને તેને માટે પ્રયત્ન કરેછે. મેં એક પુસ્તકમાં વાંચ્યું કે: "મિ. ફૅાક્ષે-પછીથી લોર્ડ હોલાંડ-કહ્યું કે, તેને તીજોરી મળવી જોઇએ; એટલે સુધી સેવા એણે ઉઠાવી છે, અને તે એને મળી શકે." ક્ષીનોફ્‌ન અને તેના દશહજારે જેને માટે પ્રયત્ન કર્યો તેને માટે તેઓ તદ્દન યોગ્ય હતા, અને તેઓએ તે પાર પાડયું; એવા યોગ્ય હતા કે એ કાર્ય ભવ્ય અને અપ્રતિમ પરાક્રમ હતું એવો કોઇને વેહેમ સરખો પણ ન આવ્યો. છતાં એવો બનાવ ફરીને ત્યાર પછી બનવા પામ્યો નથી; રણસંગ્રામના ઇતિહાસનું એ શિરોબિંદુ છે. તે પછી ઘણાએ તેનો પ્રયત્ન કર્યો છે, પણ પોતાના કામને યોગ્ય તેઓ નથી નીવડયા. માત્ર સત્યતા ઉપરજ કાર્યની કોઈ પણ શકિતનો પાયો બાંધીશકાય. સમાજના સ્થાપનાર કરતાં કોઇ પણ સમાજ વધારે ઉત્તમ થશે નહિ. એક એવા મળતાવડા અને પ્રવીણ પુરૂષને

હું ઓળખતો હતો કે જેણે સાંસારિક સુધારો માથે લીધો હતો, છતાં જે કામ એણે હાથમાં લીધું હતું, તેનો સાહસિક પ્રેમ હું તેનામાં કદિ જોઇ શક્યો નહિ. સાંભળીને, અને જે ચોપડીઓ એ વાંચતો હતો તેમાંથી સમજીને, તેણે એ સ્વીકાર્યું હતું; તેનું આખું કાર્ય નિરૂત્સાહી હતું, શેહેરનો ભાગ ક્ષેત્રોમાં લઇ જવાએલો છતાં શેહેરજ હતો, અને નવી વાત તેમાં નહોતી, અને તેનામાં એ ઝનુન ઉત્પન્ન કરી શક્યું નહિ. જો તે માણસમાં કાંઇક ગુપ્ત એવું હૃદય-બળ હોત, તેના વર્ત્તનને ઉશ્કેરી મુકતી અને ગભરાવી નાખતી કોઇ ભયંકર અદૃશ્ય શક્તિ હોત, તો તેના આગમનની આપણે રાહ જોત. દુર્દશાને અને તેના ઉપાયને બુદ્ધિ જોઇ શકે તેમાં સર્વ સમાઇ જતું નથી. જો તે માત્ર વિચારજ હોય, અને જે ચૈતન્ય આપણને પ્રેરિત કરેછે તે ન હોય તો, હજી પણ આપણું જીવન આપણે આગળ ઠેલશું, અને જે સ્થળ ઉપર આપણો હક હોયછે તે સ્વીકારશું નહિ. તે હોવા જેટલે હજી આપણે પહોંચ્યા નથી.

જીવનનાં આ ખાસ લક્ષણો છે, અને એક બીજું લક્ષણ નિરંતર અભિવૃદ્ધિનું ભાન છે. મનુષ્યો નિપુણ અને ઉત્સુક હોવા જોઇએ. તેઓએ આપણા અંતઃકરણમાં એવી અસર ઉત્પન્ન કરવી જોઇએ કે તેમના મોંહ આગળ સર્વને વશ કરતું ભાગ્યવાન ભવિષ્ય ઉઘડતું હમેશાં હોયછે, જેનું નૂતન ઝળઝળું વર્ત્તમાન સમયમાં પણ ક્યારનું ઝળકી રહ્યું છે. શૂરવીર વિષે ખોટી સમજ ઉભી થઇ છે અને તેના વિષે ખોટી ખબર અપાઇ છેઃ એટલા માટે કોઇ પણ માણસની ભૂલોને સ્પષ્ટ કરવા તે થોભશે નહિઃ એ ફરીને પોતાના માર્ગમાં પ્રવૃત્ત રહેછે, અને પોતાના રાજ્યમાં નવી શક્તિ અને નવાં માન, અને તમારાં અંતઃકરણ ઉપર નવીન અધિકાર, એ વધારતો જાયછે, જે, જો તમે જૂની વસ્તુમાં ભટક્યા કરતા હોછો, અને તમારા પોતાના દ્રવ્યમાં વધારો કરીને તેની સાથેનો તમારો સંબંધ જો તમે સાચવી રાખતા નથી, તો તમને નાદાર દેવાદાર એ બનાવી દેશે. જૂના કાર્યોનાં એકનાંએક દોષોદ્ધાર અને ખુલાસા નવાં કાર્યોજ હોયછે, અને ઉમદા પુરૂષો એજ આપી શકે કે ગ્રહણ કરી શકે. વાક્યની સ્મૃતિ તેને તો ક્યારની જતી રહી છે, અને તમારી સેવા કરવાને પોતાની શક્તિને એણે ક્યારની બેવડી કરીછે, અને, તમે ફરીને ઉઠો તે પેહેલાં તો, આશિરવાદોનો ભાર તમારા ઉપર એ ભરી દેશે.

જે પરોપકાર વૃત્તિનું માપ માત્ર તેના કાર્યથી થાયછે, તેના વિષે વિચાર

કરવામાં આપણને કાંઇ આનંદ આવતો નથી. પ્રેમ અથાક છે, અને તેની મિલ્કત ખૂટી ગઇ હોયછે, તેનો ભંડાર ખાલી થઇ ગયો હોયછે, તથાપિ એ આનંદ આપી સધન કરેછે, અને માણસ જો કે નિદ્રાધીન હોયછે, તોપણ હવાને સ્વચ્છ કરતો એ જણાય છે, અને તેનું ઘર ભૂમિને શણગારતું અને કાયદાને દૃઢ કરતું જણાય છે. લોકો હમેશાં આ ભેદ પારખી કાઢેછે. જે મનુષ્ય પરોપકારી હોયછે તેને આપણે ધર્માદાના કામમાં ભરેલી રકમો સિવાય તદ્દન બીજા રસ્તાથી જાણી લઇએ છીએ. ગણત્રી તો માત્ર હલકા ગુણોનીજ થાયછે. તમે જે સારૂં કર્યું છે તે જ્યારે તમારા દોસ્તો તમને કહે અને કબ્જાજ કરે, ત્યારે તમે તેમની ધાસ્તી રાખજો; પણ જ્યારે માન અને અરધી અપ્રીતિની અનિશ્ચિત બીકણ નજરથી તેઓ ઉભા રહેછે, અને તમારે માટે અભિપ્રાય બાંધવો તેમને વર્ષોના વર્ષો સુધી મુલત્વી રાખવો પડે, ત્યારે તમે આશા રાખવા માંડજો. ભવિષ્યનો વિચાર રાખી જે જીવે છે તે, વર્તમાનના વિચારે જીવતાં મનુષ્યોને હમેશાં સ્વાર્થી દેખાવાજ જોઇએ. એટલા માટે ગેટીનું વૃત્તાંત જેણે લખ્યું છે એવા ભલા રીમરમાં આવું હાસ્યજનક હતું; જેવું કે, આટલા સો રૂપીઆ સ્ટિલિંગને આપ્યા; આટલા સો હેગલને આપ્યા; પ્રોફેસર વોસને માટે એક લાભકારક જગા મેળવી આપી; હરડરના મોટા ડયુકની નીચે જગા મેળવી, મેયરને માટે પેન્શન મળ્યું, વિદેશીય પાઠશાળાઓમાં બે શિક્ષકોની ભલામણ કરી, વિગેરે વિગેરે. લાભની હકીકતોની લાંબામાં લાંબી નોંધ પણ બહુ ટૂંકી દેખાશે. આ પ્રમાણે જો મનુષ્યનું માપ કરવામાં આવે તો, એ ઘણો કંગાળ માણસ છે. કારણકે, અલબત્ત, આ સઘળા અપવાદ છે; અને ભલા માણસની રોજની જીંદગીનો ઉદ્દેશ તો કલ્યાણ હોયછે. ગેટીની ખરેખરી ઉદારતાનું અનુમાન તો ડૉક્ટર એકરમેને પોતાની મિલ્કત કેવી રીતે ખરચી નાખી, તેનો જે હેવાલ તેણે આપ્યો છે તેમાંથી કરવાનું છે. "મારી દરેક મશ્કરીની કિંમત મને એક સોનૈયાની થેલી બેઠી છે. મારા પોતાના પૈસામાંથી અધલાખ, જે દોલત મને વારસામાં મળી હતી તે, મારો પગાર અને પાછલા પચાશ વરસના મારા લખાણથી ઉત્પન્ન થએલી મોટી આવક, એ સઘળાં અત્યારે જે હું જાણુંછું તેનું શિક્ષણ લેવામાં ખરચાઇ ગયાં છે. વિગેરે, વિગેરે."

હું કબુલ કરૂંછું કે આ સાદી અને ત્વરિત શક્તિનાં લક્ષણ ગણાવવાં એ નમાલી વાત અને ગપાટા છે, અને વીજળીને આપણે કોયલાથી રંગીએ

છીએ ; પણ આ લાંબી લાંબી રાત્રીઓમાં અને અવકાશમાં, એવી રીતે મારા પંડને આનંદ આપવાનું મને ગમેછે. *તેના પોતાના વિના કાંઇ પણ તેની નકલ કરી શકે નહિ. અંતઃકરણમાંથી નીકળતો ઉન્નત શબ્દ મને સધન કરેછે. હું વગર શરતે તેને તાબે થાઉંછું. જીવનના આ અગ્નિ આગળ વિદ્વત્તાવાળી બુદ્ધિ મડદા જેવી કેવી થંડી લાગેછે! મારા ભારે–ઉદાસીન આત્માને ફરીને સચેત કરી મૂકે એવો આ સંસર્ગ છે, અને કુદરતના અંધારાને ભેદી નાખવાને તેને આંખો આપેછે. મને માલમ પડેછે કે જ્યાં હું મને પોતાને નિર્ધન અને કંગાળ ધારતો હતો, ત્યાંજ સૌથી સધન હું હતો. ત્યાંથી નવો બુદ્ધિમય ઉત્કર્ષ વળી હૃદય-બળના કોઇ નવીન દર્શનથી દબાઇ જવાને આવેછે. આકર્ષણ અને પ્રત્યાકર્ષણના વિચિત્ર ફેરફાર! હૃદય-બળ બુદ્ધિનો અસ્વીકાર કરેછે, છતાં તેને ઉદ્દીપન કરેછે! અને જ્યારે હૃદય-બળ વિચારના પ્રદેશમાં જાયછે, ત્યારે એવી રીતે એ જાહેર થાયછે, અને પછી નીતિમય યોગ્યતાના નવીન ઝબકારા આગળ શરમાઇ જાયછે.

હૃદય-બળ એ ઉંચામાં ઉંચા સ્વભાવનું સ્વરૂપ છે. એની નકલ કરવી કે એની સાથે વિવાદમાં ઉતરવું તે કાંઇ કામનું નથી. સઘળી ચરસા ચરસીને જે પોતાના પગ તળે દાબીને ચગદી નાખશે, એવી આ શક્તિને પ્રતિરોધથી, આગ્રહથી, અને નવીન ઉત્પત્તિથી કાંઇક શકય છે.

જ્યાં કુદરત સિવાય બીજા કોઇનો હાથ મૂકાયો નથી, ત્યાં આ સર્વોત્કૃષ્ટ કારીગિરી સર્વોત્તમ હોયછે. યુવાન મહા બુદ્ધિમાનના દરેક નવીન વિચારની, તેના દરેક શરમાતા મનોવિકારની, તપાસ રાખવાને અને તેને પ્રકાશિત કરવાને હજારો આંખોવાળા કોઇ પણ એથેન્સ વિના, મહાન્ રીતે નિર્માણ થએલો અંધારામાં રહીને પણ સરતો સરતો જીવનમાં આવશેજ, તેની સંભાળ રાખવામાં આવીછે. થોડાજ વખત અગાઉ બે પુરૂષોએ–સર્વથી શ્રેષ્ટ એવા પ્રભુના બહુજ નાનાં બાળકોએ વિચારનો પ્રસંગ મને આપ્યોછે. તેમની પવિત્રતાનું ઉત્પત્તિસ્થાન, અને કલ્પનાને માટે તેમની મોહિની, જ્યારે મેં શોધવા માંડી, ત્યારે કેમ જાણે તેમનામાંથી દરેક આ જવાબ આપતો હોય એમ મને જણાયું: "મારી અસંમતિથી ; મેં તમારા લોકોના કાયદાને, અથવા જેને તેઓ શાસ્ત્ર કહેછે તેને, કદિ કાન દીધા નહિ ; અને મારો વખત ગુમાવ્યો નહિ. મારી પોતાની સાદી અણઘડ ગરીબાઇથી હું સંતુષ્ટ રહ્યો. એથી આ માધુર્યઃ મારૂં કાર્ય

*અહીંઆં અનન્યોપમાનો ચમત્કાર છે.

તમને તેની યાદદાસ્ત આપતું નથી :—તેના લેપ રહીત છે.” અને આવા પુરૂષો દ્વારા કુદરત મને ખબર આપેછે કે અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યમાં કુદરત ઉપર પ્રજાસત્તાક રાજ્ય થશે નહિ. વેપારથી અને કલંકથી કેવા એકાંતિક, અને પ્રકૃતિથી–સ્વાભાવિક રીતે કેવા ત્યાગી ! માત્ર આજજ સવારે આ જંગલના દેવોના કેટલાક નિરંકુશ પુષ્પોને મેં મોકલી દીધાં. સાહિત્યમાંથી તેઓ આનંદરૂપ છે ;–વિચાર અને ભાવનાના ઉત્પત્તિસ્થાનમાંથી ઉત્પન્ન થતા રસના આ તાજા ઘુંટડા છે ; આપણે વાંચીએ છીએ તે પ્રમાણે, રસિકતા અને વિવેચનાના જમાનામાં, પ્રજાના લખાએલાં ગદ્ય અને પદ્યની સર્વોત્તમ–પ્રથમ લીટીઓ આ છે. એસકીલસ, ડાન્ટી, શેક્સપીઅર, કે સ્કૉટ, ગમે તે હોય, તથાપિ કેમ જાણે કે તેના ઉપર તેમની કીર્ત્તિનો આધાર હોય તેમ, તેમના વાહાલા ગ્રંથોમાં તેમની ભક્તિ કેવી મોહક છે ; જે એનો સ્પર્શ કરેછે, તે તેમનો સ્પર્શ કરેછે;–અને વિશેષે કરીને વિચારની એકાગ્રતામાંથી લખતી, જે આંખો–કોઇ પણ કદિ પણ એને વાંચવાની છે તેની અજ્ઞાનતામાં રહીને જોતી, વિવેચકની તદ્દન એકાંત તેમનોસ્પર્શ કરેછે. ફિરસ્તાની પેઠે, હજી પણ તેઓ સ્વપ્નમય બની શકે, અને ખુશામતથી ખુશી થઇ ન શકે અને એક બીજાની સરખામણીએ જાગૃત થઇ ન શકે તો કેવું સારૂં ! તથાપિ કેટલાક સ્વભાવો એવા ઉત્કૃષ્ટ હોયછે કે પ્રશંસાથી તેઓ ભ્રષ્ટ થતા નથી, અને જ્યાં જ્યાં વિચારની નાડ ગંભીરતાએ પહોંચે છે, ત્યાં ત્યાં આડંબરથી કાંઇ ભય તેને રહેતો નથી. વખાણનારાઓના વખાણથી મગજ ફરી જવાના ભય સંબંધી પવિત્ર મિત્રો તેમને ચેતવણી આપશે, પરંતુ તેથી તેમને સ્મિતહાસ્યજ ઉત્પન્ન થશે. એક ધર્મગુરૂની માયાળુ શિખામણથી એક સુવક્તાને ગુસ્સો ચડ્યો હતો તે મને યાદ છેઃ–“મારા મિત્ર, મનુષ્યનું કદિ અપમાન થઇ શકેજ નહિ, કે કદિતેનાં વખાણ કિંવા ખુશામત થઇ શકે નહિ.” પરંતુ શિખામણોને ક્ષમા કરો; તેમને ધ્યાનમાં ન લ્યો ; તેઓ અતિ સ્વાભાવિક છે. જ્યારે કેટલાક ચતુર અને ધાર્મિક પરદેશીઓ અમેરિકામાં આવ્યા હતા, ત્યારે જે વિચાર મને આવ્યો હતો તે મને યાદ છે ; અને એ આ હતો ; “તમને અહીં લાવવામાં તમારો ભોગ અપાયો છે?” અથવા તો, તે પેહેલાં મને આ પ્રશ્નનો ઉત્તર આપો કેઃ “તમારો ભોગ આપી શકાય તેવા તમે છો ?”

મેં કહ્યું તે પ્રમાણે, આ સર્વાધિકાર કુદરત પોતાનાજ હાથમાં રાખેછે, અને ગમે તેવી ચપળતાથી આપણી કેળવણી અને ભાષણો તેની પ્રતિષ્ઠાનો

કેટલોક ભાગ પડાવે, અને કાયદાજ શેહેરીઓનું સ્વરૂપ બાંધેછે એમ ઉપદેશ આપે, તથાપિ તે તો પોતાનીજ ચાલ ચાલેછે, અને ડાહ્યામાં ડાહ્યા માણસને પણ જૂઠો પાડેછે. કેમ જાણે કે એવાં ઘણાં એની પાસે ઉત્પન્ન કરવાનાં હોય, અને કોઇ પણ એવી એક વસ્તુ ઉપર વખત ગાળવાની તેને નવરાશ ન હોય, તેમ શાસ્ત્રોને અને સિદ્ધ પુરૂષોને એ તુચ્છ ગણેછે. જેના પૃથક્ પૃથક્ પુરૂષો લાંબે લાંબે અંતરે દૃશ્ય થાયછે, એવો મનુષ્યોનો એક વર્ગ એવી ઉત્કૃષ્ટ રીતે પ્રેરણા અને સદ્‍ગુણથી સંપન્ન થએલો હોયછે કે જેનો સત્કાર સર્વાનુમતે દિવ્ય મંડળ તરીકે કરવામાં આવેછે; અને જે શક્તિનો હમણાં આપણે વિચાર કરીએ છીએ તેનો કેમ જાણે સમુદાય હોય એમ જણાય છે. દિવ્ય પુરૂષો—એ હૃદય-બળનાંઅવતાર પામેલાં સ્વરૂપ છે, અથવા તો નેપોલિયનનું વાક્ય ઉછીતું લઇ બોલીએ તો, વ્યવસ્થિત થએલા વિજયનું સ્વરૂપ છે. ઘણું કરીને તેમનો સત્કાર દ્વેષભાવથી કરવામાં આવેછે, કારણકે તેઓ નવીન હોયછે, કારણકે છેલ્લા—આખરના દિવ્ય પુરૂષની વ્યક્તિ વિષે આપણે જે અતિશયોક્તિ કરી હોય છે તેની આસપાસ તેઓ હદ બાંધેછે. કદિ પણ કુદરત પોતાનાં બાળકોને અનુપ્રાસયુક્ત બનાવતી નથી, તેમ બે મનુષ્યોને એક સરખાં રચતી નથી. જ્યારે આપણે કોઇ મહાન્ પુરૂષને જોઇએ છીએ, ત્યારે કોઇ ઐતિહાસીક મનુષ્યની સાથે તેનું સાદૃશ્ય કલ્પીએ છીએ, અને તેના હૃદય-બળ અને ભવિષ્યનું ઉતરાર્દ્ધ આપણે આગળથી કહી દઇએ છીએ, અને તે પરિણામે ખાત્રીબંધ નિષ્ફળ થાયછે. આપણી અગમચેતીને અનુસાર કોઇ પણ મનુષ્ય કદિપણ પોતાના હૃદય-બળના મનોયત્નનું નિરાકરણ કરશે નહિ, પણ માત્ર પોતાનીજ ઉચ્ચ અને અપ્રતિમ રીતે કરશે. હૃદય-બળને પુષ્કળ અવકાશ જોઇએ છીએ; મનુષ્યોથી એ ખીચોખીચ ભરાઇ જવું ન જોઇએ, તેમ થોડા પ્રસંગે કે કાર્યના બોજામાંથી કરેલા દૃષ્ટિપાતવડે તેનું તોલન થવું ન જોઇએ. મોટા મકાનની પેઠે, એને રેખા-દર્શનની જરૂર છે. સંબંધો ત્વરાથી એ નહિ બાંધે, કદાચ નથી બાંધતું; અને સામાજીક નીતિ-શાસ્ત્રને અનુસાર, કે આપણી પોતાની નીતિને અનુરૂપ, તેનાં કાર્યો વિષે આપણે અવિવેકી ખુલાસા માગવા ન જોઇએ.

શિલ્પવિદ્યાને હું ઇતિહાસ તરીકે ગણુંછું. હાડકાં અને ચર્મમાં સૂર્ય-નારાયણને અને ઇંદ્રને હોવા હું અશક્ય ધારતો નથી. જે હૃદય-ભાવ કારીગર પથ્થરમાં મૂર્ત્તિમાન કરેછે, તે દરેક દુનિયામાં ક્યાંઇક એણે જેએલો હોયછે, અને મૂળ વસ્તુ નકલ કરતાં વધારે શ્રેષ્ટ હોયછે. આપણે ઘણી અશુદ્ધ નકલો જેએલી હોયછે,

પણ જન્મથીજ આપણે મહાન્ પુરૂષોના માનનારા હોઇએ છીએ. જૂના ગ્રં-થોમાં, જ્યારે મનુષ્યો થોડાં હતાં ત્યારે, કુળપિતાના નાનામાં નાનાં કાર્યો વિષે કેવી સરળતાથી આપણે વાંચીએ છીએ. આપણે એવું માગીએ છીએ કે દૃષ્ટિ-સીમામાં મનુષ્ય એવો મોટો અને સ્તંભ જેવો હોવો જોઇએ કે તેની નોંધ લેવાને એ લાયક હોય, અને તે ઉઠયો, તેની કમર કસીને ફલાણી જગાએ તે ગયો, એવું બને એમ માગીએ છીએ. જે અંદર પેસતાંજ સફળ થયા હોય, અને ઇંદ્રિયોને જેણે ખાતરજંમા કરી આપી હોય, એવા ભવ્ય માણસોના ચિત્રો વિશ્વસનીય ચિત્રોં હોયછે. જેવી રીતે ઇરાનના માગીને, જેને જરતોસ્તના ગુણો પારખવાને મોકલ્યો હતો તેને, બન્યું હતું. જ્યારે એ યુનાની મહાત્મા બલ્ખમાં પહોંચ્યો ત્યારે, ઇરાનીઓ કહેછે તે પ્રમાણે, ગુસ્તાસ્પે દરેક દેશના મોબેદોને ભેગા થવાનો દિવસ મુક્કરર કર્યો, અને યુનાની મહાત્માને માટે એક સુવર્ણમય આસન ગોઠ-વ્યું. પછી યઝદમને પ્રિય એવો પેગંબર જરતોસ્ત સભાની વચમાં આગળ આવ્યો. એ સરદારને જોઇને યુનાની મહાત્માએ કહ્યું કે, "આ આકૃતિ અને આ ચાલ કદિ જૂઠું બોલી શકે નહિ, અને સત્ય સિવાય બીજું કશું તેના મ્હોંમાંથી નીકળી શકે નહિ." પ્લેટો કહેતો કે પરમેશ્વરનાં બાળકોને ન માનવાં એ અશકય છે; જો કે તેઓ સંભવીત કે આવશ્યક દલીલો સિવાય બોલે તોપણ ! જો ઇતિહાસની સર્વોત્તમ હકીકતને હું માની ન શકયો, તો મારા સોબતીઓમાં હું દુર્ભાગી છું એમ મારે સમજવું જોઇએ. મિલ્ટન કહેછે કેઃ—જૉન બ્રાડશો પ્રજાના પ્રતિનિધિ જેવો લાગેછે, જેની આગળથી રાજદંડ વરસની આખરે વહ્યો જતો નથી; તેથી કરીને, માત્ર ન્યાયસન ઉપરજ નહિ, પરંતુ તેની આખી કારકીર્દીમાં, રાજાઓ ઉપર ફેંસલો આપવા બેઠો હોય એવો તમને એ જણાયછે.—મને એ વધારે વિશ્વસનીય માલુમ પડેછે, કારણકે ચીનાઓ કહેછે તે પ્રમાણે, આટલાં બધાં માણસો દુનિયાને ઓળખે તેના કરતાં એક માણસ સ્વર્ગને પીછાણે એ વધારે ઠીકછે ; આ પ્રથમની બીનાછે. "કાંઇ પણ સંકલ્પ વિકલ્પ વિના, સદ્ગુણી રાજપુત્ર દુનિયાના દેવો સન્મુખ થાયછે. મહાત્મા આવે, ત્યાં સુધી તે સૈકાના સૈકા સુધી રાહ જુએછે, અને તેના આવવાની શંકા કરતો નથી. કોઇ પણ સંકલ્પ વિકલ્પ સિવાય આ દેવો સન્મુખ જે થાયછે, તે સ્વર્ગને જાણેછે; શંકા કર્યા વિના જે સૈકાના સૈકા સુધી સંત આવે ત્યાં સુધી રાહ જુએછે, તે મનુષ્યોને ઓળખેછે. એટલા માટે સદ્ગુણી રાજપુત્ર ગતિ પામી સૈકાના સૈકા સુધી રાજ્યને રસ્તો બતાવેછે." પણ આવાં વેગળાં દૃષ્ટાંતોને શોધવાની કાંઇ

જરૂર નથી. રસાયન શાસ્ત્રની, તેમજ જાદુની વાસ્તવિકતા અને સામર્થ્યને ઉપદેશ જેને જેના અનુભવે આપ્યો નથી, તે મંદ જોનાર છે. મંદમાંમંદ નિર્દેશ કિંવા યથાર્થતા દુર્ગમ મનોવિકારની સામસામે થયા વિના બાહાર જઇ શકતો નથી. એક માણસ તેના ઉપર દૃષ્ટિ સાંધે છે, અને યાદદાસ્તની કબરો પોતાના શબને તેને સ્વાધીન કરેછે. જે ભેદ પાછળ રહેતાં કે ગુપ્ત રહેતાં તે કંગાળ કે દુઃખી બનેછે, તે સ્વાધીન થવો જોઇએ; બીજો, અને તે બોલી શકતો નથી, અને તેના શરીરનાં અસ્થિ પોતાની કોમળતા છોડી દેતાં જણાય છે; મિત્રનો પ્રવેશ તેનામાં રમણીયતા, સાહસિકતા, અને વકતૃત્વ ઉમેરે છે; અને જેણે એના વિચારને અનુપમ વિસ્તાર આપ્યો હોય, અને એના અંતઃકરણમાં બીજા સંસારને સચેત કર્યો હોય એવાને સ્મૃતિમાં રાખ્યા વિના તેને ચાલેજ નહિ, એવા પણ પુરૂષો હોયછે.

જ્યારે આ ઉંડા મૂળમાંથી તેઓ ઉત્પન્ન થાયછે ત્યારે, સ્નેહભાવના આ ઘટ્ટ સંબંધો જેવું અનુપમ બીજું શું છે? મનુષ્યોની સાથે આનંદિત વ્યવહાર કે જે સઘળા જ્ઞાની પુરૂષોના ધર્મ અને વ્યવહારને રચેછે તેની શક્યતામાં, જેને મનુષ્યના જ્ઞાન-સરંજામ અને શક્તિનો શક છે એવા સંશયીને પૂરતો જવાબ છે. અનુગ્રહની એકબીજા સાથે ઘણી અદલાબદલી થયા પછી, જેને પોતાની અને પોતાના મિત્રની ખાત્રી થઈછે, એવાં બે મનુષ્યો વચ્ચે ગંભીર, શ્રેષ્ટ સ્નેહ-વૃત્તિ જો નીભી શકે તો, તેના જેવું સંતોષજનક બીજું કાંઇ હું સંસારમાં જાણતો નથી. એ આનંદ એવો છે કે એની આગળ બીજા બધા સંતોષ પાછળ પડી જાયછે, અને રાજનીતિ, વેપાર અને દેવળને એ તુચ્છ ગણે છે. કારણકે જેવી રીતે મળવું જોઇએ તેવી રીતે મનુષ્યો જ્યારે મળશે, દરેક જણ કલ્યાણ-કર્ત્તા તરીકે, દરેક જણ તારાની વૃષ્ટિ તરીકે, વિચારથી, કાર્યથી, પ્રવીણતાથી ભરેલા એવા દરેક જણ જ્યારે મળશે, ત્યારે જેની ખબર સઘળી વસ્તુઓ આપેછે એવો કુદરતનો આનંદોત્સવ એમેળાપ થવો જોઇએ. જેમ સઘળી વસ્તુઓ પ્રેમની સંજ્ઞાછે, તેમ આવી મિત્રતામાં સ્ત્રીપુરૂષ વચ્ચેનો પ્રેમ પ્રથમ સંજ્ઞાછે. જેને એક વખત આપણે યુવાનીની ઉત્કૃષ્ટ કલ્પના ગણતા હતા એવા એ સંબંધો, સર્વોત્તમ મનુષ્યોને, હૃદય-બળની અભિવૃદ્ધિને લીધે, સર્વથી સ્થાયી આનંદ થઇ પડેછે.

આહા! મનુષ્યોની સાથે વાસ્તવિક સંબંધમાં રહેવાનું શક્ય હોય! તેમની પ્રશંસા, મદદ, કે દયા, કે તેમની પાસેથી કાંઇ પણ માગવામાંથી આપણે મુક્ત રહી શકીએ અને જૂનામાંજૂના કાયદાના પ્રભાવવડે આપણને સંતુષ્ટ

કરવાની આપણે તેમને ફરજ પાડી શકતા હોઇએ! બીનલેખી ધારાઓને અનુસાર, થોડાંજ માણસો સાથે—એકજ માણસ સાથે—આપણે વ્યવહાર ન રાખી શકીએ ? અને તેમના પ્રભાવનો પ્રયોગ ન કરી શકીએ ? સત્યના, મૈનના, ખામોશીના નમસ્કાર આપણા મિત્રને આપણે ન કહી શકીએ ? એને શોધવાને આટલા આતુર થવાની આપણને જરૂર છે ? જો આપણે સંબંધિત છીએ, તો આપણે મળશુંજ. પ્રાચીન લોકોમાં એવી કથા છે કે, ગમે તેવું રૂપ ધારણ કરે તથાપિ દેવ દેવને છાનો નહિ રહે; અને એક ગ્રીક કવિતા એવી છે કે:—

*"Gods are to each other not unknown."*

દેવ એકબીજાને અજાણ્યા નથી.

મિત્રો પણ દિવ્ય અગત્યતાના કાયદાને અનુસરે છે; એક બીજાની પાસે તેઓ આકર્ષાય છે, અને બીજું કરી શકતા નથી:—

*When each the other shall avoid,*
*shall each by each be most enjoyed."*

"જ્યારે દરેક બીજાથી અલગ રહેશે, ત્યારે દરેકને દરેકથી અત્યંત આનંદ પ્રાપ્ત થશે."

તેમનો સંબંધ રચાતો નથી, પણ ઉદ્ભવ પામેછે. આપણા કૈલાસમાં દેવોએ પોતેજ કામદાર વિના—મંત્રી વિના બેસવું જોઇએ ; અને તે પણ દિવ્ય જ્યેષ્ટતાના પ્રમાણમાં તેઓ બેસી શકે તે પ્રમાણે. જો પરિશ્રમ લેવાય, જો સોબતીઓને મળવાને માટે એક માઇલ લાવવામાં આવે, તો મંડળ ભ્રષ્ટ થાયછે. અને જો એ મંડળ ન બને તો, પછી સર્વોત્તમ પુરૂષનું બનેલું હોય તોપણ તે, ઉછાંછળો, નીચ, ભ્રષ્ટ કરતો લવારો છે. કેમ જાણે કે, શ્રેષ્ટ પુરૂષો માત્ર તમાકુની દાબડી લેવા દેવાને મળતા હોય, તેમ દરેકની સઘળી મહત્તા પાછળ રાખવામાં આવેછે, અને દરેક કસુર દુઃખકારક ચંચળતામાં પ્રવૃત્ત થાયછે.

સંસાર તો ઉંધે માથે ચાલેછે. કોઇ ભમતી યુક્તિની પછવાડે આપણે પડીએ છીએ ; અગર તો, આપણી પછવાડે રહેલી કોઇ ધાસ્તી કે આજ્ઞા આપણી પાછળ પડેછે. પણ કોઇ મિત્રને આપણે જો અચાનક સામા મળીએ છીએ, તો આપણે ઉભા રહીએ છીએ ; ત્યારે આપણી ગરમી અને ઉતાવળ પૂરેપૂરી મૂર્ખાઇ ભરેલી લાગેછે ; હમણાં ઉભા રહેવાની, હમણા સ્વસ્થતાની, જરૂર છે ; અને હૃદયના વિભવોમાંથી ક્ષણને પ્રફુલ્લિત કરવાની આવશ્યક્તા છે. સઘળા ઉત્કૃષ્ટ સંબંધોમાં, ક્ષણનું મહાત્મ્ય સર્વસ્વ છે.

દિવ્ય-પુરૂષ એ અંતઃકરણનું ભવિષ્ય-કથન છે; મિત્ર એ હૃદયની આશા છે. આપણું પરમસુખ આ બંનેની એક પુરૂષમાં એકત્રતાને માટે રાહ જુએછે. આ નીતિમય સામર્થ્યને જમાના વિકસિત કરેછે. આવું ઉત્તમ પુષ્પ ઘણા જમાને વિકસિત થાયછે. સઘળું સામર્થ્ય એનો પડછાયો કે નિશાની છે. જ્યારે કવિતા પોતાની પ્રેરણા ત્યાંથી ખેંચેછે, ત્યારે એ આનંદિત અને પ્રબળ હોયછે. જ્યારે મનુષ્યો એનાથી ભરેલાં હોયછે, ત્યારે દુનિયા ઉપર તેઓ પોતાનાં નામ અંકિત કરેછે. ઇતિહાસ હલકો થએલો છે; આપણી પ્રજાઓ લોકોનાં ટોળાં થએલી છે; આપણે પુરૂષને કદિ જોયો નથી; એ દિવ્ય આકારને આપણે હજી સુધી જાણતા નથી, પણ માત્ર એવાનું સ્વપ્નું અને ભવિષ્ય-કથન જાણીએ છીએ; એવામાં જે ભવ્ય રીતભાત હોયછે, જે જોનારને શાંત પમાડી ઉચ્ચવૃત્તિમાં આણેછે, તે આપણે જાણતા નથી. આપણે એક દિવસે એવું જોશું કે ખાનગીમાં ખાનગી શક્તિ સૌથી સાર્વજનિક હોયછે, અને સંખ્યાનો બદલો ગુણ વાળી આપેછે, અને હૃદય-બળની ભવ્યતા અંધારામાં પણ કાર્ય કરેછે, અને જેમણે તેને કદિ જોયું નથી એવાને પણ તે મદદ કરેછે. અત્યારસુધીમાં જે મહાનતા દેખાઈ છે, તે આ દિશામાં આપણને ઉત્તેજન અને શરૂઆતરૂપ છે. જે દેવોનો અને સંતોનો ઇતિહાસ દુનિયાએ લખ્યો છે, અને પછી તેમને તેણે પૂજ્યા છે, તે ઇતિહાસ હૃદય-બળના દસ્તાવેજ છે. જે યુવાન ભાગ્યનો જરાએ ઋણી નથી, અને જે પોતાના *ટાઇબર્નના દરવાજે ફાંસીને લાકડે લટક્યો હોયછે, જે હકીકતોએ મનુષ્યની આંખને માટે અમુક સંજ્ઞાનું રૂપાંતર સાર્વત્રિક સંજ્ઞામાં કરી નાંખ્યું છે, એવી તેના મૃત્યુના હકીકતની આસપાસ અદ્‌ભુત ભવ્ય પ્રકાશ જેણે પાડયો છે, એવા યુવાનની રીતભાતમાં જમાનાઓ આનંદથી નાચ્યા છે. આ મહાન્ પરાજય હજી સુધી પણ આપણી શ્રેષ્ટમાં શ્રેષ્ઠ હકીકત છે. પરંતુ અંતઃકરણ ઇંદ્રિયોને પણ દૃશ્ય થાય એવો વિજય ઇચ્છે છે; ન્યાયાધીસને, પંચને, અને રાજાને પણ જે બદલાવી નાખે એવા હૃદય-બળની પ્રબળતાને ચાહેછે; પ્રાણીઓના અને ખનીજ તત્વોનાં સત્વ ઉપર સત્તા જે ચલાવે, અને રસના, સરીતાના, પવનના, તારાના, અને નીતિમય શક્તિઓના પ્રવાહ સાથે જે મિશ્રિત થઇ જાયછે તેની માગણી કરેછે.

આ ભવ્યતાએ જો એકજ કૂદકે આપણે પહોંચી ન શકીએ, તો વધારે

---

*ટાઇબર્ન.—આ નામનો લંડનનો એક ભાગ પ્રથમ ફાંસી દેવાનું સ્થળ હતું. એ ભાગ હાલ બીજા નામથી ઓળખાય છે.

નહિતો ઓછામાં ઓછું, તેને આપણે અભિવંદન તો આપવુંજ જોઇએ. જનમંડળમાં, ઉંચી પ્રતિના લાભ તેના માલીકને ગેરલાભ તરીકે અંકાયછે. આપણી ખાનગી ગણનામાં વધારે સાવધાનીએ માગેછે. સુંદર હૃદય-બળને ઓળખવાની, અને ગુણગ્રાહી આતિથ્યથી તેનો સત્કાર કરવાની, ખામી જો મારા મિત્રમાં હોય, તો હું તેને ક્ષમા કરતો નથી. જેની આપણને નિરંતર અપેક્ષા હોયછે તે જ્યારે છેવટે આપણને મળેછે, અને અગાધ અંતરે આવેલા સ્વર્ગીય પ્રદેશમાંથી આવતાં આનંદિત કિરણોથી આપણા ઉપર એ જ્યારે પ્રકાશ પાડેછે, ત્યારે અસભ્ય થવું, પછી નિંદક થવું, અને એવા પરોણાનો–એવા અભ્યાગતનો નીચ બડબડાટ અને વહેમથી સત્કાર કરવો, એતો એવી નીચતા સિદ્ધ કરેછે કે જેથી સ્વર્ગનાં દ્વાર બંધ થતાં જણાય છે. જ્યારે આત્મા પોતે પોતાનુંજ ઓળખી શકતો નથી, અને પોતાની નિષ્ઠા, પોતાનો ધર્મ ક્યાં હોવાં જોઇએ એ જ્યારે તે સમજતો નથી, ત્યારે તેનુંજ નામ અવ્યવસ્થા છે, વાસ્તવિક દીવાનાપણું તો તેનુંજ નામ છે. અસ્તિત્વના વિસ્તારયુક્ત મેદાનમાં, આપણા અંતઃકરણમાં જે ભાવના રહેલી હોયછે, તે જ્યાં જ્યાં પુષ્પમાં વિકસિત થાયછે ત્યાં ત્યાં, તે મારે માટે ખીલે છે, એ જાણવું–આ સિવાય બીજો કોઇ ધર્મ છે ? જો કોઈ એને જોતું નથી, તો હું જોઉંછું, જો હું એકલોજ ત્યાં છું, તો એ હકીકતની મહાનતાનો હુંજ જાણીતો છું. જ્યાંસુધી એ ખીલે છે, ત્યાંસુધી હું વખતને પવિત્ર ગણીશ, અને મારી ઉદાસીનતાને, મારી મશ્કરી અને મૂર્ખાઇને તેટલો વખત હું બંધ રાખીશ. આ મિજમાનની હાજરીથી કુદરત તૃપ્ત થાયછે. વ્યવહારીક અને કૌટુંબીક સદ્‌ગુણોને ખોળી તેને માન આપી શકે એવાં ઘણાં ચક્ષુઓ છે ; જો કે સાધારણ લોકોનો સમૂહ અશક્ત હોયછે, તથાપિ મહાન્ બુદ્ધિને તેના પ્રકાશિત માર્ગમાં જોઇ શકે તેવા ઘણા છે; પણ જે પ્રેમ સર્વંસહન કરે તેવો છે, જે પ્રેમ સર્વનો ત્યાગ કરનાર છે, જે પ્રેમ મહાન આકાંક્ષાવાળો છે, અને જેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો છે કે પોતે કંગાળ બની રહે, અને દુનિયામાં મૂર્ખ ગણાય તે ભલે, પણ કોઇ પણ અનુરોધથી–કોઇ પણ સંમતિથી પોતાના શ્વેત હાથને એ ભ્રષ્ટ કરશે નહિ, કલંકિત થવા એને દેશે નહિ, એવો પ્રેમ જ્યારે આપણા મોહોલ્લામાં આવેછે, અને ઘરમાં પ્રવેશે છે, ત્યારે માત્ર વિશુદ્ધ અને મહત્વાકાંક્ષીજ તેનો ચેહેરો પીછાણી શકશે ; અને કાંઇ પણ પ્રશંસા તેની થઇ શકે તેમ હોય તો, તેનો સ્વીકાર કરવામાં છે.

## પરમાત્મા.

*But souls that of his own good life partake,*
*He loves as his own self; dear as his eye*
*They are to him; he'll never them forsake;*
*When they shall die, then God himself shall die:*
*They live, they live in blest eternity.*

*Henry More.*

પણ જે આત્મામાં તેના પોતાના જીવનનો અંશ છે, તેમને પોતાના પંડની પેઠે એ ચાહેછે; તેના નેત્રના જેવા તેઓ તેને વાહાલા છે; તેમનો ત્યાગ તે કદિ કરશે નહિ; જ્યારે તેઓ મૃત્યુ પામશે, ત્યારે પરમેશ્વર પોતેજ મૃત્યુ પામશે; તેઓ જીવેછે, ત્યારે સ્વર્ગીય અનંતતામાં તેઓ જીવેછે.

જીંદગીની એક ક્ષણ અને બીજી ક્ષણની વચ્ચે, તેમના ઐશ્વર્યમાં અને પછીથી થતી તેમની અસરમાં, ભેદ હોયછે. આપણી આસ્થા કોઇ કોઇ ક્ષણોમાંજ આવેછે; આપણી ભ્રષ્ટતા તો સતત છે. છતાં, *એ ટુંકી પળોમાં પણ એવું ઉંડાણ હોયછે કે બાકીના બીજા બધા અનુભવો કરતાં તેમનામાં વધારે સત્યતા છે એમ કહેવાની આપણને જરૂર પડેછે. આટલા માટે, જે મનુષ્યો મનુષ્યના વિષે અસાધારણ આશાઓ બાંધેછે, એવાને બોલતા બંધ કરી દેવાને જે દલીલ હમેશાં આગળ લાવવામાં આવેછે,—એટલે કે અનુભવ પાસે ખાત્રી કરવા જવું—તે હમેશાં વ્યર્થ અને નિરૂપયોગી છે. આપણા પ્રતિપક્ષીને ભૂતકાળનો અનુભવ આપી તેની સાથે સંમત થઇએ છીએ, અને છતાં આપણે આશા રાખીએ છીએ. આ આશાનો ખુલાસો એણે કરવો જોઇએ. આપણે કબુલ કરીએ છીએ કે મનુષ્યની જીંદગી અધમ—નીચ છે; પરંતુ એ અધમ છે એમ આપણને શી

---

*સરખાવો:—"આત્મનિમજ્જન એટલે આત્માને વિષે નિમજ્જન, ડુબકી મારવી તે. મનુષ્ય માત્ર પોતપોતાના આત્મામાં ડુબકી મારે ત્યારે નવાં નવાં મોતી રત્ન આદિ લઇને ઉપર આવેછે." (જુઓ રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદીના આત્મનિમજ્જનની પ્રસ્તાવના.)

રીતે માલમ પડયું ? આપણી આ અશાંતિનું, આપણા આ પ્રાચીન અસંતોષનું કારણ શું છે ? જેના વડે આત્મા પોતાના વિશાળ હકની માગણી કરેછે એવી બારીક સૂચના સિવાય, અછત અને અજ્ઞાનતાનો સામાન્ય અર્થ બીજો કયો છે ? મનુષ્યનો કુદરતી ઇતિહાસ કદિ લખાયો નથી, પણ તમે તેના વિષે જે કહ્યું છે તેજ તે પોતાની પાછળ મૂકી જાયછે, અને તે જૂનું થઇ જાયછે, અને માનસશાસ્ત્રના ગ્રંથો નકામા થાયછે, એમ મનુષ્યોને શા માટે મનમાં લાગે છે ? છ હજાર વર્ષોની ફિલસુફી પણ આત્માના એકાંત વાસ અને ભંડારનું શોધન કરી વળી નથી. તેના પ્રયોગમાં, છેવટના પૃથક્કરણ વખતે પણ, હમેશાં એવો અવશેષ રહેલો હોયછે કે જેનું શોધન એ કરી શકી નથી. જેનું મૂળ ગુપ્ત રહેલું છે એવો ઝરો તે મનુષ્ય છે. કોણ જાણે કયાંથી, આપણામાં આપણું અસ્તિત્વ ઉતરે છે. આ ચમત્કાર, હજી સુધી; આટલા જમાના જવા છતાં, પણ આપણને ગુહ્ય રહ્યોછે. સંપૂર્ણ રીતે બારીકમાં બારીક ગણનારમાં પણ એવી અગમ બુદ્ધિ નથી હોતી કે કાંઇક અગણ્ય રહ્યું હોય એવું બીજી પળે બનતું અટકે. જેને હું મારી વૃત્તિ કહુંછું, તેના કરતાં પણ વધારે ઉંચું બનાવોનું કોઇ ઉત્પત્તિસ્થાન છે, એમ દરેક ક્ષણે કબુલ કરવાની મને જરૂર પડેછે.

જે રીત બનાવોની છે, તે રીત વિચારોની પણ છે. હું જોઇ શકતો નથી એવા પ્રદેશમાંથી જે પોતાના ઝરણાં મારામાં કેટલોક વખત સુધી રેડ્યા કરેછે, અને તેથી ખળખળ વેહેતી પેલી સરિતાને જ્યારે હું જોઉંછું, ત્યારે મને માલમ માલમ પડેછે કે હું તો બેઠો બેઠો પગાર ખાનાર છું. હું પોતે તેનું કારણ નથી, પણ આ સ્વર્ગીય જળનો વિસ્મિત જોનાર માત્ર છું ; અનુપમની ઇચ્છા રાખીને હું ઉંચે વિકાસી રહુંછું, અને સરળતાથી—સેહેલાઇથી ગ્રહણ થઇ શકે તેવી સ્થિતિમાં હું મારા પંડને રાખુંછું, પણ પ્રત્યક્ષ દર્શનો તો કોઇ વિદેશીય શક્તિમાંથી આવેછે.

જેમ વાતાવરણના કોમળ કરમાં પૃથ્વી વિંટાએલી રહેછે, તેમ જે મહાન્ કુદરતમાં આપણે રહીએ છીએ તેજ ભૂતકાળ અને વર્તમાનકાળની ભૂલો ઉપર સર્વોત્તમ વિવેચક અને જે જે હોવું જોઇએ તેનો એકનો એક ભવિષ્યવેત્તા છે ; તેના વિના બીજો કોઇ નથી ; જે એકત્રતા, જે પરમાત્માની અંદર મનુષ્યનું પૃથક્ પૃથક્ અસ્તિત્વ સમાઇ જાયછે, અને બીજા બધાની સાથે એક રૂપ થઇ જાયછે, તે ; જે સામાન્ય અંતઃકરણની ઉપાસના સર્વ વિશુદ્ધ

વ્યવહાર છે, જેને સઘળાં ન્યાયી કાર્યનું સેવન છે, તે ; સર્વને વશ કરતી જે સરલતા આપણી યુક્તિઓને અને પ્રપંચોને નિરૂત્તર કરી નાખેછે, અને પોતે જે છે તેજ તરીકે ગણાવાની, અને એની જીભથી નહિ, પણ તેના વ્યક્તિગત સ્વભાવ વડે તેને બોલવાની જે ફરજ પાડેછે, અને જેનું દૃશ્ય વલણ આપણા હાથમાં અને વિચારમાં આવવાનું છે, અને ડાહાપણ, સદ્‌ગુણ, શક્તિ અને સૌંદર્ય જે થવાનું છે, તે ;—આજ સર્વોત્તમ વિવેચક અને ભવિષ્યવેત્તા છે. આપણે ઉત્તરોત્તર ક્રમમાં, વિભાગોમાં, ભાગોમાં, અને રજકણોમાં જીવીએ છીએ. દરમ્યાન મનુષ્યની અંદર આખાનો આત્મા છે; ડાહાપણયુક્ત શાંતિનું સ્વરૂપ છે; જેની સાથે દરેક ભાગ અને રજકણ સરખીજ રીતે સંબદ્ધ રહેલું છે, એવું સાર્વત્રિક સૌંદર્ય છે ; અવિનાશી એકતાનું સ્વરૂપ છે. અને આ ઉંડી શક્તિ કે જેની અંદર આપણે જીવીએ છીએ, અને જેનો સઘળો પરમાનંદ આપણને મળી શકે તેમ છે તે, દરેક ક્ષણે મનુષ્યમાં જેટલી જોઇએ તેટલી અને સંપૂર્ણ છે, એટલુંજ નહિ, પરંતુ જોવાનું કાર્ય અને દૃશ્ય વસ્તુ, દૃષ્ટા અને દેખાવ, વસ્તુ અને વિષય, એ સઘળાં એક રૂપજ છે. કટકે કટકે આપણે દુનિયાને દેખીએ છીએ, જેવાં કે સૂર્ય, ચંદ્ર, પ્રાણી, અને વૃક્ષ ; પરંતુ આ સઘળી વસ્તુ જેના માત્ર ચળકતા ભાગ છે, એવી આખી વસ્તુ તો આત્મા પોતે છે, પરમાત્મા છે. એ અખંડ ડાહાપણના દર્શનવડેજ માત્ર જમાનાની જન્મોત્રી વાંચી શકાય તેમ છે; અને આપણા વધારે સુંદર વિચારોનો આશ્રય લઇને, ભવિષ્ય-કથનનો જે વેગ દરેક મનુષ્યને સ્વભાવીક છે તેને વશ થઇને, એ શું કહેછે તે આપણે જાણી શકીએ તેમ છીએ. જીંદગીની આવી સ્થિતિમાંથી જે મનુષ્ય બોલેછે, એવા દરેક મનુષ્યના શબ્દો, જે મનુષ્યો એજ વિચારના પ્રદેશમાં ભમતા નથી, તેમને નિઃસાર ભાસશે. તેની વતી બોલી શકવાની મારી તાકાત નથી. મારા શબ્દોમાં તેના પ્રતાપી અર્થનો સમાવેશ નથી ; તેઓ તેમના ઉદ્દેશથી ઓરા રહેછે અને નિરૂત્સાહી છે. માત્ર જે પોતાનું છે, તેનેજ એ સચેત કરી શકે છે, અને તેને તે કરશેજ, અને જુઓ ? તેમનું ભાષણ સંગિ-તમય, મધુર અને પવન પોતેજ કેમ જાણે જાગૃત થતો હોય તેમ, સાર્વત્રિક, થઇ પડશે. તથાપિ જો હું પવિત્ર શબ્દોથી તેમ કરી શકું તેમ નથી, તો અપવિત્ર શબ્દોથી પણ, જેવા આવડે તેવાથી પણ, ફુલ નહિ તો ફુલની પાંખડીથી પણ, આ દેવતાના સ્વર્ગને દૃશ્ય કરવાની, અને સર્વોત્તમ કાયદાની સર્વોત્કૃષ્ટ સરળતા અને સત્વની, જે જે સૂચનાઓ મેં એકઠી કરીછે, તેનું વર્ણન

કરવાની મને ઇચ્છા છે.

વાતચીતમાં, વિચારની તલ્લીનતામાં, પશ્ચાતાપમાં, મનોવિકારના સમયમાં, વિસ્મયમાં, સ્વપ્નોના ઉપદેશમાં, કે જેમાં આપણે આપણા પોતાનેજ કોઇ બીજા વેશમાં વારંવાર જોઇએ છીએ—સત્ય તત્વને માત્ર હોય તેના કરતાં મોટું કરી બતાવતા અને વિસ્તૃત કરતા, અને તેને આપણા ખાસ લક્ષ ઉપર લાવતા એવા હાસ્ય જનક વેશોમાં જોઇએ છીએ—તેમાં શું બનેછે તેનો જો આપણે વિચાર કરીએ, તો તેમાંથી ઘણી સૂચનાઓ આપણે એવી ગ્રહણ કરશું કે જેનો વિકાસ કુદરતના ગુપ્ત ભેદના જ્ઞાનમાં વિસ્તાર પામી પ્રકાશ પામશે. સઘળાં એવું સાબીત કરેછે કે મનુષ્યની અંદર રહેલો આત્મા કોઇ અવયવ નથી, પણ સઘળા અવયવોને કિંવા ઇંદ્રિયોને સચેત કરી તેમને કામમાં લે છે; યાદશક્તિની પેઠે, કે ગણત્રીની કે સરખામણીની શક્તિની પેઠે, કોઇ કરણ નથી, પણ હાથ અને પગ તરીકે એમનો ઉપયોગ કરેછે; એ કોઇ શક્તિ નથી, પણ પ્રકાશ પોતેજ તે છે; મન કે વૃત્તિ નથી, પણ મન અને વૃત્તિનો ઉપરી છે; જેમાં એ સઘળાં રહેલાં છે એવું આપણા અસ્તિત્વની પાછળ રહેલું ચૈતન્ય તે છે—એવી વિશાળતા છે કે તેનો કબજો મળ્યો પણ નથી અને મળી શકે તેમ પણ નથી. આપણી અંદરથી કે પાછળથી, વસ્તુઓ ઉપર આપણામાંથી કોઇ પ્રકાશ ઝળકે છે, અને આપણે કાંઇ નથી, પરંતુ આ પ્રકાશ સર્વછે—એ વાતથી આપણને જાણીતા કરેછે. મનુષ્ય એ દેવમંદીરનો એવો આગલો ભાગ છે કે જેની અંદર સઘળું ડાહાપણ—સઘળી વસ્તુતા સમાએલીછે. જેને આપણે સામાન્યરીતે માણસ કહીએ છીએ—ખાતો, પીતો, વાવતો, ગણતો માણસ, કહીએ છીએ તે, આપણે જાણીએ છીએ તે પ્રમાણે પોતાના—પોતાના ખરેખરા ચૈતન્યરૂપ મનુષ્યને દૃશ્ય તો નથી કરતો, પણ એને ઉલટો એ અસત્ય રીતે દર્શાવે છે. આપણે એને માન આપતા નથી, પણ જે આત્માનું એ માત્ર સાધન છે તેની આગળ, માત્ર જો પોતાના કાર્ય મારફત એને એ બાહાર આવવા દે, તો આપણે સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરશું. તેના મન કે બુદ્ધિ દ્વારા જ્યારે એ બહાર આવેછે, ત્યારે તે અદ્‌ભુત બુદ્ધિ છે; તેની વૃત્તિદ્વારા જ્યારે એ બાહાર આવેછે, ત્યારે એ સદ્‌ગુણ છે; તેના સ્નેહ દ્વારા જ્યારે એ બાહાર વહેછે, ત્યારે એ પ્રેમ છે. જ્યારથી તેનું પોતાનું તેમાં કાંઇક હોયછે, ત્યારથી મનનો અંધાપો શરૂ થાયછે; જ્યારથી મનુષ્યમાં પોતાનું કાંઇક હોયછે, ત્યારથી તેની વૃત્તિની નિર્બળતા શરૂ થાયછે. કોઇ પણ રીતે આત્માને આપણામાંથી તેનો પોતાનો રસ્તો લેવા દેવો; બીજી રીતે બોલીએ

તો, આપણે તેને વશ રહેવું, એ ઉદ્દેશ આખા સુધારાનો છે.

આ શુદ્ધ સ્વાભાવીકતાથી મનુષ્ય કોઇ વખતે પણ અભિન્ન હોયછે. મનુષ્યના રંગથી ભાષા એને ચિતરી શકે તેમ નથી. એ અતિશય સૂક્ષ્મ છે. એ અનિર્વચનીય છે, અમાપ્ય છે, છતાં આપણે જાણીએ છીએ કે એ આપણામાં પ્રસરી રહેલી છે, અને આપણે તેનાથી ભરેલા છીએ. આપણે જાણીએ છીએ કે આખું અખંડ અધ્યાત્મિક અસ્તિત્વ મનુષ્યમાંજ છે. એક પુરાતની ડાહાપણયુક્ત કહેવત કથેછે કેઃ "ઘંટના નાદ વિના પરમેશ્વર આપણને જોવા આવેછે;" એટલે કે જેમ આપણાં મસ્તક અને અનંત આકાશની વચ્ચે કોઇ પડદો કે છાપરૂં નથી, તેમ આત્મામાં પણ કોઇ એવો સળીઓ કે દીવાલ નથી કે જ્યાં મનુષ્ય ઉર્ફે કાર્ય, બંધ પડી જાયછે, અને પરમેશ્વર ઉર્ફે કારણ, શરૂ થાયછે. દીવાલો ત્યાંથી લઇલેવામાં આવી છે. અધ્યાત્મિક સૃષ્ટિના સમુદ્રો, પરમેશ્વરની સિદ્ધિઓ, એક બાજુએ આપણને ખુલ્લી છે. ન્યાય, પ્રેમ, સ્વતંત્રતા, શક્તિ, આપણે દેખીએ છીએ, અને ઓળખીએ છીએ. આ સૃષ્ટિઓની ઉપર કોઇ પણ મનુષ્ય કદિ ગયો નથી, પણ આપણા ઉપર તેઓ ઝઝુમે છે; અને જ્યારે આપણા સ્વાર્થને લીધે કોઇ પણ રીતે તેમને દુભવવાને માટે આપણે લલચાઇએ છીએ, ત્યારે તો તેઓ વળી સર્વથી વિશેષ ઝઝુમે છે.

જે સ્વભાવનું આપણે વર્ણન કરીએ છીએ તેનો સર્વાધિકાર, જે બંધનો આપણને સર્વ બાજુએ ઘેરી રહ્યાં છે, તેમાંથી તેની સ્વતંત્રતાવડે આપણને જાહેર થાયછે. આત્મા સઘળી વસ્તુઓને વીંટાઇ વળ્યો છે. મેં આગળ કહ્યું છે તે પ્રમાણે સઘળા અનુભવનું એ ખંડન કરેછે. એજ પ્રમાણે કાળ અને સ્થળને પણ તે નાબુદ કરેછે. કાળની અને સ્થળની દીવાલો વાસ્તવિક અને દુસ્તર ગણાવા લાગી છે—આટલે દરજ્જે ઘણાખરા મનુષ્યોમાં ઇંદ્રિયોની અસરે તેમના અંતઃકરણને વશ કર્યાં છે; અને આ હદોને હલકી ગણી વાત કરવી એ દુનિયામાં દીવાનાપણાની નિશાની છે. તથાપિ કાળ અને સ્થિતિ એ તો માત્ર આત્માના સામર્થ્યનાં વિપરીત માપ છે. કાળની સાથે ચૈતન્ય રમત કરેછે,—

*"Can crowd eternity into an hour,*
*Or stretch an hour to eternity."*

એક કલાકમાં આખા અનંતત્વનો સમાવેશ કરી શકે અને એક કલાકને આખા અનંતત્વમાં વિસ્તારી શકે.

વારંવાર આપણને એમ લાગી આવેછે કે આપણા કુદરતી જન્મના વર્ષથી જે બાલ્યાવસ્થા અને ઉમર ગણવામાં આવેછે તેના કરતાં કોઇ બીજી બાલ્યાવસ્થા અને ઉમર છે. કેટલાક વિચારો આપણને હમેશાં યુવાન બનાવે છે, અને એવાજ આપણને એ રાખેછે. આવો વિચાર સાર્વત્રિક અને અવિનાશી સૌંદર્યનો પ્રેમ હોયછે. એવા ચિંતનથી દરેક મનુષ્ય આવી લાગણીથી વિખુટો પડેછે કે મનુષ્યની ક્ષણિક જીંદગીનો નહિ, પરંતુ જમાનાના જમાનાનો એ વિચાર છે. બુદ્ધિમય શક્તિઓની થોડામાં થોડી ચંચળતા પણ કાળના સંજોગોમાંથી કેટલેક દરજ્જે આપણને મુક્ત કરેછે. મંદવાડમાં કે મગજની શિથિલતામાં અમને કોઇ સંગિતનો સ્વાદ કે કોઇ ગંભીર વચનનું વાક્ય આપો, અને અમે સારા થઇ જશું ; અથવા તો પ્લૅટોનો કે શેકસપીઅરનો ગ્રંથ લાવો, અગર તેમના નામની સ્મૃતિજ અમને આપો, અને તુરતજ દિર્ઘાયુષી હર્ષની મનોવૃત્તિમાં અમે આવી જશું. જુઓ ! ઉંડા અને દિવ્ય વિચાર સૈકાઓને અને હજાર વર્ષના કટકાઓને કેવા ટુંકા કરી નાખેછે, અને સઘળા જમાનામાં પોતાને હયાત રાખેછે. જ્યારે ઇશુખ્રિસ્તનું મુખારવિંદ પ્રથમ ઉઘડયું, તેના કરતાં તેનો ઉપદેશ શું આજે ઓછો અસરકારક લાગેછે ? મારા વિચારમાં રહેલી હકીકતો અને મનુષ્યોને, મારા માનસિક જુસ્સાને; કાળની સાથે કશું લેવા દેવા નથી. અને એવી રીતે, હમેશાં, આત્માનું પ્રમાણ એક છે ; ઇંદ્રિયો અને સમજશક્તિનું પ્રમાણ બીજું છે. આત્માના અદ્દભુત ચમત્કાર આગળ કાળ, સ્થળ અને કુદરત સઘળાં દબાઇ જાયછે. જેવી રીતે એક બીજાથી અનંત અંતરે આવેલા તારાને આપણે એકજ અંતર્ગોળમાં લક્ષીએ છીએ, તેમ સઘળી વસ્તુનો સંબંધ સાધારણ ભાષણમાં આપણે કાળની સાથે યોજીએ છીએ. અને એ ઉપરથી આપણે કહીએ છીએ કે ધર્મ-રાજાનો દિવસ દૂર કે પાસે છે, અથવા તો નિષ્કલંકી અવતાર પાસે આવતો જાયછે, અથવા તો અમુક રાજકીય, નૈત્તિક, કે સામાજીક સુધારણાનો દિવસ પાસે છે ; અને એવું એવું બોલીએ છીએ, ત્યારે એવું બોલવામાં આપણો ઉદ્દેશ એવો હોયછે કે વસ્તુઓની સ્વાભાવિકતા એવી છે કે, જે વસ્તુઓનું આપણે ચિંતન કરીએ છીએ તે બાહારની અને ક્ષણિક છે, અને બીજી વસ્તુઓ સ્થાયી અને નૈસર્ગિક છે. જે વસ્તુઓને હમણાં આપણે સ્થાયી ધારીએ છીએ, તે સઘળી એક પછી એક, પાકાં ફળની પેઠે, આપણા અનુભવમાંથી ઉખડી ખરી પડશે. પવન કોણ જાણે કયાંય તેમને ઘસડી જશે. દૃષ્ટિમાં સમાતી ભૂમિ, આકૃતિઓ,

બોસ્ટન અને લંડન જેવાં શેહેરો, એ કોઇ પણ ગત થએલા સમાજ જેવી, અગર ધુમસ કે ધુમ્રના ગોટા જેવી, નાશવંત વસ્તુઓ છે, અને એવોજ જનસમાજ છે, એવીજ દુનિયા છે. પોતાની આગળ સૃષ્ટિને ઉત્પન્ન કરતો, પોતાની પાછળ સૃષ્ટિઓને મૂકી દેતો, આત્મા દૃઢતાથી આગળ નજર કર્યા કરેછે. એને કોઇ તારીખ નથી, કોઇ ક્રિયા નથી, કોઇ પુરૂષો એને નથી, કોઈ વિલક્ષણતા કે કોઇ મનુષ્યો એને નથી; આત્મા માત્ર આત્માનેજ ઓળખે છે; બનાવોની જાળ તો જેમાં પોતે વીંટાએલો રહ્યો છે એવો ફરફરતો ઝભો છે.

ગણિતની ગણત્રી પ્રમાણે નહિ, પણ પોતાનાજ નિયમને અનુસાર આત્માની ઉન્નતિનું પ્રમાણ લેખવાનું છે. સીધી લીટીમાં ગતિથી દૃશ્ય કરી શકાય એવા ક્રમવાર આત્માના ઉત્કર્ષ નથી બનતા; પણ ઇંડામાંથી કીડો, કીડામાંથી માખી, એવા રૂપાંતર વડે જે દૃશ્ય કરી શકાય એવા અવસ્થાના ઉદયથી થાય છે. મહાન્ બુદ્ધિના ક્રમવાર ઉત્કર્ષ એ અમુક આખી વ્યક્તિનાજ ઉત્કર્ષ હોય છે, કે જેથી કરીને અમુક પ્રિય આદમી પ્રથમ જૉન, પછી ઍડમ, પછી રિચર્ડ ઉપરથી, આગળ વધી જતો નથી, અને દરેકને પોતાના ખુલ્લા થએલા ઉતરતા દરજ્જાનું દુઃખ આપતો નથી, પરંતુ ઉત્કર્ષની દરેક પ્રસુતિ વખતે જ્યાં પોતે કામ કરેછે ત્યાંજ તે મનુષ્ય વિસ્તાર પામેછે, અને દરેક સ્ફુરણે મનુષ્યના વર્ગ અને પ્રજાઓને તે ઓળંગી જાયછે. દરેક દિવ્ય પ્રેરણા વખતે દૃશ્ય અને અંતવાનની પાતળી ત્વચાને ચીરી અંતઃકરણ બાહાર અનંતત્વમાં આવેછે, અને તેની ઉત્તમ હવાનો શ્વાસોશ્વાસ લે છે. હમેશાં દુનિયામાં જે બોલાયા છે એવા સત્યોની સાથે એ વાત કરેછે, અને ઘરનાં મનુષ્યો કરતાં * ઝીનો અને એરીયનની સાથે વધારે ધાડી અનુવૃત્તિનો જાણીતો એ થાયછે.

નૈત્તિક અને માનસિક લાભનો આ કાયદો છે. જે સાદું કિંવા હલકું છે તે પોતાની જાતનીજ વજનરહીતતાથી, કોઇ એક સદ્દગુણમાં નહિ, પરંતુ સઘળા સદ્દગુણના પ્રદેશમાં ચડી જાયછે. જે ચૈતન્યમાં આ સઘળા સદ્દગુણો રહેલા છે, તેમાં તેઓ વસેલાછે. આત્મા વિશુદ્ધિ માગેછે, પરંતુ વિશુદ્ધિ એ આત્માનું સ્વરૂપ નથી; ન્યાય એ માગેછે, પણ ન્યાય એ આત્મા નથી; પરોપકાર એ માગેછે, પણ તેના કરતાં કાંઇક ઉત્તમ છે; એથી કરીને જે સદ્દગુણની એ માગણી કરેછે, તેને પ્રદીપ્ત કરવા માટે જ્યારે આપણે નીતિના સ્વભાવનું વર્ણન કરવાનું મૂકી દઇએ

*ઝીનો અને એરીયન સંતો થઇ ગયાછે.

છીએ, ત્યારે એક જાતની અધોગતિ અને સગવડ એ જણાય છે. ઉચ્ચ યોનિમાં જન્મેલા બાળકને સઘળા સદ્‌ગુણો સ્વાભાવિક છે, પરિશ્રમ લઇને મેળવેલા નથી હોતા. એના અંતઃકરણને જાગૃત કરો અને એ મનુષ્ય એકાએક સદ્‌ગુણી બની જાયછે.

એજ ભાવનાની અંદર બુદ્ધિમય ઉત્કર્ષનો અંકુર રહેલો છે, અને તે પણ એજ નિયમને વશ છે. જે પુરૂષો દીનતા, ન્યાય, પ્રેમ અને મહાન્ આકાંક્ષા આચરી શકે તેવા છે, તે ક્યારના એવા ઉચ્ચ સ્થાને ઉભા રહેછે કે જ્યાંથી તેઓ વિદ્યાને અને કળાને, ભાષણ અને કાવ્યને, કાર્યને અને રમણીયતાને, આધીન બનાવી શકે. કારણકે જે કોઇ નીતિના આ પરમાનંદમાં વસી શકે તે, જે ખાસ શક્તિઓને મનુષ્યો એટલી બધી ઉત્કૃષ્ટ ગણેછે તે શક્તિઓને ક્યારની તે સાધીલે છે. કોઇ કાન્તમાં એવી કોઇ પણ યુક્તિ નથી, એવી કોઇ પણ ચતુરાઇ તેનામાં નથી, કે જેની ગણના, પ્રેમને વશ થએલી તેની પ્રિયત્તમા, જો કે તેના પોતાનામાં એ શક્તિ ગમે તેટલી થોડી હશે તો પણ, કાંઇ કરતી નથી; અને સર્વોત્તમ અંતઃકરણની આગળ જે હૃદય પોતાનો ત્યાગ કરી દે છે, તે તેના સઘળા કાર્યમાં સંબંધિત છે એમ એને માલમ પડેછે, અને અમુક જ્ઞાન અને શક્તિમાં બાદશાહી રસ્તે એ આવશે. આ પ્રાથમિક અને મૂળ ભાવનાએ ચડવામાં, પરીધ ઉપર આવેલી આપણી દૂરની સ્થિતિએથી તુરતજ સંસારના મધ્યબિંદુએ આપણે આવીએ છીએ, જ્યાં કેમ જાણે આપણે પરમેશ્વરના ઓરડામાં હોઇએ તેમ, આપણે કારણો જોઇએ છીએ; અને જે વિશ્વ માત્ર મંદ કાર્ય છે, તેનું અનુમાન કરીએ છીએ.

દિવ્ય ઉપદેશની એક રીતિ આકૃતિમાં–મારા જેવી આકૃતિઓમાં–ચૈતન્યનો અવતાર છે. હું જન-મંડળમાં રહુંછું; જે પુરૂષો મારા અંતઃકરણમાં વસેલા વિચારોને અનુમોદન આપેછે, અથવા તો જે મહાન્ પ્રેરણાઓને વશ રહી હું વર્તું છું, તે પ્રેરણાઓને એક જાતની આજ્ઞાધીનતા જે બતાવે છે, તેવાની સાથે હું રહુંછું. હું તેમનામાં તેની હાજરી જોઉંછું. મને સામાન્ય-સાર્વત્રિક સ્વભાવની ખાત્રી અપાયછે; અને આ બીજા આત્માઓ, આ વિખુટા પડેલા મારા પંડો, એવા મને તેમની તરફ ખેંચેછે કે એવી રીતે બીજું કશું મને ખેંચતું નથી. જેને આપણે માનસિક જુસ્સો કહીએ છીએ, એવા મનોવિકાર મારામાં તેઓ ખળભળાવી મૂકે છે; પ્રેમના, ધિક્કારના, ધાસ્તીના, પૂજનીયતાના, દયાના, એ સઘળાના મનોવિકાર તેઓ મારામાં જાગૃત કરેછે. તેમાંથી વાતચિત,

સ્પર્ધા, ઉપદેશ, શેહેરો અને લડાઇ આવેછે. આત્માના પ્રાથમિક ઉપદેશની પૂરવણીરૂપ મનુષ્યો છે. કિશોરાવસ્થામાં મનુષ્યોના સાથને માટે આપણે ગાંડા થઇ જઇએ છીએ. બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થા આખા સંસારની પર્યાપ્તિ તેમનામાંજ કરેછે. પરંતુ મનુષ્યનો એથી વધારે વિસ્તૃત અનુભવ તે સઘળાંમાંથી દેખાઇ આવતો એકનેએકજ સ્વભાવ ખોળી કાઢેછે. પુરૂષો પોતેજ અપૌરૂષેયથી આપણને જ્ઞાત કરેછે. બે પુરૂષો વચ્ચેની સઘળી વાતચિતમાં, ત્રીજા શખ્સ વિષે, બંનેની સામાન્ય કુદરત વિષે, મોઘમ સૂચના થાયછે. એ ત્રીજો શખ્સ કે સામાન્ય કુદરત સાંસારિક નથી હોતો ; એ અપૌરૂષેય છે ; એ પરમેશ્વર છે. અને એ ઉપરથી મંડળીઓમાં જ્યાં વિવાદ તીવ્ર હોયછે, અને વિશેષે કરીને અગત્યતાના સવાલો વિષે હોયછે, ત્યાં આખા મંડળને માલમ પડી જાયછે કે વિચાર બધા અંતઃકરણમાં સરખી સપાટીએ ચડી જાયછે, અને બોલનારની પેઠે એ બધાની માનસિક મિલ્કત ઉચરેલા શબ્દોમાં બની જાયછે. તેઓ બધા હતા તેના કરતાં વધારે ડાહ્યા થઇ જાયછે. વિચારનું આ ઐક્ય, જેની અંદર દરેક હૃદય શક્તિના અને કર્તવ્યના વધારે ઉમદા ભાનથી થડકે છે, અને અસાધારણ ગાંભીર્યથી વિચાર કરી કાર્ય કરેછે તે, દેવ મંદીરની પેઠે તેમના ઉપર કમાન બની રહેછે. વધારે ઉચ્ચ સ્વસ્થતા પ્રાપ્ત થયાની સૌને ખબર હોયછે. સઘળાની વતી એ પ્રકાશે છે. મોટામાં મોટા પુરૂષોને તેમજ નાનામાં નાનાને પણ સામાન્ય એવું કોઇ માનુષી ડાહાપણ છે, અને તેને દબાવી દેવાને અને પ્રતિબંધિત કરવાને આપણી સાધારણ કેળવણી વારંવાર પરિશ્રમ લે છે. અંતઃકરણ એક છે, અને સર્વોત્તમ અંતઃકરણો, જેઓ સત્યના ઉપર સત્યને માટેજ પ્રેમ રાખેછે તેઓ, સત્યમાં કોઇની મિલ્કત હોવાનો થોડોજ વિચાર રાખેછે. ગમે ત્યાંથી ઉપકૃત બનીને તેઓ તેને સ્વીકારે છે, અને કોઇ પણ મનુષ્યના નામની ચિઠ્ઠી તેનાપર મારતા નથી, તેમ કોઇના નામથી તેને અંકિત કરતા નથી, કારણકે એ ક્યારનું–અનાદિત્વથીજ તેમનું હોયછે. વિદ્વાન અને વિચારના અભ્યાસીને ઘેર ડાહાપણનો કોઇ ઇજારો નથી. તેમના ઉદ્દેશનો જુસ્સો સત્યતાથી વિચાર કરવાને માટે તેમને કેટલેક દરજ્જે નાલાયક બનાવે છે. જે લોકો તીવ્ર બુદ્ધિના અને ગંભીર નથી હોતા, તેનાજ આપણે ઘણા કિંમતી વિચારોને માટે આભારી હોઇએ છીએ; અને જે વસ્તુ આપણને જોઇએ છીએ, અને જેને માટે ઘણા લાંબા વખતથી વ્યર્થ મહેનત આપણે કરતા હતા, તે પ્રયાસ વિના તેઓ બોલી નાખેછે. કોઇ પણ

વાતચિતમાં જે શબ્દરૂપે દૃશ્ય થાયછે તેના કરતાં જે અદૃશ્ય રહેછે, અને જેની અસર અંતઃકરણ ઉપર એથી થાયછે, તેમાં આત્માનું પરાક્રમ વધારે વારંવાર દેખાઇ આવેછે. દરેક જન-સમાજ ઉપર શાંતિથી એ બેસી રહેછે, અને તેને માટે તેઓ એકબીજામાં અજાણતાં શોધ કરેછે. આપણે જેટલું કરીએ છીએ તેના કરતાં આપણે સમજીએ છીએ વધારે. આપણે આપણા પોતાના હજી માલેક નથી હોતા, અને વળી એજ સમયે આપણે જાણીએ છીએ કે આપણે ઘણા વિશેષ છીએ. મારા પાડોશી સાથે જે નિર્જીવ વાતચિત હું કરૂંછું તેમાં પણ, અમારા દરેકની અંદર રહેલું ઉચ્ચતર એવું કાંઇક આ પ્રસંગ ઉપરથી જોયા કરેછે, અને અમારા દરેકની પછવાડેથી ઇંદ્ર ઇંદ્રનો સ્વીકાર કરેછે–તેમાં પણ આ સત્ય મને કેટલી બધી વખત જણાઇ આવેછે.

મળવાને માટે મનુષ્યો ઉચ્ચ સ્થાનેથી નીચે આવેછે. સંસારના તેમના વ્યવહારીક અને નીચ સેવનમાં, જેને માટે તેઓ પોતાની સ્વાભાવિક કુલીનતાનો ત્યાગ કરેછે તેમાં, તેઓ અરબસ્તાનના પેલા શેખોને મળતા આવેછે, કે જેઓ પાદશાહની બદદાનત અને હરામ નિષ્ઠામાંથી બચી જવાને માટે દેખીતા કંગાળ ઘરમાં રહેછે, અને બાહારથી ગરીબાઇનો ઢોંગ કરેછે, અને પોતાના અંદરના અને રક્ષિત થએલા એકાંતવાસમાં રહી દ્રવ્યનો સઘળો દેખાવ સાચવી રાખેછે.

જેમ સઘળા પુરૂષોમાં એ હાજર હોયછે, તેમ જીવનના દરેક કાળમાં પણ તે હાજર હોયછે. બાળક પુરૂષમાં પણ તે કયારનો પુખ્ત હોયછે. મારા છોકરાની સાથે કામ પડતી વખતે મારૂં લાટીન અને ગ્રીક, મારી પ્રવીણતા અને મારૂં દ્રવ્ય, મને કાંઇ કામ લાગતાં નથી; પરંતુ જેટલો આત્મા મારામાં હોયછે, જેટલું ચૈતન્ય મારામાં હાજર હોયછે, તેટલાંજ તે મને કામ લાગેછે. જો હું જીદ્દી થાઉંછું તો તે પણ બદલોબદલ, મારી જીદ સામે તેની પોતાનીજ જીદ પકડી રાખેછે, અને જો મારી મરજી થાય તો સામર્થ્યની મારી શ્રેષ્ટતાવડે તેને મારવાની ભ્રષ્ટતાની તક મને પૂરી પાડેછે. પણ જો મારી જીદને હું તજી દઉંછું, અને અમારા બેની વચ્ચે આત્માને ત્રાહિત નીમીને, જો હું એની વતી કામ કરૂંછું તો, એજ આત્મા એની બાળકીય આંખોમાંથી મારા સામું જુએ છે; મારી સાથે એ પણ પૂજ્ય ગણી એનાપર પ્રેમ રાખેછે.

આત્માજ સત્યનો જોનાર અને પ્રકાશક છે. નાસ્તિક અને નિંદક લોકો મરજીમાં આવે તેમ ભલે બોલે, તથાપિ આપણે જ્યારે સત્યને જોઇએ છીએ ત્યારે તેને

ઓળખીએ છીએ. તેમની મરજી જે સાંભળવાની નથી તે જ્યારે તમે બોલોછો, ત્યારે બેવકુફ લોકો તમને પૂછે છે: "તમે કેવી રીતે જાણોછો કે તે સત્ય છે? અને તેમાં તમારી પોતાની ભૂલ કેમ જાણ્યું કે નથી થતી?" જ્યારે આપણે જાગૃત હોઇએ છીએ, ત્યારે આપણે જેમ જાણીએ છીએ કે આપણે જાગૃત છીએ, તેમ જ્યારે આપણે સત્ય જોઇએ છીએ, ત્યારે માન્યતાવડે આપણે જાણીએ છીએ કે એ સત્ય છે. "મરજીમાં આવે તેનું દૃઢીકરણ કરવાને કોઇ પણ મનુષ્ય શક્તિમાન થાય, એ તેની સમજશક્તિની કાંઇ સાબીતિ નથી; પણ જે સાચું છે તે સાચું છે, અને જે જૂઠું છે તે જૂઠું છે, એમ જાણવાને શક્તિમાન થવું, એજ બુદ્ધિની નિશાની અને સંજ્ઞા છે-" આ એક વાક્યથીજ જેની બુદ્ધિની શ્રેષ્ટતા જણાઇ આવેછે એવા સ્વીડનબર્ગનું એ ભવ્ય વાક્ય હતું. જે ગ્રંથ હું વાંચુ છું તેમાં સમાએલો ઉત્તમ વિચાર, દરેક સત્યની પેઠે, આખા આત્માની પ્રતિમા મને પાછી આપે છે. એજ આત્મા સર્વને ઓળખી કાઢતી, તારવી કાઢતી, તલવાર બનેછે, અને જે વિચાર તેમાં ખરાબ માલમ પડેછે તેને કાપી નાખી એક કોરે ફેંકી દેછે. આપણે જાણીએ છીએ તેના કરતાં આપણે વધારે ડાહ્યા છીએ. જો આપણે આપણા વિચારની વચમાં પડીએ નહિ, પણ સમસ્ત ચૈતન્યને એકત્ર કરી કાર્ય કરીએ, અથવા પરમેશ્વરમાં વસ્તુ કેવી રીતે રહેછે તે જોઇએ, તો અમુક વસ્તુને આપણે જાણીએ છીએ, અને દરેક વસ્તુને અને દરેક માણસને ઓળખીએ છીએ. કારણકે સઘળી વસ્તુઓ અને સઘળાં મનુષ્યોનો બનાવનાર આપણી પછવાડે ઉભો રહેછે, અને આપણામાંથી વસ્તુઓ ઉપર પોતાની પ્રબળ સર્વજ્ઞતા ફેંકેછે, તેમના ઉપર પોતાની ભયંકર પ્રબળતા નાખેછે.

વ્યક્તિ પરત્વે બનતા અનુભવના અમુક પ્રવાસમાં તેનું પોતાનું જે છે તેની આ ઓળખાણ ઉપરાંત, એ સત્યને પણ પ્રકાશિત કરેછે. અને અહીંઆ આપણે તેની પોતાનીજ હાજરીથી મદદ મેળવવાનો, અને એ આગમનના વધારે ઉચ્ચ અને ઉત્કૃષ્ટ અવાજથી બોલવાનો, પ્રયત્ન કરવો જોઇએ. કારણકે સત્ય વિષે આત્માનું નિવેદન એ સૃષ્ટિમાં મોટામાં મોટો બનાવ છે, કારણકે એ વખતે પોતાના ખજાનામાંથી કાંઇક થોડોક ભાગજ એ આપતો નથી, પરંતુ પોતાના પંડનેજ એ આપી દેછે, અથવા જે માણસને એ પ્રકાશિત કરેછે તેમાં પોતે જઇ એ માણસજ પોતે બની જાયછે; અથવા તો જેટલા પ્રમાણમાં એ સત્યનું તે ગ્રહણ કરેછે, તેટલા પ્રમાણમાં તેને એ પોતાની નજીક લઇ જાયછે.

આત્માના નિવેદનને, તેની પોતાની પ્રકૃતિના પ્રાકટ્યને, 'ચમત્કાર' શબ્દવડે આપણે ઓળખીએ છીએ. ભવ્યતાના મનોવિકાર હમેશાં આની સાથે રહેલા છે. કારણકે આ નિવેદન એ આપણા અંતઃકરણમાં દિવ્ય અંતઃકરણનો અંતરપ્રવાહ છે. જીવનના સાગરનાં ઉછળતાં મોજાં આગળ મનુષ્યની નદીનો એ ઓટ છે. મધ્ય-બિંદુએ રહેલા આ આધિપત્યનો દરેક સ્પષ્ટ માનસિક આભાસ મનુષ્યોને ધાસ્તી અને આનંદથી ખળભળાવી મૂકેછે. નવા સત્યના ગ્રહણ સમયે, અથવા તો, જે મહાન્ કાર્ય કુદરતનાજ હૃદયમાંથી બાહાર આવેછે તે પાર પાડવાના સમયે, સર્વ મનુષ્યોમાંથી કંપારી છૂટી જાયછે–થરેરાટી વછુટી જાયછે. આ નિવેદનો સમયે, વસ્તુને જોવાની શક્તિ તેમને કરી નાખવાની વૃત્તિથી વિખુટી પડતી નથી, પણ પ્રેરણા આજ્ઞાંકિતપણાને લીધે આગળ આવેછે, અને આજ્ઞાંકિતપણું આનંદથી ભરપૂર માનસિક દર્શનવડે આગળ આવેછે. જ્યારે મનુષ્યને લાગેછે કે એ એનામાં દાખલ થાયછે, ત્યારે દરેક ક્ષણ યાદ રાખવા લાયક છે–નોંધી લેવા યોગ્ય છે. આપણા બંધારણના પ્રયોજનવડે, એ દિવ્ય હાજરીના અંતર્જ્ઞાન સમયે મનુષ્યમાં એક જાતનો ઉત્સાહિત પરમાનંદ આવેછે. મનુષ્યની અવસ્થાને અનુસાર, આ પરમાનંદનો સ્વભાવ અને ટકાવ ભિન્ન ભિન્ન હોયછે; તલ્લીન પરમાનંદ, અને સમાધી અને ભવિષ્યસૂચક ઇશ્વર પ્રેરણા—જે બહુજ ક્વચિત્ દેખાય છે–ત્યાંથી તે, સદ્ગુણમય મનોવૃત્તિઓના ઝાંખામાં ઝાંખા ઝબકારા સુધી પણ એ દેખાય છે; અને તે સ્વરૂપમાં, શિયાળાની સગડીની પેઠે, આપણા કુટુંબને અને આપણી સઘળી સોબતને એ પ્રદીપ્ત કરેછે, ઉન્નત કરેછે, અને જન-સમાજને શક્ય બનાવે છે. કેમ જાણે પ્રકાશની પુષ્કળતાથી તેઓ ફસાઇ પડ્યા હોય–ચીરાઇ ગયા હોય, તેમ મનુષ્યમાં ધાર્મિક જ્ઞાનની સમજની શરૂઆત સમયે એક જાતનો દીવાનાપણાનો અંશ તેમનામાં હમેશાં રહેલો હોયછે. સૉક્રેટિસની સમાધીઓ, આર્ય મહર્ષિઓના યોગ-દર્શનો, પોરફીરીનાં સ્વપ્ન-દર્શન, પૉલનું ધર્મ-રૂપાંતર, જ્યૉર્જ ફૉક્ષ અને તેના અનુયાયીઓનો શરીરકંપ, સ્વીડનબર્ગનો આંતરિક પ્રકાશ, આ સઘળાં આ જાતનાં દૃષ્ટાંત છે. આ પ્રસિદ્ધ પુરૂષોના સંબંધમાં જે પરમાનંદયુક્ત ઉત્સાહ હતો, તે સાધારણ જીંદગીના અગણિત દૃષ્ટાંતોમાં એથી ઓછી ચમત્કારીક રીતે દૃશ્ય થાયછે. દરેક સ્થળે ધર્મનો ઇતિહાસ ઉન્માદની અવસ્થાનું વલણ તેને હતું એમ બતાવી આપેછે. મોરેવિઅન અને કવાએટિસ્ટ વચ્ચેનો વિષાદ; નવા જેરૂસેલમની ભાષામાં, **શબ્દના** ગર્ભિત અર્થની

શરૂઆત; ખ્રિસ્તિ દેવળોની પુનઃસ્થાપના; નિત્ય-નિયમીઓના **અનુભવો**; એ સઘળાં જે ધાસ્તી અને આનંદથી મનુષ્યનો આત્મા હમેશાં સાર્વત્રિક આત્મા સાથે મળેછે તેની કંપારીનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ છે.

આ ચમત્કારોનો પ્રકાર પણ એજ છે; સ્વયંભૂ કાયદાનાં એ આંતરિક જ્ઞાન છે. આત્માના પોતાનાજ પ્રશ્નના એ સમાધાન છે. સમજશક્તિ જે પ્રશ્નો પૂછેછે તેનો ઉત્તર તેઓ આપતા નથી. શબ્દવડે આત્મા કદિ પ્રત્યુત્તર આપતો નથી, પણ જે વસ્તુની શોધ કરવામાં આવેછે તે વસ્તુ આપણી નજર આગળ એ પ્રત્યક્ષજ કરી દેછે.

ચમત્કાર એ આત્માનું પ્રકાશન છે. ચમત્કાર વિષે લોકોની સમજ એવી છે કે ભવિષ્યની વાતોનું એ કથન છે; મનુષ્યની આબાદીની સૂચના તેમાંથી મળેછે. આત્માની વીતેલી દિવ્ય વાણીમાંથી બાહ્ય પ્રશ્નોનો પ્રત્યુત્તર મેળવવાનો પ્રયત્ન સમજ શક્તિ કરેછે; અને માણસો કેટલા લાંબા વખત સુધી હયાત રહેશે, તેમના હાથ શું શું કામ કરશે, અને તેમના સોબતી કોણ કોણ થશે, અને તેમાં નામ, તારીખ, અને સ્થળોનો વધારો કરીને પરમેશ્વર પાસેથી લઇને કહેવાનું એ માથે લે છે. પણ કોઇ તાળાં આપણે પરાણે તોડી નાખવાં ન જોઇએ. આ અધમ જીજ્ઞાસાને આપણે અંકુશમાં રાખવી જોઈએ. શબ્દોમાં જે પ્રત્યુત્તર રહેલાછે તે ભ્રાંતિજનક છે; તમે જે પ્રશ્નો પૂછોછો તેનો પ્રત્યુત્તર ખરૂં જોતાં એ નથી. જે પ્રદેશો તરફ તમે વાહાણો હંકારી જાઓછો તેમનું વર્ણન તમે ન માગો. જે વર્ણન તમને મળેછે, તે તેમનું ખરૂં સ્વરૂપ તમને વર્ણવી આપતું નથી; પરંતુ કાલે તમે પોતેજ ત્યાં આવી પહોંચો, અને તેમાં રહીને તમે તમારા પોતાના પરિચય વડે તેમને જાણો. આત્માના અમરત્વ વિષે, સ્વર્ગની સ્થિતિઓ વિષે, દુષ્ટની દશા વિષે, અને એવી એવી બાબતો વિષે મનુષ્યો પ્રશ્નો પૂછેછે. તેમને એવાં સ્વપ્નમાં પણ આવેછે કે જીસસ પણ બરાબર આ પ્રશ્નોનોજ પ્રત્યુત્તર મૂકી ગયો છે. એ ભવ્ય આત્મા એક પળ પણ તેમની નીચ ભાષામાં બોલ્યો નથી. સત્યતાની સાથે, પ્રેમ, ન્યાય અને આત્માની સિદ્ધિઓ સાથે, નિત્યતાની ભાવના ખાસ કરીને સંબદ્ધ થએલી છે. આ નીતિમય ભાવનામાં જીવન ગાળતો, બાહ્ય પ્રારબ્ધનો બેદરકાર અને માત્ર આનાજ પ્રાકટ્યની સંભાળ રાખતો, એવો જે જીસસ તેણે આ સિદ્ધિઓના તત્વમાંથી ટકાવની—નિત્યતાની ભાવનાને કદિ જુદી પાડી નથી, તેમ આત્માની નિત્યતા વિષે એક શબ્દ પણ એ ઉચર્યો નથી. નીતિમય તત્વોમાંથી નિત્યતાને જુદી પાડવાનું, અને મતાંતર તરીકે

આત્માના અમરત્વનો ઉપદેશ આપવાનું અને પૂરાવાની સાબીતિથી તેને ટકાવી રાખવાનું, કામ તો તેના શિષ્યોનું હતું. જે ક્ષણે આત્માના અમરત્વનો સિદ્ધાંત જૂદો પાડી પ્રબોધિત કરવામાં આવેછે, તેજ ક્ષણે મનુષ્ય તુરતજ ભ્રષ્ટ થઇ જાયછે. પ્રેમના વહનમાં, દીનતાની ભક્તિમાં, નિરંતરતાનો કાંઇ સવાલ નથી. ઇશ્વરની પ્રેરણાથી પ્રબોધિત થએલો કોઇ પણ માણસ આ પ્રશ્ન પૂછતો નથી, અથવા તો માન મૂકી પોતાનું ઉચ્ચસ્થાન છોડી આ પૂરાવામાં ઉતરતો નથી. કારણકે આત્મા પોતે પોતાને સાબીત છે, અને જે મનુષ્યમાં એ ચોતરફ પ્રકાશે છે, તે મનુષ્ય અનંત વર્તમાનકાળને મૂકી અંતવાન ભવિષ્યમાં ભટકી શકે નહિ.

ભવિષ્ય વિષે જે પ્રશ્નો પૂછવાને આપણે ઇંતેજાર હોઇએ છીએ એવા આ પ્રશ્નો પાપની કબુલતજ છે. પરમેશ્વરની પાસે તેમને માટે કાંઇ પ્રત્યુત્તર નથી. વસ્તુઓના પ્રશ્નનો પ્રત્યુત્તર કોઇ પણ શબ્દોના સ્વરૂપમાં હોઇ શકે નહિ. આવતી કાલની હકીકતો ઉપર બુરખો ઢંકાએલો રહેછે, તેનું કારણ ઇશ્વરની આપખુદી વ્યવસ્થામાં નથી, પણ મનુષ્યના સ્વભાવમાં છે; કારણકે, કારણ અને કાર્યની લીપિ સિવાય કોઇ પણ સંજ્ઞા આત્મા આપણને ઉકેલવા દેશે નહિ. આ બુરખો કે જેનો પડદો બનાવોને ઢાંકી દેછે તેના વડે, મનુષ્યના બાળકોને આજનાજ દિવસમાં રહેવાનો ઉપદેશ એ આપેછે. ઇંદ્રિયોના પ્રશ્નોનો પ્રત્યુત્તર મેળવવાનો માત્ર એકજ રસ્તો એ છે કે સઘળી અધમ જીજ્ઞાસાને આપણે પડતી મૂકવી ; અને અસ્તિત્વની જે ભરતી કુદરતના ગુપ્ત ભેદમાં આપણને લઇ જાયછે તેનો સ્વીકાર કરીને આપણે કાર્ય કરવું અને જીવવું, આપણે કાર્ય કરવું અને જીવવું, અને એકદમ અચાનક આગળ વધતા આત્માએ નવી સ્થિતિનું શોધન કરી પોતાને માટે એ બાંધી હોયછે, અને પ્રશ્ન અને ઉત્તર એકજ છે ; પ્રશ્ન વખતેજ ઉત્તર છે.

સ્વર્ગીય, સચેતન, અને પવિત્ર કરે એવા એજ પ્રદીપ્ત અગ્નિવડે, અને જે, જ્યાં સુધી બધી વસ્તુને પ્રકાશના સમુદ્રનાં મોજાં અને લહરીઓમાં ઓગાળી નાખે ત્યાં સુધી બળ્યા કરેછે, તેના વડે, આપણામાંથી દરેકમાં કયું ચૈતન્ય છે, તે આપણે જાણીએ છીએ ; અને એક બીજાને એથી ઓળખી કાઢીએ છીએ. પોતાના મિત્ર મંડળના કેટલાક આદમીઓના સ્વભાવના પોતાના જ્ઞાનનાં કારણો કોણ કહી શકેછે? કોઇ પણ નહિ. છતાં તેમના કાર્યમાં અને શબ્દોમાં, આપણે તેમના વિષે જે અભિપ્રાય બાંધ્યો હોયછે તે નિષ્ફળ જતો નથી. એક માણસ ઉપર,

જો કે તેના વિષે કાંઇ પણ ખરાબ તે જાણતો નહોતો તથાપિ, તેણે કાંઇ પણ વિશ્વાસ રાખ્યો નહિ. અને બીજાને, જો કે એને તે ક્વચિતજ મળ્યો હતો, તથાપિ કેમ જાણે કે તેને તેના પોતાનાજ સ્વભાવ સાથે કાંઇક સંબંધ હોય એમ તેનાપર ભરોસો રાખી શકાય, એમ બતાવી આપે એવી ખરેખરી સંજ્ઞાઓ નીકળી ચુકી હતી. આપણે એક બીજાને સારી રીતે પીછાણીએ છીએ,-આપણામાંથી પોતાને ન્યાયી કોણ છે, અને જેનો ઉપદેશ આપણે કરીએ છીએ, અથવા જે આપણે નીહાળીએ છીએ, તે માત્ર આપણી ઉચ્ચ અભિલાષા છે કે આપણો પ્રમાણિક પ્રયાસ પણ છે, તે આપણે સારી પેઠે સમજીએ છીએ.

આપણે સઘળાં ચૈતન્યોના નિરિક્ષક છીએ. એ શાસ્ત્રીય જ્ઞાન આપણા જીવનમાં, અથવા જે શકિતનું જ્ઞાન આપણને નથી તેમાં, રહેલું છે. જન-મંડળનો વ્યવહાર-તેનો વેપાર, તેનો ધર્મ, તેની મૈત્રીઓ, તેના વિગ્રહો,-એ સર્વ પ્રકૃતિનું ન્યાયયુકત એક વિશાળ નિરૂપણ છે. ભર અદાલતમાં કે પંચની નાની સભામાં, અથવા તોહમતદાર અને તોહમત મૂકનાર કે વાદી પ્રતિવાદી બંને એક બીજાની સમક્ષ હોય ત્યારે, મનુષ્યો પોતાનો નિર્ણય કરાવવાને આગળ આવેછે. તેમની મરજી વિરૂદ્ધ પણ જેના વડે સ્વભાવ વંચાઇ જાયછે એવી નિશ્ચયાત્મક નિર્જીવતાને તેઓ દૃશ્ય કરેછે, પણ નિર્ણય કોણ કરેછે? અને શો નિર્ણય કરેછે? આપણી સમજશકિત તો નથી કરતી, વિદ્વત્તા કે હુનર વડે આપણે તેને ઉકેલતા નથી. નહિ; ડાહ્યા માણસોનું ડાહાપણ તો આમાંજ સમાએલું છે કે તેનો નિર્ણય એ કરતો નથી; તેમનો નિર્ણય તેમને પોતાનેજ એ કરવા દે છે, અને એતો તેમનો પોતાનો નિર્ણય વાંચીને માત્ર નોંધી રાખેછે.

આ અટળ પ્રકૃતિવડે કરીને, આપણી પોતાની ગુપ્ત વૃત્તિ બળહીન બની જાયછે, અને આપણા ગમે તેવા પ્રયત્નો છતાં, આપણી ગમે તેવી અપૂર્ણતા છતાં, તમારૂં ચૈતન્ય તમારામાંથી વહશે, અને મારૂં મારામાંથી વહશે. સ્વેચ્છાથી નહિ, પણ એની મેળેજ, જે આપણે છીએ તેનો ઉપદેશ આપણાથી અપાઇ જશે. જે દ્વારો આપણે કદિ પણ ઉઘાડા નહોતા મૂક્યા તેમાં થઈ આપણા અંતઃકરણમાં વિચારો પ્રવેશ કરેછે, અને રાજી ખુશીથી કદિ આપણે ઉઘાડા નથી રાખતા એવા દ્વારમાં થઇ આપણા અંતઃકરણમાંથી વિચારો ચાલ્યા જાયછે. આપણા મસ્તક ઉપર રહી આપણી પ્રકૃતિ ઉપદેશ આપેછે. મનુષ્યનો આત્મા જે વલણ પકડે છે તેમાં સાચા સુધારાનું ખરેખરૂં સૂચિ-પત્ર છે. તેનું વય, તેની

કેળવણી, તેની સોબત, તેના ગ્રંથો, તેનાં કાર્યો, તેની યુક્તિઓ, કે એ સઘળાં સાથે, તેમાંનું કોઇ તેના પોતાના કરતાં વધારે શ્રેષ્ટ ચૈતન્યને માન આપતાં તેને અટકાવી શકશે નહિ. પરમેશ્વરમાં એનું ઘર જો એને માલમ નથી પડયું, તો પછી તેની રીતભાત, બોલવાના તેના પ્રકાર, તેના વાક્યોનું સ્વરૂપ, અને તેના સઘળા અભિપ્રાયોનો મરોડ, એ સઘળાં ગમે તેટલો તેમને એ છુપાવે તોપણ, તેમની મેળેજ એની મરજી નહિ છતાં પણ કબુલ કરાઈ જશે. પરંતુ તેનું મધ્યબિંદુ જો એને મળ્યું હોયછે, તો તેનામાંથી અગ્નિ પ્રકાશે છે, અજ્ઞાનતાના, પ્રતિકૂળ પ્રકૃતિના અને અયોગ્ય સ્થિતિના સઘળા વેષમાંથી એ દૈવતા ઝળકે છે. પૂછવાનો મરોડ એક વસ્તુ છે, અને તે વસ્તુ પોતાની પાસે હોવાનો મરોડ બીજી વસ્તુ છે.

હરબર્ટ જેવા અને પોપ જેવા કવિઓની વચ્ચે-સ્પિનોઝા, કાન્ટ અને કૉલેરિજ જેવા ફિલસુફો અને લૉક, પેલે, મેકિન્ટોશ, અને સ્ટુવર્ટ જેવા ફિલસુફોની વચ્ચે-જે મનુષ્યો વાતચિતમાં પ્રવીણ ગણાય છે એવા દુનિયા-દારીનાં વ્યવહારીક માણસો અને કહીંક કહીંકથી મળી આવતા, પોતાના વિચારની અગાધતા નીચે રહીને અરધું ગાંડા જેવું ભવિષ્ય ભાખતા કોઇ કોઇ ઉત્સાહી સંતની વચ્ચે, તે સિવાય પણ ધર્મના, અને સાહિત્યના બીજા ઉપદેશકોની વચ્ચે મોટામાં મોટો ભેદ એ છે કે, એક વર્ગ હકીકતના સહભાગી અને તેને કબજે રાખનારા તરીકે, જે બોલેછે તે અનુભવમાંથી કે અંતરમાંથી બોલેછે; અને બીજો વર્ગ, માત્ર જોનાર તરીકે, અથવા તો ત્રીજા ધણી પાસેથી જેને માટે હકીકતોનો પૂરાવો મળ્યો છે એવા જ્ઞાની તરીકે, બાહારથી બોલેછે.* એ પ્રમાણે મને બાહારથી ઉપદેશ આપવો એ મારી પાસે ચાલવાનું નથી. એ તો ઘણી સેહેલાઇથી હું પોતે પણ કરી શકું તેમ છું. જીસસ હમેશાં અંતરમાંથીજ બોલેછે અને એવી રીતે બોલેછે કે

---

*આપણા ઘણા ખરા ધર્મપંથોમાં પણ આ ભેદ દેખીતો છે. વલ્લભાચાર્યે, સ્વામી સેહેજાનંદ, સ્વામી માધવાનંદ, મહાત્મા બુદ્ધ, વિગેરે મૂળ પ્રવર્ત્તકોતો કોઇ અલૌકિક સ્વરૂપ હતા, એ તો નિઃસંશય છે. પરંતુ તેમની છાયારૂપ સમાજેની સ્થાપિત થએલી ગાદીએ આવનારા તેમના વારસો કે શિષ્યોમાં આ માનસિક સર્વોત્તમતાનો અંશ નથી હોતો; બહુતો તેઓ બહુશ્રુત અને વિદ્વાન હોયછે, અને તે પણ બધા નથી હોતા. જ્યાં એટલા લાભંથી પણ કહેવાતા ધર્મગુરૂઓ બેનસીબ રહેછે, ત્યાં તેમની પોતાની અધોગતિ અને જન-મંડળની દુર્દશા પ્રસક્ષ છે.

બીજા બધા કરતાં એ ચડી જાયછે. એમાંજ ચમત્કાર છે. મને આગળથીજ ખબર છે કે એ એવુંજ હોવું જોઇએ. આવા ઉપદેશકના દેખાવની સઘળાં માણસો નિરંતર આતુરતાથી રાહ જોયાં કરેછે. જેના વિષે શબ્દ સૂચના કરેછે તેની સાથે એકાકાર થઇ જતો જ્યાં શબ્દ છે ત્યાંથી, બુરખા નીચે રહેલા અંતરમાંથી, જો કોઇ પણ માણસ બોલતો ન હોય તો, ધીમેથી તેને એ કબુલ કરવા ઘો.

એજ સર્વજ્ઞતા મનમાં પણ વહેછે; અને જેને આપણે મહા બુદ્ધિ કહીએ છીએ તે એ બનેછે. દુનિયાના ડાહાપણનો ઘણોખરો ભાગ ડાહાપણ નથી, અને અતિ પ્રકાશિત થએલો મનુષ્યનો વર્ગ બેશક સાહિત્યની ખ્યાતિ કરતાં શ્રેષ્ટ છે, અને તે લેખક નથી હોતો. વિદ્વાનના અને ગ્રંથકર્ત્તાના સમૂહમાં, પવિત્ર કરે એવી હાજરી આપણને જણાતી નથી. પ્રેરણા કરતાં ચતુરાઇ અને કરામતથી આપણે ત્યાં વધારે જ્ઞાત રહીએ છીએ. તેમનામાં પ્રકાશ હોયછે, અને કયાંથી એ આવેછે એ તેઓ જાણતા નથી, અને તેને તેઓ તેમનો પોતાનો કહેછે; તેમની યુક્તિ અતિશયોક્તિ પામેલી કોઇ માનસિક શક્તિ હોયછે, કોઇ અતિશય વધી પડેલો અવયવ હોયછે, જેથી કરીને તેમનું સામર્થ્ય એ રોગ હોયછે. આ દૃષ્ટાંતોમાં, બુદ્ધિની બક્ષીસો સદ્‌ગુણની કોઇ છાપ પાડતી નથી; અને આપણને લાગેછે કે સત્યમાં આગળ વધવાના રસ્તામાં મનુષ્યને તેનાં કૌશલ્ય નડે છે. પણ મહાબુદ્ધિ તો ધાર્મિક છે. સામાન્ય છાતીમાંથી વધારે ધાવવાનું એ પરાક્રમ છે. સામાન્ય હૃદયમાંથી વધારે ગ્રહણ કરવાની શક્તિ એ છે. એ વિલક્ષણ નથી હોતું, પરંતુ બીજા માણસો જેવું તેમાં ઓછું નહિ, પણ વધારે હોયછે. જે કૌશલ્ય તેઓ વાપરે છે તેના કરતાં પણ કાંઇક શ્રેષ્ટ હોય એવું મનુષ્યનું ડાહાપણ સઘળા મોટા કવિઓમાં હોયછે. ગ્રંથકર્ત્તા, બુદ્ધિમાન મનુષ્ય, પક્ષકાર, સુંદર ગૃહસ્થ, એ મનુષ્યમાં બનતાં નથી. હોમરમાં, ચૅાસરમાં, સ્પેન્સરમાં, શેક્સપીઅરમાં, અને મિલ્ટનમાં, માનુષ્ય પ્રકાશે છે. સત્યથી તેઓ સંતુષ્ટ રહેછે. સ્વતઃસિદ્ધ પ્રમાણ તેઓ વાપરે છે. હલકી પ્રતિના પણ સામાજીક લેખકોના જુસ્સાદાર ચિત્રણ અને ઉન્મત્ત મનોવિકારથી જેઓ ભભકી જાયછે એવાને તેઓ નિરૂત્સાહી અને મંદ જણાય છે. કારણકે સર્વને સજીવન કરતો જે આત્મા તેમનાં ચક્ષુદ્વારા નીહાળે છે, અને તેની બનાવેલી વસ્તુઓનાં વખાણ એ કરેછે, તે આત્માના સ્વતંત્ર પ્રવાહને છૂટો મૂકીને તેઓ કવિ બન્યા છે. આત્મા તેના જ્ઞાન કરતાં

શ્રેષ્ઠ છે; તેના કોઇ પણ કાર્ય કરતાં વધારે શાણો છે. મહા કવિ આપણા પોતાના દ્રવ્યની લાગણી આપણામાં ઉત્પન્ન કરેછે, અને એ વખતે આપણને તેની રચનાઓ વિષે થોડોજ વિચાર રહેછે. આપણા અંતઃકરણને તેનું સર્વોત્તમ નિવેદન તો તેણે જે જે કર્યું છે તેને ધિક્કારવાનું આપણને શીખવવામાં છે. તેના પોતાના દ્રવ્યને તુચ્છ ગણે તેટલા દ્રવ્યની સૂચના આપવા જેટલી બુદ્ધિમય ચંચળતાના ઉંચા શિખર સુધી શેકસપીઅર આપણને લઇ જાયછે; અને ત્યારે આપણને લાગેછે કે જે અદ્દભુત કાર્યોની ઉત્પત્તિ તેણે કરીછે, અને જેને બીજી ક્ષણે આપણે પોતાનાજ બળથી જીવતી–અમર કવિતા ગણી વખાણીએ છીએ, તે પર્વત ઉપરથી પસાર થતા મુસાફરની છાયા કરતાં વધારે મજબુત કબજાથી વાસ્તવિક કુદરતને વશ કરતી નથી. જે પ્રેરણા હૅમ્લેટ અને લિયરમાંથી બોલી શકી, તેજ પ્રેરણા દિવસોના દિવસો સુધી કાયમ બોલી શકે. કેમ જાણે કે જેની જીભમાંથી શબ્દ તરીકે હૅમ્લેટ અને લિયર પડયા એવો આત્મા આપણામાં ન હોય તેમ, તેમની ગણત્રી શામાટે ત્યારે મારે કરવી જોઈએ?

સંપૂર્ણ સ્વસ્થતા સિવાય બીજી કોઇ પણ શરતે આ સત્ત્વ મનુષ્યની જીંદગીમાં ઉતરતું નથી. સાદા અને દીન પાસે એ આવેછે; જે વિદેશીય છે, જે મગરૂબ છે, તેનો જે જે ત્યાગ કરેછે તેની પાસે એ આવેછે; પ્રેરણા તરીકે એ આવેછે; ભવ્યતા અને ગાંભીર્ય તરીકે એ આવેછે. જેનામાં એ વસેલું છે એવાને જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે ઉત્કૃષ્ટતાના નવા ક્રમની આપણને ખબર પડેછે. એપ્રેરણા થયા પછી, મનુષ્ય બદલાઇને બીજોજ થઇ જાયછે. મનુષ્યોના અભિપ્રાયની ખાતર તેમની સાથે એ વાત કરતો નથી. તેમને એ નાણેછે. સાદા અને શુદ્ધ થવાનું એ આપણી પાસેથી માગેછે. ફલાણા રાજાએ, રાણીએ કે કુંવરે તેને આમ કહ્યું કે કર્યું, તેનું વર્ણન કરીને દાંભિક મુસાફર પોતાના જીવનને વિભૂષિત કરવાનો પ્રયત્ન કરેછે. વળી કોઇ લોભી નીચ તેમના થાળી, વાટકા, વીંટીઓ અને ઘરેણાં તમને બતાવે છે, અને પોતાના માનમરતબા સાચવી રાખેછે. એથી વધારે કેળવાએલા, તેમના પોતાના અનુભવના તેમના વર્ણનમાં આનંદી અને કવિતામય કટકા વીણી કાઢે છે–જેવાં કે, રોમની મુલાકાત, જે જે મોટા માણસોને તેઓ મળ્યાં હોયછે તે તે, જે જે ઉંચા દરજ્જાના દોસ્તોને તેઓ ઓળખતા હોયછે તે તે; એથી પણ આગળ વધતાં, કદાચ, દૃષ્ટિ-મર્યાદાનું ભવ્ય ભૂમિ-ચિત્રણ, પાહાડી પ્રકાશ, પાહાડી વિચારો, જે તેમણે ગઇ કાલે અનુભવ્યાં હોયછે તે, અને તેમનાં જીવન ઉપર અદ્દભુત રંગ પાથરવાનો

પ્રયત્ન તેઓ કરતા જણાયછે. પણ જે આત્મા મહાન્ પરમેશ્વરની પૂજા કરવાને ઉંચો ચડેછે, તે તો સાદો અને વિશુદ્ધ હોયછે; એને ગુલાબી રંગ નથી હોતા, ભવ્ય ચિત્રો નથી હોતાં; એને કોઇ શૌર્ય નથી, કોઇ સાહસિક્તા નથી; વિસ્મયયુક્ત માન એ માગતો નથી; અત્યારે જે ક્ષણ જાયછે તેમાં, સાધારણ દિવસના સાત્વિક અનુભવમાં, એ રહેછે, કારણકે હાલની ક્ષણ અને નિર્જીવતા માત્ર પણ તેના વિચારને પારદર્શક અને પ્રકાશના સમુદ્રની શોષક થાયછે.

જે અંતઃકરણ ભવ્ય રીતે સાદું છે તેની સાથે વાત કરો, અને શબ્દની પકડા પકડી જેવું સાહિત્ય લાગેછે. એનાં સાદામાં સાદાં વાક્યો પણ લખી લેવાને યોગ્ય હોયછે, છતાં તેઓ એવાં સાધારણ હોયછે, એવી તો સામાન્ય વસ્તુઓ તેની નજરમાં એ હોયછે કે આત્માની અનંત ફળદ્રુપતામાંથી, જમીન ઉપરથી થોડાક પાંચીકા વીણવા જેવું અને જ્યારે આખી દુનિયા અને આખું વાતાવરણ આપણું છે ત્યારે તેમાંથી એક બાટલીમાં થોડીક હવા સંગ્રહી લેવા જેવું, એ જણાયછે. તમારા પોતાના પોશાકને એક કોરે ફેંકી દીધા સિવાય, સ્પષ્ટ સત્યથી, ચોખ્ખી કબુલતથી, અને સર્વજ્ઞ પ્રમાણથી મનુષ્યે મનુષ્યની સાથે વ્યવહાર રાખ્યા સિવાય, કશું ત્યાં જઇ શકશે નહિ, અગર તેના સિવાય બીજું કશું પણ તેના વર્તુળમાં તમને દાખલ કરશે નહિ.

આના જેવા આત્માઓ પરમેશ્વરની પેઠે તમારી સંભાવના રાખેછે; કાંઇ પણ પ્રશંસા કર્યા સિવાય તમારી બુદ્ધિને, તમારા ઔદાર્યને, તમારા સદ્દગુણને પણ,–એમ કહો કે તમારા કર્ત્તવ્યના કામને પણ, ગ્રહણ કરીને દેવ તરીકે દુનિયામાં તેઓ ફરેછે, કારણકે તમારા સદ્દગુણને તેમના પોતાનાજ લોહી તરીકે તેઓ કબુલ કરેછે, તેમના પોતાના જેવાજ બાદશાહી, અને દેવોના પિતા તરીકે, તેઓ સ્વીકારે છે. પરંતુ એક બીજાની ખુશામત કરીને જે આનંદ ગ્રંથકર્ત્તાઓ મેળવે છે, અને એક બીજાને માઠું લગાડે છે, તેના ઉપર તેમનો આ સજાતીય વિશુદ્ધ દેખાવ કેવો ઠપકો નાખેછે! આ આત્માઓ ખુશામત નથી કરતા. ક્રૉમવેલને, ચાર્લ્સ બીજાને અને પેહેલા જેમ્સને જોવાને આ પુરૂષો જોવા જાયછે, તેથી મને આશ્ચર્ય ઉત્પન્ન નથી થતું, કારણકે તેમની પોતાની ઉચ્ચતામાં તેઓ રાજાના સવર્ગીય છે, અને દુનિયામાં વાતચિતની નીચી વલણથી તેમને મનમાં લાગી આવવું જોઇએ. રાજાઓને તેઓ હમેશાં દેવ-દૂત–ઇશ્વરના મોકલેલા થઇ પડવા જોઇએ, કારણકે હાજી હા કર્યા સિવાય, કોઇ પણ જાતની ખોટી સંમતિ આપ્યા સિવાય, રાજાને રાજા તરીકે તેઓ

મળેછે, અને વિરોધના, વિશુદ્ધ માનુષ્યના, સોબતના પણ, અને નવીન વિચારોના સંતોષ અને આલ્હાદ ઉચ્ચ સ્વભાવને તેઓ આપેછે. વધારે ડાહ્યા અને વધારે શ્રેષ્ટ માણસો બનાવી તેઓ તેમને મૂકી જાયછે. આના જેવા આત્માઓ આપણા અંતઃકરણમાં એવી લાગણી ઉત્પન્ન કરેછે કે ખુશામત કરતાં સત્યતા વધારે અનુપમ છે. તમારી સાથે વધારેમાં વધારે સત્યતા આચરે, એવી રીતે મનુષ્યો અને સ્ત્રીઓની સાથે તમે વ્યવહાર રાખો, અને તમને ઉડાવવાની તેમની સઘળી આશાને તમે તોડી પાડો. તમે આપી શકો તેમાંથી આ મોટામાં મોટી સ્તુતિ છે. મિલ્ટન કહેતો કે: "તેમની મોટામાં મોટી પ્રશંસા ખુશામત નથી, અને તેમની સાદામાં સાદી સલાહ એક જાતની સ્તુતિ છે."

આત્માના દરેક કાર્યમાં મનુષ્ય અને પરમેશ્વરનો સંયોગ અનિર્વચનીય છે. *સાદામાં સાદો માણસ, જે પ્રમાણિકતાથી-શુદ્ધ બુદ્ધિથી પરમેશ્વરને પૂજેછે તે, પોતેજ પરમેશ્વર બની જાયછે: છતાં હમેશાંને હમેશાં આ વધારે ઉત્તમ અને સાર્વત્રિક આત્માનો અંતર્પ્રવાહ નવીન અને અશોધ્ય રહેછે. વિસ્મયતા અને ધાસ્તીની પ્રેરણા બીજામાં એ ઉત્પન્ન કરેછે. આપણી ભૂલો અને નિરાશાના ચાઠાંને ભુંસી નાખતા, અને એકાંત જગામાં વસતા એવા પરમેશ્વરની ભાવના મનુષ્યોના અંતઃકરણમાં કેવી પ્રિય, કેવી શાંતિજનક, ઉત્પન્ન થાયછે! સામાન્ય લોક-વિચારના દેવને જ્યારે આપણે નષ્ટ કરશું, અલંકાર શાસ્ત્રના આપણા દેવથી જ્યારે આપણે અળગા થશું, ત્યારે પરમેશ્વર પોતાની હાજરીથી હૃદયને

---

* શ્રીમદ્ ભગવદ્ગીતામાં આ ઉપદેશ સ્થળે સ્થળે છે. જુઓ, શ્રીકૃષ્ણ પરમાત્મા કહેછે કે;—

देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि॥

દેવને પૂજનારા દેવને પામેછે અને મને પૂજનારા મને પામેછે.

(અધ્યાય ૭મો. શ્લોક ૨૩મો.)

વળી બીજે સ્થળે કહેછે કે:—

मन्मना भव मद्भक्ता मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायण : ॥

મારા મય મનકર, મારો ભક્ત થા, મારૂં ભજન કરતો થા, મને નમ, એમ મારામાં પરાયણ રહી આત્માને યોજતાં તું મનેજ પામશે.

(અધ્યાય ૯મો. શ્લોક ૩૪મો.)

તેજસ્વી કરશે. હૃદયનું પોતાનું બેવડા વધવાનું એ પરાક્રમ છે; અરે, દરેક બાજુએ નવીન અનંતતા સુધી વિસ્તાર પામવાની શક્તિ સહીત હૃદયનું અનંત વિસ્તરણ એ છે. મનુષ્યના અંતઃકરણમાં એ સચોટ વિશ્વાસ ઉત્પન્ન કરેછે. અંતઃકરણનો નિશ્ચય એને નથી હોતો, પણ સર્વોત્તમતાજ સત્યતા છે–એવું સાક્ષાત દર્શન એને થાયછે, અને એ વિચારને લીધે કવચિત્ કવચિત્ પડતા સઘળા સંશયોને અને ધાસ્તીઓને સેહેલાઇથી તે રૂખસદ આપી શકે, અને તેના પોતાના ઉખાણુાના ખૂલાસાને વખતના અચૂક પ્રકાશન સુધી મુલત્વી રાખે. એને ખાત્રી છે કે એનું શ્રેય અસ્તિત્વના હૃદયને પ્રિય છે. એના અંતઃ-કરણને દૃશ્ય થતા કાયદાની હાજરીમાં, તે એવાતો સમગ્ર વિશ્વાસથી ઉભરાઇ જાયછે કે તેના પ્રવાહમાં નાશવંત સ્થિતિની સ્થાયીમાં સ્થાયી યુક્તિઓને અને રાખી મૂકેલી સઘળી આશાને એ ઘસડી લઇ જાયછે. એ માનેછે કે પોતાના શ્રેયમાંથી નાસીને એ છુટી શકે તેમ નથી. જે વસ્તુઓ વાસ્તવિક રીતે તારે માટે છે, તે તારા તરફ આકર્ષાય છે. તારો મિત્ર શોધવાને તું હડી કાઢેછે. તારા પગ ભલે દોડે; પણ તારા અંતઃકરણને દોડવાની જરૂર નથી. તને જો એ મળે નહિ, તો પછી તું કબુલ કરશે કે નહિ કે તને એ ન મળે તેજ સર્વોત્તમ છે? કારણકે એક શક્તિ એવી છે કે જે તારામાં જેવી રીતે છે તેવી રીતે તેનામાં પણછે, અને એટલા માટે, જો તેમાં તમારૂં શ્રેયજ રહેલું હોય તો, તેજ તમને સારી રીતે એકઠા મેળવી શકે. જેના તરફ તમારી બુદ્ધિ અને રસજ્ઞ-તાથી તમે આકર્ષાઓ છો એવા મનુષ્યના પ્રેમ અને કીર્ત્તિની આશાની સેવા કરવાની તમે આતુરતાથી તૈયારી કરોછો. જતાં અટકવાને તમે સરખીજ રીતે ખૂશી હો, તે સિવાય જવાનો તમને હક નથી, એ વિચાર તમને નથી આવ્યો? અરે, તમે જેમ જીવો છો તેમ, તમે માનો કે આખી દુનિયા ઉપર જે અવાજ થાયછે, તે જો તમારે સાંભળવાનોજ હશે તો તે તમારા કાન ઉપર આવીને અથડાશેજ! સહાય કે વિશ્રાંતિને માટે, દરેક કહેવત, દરેક ગ્રંથ, દરેક શબ્દ જે તારો છે તે પોતેજ, ખચીત સીધા કે વાંકાચુંકા રસ્તાથી તારે ઘેર પૂછતો પૂછતો આવશે. દરેક દોસ્ત કે જેની તૃષ્ણા તારી તુરંગી વૃત્તિને નહિ, પણ તારામાં રહેલા તારા મહાન્ અને કોમળ હૃદયને છે તે, તને બાથમાં ઘાલીને મળશે. અને આમ બનશેજ, કારણકે તારામાં રહેલું હૃદય સર્વનું હૃદયછે; કોઇ ઢાંકણ, કોઇ દીવાલ, કે કોઇ છેદન, ક્યાંઇ કુદરતમાં નથી, પરંતુ પૃથ્વીના આખા ગોળાનું પાણી જેમ એક આખો સમુદ્ર છે, અને ખરેખરી રીતે જોતાં, તેની

ભરતી એકજ છે, તેમ સઘળાં મનુષ્યોમાંથી અનંત ગતિમાં એકજ લોહી અવિચ્છિન્નપણે ઉછળે છે.

ત્યારે મનુષ્યને આખી કુદરતનો ચમત્કાર અને આખા વિચારનો પાઠ મોંહે કરવા ધો; એટલે કે, ઉંચામાં ઉંચુ એની સાથેજ વસેછે; જો તેના પોતાના અંતઃકરણમાં કર્ત્તવ્યની ભાવનાજ હોય તો, કુદરતનાં ઉત્પત્તિસ્થાન ત્યાંજ છે. પણ મહાન્ પરમેશ્વર શું બોલેછે એ તેને જાણવું હોય તો, જીસસ જેમ કહેતો તેમ, તેણે તેની ઓરડીમાં જઇ બારણા બંધ કરવાં જોઇએ. બાયલાની પાસે પરમેશ્વર પોતે કદિ પ્રત્યક્ષ દેખાતો નથી. બીજાં મનુષ્યોની ભક્તિના સઘળા અવાજમાંથી પોતાના પંડને એકકોરે રાખીને એણે પોતાનુંજ વિશેષે કરીને સાંભળવું જોઇએ. એણે જ્યાંસુધી પોતાની પ્રાર્થનાઓ ન કરી હોય, ત્યાંસુધી તેમની પ્રાર્થનાઓ પણ એને ઇજાકારક છે. માનનારાઓની સંખ્યા ઉપર આપણા ધર્મનો આધાર અધમ રીતે રહેછે. જ્યારે જ્યારે સંખ્યાઓને અપીલ કરવામાં આવેછે—પછી ગમે તેવી આડકતરી રીતે હોય તોપણ—ત્યારે ત્યારે એજ વખતે ઢંઢેરો ત્યાંને ત્યાં પીટાય છે કે ધર્મ નથી. જેને પરમેશ્વર એ મધુર, સર્વને વીંટાઇ વળતો વિચાર લાગેછે, તે પોતાના સાથની કદિ ગણત્રી કરતો નથી. એની હજુરમાં જ્યારે હું બેસું છું, ત્યારે અંદર આવવાની કોની હિંમત ચાલશે ? જ્યારે હું સંપૂર્ણ દીનતામાં રહુંછું, જ્યારે હું વિશુદ્ધ પ્રેમથી પ્રદીપ્ત થાઉંછું, ત્યારે કાલ્વીન અને સ્વીડનબર્ગ જેવા સંતો પણ શું કહી શકશે ?

એકને અપીલ કરો કે વધારેને અપીલ કરો, તેથી તેમાં કાંઇ ભેદ પડતો નથી. જે આસ્થાનો આધાર પૂરાવા ઉપર હોયછે, તે આસ્થા નથી. પુરાવાપરનો આધાર ધર્મના અસ્તનું અનુમાન બાંધેછે, તેમાંથી આત્મા ખસી ગયોછે એવી અટકળ કરેછે. ઇતિહાસના ઘણા સૈકા સુધી મનુષ્યોએ જીસસને જે પદવી આપેલી છે, તે પ્રમાણની—પુરાવાની પદવીછે. એમાં તેમનાજ ગુણનું લક્ષણ જણાઇ આવેછે. અવિનાશી હકીકતોને એ બદલાવી શકે તેમ નથી. આત્મા મહાન્ છે, સાદો છે. એ કોઈ ખુશામતીઓ નથી; એ કોઇનો અનુયાયી નથી; એ પોતા સિવાય બીજાને અપીલ કરતો નથી. એને એના પોતામાં વિશ્વાસ છે. સઘળો અનુભવ માત્ર, ગત થએલું આખું જીવન-વૃત્તાંત, ગમે તેવું નિષ્કલંકી અને પવિત્ર હોય તોપણ, મનુષ્યની વિશાળ શક્યતાઓ આગળ પાછાં હઠી જાયછે. જે સ્વર્ગને આપણી પૂર્વ-ભાવનાઓ આપણને આગળથી

બતાવી આપેછે તેની આગળ, જે જીંદગીને આપણે જોઇ હોયછે અથવા જેના વિષે આપણે વાંચ્યું હોયછે તેના કોઇ પણ આકારને આપણે સેહેલાઇથી વખાણી શકીએ નહિ. આપણામાં મહાન્ પુરૂષો થોડા છે એવું આપણે દૃઢતાથી કહીએ છીએ, એટલુંજ નહિ, પરંતુ ખચીત બોલતાં, આપણામાં મહાન્ પુરૂષ કોઇ નથી; અને આપણામાં એવો કોઇ ઇતિહાસ નથી, રહેવાની રીતની કે સ્વભાવની એવી કોઇ નોંધ નથી, કે જે આપણને સંપૂર્ણ રીતે સંતોષ પમાડે. જેને સંતો અને અર્ધ-દેવ ગણી ઇતિહાસ પૂજેછે, તેમને જરાતરા છૂટ આપીને સ્વીકારવાની આપણને જરૂર પડેછે. જોકે એકાંતને સમયે તેમની યાદદાસ્તમાંથી આપણે નવું સામર્થ્ય પ્રાપ્ત કરીએ છીએ, પરંતુ અવિચારી અને સામાન્ય લોકો જેવી રીતે તેમને આપણા લક્ષ ઉપર લાવેછે, તેવી રીતે ઠસાવતાં તો, તેઓ પરાણે પેસી કંટાળો આપેછે. આત્મા પોતાના આખા, અવિચ્છિન્ન અને વિશુદ્ધ પંડનેજ જે એકાંતિક, અપૂર્વ અને વિશુદ્ધ છે તેને આપી દેછે, અને એટલાજ માટે તે ખૂશીથી તેમાં વસેછે, તેને દોરેછે, અને તેમાંથી બોલેછે. ત્યારેજ તે આનંદી, યુવાન અને ચંચળ બનેછે. એ ડાહ્યો નથી, પણ સઘળી વસ્તુમાંથી એ જુએછે. એ ધાર્મિક નથી કહેવાતો, પણ એ નિર્દોષ છે. એ પ્રકાશને પોતાનો કહેછે, અને એને લાગેછે કે તેના સ્વભાવ ઉપર જેનો આધાર છે એવા અને તેનાથી ઉતરતા કાયદાવડે ઘાસ ઉગેછે, અને પથ્થર પડેછે. જુઓ! એ કહેછે કે હું મહાન્—સાર્વત્રિક અંતઃકરણમાં જનમ્યો છું. હું કે જે અપૂર્ણ છું તે, મારી પોતાની સંપૂર્ણતાને પુજાુંછું. હું ગમે તે રીતે પણ મહાન્ આત્માનો ગ્રાહક થાઉંછું, અને તેને લીધે સૂર્ય અને તારાને હું ઉંચી જગાએથી જોઉંછું, અને જે રૂપાંતર પામી જતા રહેછે, એવા તેઓ સુંદર અકસ્માત અને પરિણામ છે એમ મને લાગેછે. અમર કુદરતોનાં મોજાં વધારે ને વધારે મારામાં આવતાં જાયછે, અને હું મારા કાર્યોમાં અને લક્ષ્યમાં સાર્વજનિક અને માતુપી થતો જઉંછું. આવી રીતે હું વિચારની રેહેણીએ આવુંછું, અને એવા ઉત્સાહથી કાર્ય કરૂંછું, કે જે અમર રહેછે. આ પ્રમાણે આત્માને પૂજ્ય ગણતાં, અને પ્રાચીન સંતોના કહેવા પ્રમાણે, તેનું સૌંદર્ય અગાધ છે એમ શીખતાં, મનુષ્ય જોતાં શીખશે કે, જેને આત્મા ઉત્પન્ન કરેછે એવો અવિનાશી ચમત્કાર તે દુનિયા છે, અને અમુક વિસ્મયતાથી થોડોજ એ ચકિત થતો જશે; એ શીખશે કે કોઇ ઇતિહાસ નિંદ્ય નથી; આખો ઇતિહાસ પવિત્ર છે; અને કાળની કોઇક ક્ષણે આખું વિશ્વ એક

રજકણમાં દૃશ્ય થાયછે. હવે વધારેવાર તે ચીંથરા અને કટકા કાપલાની કલંકિત જીંદગી ગુંથશે નહિ, પરંતુ દિવ્ય પરમાત્મા એકતા સાથે એ રહેશે. તેની જીંદગીમાં જે સ્વચ્છંદી અને ભ્રષ્ટ છે તેમાંથી તે અટકી જશે, અને સઘળા સ્થળોથી, અને જે જે સેવા એ બજાવી શકશે તેનાથી, એ સંતુષ્ટ પામશે. જે વિશ્વાસ પરમેશ્વરને પોતાની સાથે રાખેછે, તેનાવડે બેદરકારીમાં રહી આવતી કાલની સામે શાંતતાથી એ થાયછે, અને એવી રીતે આખું ભવિષ્ય એના હૃદયને તળીએ ક્યારનું હોયછે.

## મન.

*Go, speed the stars of Thought,*
*On to their shining goals ;—*
*The sower scatters broad his seed,*
*The wheat thou strew'st be souls.*

જા, વિચારના તારાઓને તેમના પ્રકાશિત લક્ષ્ય ભણી જલદીથા દોડાવ ;–વાવનારો પોતાનું બીજ પોહોળું પોહોળું વેરેછે, તું જે ઘઉં વેરેછે તે આત્મા થાઓ.

રસાયની કોઠામાં દરેક પદાર્થ પોતાની ઉપરના પદાર્થ સાથે વીજળીનો અભાવ-સૂચક સંબંધ ધરાવે છે, અને પોતાની નીચેના પદાર્થ સાથે કેવળ અનન્ય સંબંધ ધરાવે છે. કાષ્ટને, લોઢાને અને મીઠાને, પાણી પીગળાવી નાખેછે ; પાણીને હવા મિશ્રિત કરી નાખે છે ; હવાનું પૃથ્થકકરણ વીજળીનો અગ્નિ કરી નાખેછે; પરંતુ મન, સર્વને પીગળાવી નાખે એવા પોતાના અનિવાર્ય સત્વમાં અગ્નિને, ગુરૂત્વાકર્ષણને, કાયદાને, રીતિને, અને એ સિવાય કુદરતના બારીકમાં બારીક નનામા સંબંધને પણ તાવી કાઢેછે. જે રચના કરવાવાળી બુદ્ધિ છે–જે સ્વત:કલ્પનાથી નવીન નવીન અદ્ભુત સૃષ્ટિના સમૂહ રચેછે, તે અદ્ભુત શક્તિની પછવાડે પણ મન રહેલું છે. સઘળાં કાર્ય અને સૃષ્ટિ-રચનાની પૂર્વે જે સાદી પણ અવર્ણનીય અને અનુપમ શક્તિ રહેલી છે

તે મન છે. ઘણી ખૂશીથી મનના સ્વાભાવિક ઇતિહાસને હું શાંત અનુક્રમમાં સ્પષ્ટ કરૂં, પણ એ વિમળ સત્વનાં પગલાં અને હદને સૂચિત કરવાને અત્યાર સુધીમાં કયો મનુષ્ય સમર્થ થયો છે? પ્રથમ પ્રશ્નો હમેશાં પૂછાવાના છે, અને બાળકના જીજ્ઞાસુપણાથી ડાહ્યામાં ડાહ્યો ફિલસુફ પણ ગુંચવાઇ જાયછે. કોઇ પણ વિભાગ પાડીને, જેવા કે તેના જ્ઞાનનો, તેની નીતિનો, તેના કાર્યોનો, એવા એવા વિભાગ પાડીને,—અંતઃકરણના કાર્યની વાત, જ્યારે તે વૃત્તિને ભાવનામાં અને જ્ઞાનને કાર્યમાં પીગળાવી નાખેછે ત્યારે, આપણે તે કેમ કરી શકીએ? દરેક બીજાનું રૂપ બની જાયછે. પોતેજ એકલું છે. એનું પ્રત્યક્ષ દર્શન આંખના દર્શન જેવું નથી, પરંતુ જણાએલી વસ્તુસાથે તેનો સંયોગ એ છે.

મન અને તેનું જ્ઞાન સામાન્ય કર્ણને ગહન સત્યની વિચારણા જણાવે છે. વખત અને સ્થિતિના, મારા અને તમારા, લાભ અને નુકસાનના,—આ સઘળાના વિચાર ઘણા માણસોના અંતઃકરણ ઉપર જુલમ ગુજારે છે. સઘળા સ્થાનિક અને આંગત સંબંધમાંથી, તમારામાંથી ચિંતન પામેલી વસ્તુને મન છૂટી પાડેછે, અને કેમ જાણે તેની હયાતી પોતાને માટેજ હતી, એવી રીતે તેને પારખી કાઢેછે. વૃત્તિઓને, ગાઢ અને રંગીન, ધુમ્ર સમૂહ જેવી § હિરેકિલટસ ગણતો હતો. સારી અને નરસી વૃત્તિઓના ધુમસની વચ્ચે થઇને સીધી લીટીમાં આગળ ચાલવું એ મનુષ્યને મુશ્કેલી ભર્યું થઇ પડેછે. મન તો વૃત્તિ રહીત હોયછે; અને શાંત અને નિર્વિકારી બની રહીને, વસ્તુ જેવી રીતે શાસ્ત્રના પ્રકાશમાં ઉભી રહેછે, તેવીજ તેને એ જુએ છે. વ્યક્તિમાંથી મન બાહાર આવેછે, અને તેના ઉપર ભમ્યા કરેછે, અને હું અને મારા તરીકે નહિ, પણ તેને એક વસ્તુ તરીકે ગણેછે. આકૃતિ અને સ્થળમાં જે ગ્રસ્ત થએલો છે, તેવો પુરૂષ અસ્તિત્વનું મનોયત્ન ઉકેલી શકશે નહિ. હમેશાં આતુંજ મન ચિંતન કરેછે. સઘળી વસ્તુઓને વ્યવસ્થિત થએલી અને એક બીજા સાથે બંધાએલી કુદરત બતાવે છે. વ્યવસ્થાને મન ભેદી નાખેછે, પ્રતિકૂળ વસ્તુઓની વચ્ચે રહેલી આંતરિક સમાનતા એ શોધી કાઢેછે, અને સઘળી વસ્તુઓને થોડાજ નિયમોને આધીન તે કરી દેછે.

---

§ હિરેકિલટસ. ઇ. સ. પૂર્વે આશરે ૫૧૩માં ફિલસુફ થઇ ગયોછે. તે અગ્નિને સર્વ વસ્તુનું મૂળ માનતો હતો. તેનો સિદ્ધાંત એવો હતો કે 'દરેક વસ્તુ છે, અને એજ વખતે નથી;' અને તેથી અગ્નિને પ્રાધાન્ય એણે આપ્યુંછે.

કોઈ પણ વસ્તુને વિચારની વસ્તુ બનાવવાથી તેનો ઉત્કર્ષ થઇ જાયછે. માનસિક અને નૈતિક ચમત્કારોનો પેલો આખો સમૂહ, જેને આપણે સ્વતંત્ર વિચારની વસ્તુઓ બનાવતા નથી તે, પ્રારબ્ધની સત્તામાં આવી જાયછે; હમેશાં જે જીંદગી આપણે ગુજારીએ છીએ, તેમનો ઉદ્દભવ તેમનાવડે થાયછે; રૂપાંતર, ધાસ્તી અને આશાને તેઓ આધીન છે. કાંઇક ઉદ્વેગની નજરથી દરેક માણસ પોતપોતાની સાંસારીક સ્થિતિ ઉપર નજર કરેછે. જેવી રીતે ખરાબે ચડી ગએલાં વાહાણ સાથે દરીઆનાં મોજાં અથડાય છે, તે પ્રમાણે નાશવંત જીંદગીથી બંધીવાન થએલો મનુષ્ય આવતા બનાવોની દયાનો ભોગ બની રહેછે. પણ મનવડે વીણી કઢાએલું સત્ય પ્રારબ્ધને આધીન વધારે વાર નથી રહેતું. ચિંતા અને ધાસ્તીની ઉપર ઉંચે ગએલા દેવ તરીકે આપણે તેને જોઇએ છીએ. અને એવી રીતે, આપણી જડતાની જાળમાંથી મુક્ત થએલી આપણી જીંદગીની કોઇ હકીકત, અથવા તો આપણી કલ્પના અને વિચારની કોઇ નોંધ, પુરૂષવાચક મટી અમર બની જાયછે. ભૂતકાળની પુનઃ પ્રાપ્તિ થાયછે, પણ તે સુગંધીથી ભરેલો છે. ઇજીપ્તના કરતાં પણ કોઇ સુંદર કળાએ તેમાંથી ધાસ્તી અને ભ્રષ્ટતા લઇ લીધી છે; ચિંતાના આંતરડાં તેમાંથી કાઢી લેવામાં આવ્યાં છે. શાસ્ત્રને માટે એને હાજર કરવામાં આવેછે. વિચારને માટે–ચિંતનને માટે આપણને જે સંપાદિત કરવામાં આવ્યું છે તે આપણને ધમકી આપતું નથી, પરંતુ આપણને બુદ્ધિમાન પ્રાણીઓ બનાવે છે.

મનની વૃદ્ધિ દરેક વિકાસમાં સ્વાભાવિક છે. જે અંતઃકરણ વૃદ્ધિ પામેછે તે આ સ્વાભાવિકતાનો કાળ, સાધન, કે તેની પદ્ધતિ આગળથી કહી શકે નહિ. ખાનગી અને ગુપ્ત દ્વારથી દરેક વ્યક્તિમાં પરમેશ્વર પેસેછે. અંતઃકરણની વિચારણાની હયાતિ મનનના જમાનાની ઘણી પૂર્વે છે. અંધારામાંથી આજના ચમત્કારીક પ્રકાશમાં અદૃશ્યપણે એ આવી છે. પોતાની મરજીને અનુસાર, બાલ્યાવસ્થાના કાળમાં આસપાસના વિશ્વમાંથી મળેલા સંસ્કારને ગ્રહણ કરી તેની વ્યવસ્થા તેણે કરી નાખી. જે જે મારૂં અંતઃકરણ કરેછે કે કહેછે, તે તે કોઇ કાયદાને અનુરૂપ છે; અને આ સ્વાભાવિક કાયદો, મનન કે ચૈતન્યમય વિચારે પહોંચ્યા પછી પણ તેના ઉપર રહેછે. અતિ પરિશ્રમિત થએલાં, દંભી અને બેવડ વળી ગએલા, આપ-જુલમગારની જીંદગીમાં મોટો ભાગ એનાથી અગણ્ય, અણધાર્યો અને અકલ્પ્ય હોયછે, અને જ્યાં સુધી જ્ઞાન માંડી માંડીને પોતાના પંડને એ ઉચ્ચસ્થાને લાવી શકે નહિ, ત્યાં સુધી

એ એવોજ રહેવો જોઇએ. હું કોણ છું? જે હું છું તેવો મને બનાવવાને મારી વૃત્તિએ શું કર્યું છે? કાંઇ નહિ. સામર્થ્ય અને અંતઃકરણના ગુપ્ત પ્રવાહને લીધે, આ વિચારમાં, આ કલાકમાં, બનાવોના આ સંબંધમાં હું અફળાયો છું, અને મારી શોધક બુદ્ધિએ અને મારી હઠીલાઇએ દેખાઇ આવે તેટલે દરજ્જે મને નાહિંમત કર્યો નથી, તો તેમ મને મદદ પણ કરી નથી.

આપણું આપોઆપ થતું કાર્ય હમેશાં સર્વોત્તમ હોયછે. જ્યારે તમે તમારી પથારીમાંથી ઉઠોછો, અથવા તો આગલી રાત્રીએ કોઇ પણ વસ્તુનો ઉંઘ્યા પેહેલાં વિચાર કર્યા પછી બીજી સવારે જ્યારે તમે ફરવા નીકળો છો, ત્યારે સ્વાભાવિક સ્ફુરણ જેટલું તમને કોઇ પણ વસ્તુની નજીક લાવશે, તેટલા નજીક ગમે તેવા તમારા મનન કે ધ્યાનથી પણ કોઇ બાબતમાં તમે આવી શકશો નહિ. આપણી વિચારણા ભક્તિમાન ગ્રહણમાં છે. એટલા માટે જો વિચારને આપણી વૃત્તિ અતિ પ્રબળ વલણ આપે તો તેનું સત્ય જેટલું અતિ બેદરકારપણાથી દૂષિત થાયછે તેટલું તેનાથી પણ થાયછે. આપણે શેનો વિચાર કરશું તેનો નિર્ણય આપણે કરતા નથી. આપણે માત્ર આપણી જ્ઞાનેંદ્રિયોને ખૂલ્લી મૂકીએ છીએ, અને જેમ બને તેમ વસ્તુના રસ્તામાંથી સઘળી અડચણોને દૂર કરીએ છીએ, અને આપણા મનને એની મેળે જોવા દઇએ છીએ. આપણા વિચારોપર આપણે થોડોજ અંકુશ હોયછે. ભાવનાઓના આપણે બંધીવાન છીએ. કેટલીક ક્ષણો સુધી પોતાના સ્વર્ગમાં તેઓ આપણને પકડી જાયછે, અને એવી સંપૂર્ણતાથી તેઓ ત્યાં આપણને વશ કરી લે છે કે આપણે આવતી કાલનો કાંઇ વિચાર કરતા નથી, અને તેમને આપણી પોતાની કરી લેવાનો કાંઇ પણ પ્રયત્ન કર્યા સિવાય, બાળકની પેઠે તેમના સામું જોઇ રહીએ છીએ. ધીમે ધીમે આ પરમાનંદમાંથી આપણે સરતા જઇએ છીએ, આપણે ક્યાં ગયા હતા તેનો વિચાર કરીએ છીએ, આપણે શું જોયું હતું તેનું મનન કરીએ છીએ, અને જે આપણે જોયું છે તેને જેમ બને તેમ સત્યતાથી ફરી બોલીએ છીએ. આ પરમાનંદની સ્મૃતિ જેટલે દરજ્જે આપણે પાછી લાવી શકીએ છીએ, તેટલે દરજ્જે ન ભુંસાય તેવી સ્મૃતિમાં આપણે તેનું પરિણામ લઇ જઇએ છીએ, અને સઘળા માણસો અને સઘળા જમાના તેને અનુસરે છે. આનું નામ સત્ય છે. પરંતુ આ હેવાલ આપતાં આપણે જે ક્ષણે બંધ પડીએ છીએ, જે ક્ષણે તેમાં યોજના કરવાનો અને તેને સુધારવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ, તેજ ક્ષણે એ સત્ય મટી

જાયછે.* મનનું શુદ્ધ સ્વરૂપ એ સત્ય છે.

કેવા પુરૂષોએ આપણને સચેત કરી લાભ આપ્યો છે તેનો જો આપણે વિચાર કરીએ, તો ગણિતના અને તર્કના કરતાં સ્વાભાવિક અથવા પ્રેરણાના નિયમની શ્રેષ્ટતા આપણને વધારે જણાશે. પેહેલામાં બીજું સમાઇ જાયછે, આ ગણિતનો નિયમ છે, પણ તે વાસ્તવિક અને ગુપ્ત રીતેછે. દરેક મનુષ્યમાં લાંબો તર્ક હોય એમ આપણે ઇચ્છીએ છીએ. એની ગેરહાજરી આપણે ખમી શકતા નથી, તથાપિ તે બાહાર શબ્દના રૂપમાં બોલાવો ન જોઇએ. પ્રેરણાની યાત્રા કે તેનું પ્રમાણસર પ્રાકટય તે તર્ક છે; પણ તેનો ગુણ-તેનું સામર્થ્ય ગુપ્ત રીત જેવું છે; જે ક્ષણે સિદ્ધાંતો તરીકે એ દૃશ્ય થાયછે, અને તેની જૂદી ગણના થાયછે, તેજ ક્ષણે એ કિંમત વિનાનો બની જાયછે.

દરેક મનુષ્યના અંતઃકરણમાં કેટલીક પ્રતિમા, શબ્દો અને હકીકતો, કે જે બીજાં માણસોની સ્મૃતિમાંથી સરી જાયછે તે, તેના મનમાં ઠસાવવાનો તેના તરફથી કાંઇ પણ પ્રયાસ થયો ન હોય તોપણ ચોંટી જાયછે; અને પછી તેને અગત્યના નિયમો આ સર્વ સમજાવી સ્પષ્ટ કરેછે. આપણો આખો પ્રવાસ-આપણી આખી જીંદગી, પુષ્પની કળીની પેઠે ખીલવામાં વ્યતીત થાયછે. પ્રથમ તમને પ્રેરણા થાયછે, પછી અભિપ્રાય ઉત્પન્ન થાયછે, પછી તેનું જ્ઞાન થાયછે, જેમ છોડવામાં પ્રથમ મૂળ, પછી કળી અને પછી ફળ પ્રાપ્તિ થાયછે. જો કે તમે તેનું કોઇ પણ કારણ આપી ન શકો, જો કે તમે તેનો ખુલાસો સ્પષ્ટતાથી સમજાવી ન શકો, તથાપિ તમારી પ્રેરણાનો છેવટ સુધી દૃઢ વિશ્વાસ તમે રાખજો. એમાં ઉતાવળ કરવી તે વૃથાછે. છેવટ સુધી તેનો વિશ્વાસ કરવાથી, સત્યની પરિપક્વતાએ એ પહોંચશે, અને તમે શામાટે તેનો વિશ્વાસ રાખોછો તે તમે ત્યારે જાણશો.

દરેક અંતઃકરણને પદ્ધતિ પોતાની હોયછે. કાર્ય કરવાની પ્રથા દરેક માણસને પોતાની હોયછે. સાત્વિક માણસ પાઠશાળાના કૃત્રિમ નિયમને વશ રહી કદિ મેળવતો નથી. કુદરતી રીતે તમે જે એકઠું કર્યુંછે, સ્વાભાવિક રીતેજ જેનો જમાવ તમારામાં થઇ ગયો છે, તે જ્યારે બાહાર આવેછે, ત્યારે વિસ્મય

---

*આને કાંઇક મળતો વિચાર આપણા સાક્ષર-રત્ન રા. રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ તેમના સિદ્ધાંતસારમાં આપ્યો છે. "સત્યનું સ્વરૂપજ એવું છે કે તેને મૂર્ત્તિમાન કરીએ, તેને અમુક સીમા બાંધી પરિચ્છેદવાળું કરીએ, કે તુરત તે અસત્ય થઇ જાયછે." (જુઓ સિદ્ધાંતસારની પ્રસ્તાવના.)

પમાડી સર્વને આનંદ આપેછે. કારણકે આપણે એક બીજાના ભેદ માત્ર ઉપરથી જોઇ શકતા નથી. અને એ ઉપરથી સાધારણ દ્રવ્યની સરખામણી જોતાં, કુદરતી બક્ષીસમાં મનુષ્ય મનુષ્ય વચ્ચેનો ભેદ નિર્જીવ છે. તમને કહેવાની રસોઇઆ કે મજુર પાસે કાંઇ વાતો નથી, રસયુક્ત રીતે વર્ણવી શકે એવા કાંઇ અનુભવ તેમની કને નથી, કે તમને કહેવાની કાંઇ અદ્દ્ભુતતા તેમની પાસે નથી, એમ શું તમે ધારોછો? દરેક જણ મોટા પંડીત જેટલું જાણેછે. અણઘડ અંતઃકરણની દીવાલો બધી બાજુએ હકીકતો અને વિચારોથી ચિતરાએલી છે. પ્રસંગ આવી જશે, અને કોઇ દહાડો ફાનસ લાવીને તેના પ્રકાશવડે એ લખેલા લેખ તેઓ વાંચશે. જેટલા પ્રમાણમાં દરેક માણસમાં બુદ્ધિ અને કેળવણી હોયછે, તેટલા પ્રમાણમાં રહેવાની રીતભાત વિષે અને બીજા માણસની વિચારણા વિષે, અને વિશેષે કરીને જેનાં અંતઃકરણો શાળાની કેળવણીથી કવાયત પામ્યાં નથી, એવી જાતનાં મનુષ્યોની વિચારણા વિષે, તેની જીજ્ઞાસા સચેત થએલી તેને માલમ પડેછે. ત્યારે આપણને અવલોકનનું મન થાયછે.

તંદુરસ્ત અંતઃકરણમાં પ્રેરણાનું આ કાર્ય સતત હોયછે, એટલે કદિ વિરામ પામતું નથી; પરંતુ કેળવણીની બધી સ્થિતિઓ વડે પોતાના જ્ઞાનમાં વધારે ફળદ્રુપ બની વધારે વારંવાર એ બનેછે. આખરે ચિંતનનો સમય આવેછે, અને ત્યારે આપણે માત્ર અવલોકન કરીએ છીએ, એટલુંજ નહિ, પણ અવલોકન કરવાનો પ્રયત્ન કરી પરિશ્રમ લઇએ છીએ ; ત્યારે નિશ્ચય કરીને આપણે સત્યનો વિચાર કરવા બેસીએ છીએ ; ત્યારેજ આપણે, જ્યારે આપણે વાત કરતા હોઇએ છીએ ત્યારે, જ્યારે આપણે વાંચતા હોઇએ છીએ ત્યારે, જ્યારે આપણે કાર્ય કરતા હોઇએ છીએ તે વખતે પણ, હકીકતોના કોઇ વર્ગનો ગુપ્ત કાયદો જાણવાની જીજ્ઞાસાથી આપણા અંતરની આંખો ઉઘાડી રાખીએ છીએ.

દુનિયામાં સર્વથી કઠીન કાર્ય કયું છે? વિચારવાનું. ચક્ષુમાં ગહન સત્ય જોઇ શકે એવા ભાવમાં હું મારા પંડને મૂકુંછું, અને હું તેમ કરી શકતો નથી, ગહન સત્ય જોઇ શકતો નથી. હું હઠી જઉંછુ, અને આ બાજુએ કે પેલી બાજુએ હું પાછો પડી જઉંછું. કોઇ પણ માણસ આપોઆપ પરમેશ્વરને જોઇને જીવી ન શકે,–એમ જેણે કહ્યું હતું તેની એમ કહેવામાં શું મતલબ રહેલી છે તે હું સમજતો હોઉં એમ મને લાગેછે. દૃષ્ટાંત તરીકે, કોઇ માણસ

રાજકીય બંધારણનો પાયો તપાસે છે. વિલંબ સિવાય, વિરામ સિવાય, એકજ દિશામાં તેનું અંતઃકરણ તેને લગાડવા દો. એની સર્વોત્તમ કાળજી એને લાંબા વખત સુધી એને કાંઇ કામમાં આવતી નથી. છતાં વિચારો તેની આંખ આગળથી સડસડાટ નીકળી જાયછે. આપણે સઘળા માત્ર ગ્રહણજ કરીએ છીએ, આપણે અસ્પષ્ટ રીતેજ સત્યની અગમચેતી આપીએ છીએ. આપણે કહીએ છીએઃ—હું બાહાર જઇશ, અને મારા વાસ્તે સત્યમાં આકાર અને સ્પષ્ટતા આવશે. એ પ્રમાણે આપણે નીકળી પડીએ છીએ, પરંતુ એ સ્થિતિમાં સત્યને આપણે મેળવી શકતા નથી. પછી, સત્યને પકડવાને પુસ્તકાલયની શાંતતા અને ગંભીર દેખાવનીજ કેમ જાણે આપણને જરૂર હતી એમ આપણને લાગેછે. પરંતુ આપણે તેની અંદર આવીએ છીએ, અને પ્રથમની પેઠેજ આપણે તેનાથી જેટલા દૂર હતા, તેટલાજ દૂર હોઇએ છીએ. પછી, એક ક્ષણમાં, અને ખબર કર્યા વિના, સત્ય દેખા દેછે. એક જાતનો ભટકતો પ્રકાશ એ હોય એમ જણાયછે, અને જે ભેદ–જે નિયમ આપણને જોઇતો હતો, તેજ એ હોયછે. પરંતુ પ્રથમથીજ આપણે દેવ–મંદીર ઉપર ઘેરો ઘાલ્યો હતો અને તેથીજ દિવ્ય વાણીનાં દર્શન આપણને થયાં. કુદરતના જે નિયમવડે કરીને આપણે હમણાં શ્વાસોશ્વાસ લઈએ છીએ, તેને મળતોજ મનનો કાયદો કેમ જાણે હોય એમ આપણને જણાય છે; જેના વડે હૃદય અંદર સંકોચાય છે, અને પછી પાછું લોહી બાહાર કાઢી નાખેછે, એવો હિંચકા ખાવાની ગતિનો-જા આવ કરવાનો, કાયદો એ હોય એમ આપણને લાગેછે. એ પ્રમાણે ઘડીક તમારા મગજ સાથે તમારે પરિશ્રમ લેવો જોઇએ, અને ઘડીક તમારી ચંચળતા તમારે છોડી દેવી જોઇએ; અને પછી જુઓ કે મહાન્ આત્મા તમને શું બતાવે છે.

નીતિમય સંકલ્પથી જેમ ઉપદેશ અપાય છે, તેમ જ્ઞાનવડે પણ મનુષ્યની અમરતા વિષે ઉપદેશ યોગ્ય રીતે આપી શકાય છે. દરેક જ્ઞાન મુખ્યત્વે કરીને ભવિષ્યમાં ફાયદાકારક હોયછે. એની હાલની કિંમત તો થોડામાં થોડી છે. પ્લુટાર્કમાં, શેક્સપીઅરમાં, *સરવેન્ટીઝમાં, તમને શું આનંદ પમાડે છે તેની તમે તપાસ કરો. દરેક સત્ય કે જે લખનારાને મળી આવેછે તે ફાનસ છે, અને તેના અંતઃકરણમાં જે વિચારો અને હકીકતો ક્યારનાં પડેલાં હોયછે તેના ઉપર એ ફાનસને સંપૂર્ણ રીતે ફેરવી પ્રકાશ એ

*સરવેન્ટીઝ સ્પેનનો લેખક હતો. 'ડૉન કિવકઝોટ' નામના પુસ્તકનો લખનાર એછે.

પાડેછે, અને જુઓ ! સઘળી ચટાઇઓ અને કચરો, જે તેના કાતરીઆને અવ્યવસ્થિત કરી નાખતો હતો તે, તેના પ્રકાશવડે કરીને કિંમતી બની જાયછે. તેની ખાનગી અને ગુપ્ત જીંદગીની દરેક નિર્જીવ હકીકત આ નવા નિયમનું દૃષ્ટાંત થઇ પડેછે, દિવસની ફરીને તે મુલાકાત લેછે, અને તીવ્રતા અને નવી મોહિનીથી સઘળાં મનુષ્યને એ આનંદ પમાડેછે. માણસો કહેછે કે : આ ક્યાંથી એને મળ્યું ? અને તેઓ ધારેછે કે તેની જીંદગીમાં કાંઇક દિવ્ય હતું. પણ નહિ ; તેમનાં કાતરીયાં ખોળી વળે એવો દીવોજ જો તેમને મળે તો, એના જેવીજ કરોડો વાતો તેમની પાસે પણ હોયછે.

આપણે સઘળા જ્ઞાની છીએ. મનુષ્ય મનુષ્યની વચ્ચે જે ભેદ રહેલો છે, તે જ્ઞાનમાં નથી, પણ કળામાં છે. શાળાને લગતી એક મંડળીમાં હું એક એવા માણસને ઓળખતો હતો કે જે હમેશાં મારે માટે માન રાખતો હતો, અને જે, લખવાની મારી સ્વચ્છંદતા જોઇને, એવું ધારતો હતો કે મારા અનુભવમાં કાંઇક શ્રેષ્ટ હતું ; અને મને માલમ પડયું કે મારા જેવાજ એના અનુભવ પણ શ્રેષ્ટ હતા. મને તે આપો, તો તેમનો પણ હું તેવોજ ઉપયોગ કરીશ. જૂના એણે સંઘર્યા હતા; નવા એ સંઘરે છે ; જૂના અને નવાને સાથે કરી દેવાની–તેમનું મિશ્રણ કરી નાખવાની મારી ટેવ હતી, અને તે એમ કરતો નહિ. ઘણાના સંબંધમાં આ વાત આવીજ હોયછે. કદાચ જો આપણે શેક્સપીઅરને મળીએ તો, તેનાથી આપણે અતિ ઉતરતા છીએ, એવું આપણને જણાય નહિ ; પણ તેની અને આપણી વચ્ચે મોટી સમાનતા છે, એમ આપણને જણાય,–માત્ર એટલુંજ કે, એની હકીકતોનો ઉપયોગ કરવાની, તેના વર્ગ પાડવાની, અદ્દ્ભુત ચતુરાઇ તેનામાં હતી; અને આપણામાં તે નથી. કારણકે હૅમ્લેટ અને ઑથેલો જેવી કોઇ પણ વસ્તુ ઉત્પન્ન કરવાની આપણી તદ્દન અશક્તિ છતાં આ બુદ્ધિને, જીંદગીના અગાધ જ્ઞાનને અને રસમય શબ્દ-ચાતુર્યને, જે સંપૂર્ણ સત્કાર આપણા તરફથી મળેછે તે જુઓ. આપણે એની બુદ્ધિનું ગ્રહણ કરી શકીએ છીએ, તે કાંઈ પણ સમાનતા વિના કેમ બને ?

જો તમે સૂર્યના તડકામાં ફળ વીણતા હો, ખડ ખડકતા હો, અથવા અનાજ વાવતા હો, અને પછી ઘરમાં જઇને તમારી આંખો બંધ કરો, અને તમારા હાથવતી તેને ઘડીક દાબી રાખો, તો ડાળી અને પાંદડાં સહીત ફળોને ચળકતા પ્રકાશમાં લટકતા, અથવા તો ચમરીવાળું ઘાસ, અથવા તો અનાજના કયારા, તમે જોશો; અને આ દેખાવ પછી પાંચ છ કલાક સુધી પણ દેખાશે. જોકે તમને

તેની ખબર પણ નહોતી, તોપણ ગ્રહણ કરે તેવા અવયવ ઉપર ત્યાં છાપ પડેલી હોયછે. એ પ્રમાણે જોકે એ હકીકત તમે જાણતા પણ નથી, તથાપિ તમારી જીંદગીએ તમને જે કુદરતી પ્રતિમાઓથી જાણીતા કર્યા છે તેની આખી હારો તમારી યાદશક્તિની અંદર પડેલી છે; અને મનોવિકારનો કોઇ ખળભળાટ તેમની અંધારી ઓરડીમાં પ્રકાશનો ઝબકારો પાડેછે, અને સચેત થએલી શકિત યોગ્ય પ્રતિમાને પોતાના ક્ષણિક વિચારના શબ્દ તરીકે તુરતજ પકડી લેછે.

આપણે કેવા સંપત્તિવાન છીએ, કેવાં કેવાં ગુપ્ત હીરનાં નિર્ઝર આપણામાં વહેછે, તે બહુ લાંબી મુદ્દતે આપણે શોધી કાઢીએ છીએ. તેમની હયાતિની ખબર બહુ મોડી આપણને પડેછે. આપણો ઇતિહાસ, આપણને ખાત્રીજ હોયછે કે, તદ્દન કંગાળ છેઃ આપણે કાંઇ લખવાનું નથી, આપણે કશાનું અનુમાન કરવાનું નથી. પરંતુ હજી પણ આપણાં વધારે ડાહાપણયુક્ત વર્ષો આપણી બાલ્યાવસ્થાની તુચ્છ ગણેલી સ્મૃતિએ જાયછે, અને એ સરોવરમાંથી હમેશાં કોઇ અદ્દ્ભુત છીપલી આપણને મળી રહેછે; પછી ધીમે ધીમે, છેવટે આપણને એવો સંશય જાયછે કે જે એક બેવકૂફ પુરૂષનું જીવન આપણે જાણીએ છીએ, તે ખરૂં જોતાં સમગ્ર ઇતિહાસના હજારો ગ્રંથોના વિવરણના સંક્ષિપ્ત સ્વરૂપ કરતાં કોઇ પણ પ્રકારે ઓછું નથી.

મનની પેઠે, જે બુદ્ધિ અદ્દ્ભુત રચના કરેછે અને જેને આપણે સામન્ય રીતે અદ્દ્ભુત બુદ્ધિના નામથી ઓળખીએ છીએ, તેમાં આપણે બે તત્વનું સરખુંજ વજન નીહાળીએ છીએ. રચનામય બુદ્ધિ વિચારો, વાક્યો, કાવ્યો, યોજના, નકશાઓ, વ્યવસ્થાઓ,—આ સર્વને ઉત્પન્ન કરેછે. કુદરતની સાથે વિચાર સંલગ્ન થવાથી, અંતઃકરણનો જે પ્રસવ થાયછે તે એ છે. અદ્દ્ભુત બુદ્ધિમાં હમેશાં બે બક્ષીસો હોવી જોઇએ; એક વિચાર અને બીજું તેનું પ્રાકટ્ય. તેમાંની પેહેલી બક્ષીસ તો ઇશ્વરપ્રણિત પ્રેરણા છે; એ હમેશાં ચમત્કાર છે; અને તેની સાથે વારંવાર પડતા પ્રસંગોથી અને નિરંતરના અભ્યાસથી પણ કદિ પણ પરિચિત થવાય નહિ, પરંતુ તે હમેશાં તેના શોધનારને વિસ્મયથી સ્તબ્ધ કરી મૂકી જાયછે. દુનિયામાં સત્યનું આગમન એ છે, વિશ્વમાં હવે ઉગી નીકળતું વિચારનું પ્રથમ સ્વરૂપ છે, પ્રાચીન અવિનાશી આત્માનું એ બાળક છે, અને અમાપ અને વિશુદ્ધ મહત્વનો એ કટકો છે. હજી સુધીમાં જે જે થઇ ગયું છે, તેનો તે વખતે વારસ થવું અને

નહિ જન્મેલાને પ્રેરણા કરે એવું એ જણાય છે. મનુષ્યના દરેક વિચાર સાથે એ સંબંધ રાખે છે, અને દરેક સમાજની વ્યવસ્થા કરવા તરફ એ વળેછે. પણ એને ફળપ્રદ કરવાને માટે, કોઇ વાહન અથવા કળાની એને આવશ્યકતા છે, અને તેનાવડે કરીને તેનું વહન મનુષ્યમાં થાયછે. આપવા લાયક થવાને માટે, ચિત્ર કે દૃશ્ય વસ્તુ એ બનવી જોઇએ. વસ્તુઓની ભાષા આપણે શીખવીજ જોઇએ, તે વિના છુટકો નથી. જો ઇંદ્રિયગોચર થાય એવી રીતે તેનું ચિત્ર આ-લેખવાને તેનામાં હાથ ન હોય, તો અદ્દ્ભુત પ્રેરણાઓનો અંત તેના ઉત્પાદક સાથેજ આવશે. બીજના વિકાસનો અંત તેના ગર્ભ સમયેજ થશે. પ્રકાશનું કિરણ આકાશમાંથી અદૃશ્ય રીતે આવેછે, તેની કોઇને ખબર પડતી નથી, અને જ્યારે કોઇ દૃશ્ય વસ્તુ ઉપર એ પડેછે, ત્યારેજ માત્ર એ દેખાય છે. એવીજ રીતે, સાત્વિક વિર્ય જ્યારે કોઇ બાહારની વસ્તુ તરફ દોરવાય છે, ત્યારે એ વિચાર બને છે; અને તેની અને તમારી વચ્ચેના દૃશ્ય સ્વરૂપનો સંબંધ, તમને-તમારી કિંમતને મારી નજરમાં સ્પષ્ટ કરેછે. ચિતારાની ફળદ્રુપ અને શોધક બુદ્ધિ, જો તેનામાં પડતી પ્રતિભાને દૃશ્ય સ્વરૂપે આલેખ-વાની શક્તિ તેનામાં ન હોયતો, તેટલી ખામીને લીધે અંદરને અંદર ગુંગળાઈ જઇ નષ્ટ થવી જોઇએ; અને આપણી સુભાગ્યવાન ક્ષણોમાં, જો એક વખત યોગ્ય છંદોવડે આપણે આ મૌનનો પડદો ચીરી શકીએ, તો આપણે અગાધ કવિઓ થઇ પડીએ. જેમ આદ્ય સત્યમાં સઘળા માણસોને કાંઇક પણ પ્રવેશ હોયછે, તેમ સઘળાને તેને નિવેદન કરવાની કાંઈકશક્તિ કે કળા તેના મસ્તકમાં હોયછે, પણ આ શક્તિ માત્ર જે કારીગર હોય તેનાજ હાથમાં ઉતરેછે-આવેછે. આ શક્તિના સંબંધમાં, કોઇ પણ બે મનુષ્યો અને એકજ મનુષ્યની કોઈ પણ બે પળો વચ્ચે કાંઇક અસમાનતા હોયછે, અને તેના નિયમો આપણે જાણતા નથી. અસાધારણ કે પ્રેરણાથી પ્રેરિત થએલી પળોમાં આપણી પાસે જે હકીકતો હોયછે, તેજ હકીકતો સાધારણ પળોમાં પણ હોયછે, પણ પોતાનું ચિત્ર લેવરાવવા એ સાધારણ પળોમાં બેસતી નથી. તેઓને એ ક્ષણોમાં છૂટી પાડવામાં આવતી નથી, પણ જાળમાંજ તેઓ ગુંચવાઇ રહેછે. અદ્દ્ભુત બુદ્ધિનો વિચાર આપોઆપજ પ્રગટી નીકળે છે ; પરંતુ અતિશય ફળદ્રુપતાથી વેહેતા સ્વભાવમાં રહેલી ચિત્રની કે બાહાર દૃશ્ય કરી બતાવવાની શક્તિ એવું સૂચન કરેછે કે તેમાં તેની વૃત્તિનું મિશ્રણ હોયછે, સ્વાભાવિક સ્થિતિઓ ઉપર તેને કાંઇક અંકુશ-કાંઇક સ્વાધીનતા હોયછે, અને તે સિવાય કોઇ પણ ઉત્પત્તિ

શક્ય નથી. ન્યાય-બુદ્ધિની આંખ તળે રહી, વિવેકના પ્રબળ પ્રયત્નથી વિચારના વક્તૃત્વમાં કરેલું સમસ્ત કુદરતનું રૂપાંતર એ છે. અને છતાં કાલ્પનિક શબ્દ-કોષ પણ આપોઆપ ઉત્પન્ન થતો હોય તેમ જણાયછે. માત્ર કે મુખ્યત્વે કરીને અનુભવમાંથી એનું વહન નીકળતું નથી, પરંતુ એથી પણ વધારે ફળદ્રુપ સ્થળમાંથી એની ઉત્પત્તિ છે. અમુક રૂપોના કોઇ જાણીતા અનુસરણથી ચિતારાના ભવ્ય ઝબકારા પ્રદર્શિત થયા નથી, પરંતુ તેના અંતઃકરણમાં વસેલા સઘળા રૂપોના મૂળ ફુવારામાં જવાથી થયાછે. પ્રથમ ચિત્ર-શિક્ષક કોણ છે? શીખ્યા સિવાય પણ, મનુષ્ય આકૃતિનું સુંદર સ્વરૂપ આપણે સારી પેઠે સમજીએ છીએ. જો કે ચિત્રવિદ્યાનું એને કદાપિ પણ શિક્ષણ નહિ મળ્યું હોય, જો કે એ વિષય સંબંધી કાંઇ પણ વાતચિત એણે નહિ સાંભળી હોય, અને જોકે કોઇ પણ આકૃતિ એ પોતે શુદ્ધતાથી ચિતરી નહિ શકે, તથાપિ એક બાળક પણ જો કોઇ ચિત્રમાં લાંબો ટૂંકો પગ હોયછે, જો તેનો દેખાવ સ્વાભાવિક, ભવ્ય કે હલકો હોયછે, તો એ તેને એવું જાણી જાયછે. સુંદર સ્વરૂપ, એ વિષય સંબંધી તેમને કાંઇ પણ જ્ઞાન થાય તે પહેલાં પણ, સર્વ આંખોને આનંદજનક લાગેછે, અને આકૃતિ અને મસ્તકની શાસ્ત્રીય સપ્રમાણતાના સઘળા વિચાર અગાઉ પણ, સુંદર મુખાકૃતિ વીશ અંતઃકરણોને કંપિત કરી મૂકેછે. આ ચાતુર્યના ઝરા ઉપર કાંઇક પ્રકાશ પાડવાને માટે આપણે સ્વપ્નાનાં ઉપકૃત હોઈ શકીએ; કારણકે જ્યારે આપણી વૃત્તિને આપણે છૂટી મૂકીએ છીએ, અને અજાણી સ્થિતિઓને પાછળ આવવા દઇએ છીએ, કે તુરતજ કેવા ચતુર ચિત્રકાર આપણે થઇ પડીએ છીએ તે જુઓ! પુરૂષોની, સ્ત્રીઓની, પ્રાણીઓની, બગીચાની, જંગલોની, અને રાક્ષસોની, એવી એવી આકૃતિઓથી આપણે આપણું મન રંજીત કરીએ છીએ, અને ગહન-ન સમજાય તેવી જે કલમથી આપણે એ વખતે ચિતરીએ છીએ તેમાં અણઘડતા કે અનુભવરહીતતા જેવું કશું નથી હોતું, તેમાં નિર્બળતા કે નિર્જીવતા નથી રહેતી; એ વખતે એ સુંદર રીતે યોજના કરી શકેછે, અને એ યોજનાને અનુપમ રીતે સંકળિત કરી શકે છે; એની રચના ચતુરાઇથી ભરેલી હોયછે, એના રંગો રસિકતાથી યુક્ત હોયછે, અને જે આખું ચિત્ર એ ચિતરે છે તે સજીવન હોયછે, અને ધાસ્તીની, કોમળતાની, પ્રેમની, અને દિલગીરીની લાગણી આપણામાં ઉત્પન્ન કરે તેવું હોયછે. તેમ, અનુભવમાંથી ચિતરેલી કારીગરની પ્રતિમાઓ પણ માત્ર અનુભવનીજ પ્રતિમાઓ નથી હોતી, પરંતુ આ માનસિક

સત્તાથી હમેશાં મનહર રીતે રંગીન બનેલી અને આર્દ્ર થએલી હોયછે.

પરંતુ સારૂં વાક્ય કે છંદ લાંબા વખત સુધી તાજાં અને પ્રસિદ્ધ રહેછે તે સિવાય રચના કરનાર અંતઃકરણને અગત્યની સ્થિતિઓ આવી રીતે વારંવાર એકત્ર થએલી દેખાતી નથી. પરંતુ જ્યારે આપણે સરળતાથી લખીએ છીએ, અને વિચારની સ્વતંત્ર હવામાં જ્યારે આપણે પ્રવેશ કરીએ છીએ, ત્યારે આપણને ખાત્રી થતી જણાય છે કે મરજીમાં આવે ત્યારે આ વહનને જારી રાખવા જેવું કશું સેહેલું નથી. ઉપર, નીચે, આસપાસ, વિચારના રાજ્યને કયાંઇ વાડ હોય એમ જણાતું નથી, પરંતુ દેવી પોતાના શેહેરમાં આપણને સ્વતંત્ર કરી મૂકેછે; અને પછી આપણે નિરંકુશ બની જઇએ છીએ. વારૂ, દુનિયામાં લાખો લખનારા હોયછે. ત્યારે, કોઇ એમ ધારે કે સારો વિચાર પાણી કે હવાની પેઠે પરિચિત થાય, અને દરેક નવી પળની બક્ષીસો તેની આગલી છેવટની પળની બક્ષીસોને વટાવી જાય, એ તો બને તેવું છે. છતાં, આપણાં સઘળાં સારાં પુસ્તકોને આપણે આંગળીના ટેરવા ઉપર ગણી શકીએ છીએ; એટલુંજ નહિ, પણ વીશ વરસ સુધી હું કોઇ સારા છંદને યાદ રાખુંછું. એટલું ખરૂં છે કે પારખું કરતું દુનિયાનું મન ઉત્પત્તિ કરતા મનથી હમેશાં બહુ આગળ હોયછે, એથી કરીને સર્વોત્તમ પુસ્તકોના લખનારા થોડા હોયછે, અને તેના વિદ્વાન વિવેચકો ઘણા હોયછે. પરંતુ બુદ્ધિમય રચનાના કેટલાક સંજોગો તો કવચિતજ બને તેવા હોયછે. મન સમગ્રતાનું સ્વરૂપ છે; અને દરેક કાર્ય પાસેથી અખંડતાની માગણી એ કરેછે. એકજ વિચારને મનુષ્યના સમર્પણથી, અને અગણિત વિચારોને એકત્ર કરવાના તેના લોભથી, આમાં બાધ પણ તેવોજ આવેછે.

સત્ય આપણી જીંદગીનું તત્વ છે, પણ જો તેની એકજ બાજુ ઉપર મનુષ્ય પોતાનું ધ્યાનં સમગ્ર કરે, અને તેમાંજ માત્ર લાંબા વખત સુધી પરિશ્રમ લીધા કરે, તો સત્ય તુરતજ વાંકુંચુંકું બની પોતે મટી જાયછે, અને અસત્ય થઇ જાયછે. હવા કે જે આપણું કુદરતી તત્વ છે, અને આપણાં નસકોરાંનો અમૂલ્ય શ્વાસ છે, પરંતુ તેનોજ પ્રવાહ આપણા શરીર ઉપર થોડા વખત સુધી રહેછે, કે તુરતજ આપણને સળેખમ થાયછે, તાવ આવેછે, અને વખતે આપણું મૃત્યુ પણ તેથી થાયછે; તેને મળતું આ છે. એકજ વિષયના અતિશયપણાથી જેણે પોતાનું સમતોલપણું ગુમાવેલું છે એવો કોઇ વ્યાકરણશાસ્ત્રી, મનુષ્યની આકૃતિ ઉપરથી તેનો સ્વભાવ ઓળખી કાઢવાની કળા જાણનાર,

કોઇ રાજકીય ઝનુની કે ધર્માંધી કોઇ, અથવા તો એવોજ કોઇ એક વિષયમાં-જ રમનાર, કેવો કંટાળાજનક થઇ પડેછે! શરૂ થતી ઘેલછા એ છે. દરેક વિચાર બંદીખાતું પણ છે. તમે જે જુઓ છો તે હું જોઇ શકતો નથી, કારણકે પ્રબળ વંટોળીઆથી હું સપડાએલો છું, અને એકજ દિશામાં હું એનાથી એટલો ખેંચાઇ જાઉંછું કે તમારી દૃષ્ટિ મર્યાદાના ચક્રની બાહાર હું રહુંછું.

આ દોષ દૂર કરવાને માટે, અને પોતાના પંડને ઉંચો-ઉદ્ધાર કરવાને કાજે, જો કોઇ અભ્યાસી ઇતિહાસની, શાસ્ત્રની, ફિલસુફીની, અને તેની દૃષ્ટિમાં જે જે હકીકતો પડે તે સઘળીનો સંખ્યાવાર સરવાળો કરીને સાધારણ સંમગ્રત્તા કરવાનો વિચાર રાખે, તો કોઇ પણ દરજ્જે તે વધારે ઉત્તમ છે? સરવાળા અને બાદબાકી વડે પૃથ્થકરણ પામવાને સૃષ્ટિ નકાર ભણેછે. જ્યારે આપણે નાના હોઇએ છીએ, ત્યારે ધર્મ, પ્રેમ, કવિતા, રાજનીતિ, કળા અને એવાં એવાંની સઘળી વ્યાખ્યાઓથી આપણી નોંધપોથીઓ ભરી નાખવામાં ઘણો વખત અને મેહેનત આપણે ગુમાવીએ છીએ, એવી આશાથી કે થોડા વરસના અરસામાં, હજી સુધી દુનિયા જે જે તર્કે પહોંચી છે તે સઘળાની સમસ્ત કિંમત આપણા નાના સર્વ-વિદ્યા-સંગ્રહમાં સંક્ષેપે સમાઇ જશે. પણ વર્ષોના વર્ષો સુધી પણ આપણા કોઠામાં સંપૂર્ણતા આવતી નથી, અને છેવટે આપણને માલમ પડેછે કે આપણી વક્રતા એવો શંકુ છે કે જેના છેડા કદિ સંયોગ પામવાના નથી.

મનની સમગ્રતા, તેના કાર્યોમાં આવી એકત્રંતાથીએ આવવાની નથી, વિભાગથી પણ આવવાની નથી; પરંતુ મનને તેની ભવ્યતામાં અને સર્વોત્તમ સ્થિતિમાં જે સાવચેતી દરેક ક્ષણે લાવી શકે, તેનાથીજ આવવાની છે. કુદરતમાં જેવી અખંડતા છે તેવી તેમાં હોવી જોઇએ. વિગતોની સર્વોત્તમ એકત્રતા કે વ્યવસ્થાવડે, ગમે તેવા ઉદ્યોગથી જો કે વિશ્વનો નમુનો ફરીથી બંધાઇ શકે તેમ નથી, તોપણ દરેક બનાવમાં દુનિયાનું સંક્ષિપ્ત સ્વરૂપ ફરી દેખાય છે, જેથી કરીને નાનામાં નાની હકીકતમાંથી પણ કુદરતના સઘળા કાયદા વાંચી શકાય. મનને પોતાના ગ્રહણમાં અને કાર્યમાં આવીજ સંપૂર્ણતા હોવી જોઇએ. આટલા માટે, અભેદતાની સમજ એ બુદ્ધિમય સંપૂર્ણતાની સંજ્ઞા કે દૂત છે. જે પુરૂષો કુદરતમાં અજાણ્યા દેખાય છે, એવા પ્રવીણ પુરૂષો સાથે આપણે વાત કરીએ છીએ. વાદળું, વૃક્ષ, ઢેફું, પક્ષીઓ એમાંનું કાંઇ તેમનું નથી; તેમનામાં કાંઇ તેમનું નથી. દુનિયા તો માત્ર તેમનું રહેઠાણ અને રસોડુંજ છે. પરંતુ જેના છંદો વિશ્વમય અને સંપૂર્ણ થવાના છે, એવો કવિ તો

એવો પુરૂષછે કે જેને કુદરત, ગમે તેવો અજાણ્યા ચેહેરો એના ભણી રાખે તો પણ, તેને છેતરી શકતી નથી. તેના સઘળા રૂપાંતરમાં તીવ્ર સપિણ્ડતા એને જણાય છે, અને ભિન્નતા કરતાં અભેદતા એને તેના રૂપાંતરમાં વધારે માલુમ પડી આવેછે. નવા વિચારની જીજ્ઞાસા આપણને ડંખેછે, પણ જ્યારે નવો વિચાર આપણને મળેછે, ત્યારે નવા ચેહેરાવાળો માત્ર એતો જૂનો વિચારજ હોયછે, અને જો કે એને આપણે આપણો પોતાનો કરી લઇએ છીએ, તથાપિ તુરતજ આપણે બીજાની અપેક્ષા કરીએ છીએ*; ખરૂં જોતાં આપણે તેનાથી સધન નથી થયા. કારણકે કુદરતની વસ્તુઓવડે આપણામાં તેનું પ્રતિબિંબ પડ્યું તે પેહેલાં પણ સત્ય આપણામાં હતું ; અને પોતાની બુદ્ધિની દરેક ઉત્પત્તિમાં સઘળાં પ્રાણીઓની પ્રતિમા ગંભીર બુદ્ધિ આળેખશે.

પણ જો કે રચના કરે એવી શક્તિઓ જવલ્લેજ હોયછે, અને જો કે કવિ થવાનું થોડાનાજ નશીબમાં લખેલું હોયછે, તથાપિ દરેક માણસ આ નીચે ઉતરતા પવિત્ર દેવ-દૂતનો ગ્રાહક છે, અને તેના આંતરિક પ્રવાહના નિયમોનો અભ્યાસ સારી રીતે એ કરી શકે. બુદ્ધિમય કર્તવ્યનો આખો નિયમ નીતિમય કર્તવ્યના નિયમને બરાબર આવોજ સમાંતર છે. સંતના કરતાં કોઇ પણ રીતે ઓછો ઉગ્ર નહિ, એવા આત્મનિગ્રહની અપેક્ષા વિદ્વાન પાસેથી રહેછે. સત્યની પૂજા એણે કરવી જોઇએ, એને માટે સઘળી વસ્તુઓનો ભોગ એણે આપવોજોઇએ, અને પરાજય અને પીડા એણે વોરવાં જોઇએ, કે જેથી કરીને તેના વિચારનો ખજાનો વૃદ્ધિ પામેછે.

સત્ય અને સુખ–ચેન–આ બેમાંથી ગમે તે પસંદ કરવાની તક ઇશ્વર દરેક અંતઃકરણને આપેછે. તમને ગમે તે એક લ્યો–બંને કદિ તમને મળવાનાં

---

*રસજ્ઞોની રસિક વૃત્તિ અતૃપ્ત કેવી રીતે રહેછે, તેનું તીવ્ર વર્ણન જે રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ તેમની સ્નેહમુદ્રામાં આપ્યું છે તેની સેહેજ સરખામણી અહીં અપ્રાસંગિક નહિ ગણાય.

દઇ દેખા પરિચિત બનતા રસભોગ નીરસ રસિયાનેરે !
ક્ષણક્ષણમાં નવ નવ ન બને તો રસિકનું મન ના માનેરે !
મન રસિયું રસિકનું ન માનેરે !
નવનવરસ ન અધરપુટ પૂરે તો ન રસિક મન માનેરે !
સતત રસદ નવનવરસ રસભર અધર થકીજ મન માનેરે !
મન મોહનીં મોહન માનેરે !

(જુઓ સ્નેહ મુદ્રા, પૃ. ૯૧).

નથી. આ બેની વચ્ચે, ઘડિયાળના લોલકની પેઠે, મનુષ્ય આમથી તેમ લટકે છે. જેનામાં વિશ્રાંતિનો પ્રેમ પ્રબળ હોયછે, તે પ્રથમ ધર્મ, પ્રથમ ફિલસુફી, કે પ્રથમ રાજકીય મંડળ જે મળેછે તે,–અને ઘણુંકરીને તે તેના પિતાનુંજ હોયછે તે,–ગ્રહણ કરી સ્વીકારશે. આરામ, દ્રવ્ય અને આબરૂ એને મળેછે, પરંતુ સત્યનાં દ્વાર એ પોતાને માટે બંધ કરેછે. જેનામાં સત્યનો સ્નેહ પ્રબળ હોયછે, તે સઘળાં લંગરથી પોતાના પંડને છેટો રાખશે, અને ઉપર તર્યા કરશે. દૂરાગ્રહથી તે દૂર રહેશે, અને સઘળા વિરૂદ્ધ નકારનો તે સ્વીકાર કરશે, જેની વચ્ચે, દીવાલો તરીકે, તેનું અસ્તિત્વ હીંચકયા કરેછે. અનિશ્ચિતતા અને અપૂર્ણ અભિપ્રાયની અગવડ એ સહન કરેછે, પણ સત્યનો એ ઉમેદવાર છે, અને વિશ્રાંતિમાં મશગુલ રહેનાર પેલો બીજો એનો ઉમેદવાર નથી, અને પોતાના અસ્તિત્વના ઉચ્ચ નિયમને એ માન આપેછે.

જે માણુસ તેને સત્ય બતાવી શકે તેવા માણુસને શોધી કાઢવાને કાજે તેણે ફળદ્રુપ પૃથ્વી પોતાના પગવતી માપવી જોઇએ. ત્યારેજ એ જાણુશે કે બોલવા કરતાં સાંભળવામાં કાંઇક શાંતિકર અને મહાન્ છે. સાંભળતો માણુસ ભાગ્યવાન છે; બોલતો માણુસ ભાગ્યહીન છે. જ્યાં સુધી હું સત્ય સાંભળું છું, ત્યાં સુધી સુંદરતાથી ભરેલા તત્વમાં હું ન્હાઉં છું, અને મારા સ્વભાવને કોઇ પ્રતિબંધ હોય તો તેનાથી હું જ્ઞાત નથી રહેતો. હું સાંભળું છું અને જોઉંછું એની હજારોગણી સૂચના છે. વિશાળ મહાસાગરનાં પાણી મારા આત્મામાં આવેછે અને જાયછે. પણ જો હું બોલું, જો હું વ્યાખ્યાં આપું, જો હું પ્રતિબંધિત થાઉં, તો તુરતજ હું ઉણો થઇ જાઉંછું. જ્યારે સૉક્રેટીસ બોલેછે ત્યારે લાઇસિસ અને મેનેક્ષિનસ નથી બોલતા, તેથી તેઓ શરમથી પીડાતા નથી. તેઓ પણ શ્રેષ્ટ છે. પોતે જ્યારે બોલેછે, ત્યારે પણ તેમનું માન રાખી તેમને એ ચાહેછે. કારણકે સાચો અને કુદરતી માણુસ મનમાં સમાવી શકેછે, અને સુવકતા જે ઉચરે છે, એજ સત્ય એ છે; પણ સુવકતામાં, કારણકે એ એને ઉચારી શકેછે, માટેજ કાંઇક ઓછું તેમાં રહેતું જણાય છે, અને વધારે લાગણી અને માનથી આ મૌન્ય સૌંદર્ય તરફ એ વળેછે. પ્રાચીન વાકયે કહ્યું છે કે: અમને મૌન ગ્રહણુ કરવા દો, કારણકે દેવો પણ તેમજ કરેછે. મૌન એવો દ્રાવક રસ છે કે જે વ્યક્તિનો ભેદ નષ્ટ કરી નાખેછે, અને આપણને મોટા અને સાર્વત્રિક થવાની રજા આપેછે. દરેક મનુષ્યની ઉન્નતિ એક પછી એક શિક્ષકોથી થાયછે; અને તેમાંથી દરેકની સત્તા અમુક

વખતે શ્રેષ્ઠ હોય એમ જણાય છે; પણ છેવટે એ ખસી નવીને માર્ગ આપેછે. એ સઘળી ખુલ્લા દિલથી એને સ્વીકારવા દ્યો. જીસસ કહેછે કે : માબાપ, ઘર અને જમીન છોડી મારી પછવાડે આવો. જે સઘળાંનો ત્યાગ કરેછે, તે તેમના કરતાં પણ વધારે મેળવેછે. બુદ્ધિમય રીતે કે નીતિમય રીતે આ સરખુંજ સાચું છે. જે નવા દરેક અંતઃકરણની નજીક આપણે આવીએ છીએ, તે આપણા ભૂત અને વર્ત્તમાનકાળની સઘળી સંપત્તિનો ત્યાગ માગતું જણાયછે. નવો મત પ્રથમ તો આપણા સઘળા અભિપ્રાય, રસિકતા અને રહેવાની રીતભાતનો ઉચ્છેદ દેખાય છે. આ દેશના ઘણા યુવાનોને સ્વીડનબર્ગ, *કૅન્ટ, §કૉલેરીજ અને ‡હેગલ એવાજ જણાયા છે. જે સઘળું તેઓ આપી શકે તેમ છે તેનું અંતઃકરણપૂર્વક ઉપકારથી ગ્રહણ કરો. તેમનું મંથન કરો, તેમની સાથે માથાફોડ કરો, અને તેમનો આશિરવાદ તમે મેળવો, ત્યાં સુધી તેમને જવા ન દ્યો; અને થોડા વખત પછી, તમારી દેહેશતનો નાશ થશે, એની સત્તા તમને વધારે પડતી લાગતી હતી તે જતી રહેશે. અને તેઓમાંથી દરેક હવે ભય-સૂચક ધૂમકેતુ જણાશે નહિ, પરંતુ તમારા આકાશમાં ગંભીરતાથી પ્રકાશતો, અને તમારા આખા દિવસની સાથે પોતાનો પ્રકાશ ભેળવી દેતો, એક સુંદર અને ચળકતો વધારે તારો બની રહેશે.

પણ જે એને આકર્ષે છે તેને મોકળા મનથી પોતાના પંડને જ્યારે એ સમર્પણ કરી દેછે, કારણકે એ એનું પોતાનુંજ છે, ત્યારે પછી, જે તેનું આકર્ષણ ન કરે, પછી ગમે તેવી કીર્ત્તિ અને સત્તા તેમાં હોય તોપણ, એણે તેને ના કહેવી, કારણકે એ એનું નથી. આખી આત્મ-શ્રદ્ધા મનમાંજ રહેલી છે. જેમ પાણીનો પાતળો થાંભલો સમુદ્રનો ઘડો હોયછે, તેમ સઘળા આત્માનો પ્રતિકાર એક આત્મા છે. વસ્તુઓને, ગ્રંથોને અને સર્વોત્તમ બુદ્ધિને પોતાની-પાદશાહની-પેઠેજ તેણે ગણવાં જોઇએ. જેવો †એસકીલસને ગણવામાં આવેછે,

---

*કૅન્ટ જર્મનફિલસુફ ઈ. સ. ૧૭૨૪માં જનમ્યો, અને ઈ. સ. ૧૮૦૪માં ગુજરી ગયો.

§કૉલેરીજ કવિ અને ફિલસુફ થઇ ગયોછે. એનો જન્મ ઈ. સ. ૧૭૭૨માં થયો, અને ઇ. સ. ૧૮૩૪માં એ ગુજરી ગયો.

‡હેગલ જર્મનફિલસુફ ઈ. સ. ૧૭૭૦ જનમ્યો, અને ઇ. સ. ૧૮૩૧માં ગુજરી ગયો.

†એસકીલસ—આ ગ્રીકનો કરૂણારસ લખનારો કવિ ઇ. સ. પૂર્વે ૫૨૫માં જનમ્યો હતો. એના શુદ્ધ વિચારોને લીધે એના ઉપર નાસ્તિકતાનું ખોટું તોહોમત આવ્યું હતું અને તેથી દેશમાંથી હદપાર એને કરવામાં આવ્યો હતો. ઇ. સ. પૂર્વે ૪૫૬માં એ ગુજરી ગયો.

એવોજ માણસ એ હોય તો, જ્યારે એણે હજારો વર્ષોથી આખા યુરોપને કેળવણી આપીછે, ત્યારે તો એણે પોતાનું કર્ત્તવ્ય બજાવ્યું નથી. હમણાં પણ આનંદનાં શિક્ષક તરીકે તેને મારી પોતાની પાસે સાબીત થવાનું છે. જો એટલું એ કરી શકે નહિ, તો તેની સઘળી કીર્ત્તિનું મારી પાસે કાંઇ વળવાનું નથી. મારી પોતાની બુદ્ધિમય સમગ્રતાને માટે હજારો એસકીલસના જો હું ભોગ ન આપું, તો હું બેવકૂફ છું. અંતઃકરણની વિદ્યા, ગહન સત્યના સંબંધમાં તો મુખ્યત્વે કરીને એજ વાત તમે રાખજો. *બેકન જેવો, સ્પિનોઝા જેવો, હયુમ જેવો, શેલીંગ જેવો, કૅન્ટ જેવો, અથવા તો એવોજ બીજો કોઇ જો તમને અંતઃકરણની ફિલસુફી બતાવે છે તો, ઓછો કે વધતો તમારા ચૈતન્યમાં રહેલી વસ્તુઓનો, કે જે વસ્તુઓને જોવાની કે કદાચ તેમને સંજ્ઞા આપવાની તમારે તમારી પોતાનીજ રીતિ હોયછે, તથાપિ, તેનો માત્ર અકુશળ ભાષાંતર કરનાર એ છે. એ સફળ નથી થયો; હવે બીજાને અજમાવવા દ્યો. જો એ પ્લૅટોથી બની શકે નહિ, તો સ્પિનોઝાથી બનશે. સ્પિનોઝાથી ન બને તો, કદાચ કૅન્ટથી બનશે. ગમે ત્યારે પણ, જ્યારે એ તમને સમજાવવામાં આવેછે ત્યારે તમને માલમ પડશે કે એ કોઇ રહસ્ય નથી, પણ સાદી, કુદરતી અને સાધારણ સ્થિતિ છે કે જે એ લખનાર તમને પુનઃપ્રાપ્ત કરી આપેછે.

પણ આ આખ્યાનને આપણે સંપૂર્ણ કરી નાખીએ. સત્ય અને પ્રેમની વચ્ચે રહેલા સ્પષ્ટ પ્રશ્નના સંબંધમાં, જો કે વિષયથી સૂચિત થાયછે તોપણ, હું કાંઇ બોલીશ નહિ. સ્વર્ગની પ્રાચીન રાજનીતિમાં હું વચ્ચે પડવાની હિંમત કરીશ નહિઃ "દેવગણ જ્ઞાનાસક્ત છે અને પરિઓ પ્રેમાસક્ત છે." દેવો પોતેજ પોતાના કજીઆનો નિર્ણય આણશે. પરંતુ જેણે જમાનાના જમાનાથી વિચારના નિયમો પ્રવર્તાવ્યા છે, જે શુદ્ધ સમજશક્તિના તત્વવેત્તા, ભવિષ્ય વાદીઓ અને દિવ્ય ઉચરનારા ગણાય છે, એવા ઉચ્ચ અને સર્વથી જૂદા પડી જતા વર્ગને, ગમે તેવી રીતે પણ, સંભાર્યા સિવાય હું આ મનના નિયમોનું નિરૂપણ કરી શકું નહિ. જ્યારે લાંબા વખતે, તેમનાં ગહન પૃષ્ટો આપણે ઉથલાવીએ છીએ ત્યારે, જેની આગળ ઇશુખ્રિસ્તનો ધર્મ સામાન્ય અને સાધારણ લાગેછે એવા પ્રાચીન ધર્મના આ પુરૂષો જે આ દુનિયામાં ફરી ગયા છે, એવા આ થોડા મહાન્ આત્મિક ઉમરાવોનો ગંભીર અને ભવ્ય દેખાવ વિસ્મયયુક્ત દેખાય છે. કારણકે જો કે સમજાવવાની શક્તિ આત્મામાં છે, તથાપિ તેને

*આ બધા મોટા લેખકો અને ફિલસુફ થઇ ગયાછે.

ઉત્પન્ન કરવાની શક્તિ મનમાં છે. હિરેક્લીટસ, પ્લેટો, પ્રોકલસ, અને બીજા એવા એવા મહાત્માઓની આ મંડળીના તર્કમાં એવી કાંઇક વિશાળતા છે, તેમની વિચારણામાં એવી કાંઇક અગત્યતા છે, કે જે સાહિત્ય અને અલંકાર શાસ્ત્રના ભેદના પહેલાંની હોય એમ જણાય છે; અને એકી વખતે કવિતા, સંગીત, નૃત્ય, ખગોળવિદ્યા, અને ગણિતશાસ્ત્ર તે હોય એમ દેખાય છે. દુનિયાનું બીજ વાવવા વખતે હું હાજર છું. સૂર્ય-કિરણની ભૂમિતિ સાથે કુદરતના પાયા આત્મા નાખેછે. તેની વિશાળતા અને તેમની લાગુ પાડવાની યોગ્યતા ઉપરથી તેમના વિચારનું સત્ય અને ભવ્યતા સાબીત થાયછે, કારણકે તેના દૃષ્ટાંતને માટે વસ્તુઓના આખા પરિશિષ્ટ અને યાદી ઉપર એ અમલ ચલાવે છે. પણ જેમાં એની ઉચ્ચતા લાગેછે, અને આપણને જે કાંઇક ઉપહાસ જેવું પણ લાગેછે તે, જે નિર્દોષ ગંભીરતાથી આ બાળક જેવા ઇંદ્રો પોતાના વાદળામાં બેસેછે અને જમાને જમાને, કોઇ પણ સમકાલીન સાથે નહિ, પણ એક બીજાની સાથે વાતોના તડાકા મારેછે તે, છે. પોતાનું ભાષણ સ્પષ્ટ છે, અને આખી દુનિયામાંથી કુદરતી વસ્તુ એ છે એમ તેમને ખાત્રી હોવાથી, તેઓ નિબંધ ઉપર નિબંધોનો ઉમેરો કરતા જાયછે; અને નીચે રહેલી જે મનુષ્યજાત તેમની સાદામાં સાદી દલીલ પણ સમજી શકતી નથી તે મનુષ્ય જાતના આશ્ચર્યની દરકાર તેઓ જરીએ કરતા નથી; અને તેમાં ખૂલાસાનું કે સાધારણ વાક્ય મૂકવાની પણ તેઓ દયા કરતા નથી; તેમ ચકિત થયેલા તેમના શ્રોતાની મંદતાથી જરી પણ નાખુશી કે ચીડ તેઓ બતાવતા નથી. સ્વર્ગમાં જે ભાષા બોલાય છે તેનાથી આ દેવદૂતો એવા તો મોહિત થઇ ગયા છે કે મનુષ્યની સંગીત રહીત અને કઠોર ભાષાથી તેઓ પોતાના હોઠ પીસતા નથી; અને, પછી જો કે તેને સમજનાર કોઇ હોય કે નહિ, તોપણ તેઓ પોતાનીજ ભાષા બોલેછે.

## બદલો,
અથવા
## "કરીએ તેવું પામીએ."

*Man's the elm, and Wealth the vine;*
*Stanch and strong the tendrils twine;*
*Though the frail ringlets thee deceive,*
*None from its stock that vine can reave.*
*Fear not, then, thou child infirm,*
*There's no god dare wrong a worm.*
*Laurel crowns cleave to deserts,*
*And power to him who power exerts;*
*Hast not thy share? on winged feet,*
*Lo! it rushes thee to meet;*
*And all that nature made thy own,*
*Floating in air or pent in stone,*
*Will rive the hills and swim the sea,*
*And, like thy shadow, follow thee.*

મનુષ્ય વૃક્ષ છે, અને દ્રવ્ય વેલી છે; દૃઢ અને મજબુત રીતે વેલીઓ વીંટાય છે; જો કે ક્ષણભંગુર ગુચ્છાઓ તને છેતરે છે, છતાં તે વેલીને તેના થડમાથી કોઇ છૂટું પાડી શકશે નહિ. નિર્બળ બાળક, માટે તું ધાસ્તી ન રાખ; કોઇ દેવ પણ કોઇ જંતુને ઇજા કરી શકે નહિ; ગુણો ઉપર વિજયી વાવટા ફરકે છે, અને જે શક્તિ વાપરે છે તેને શક્તિ પ્રાપ્ત થાયછે. તારો ભાગ તને નથી શું? જો! પાંખોવાળા પગથી તને મળવાને એ ધસ્યો આવેછે; અને હવામાં ઉડતું કે પથ્થરમાં ગોંધેલું, કુદરતે જે તારે માટે બનાવ્યું તે સઘળું ટેકરીઓને પણ ચીરી નાખશે, સમુદ્રને પણ તરી જશે, અને, તારા પડછાયાની પેઠે, તારી પછવાડે આવશે.

જ્યારથી હું નાનો હતો ત્યારથીજ બદલા ઉપર નિબંધ લખવાની મારી ઇચ્છા હતી. કારણકે હું જ્યારે નાનો હતો ત્યારે પણ, મને એવું જણાતું હતું કે આ વિષય પરત્વે આપણી જીંદગી ધર્મના જ્ઞાન કરતાં આગળ છે. અને ધર્મોપદેશકો જેટલો ઉપદેશ આપેછે, તેના કરતાં પણ લોકો આ બાબતમાં વધારે જાણેછે. જે આધાર ઉપરથી આ સિદ્ધાંતનો નિર્ણય કરવાનો છે, તે આધારો પણ મારી કલ્પનાને તેમની અનંત વિવિધતાને લીધે મોહક થઇ પડ્યા હતા, અને નિદ્રામાં પણ હમેશાં મારી દૃષ્ટિ આગળ રહેતા હતા ; કારણકે આપણે જે ઓજારો રોજ વાપરીએ છીએ, તેજ આ આધાર બનેછે; આપણું પોષણ કરનારી જે વસ્તુ છે તેમાં તેનો આધાર છે ; મોહોલ્લામાં ચાલતા વ્યવહાર, ખેતર, અને રહેવાનું ઘર, સત્કાર, સંબંધ, લેણાં અને દેણાં, પ્રકૃતિની અસર, સઘળાં મનુષ્યોના સ્વભાવ અને ગુણ, આ સઘળાં તે આધાર થાયછે. વળી મને એવું પણ લાગ્યું કે તેમાં મનુષ્યો એ દિવ્યતાનું કિરણ છે એમ બતાવી શકાય; પરંપરાથી ચાલી આવતી કથાની સઘળી નિશાનીઓમાંથી સ્પષ્ટ કરી, આ સંસારના આત્માનું તાત્કાળીક કાર્ય તેમાંથી બતાવી શકાય; અને તેથી કરીને, જે હમેશાં હતું અને હમેશાં હોવું જોઇએ એમ મનુષ્ય જાણેછે, કારણકે તે હમણાં પણ વાસ્તવિક રીતે છે, એવી વસ્તુની સાથે સંબંધમાં યોજતાં તેનું હૃદય અનંત પ્રેમની પુષ્કળતામાં—અવિનાશી પ્રેમની રેલછેલમાં, નિમગ્ન બની જાય, એમ પણ બતાવી શકાય. તે સિવાય, વળી મને એવું પણ જણાયું કે, જે પ્રકાશિત પ્રેરણાઓમાં આ સત્ય કોઇ કોઇ વખત આપણને પ્રસિદ્ધ થાયછે તે પ્રકાશિત પ્રેરણાઓને કાંઇક અનુરૂપ આવે એવા શબ્દોમાં જો આ સિદ્ધાંતને વર્ણવવામાં આવે તો, જે મુસાફરી આપણને આપણે માર્ગે ભૂલા પડવા નહિ દે, એવી મુસાફરીના વાંકાચુંકા રસ્તામાં અને અગણિત અપ્રકાશિત કલાકોમાં આપણને માર્ગ-પ્રદર્શક તારો એ થઇ પડે, એમાં કાંઇ શક નહિ.

દેવળમાં થોડાજ વખત અગાઉ અપાયલું ધાર્મિક વ્યાખ્યાન સાંભળીને મારી આ ઈચ્છા દૃઢતાને પામી. પોતાની ધાર્મિક આસ્થાને માટે પંકાએલા એવા એ વ્યાખ્યાન આપનારા ઉપદેશકે 'છેવટના ન્યાય'નો સિદ્ધાંત લૌકિક અભિપ્રાયને અનુસાર એ વખતે ખુલ્લો કર્યો હતો. ન્યાય આ દુનિયામાં અપાતો નથી, ખરાં ખોટાં કાર્યનો બદલો આ સંસારમાં મળતો નથી, દુરાત્મા જયવંત નીવડે છે, સારાં માણસો દુઃખી થાયછે, દુષ્ટ માણસો ગાડીઘોડામાં બેસી ફરેછે,

સદ્‌ગુણી માણસનો કોઇ ભાવ પણ પૂછતું નથી, આવું સ્વીકારી એ બોલતો હતો. અને પછી વિવેકબુદ્ધિથી અને શાસ્ત્રના પ્રમાણથી એવું અનુમાન શ્રોતા સન્મુખ આગળ ધરતો હતો કે બંને પક્ષોને આવતા જન્મારામાં તેમના કૃત્યોનો બદલો મળશેજ. આ સિદ્ધાંતમાં શ્રોતાગણની કાંઇ પણ અસંમતિ ન હોય એમ જણાતું હતું. મેં જોયું તે પ્રમાણે તો, વ્યાખ્યાન ઉપર ટીકાનો એક પણ શબ્દ ઉચર્યા વિના જ્યારે સમાજ બરખાસ્ત થયો, ત્યારે તેઓ વિખેરાઇ ગયા.

છતાં આ ઉપદેશમાંથી ધ્વનિ શું ઉપજતો હતો? પોતાની હાલની જીંદગીમાં સારાં માણસો દુઃખી થાયછે, એમ કહેવામાં ઉપદેશકનું તાત્પર્ય શું હતું? ઘર અને જમીન, અમલદારી, મોજમજા, ગાડી ઘોડા, પોશાક, વિલાસ, એ દુરાચારી લોકોને દુનિયામાં મળેછે, અને સંતો તો કંગાળ રહેછે, સદ્‌ગુણી માણસોને એ મળતાં નથી, અને તેઓ ધિક્કાર પામેછે; માલમત્તા, અને દ્રવ્ય, ખોરાક અને મોજશોખની વસ્તુઓ—આવી આવી વસ્તુઓની તૃપ્તિ સારા માણસોને હવે પછી—કોઇક દિવસે ભવિષ્યમાં મળી તેમની હાલની નિર્ધનતાનો બદલો તેમને મળવાનો છે,—આ અર્થ તેનો હતો? તેનો ધારેલો બદલો તો આ હોવો જોઇએ; બીજો શું હોય? તેઓએ ભક્તિ અને પ્રાર્થના કરવી છોડી દેવી, એ હતો શું? માણસોનાપર પ્રેમ રાખી તેમની ગુલામી કરવી એ હતો શું? કારણકે, તે તો હમણાં પણ તેઓ કરી શકે તેમ છે. જે વાસ્તવિક અનુમાને તેના શ્રોતા આવે તે આ હતું: "પાપી લોકોનો જેવો વખત હમણાં છે, તેવો વખત આપણને પણ કોઇક દિવસ મળશે;" અથવા તો, તેના સ્પષ્ટ અને છેવટના ધ્વનિએ જઈ બોલીએ તો, આમ કહેવાય: "તમે હમણાં પાપ કરો, અમારો વખત આવશે ત્યારે ધીમે ધીમે અમે કરશું; અમારી મરજી થાય તો, અમે હમણાં પણ પાપ કરી શકીએ તેમ છીએ; અમે અત્યારે સફળ થતા ન હોવાથી, આવતી કાલે વેર લેવાની આશા અમે રાખીએ છીએ."

દુષ્ટ લોકો વિજયી નીવડે છે, ન્યાય હમણાં અપાતો નથી, આવો વિશાળ સ્વીકાર કરી લેવામાં તેનો વિરોધ સમાએલો છે. દુનિયા સમક્ષ સત્યની રજુ-આત કરવાને બદલે, સત્યની સિદ્ધતા દુનિયાને આપવાને બદલે, આત્માની સમક્ષતાની ખાત્રી આપવાને બદલે, વૃત્તિની સર્વ-શક્તિમાનતાને બદલે, અને એને અનુસાર સારા અને નરસાનું, અને વિજય અને અસત્યનું, પ્રમાણ સ્થા-

પિત કરવાને બદલે, જેમાં માત્ર બાહાદુર સફળતા છે, તેનીજ માત્ર વ્યવહારીક નીચ ગણના આગળ ધરવામાં ઉપદેશકની અંધતા હતી.

હાલના સામાજીક ધાર્મિક ગ્રંથોમાં પણ અને આવાજ નીચ સ્વરની ગંધ આવેછે. અને વિદ્વાનો પણ એના સંબંધોના વિષયોનું પ્રસંગોપાત વર્ણન કરેછે, ત્યારે તેઓ પણ આવાજ મત સ્વીકારે છે. આપણી સામાજીક ધર્મ-વિદ્યાએ જે વેહેમોને નષ્ટ કર્યા છે, તેના ઉપર આપણને શિષ્ટાચારમાં પ્રાપ્તિ થઇછે, સિદ્ધાંતમાં નથી થઇ, એમ હું ધારૂંછું. પણ આ વિદ્યા કરતાં મનુષ્યો વધારે પ્રવીણ છે. તેમની હમેશની વ્યવહારીક જીંદગી તેને જૂઠી પાડેછે. દરેક કુલીન અને મહત્વાકાંક્ષી આત્મા પોતાના ખાનગી વ્યવહારમાં એ સિદ્ધાંતને પાછળ પડતો મૂકેછે; જે જૂઠાણું તેઓ સિદ્ધ કરી શકતા નથી, તે સઘળાં માણસોને કોઇ કોઇ વખતે મનમાં લાગી આવેછે. કારણકે જેટલા ડાહ્યા પોતાને લોકો સમજે છે, તેના કરતાં તેઓ વધારે ડાહ્યા છે. શાળામાં કે ઉપદેશાસન ઉપરથી જે તેઓ પાછળથી વિચાર કર્યા વિના સાંભળે છે, તેના વિષે જો સામાન્ય વાતચિતમાં બોલાય, તો ઘણુંકરીને તેનો સંશય મૌન રહી તેઓ બતાવી આપેછે. મિશ્ર મંડળમાં પરમેશ્વર અને કાયદાઓ ઉપર જો કોઇ પણ માણસ ખાત્રીપૂર્વક વાત કરેછે, તો એનો પ્રત્યુત્તર એવા મૌનથી વાળવામાં આવેછે, કે જે ઉપરથી જોનારને સારી પેઠે ખાત્રી થઇ જાયછે કે શ્રોતાના અંતઃકરણમાં અસંતોષ રહ્યો છે, અને પોતાનો સિદ્ધાંત પ્રસિદ્ધ કરવાનું તેનું અસામર્થ્ય જણાઇ જાયછે.

જે હકીકતો બદલાના સિદ્ધાંતનો રસ્તો બતાવેછે, તેવી કેટલીક હકીકતો વર્ણવવાનો પ્રયત્ન હું આ નિબંધમાં કરીશ; આ વર્તુળનો નાનામાં નાનો પરીઘ પણ જો હું ખરેખરી રીતે દોરી શકું તો હું પોતાને કૃતકૃત્ય થયો સમજીશ.

*દ્વૈતતા, અથવા, આઘાત અને પ્રત્યાઘાત, કુદરતના દરેક ભાગમાંથી આપણને મળી આવેછે; પ્રકાશ અને અંધારામાં; ટાઢ અને તાપમાં; સમુદ્રની ભરતી અને ઓટમાં; પુરૂષ અને સ્ત્રીમાં; પ્રાણી અને છોડવાઓ-

* પ્રસ્તાવના રૂપે એમર્સને કરેલું વિવેચન અહીં પૂરૂં થાયછે, અને હવે નિબંધનો વિષય શરૂ થાયછે, એટલી સ્મૃતિ વાંચનારને આપવી અત્ર યોગ્ય છે. આ નિબંધ મને ઘણો ઉપયોગી લાગેછે, અને તેમાં કેવાં સત્ય સમાએલાંછે, તથા તેમાંથી દરેક માણસે પોતાના જીવનની ઉન્નતિ કેમ શોધી લેવાની છે, એ વિચાર હું વાંચનારને સોંપું છું.

ના શ્વાસ અને ઉચ્છ્વાસમાં ; સજીવન શરીરના પ્રવાહી પદાર્થના વજન અને ગુણમાં ; હૃદયના સંકોચન અને વિસ્તરણમાં ; પ્રવાહી પદાર્થ અને અવાજની ગતિઓમાં ; મધ્યોત્સારી અને મધ્યાભિસારી આકર્ષણ શક્તિમાં ; વીજળીક આકર્ષણ અને રસાયની આકર્ષણમાં ; આનાં દૃષ્ટાંત છે. *સોયને એક છેડે લોહચુંબકને લગાડો ; અને તુરતજ એનાથી વિરૂદ્ધ આકર્ષણ બીજે છેડે ઉત્પન્ન થાયછે. જો દક્ષીણ ખેંચાય છે, તો ઉત્તર હઠેછે. અહીંથી ખાલી કરો તો, તહીં સંકોચન થવું જોઇએ. અનિવાર્ય દ્વૈતતા કુદરતને વચમાંથી કાપેછે, જેથી કરીને દરેક વસ્તુ તે વસ્તુનું અરધું સ્વરૂપ છે, અને તેને આખું કરવા કાજે બીજી વસ્તુ હમેશાં હોયછે એમ સૂચના કરેછે ; જેમકે ચૈતન્ય, જડતા ; પુરૂષ, સ્ત્રી ; એકી, બેકી ; દૈહિક, માનસિક ; સ્વાનુભવ, સર્વાનુભવ ; સારૂં, નરસું ; ઉચ્ચ, નીચ ; અંદર, બાહાર ; ઉપર, નીચે ; ગતિ, સ્થિતિ ; હા, ના ; વિગેરે વિગેરે.

આ પ્રમાણે આખો સંસાર દ્વૈત છે, તો તે પ્રમાણે તેનો દરેક ભાગ પણ તેવો છે. વસ્તુઓની આખી વ્યવસ્થા તેના એક રજકણમાં દૃશ્ય થાયછે. પાઇન જાતના લાકડાની એક સળીમાં, અનાજના કણના અંદરના તત્વ કિંવા સત્વમાં, દરેક માનુષી જાતની પ્રત્યેક વ્યક્તિમાં, એવું હમેશાં કાંઇક હોયછે કે જે, સમુદ્રની ભરતી અને ઓટને, દિવસ અને રાત્રીને, પુરૂષ અને સ્ત્રીને, મળતું આવેછે. કુદરતી તત્વોમાં જે પ્રત્યાઘાત આટલો ભવ્ય હોયછે, તે પ્રત્યાઘાત આટલી નાની હદની અંદર પણ નિરંતર થયા કરેછે. દૃષ્ટાંત તરીકે, દરેક પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રીએ એવું અવલોકેલું હોયછે કે પ્રાણીઓની કુદરતમાં પરમેશ્વરને કોઇ વાહાલું નથી, કે કોઇ દવલું નથી; પરંતુ દરેક બક્ષીસને, દરેક અપૂર્ણતાને, એક જાતનો બદલો સમતોલ રાખેછે. એક ભાગને વધારાના આપેલા ઉત્કર્ષના બદલાને તેજ પ્રાણીના બીજા ભાગને અપકર્ષ આપી

---

*કવિની કલ્પનામાંથી પણ ઉપજતો ધ્વનિ આ નિયમનું સમર્થન કરતો હોવાથી આ કવિતા અહીં દાખલ કરીછે.

છંદ હરીગીત.

અજદેવને તો આઠ આંખો રૂદ્રને ત્રણ બાર છે,
વળી ઇંદ્ર એક હજાર આંખ અહીંદ્ર જોડ હજાર છે;
પરમેશ્વરે પણ શ્રેષ્ટને કરી પક્ષ નેણ ઘણાં દીધાં,
ગઠ્ઠલાલ દલપતરામ જેવા ગરીબનાં છીનવી લીધાં.

(કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ.)

કુદરત સમતોલ રાખેછે. લાંબો માણસ પાતળો હોયછે; ટૂંકો માણસ જાડો હોયછે. આંધળો કાને માણસ તીવ્ર હોયછે; બેહેરા અને મૂંગા માણસની સમજશક્તિ તીવ્ર હોયછે. જો ટોચ અને ગરદન વિસ્તૃત હોયછે, તો થડી અને છેડા ટૂંકા કાપી નાખવામાં આવેછે.

યાંત્રિક-શાસ્ત્રમાં બળનો જે સિદ્ધાંત આપણે જાણીએ છીએ, તે વળી એનું બીજું દૃષ્ટાંત છે. બળમાં જેટલો લાભ, તેટલો કાળમાં ગેરલાભ; અને કાળમાં જેટલો લાભ, તેટલો બળમાં ગેરલાભ. રસાયનશાસ્ત્રમાં એ વળી વધારે સ્પષ્ટ હોયછે. રસાયની પદાર્થોના સ્વભાવમાં જેટલી ભિન્નતા, તેટલી તેમના સંયોગમાં સુલભતા. ગ્રહોનાં નિયમિત અથવા એક બીજાનો બદલો વાળી આપતાં પરિભ્રમણ વળી તેનું બીજું દૃષ્ટાંત છે. મનુષ્ય-સૃષ્ટિ ઉપર હવા અને જમીનની જે અસરો થાયછે તે વળી બીજું દૃષ્ટાંત છે. થંડો પ્રદેશ ઉત્સાહ ઉત્પન્ન કરેછે. અરસાળ જમીનમાં તાવ, મગર, વાઘ અને વીંછી ઉત્પન્ન થતા નથી.

મનુષ્યની પ્રકૃતિ અને સ્થિતિની નીચે પણ આવીજ દ્વૈતતા રહેલી છે. દરેક અધિકતાથી અપૂર્ણતા ઉત્પન્ન થાયછે; દરેક અપૂર્ણતાથી અધિકતા આવેછે: દરેક મિષ્ટતામાં તેની કડવાશ હોયછે; દરેક દુઃખમાં સુખ હોયછે; *દરેક સુખમાં દુઃખ હોયછે: જે શક્તિ આનંદની ગ્રાહક છે તે દરેકને, તેના ગેરઉપયોગમાં તેટલુંજ શાસન રહેલું છે. મધ્યમતા કિંવા વિવેકનો બદલો તેને તેની જીંદગીથી પ્રાપ્ત થવાનો છે. §અક્કલની દરેક મુઠીના બદલામાં મૂર્ખાઇની મુઠી પણ હોયછે. જે કાંઇ તમે ગુમાવ્યું છે, તેના બદલામાં તમને બીજું કાંઇક મળ્યું છે. અને જે કાંઇ તમે મેળવ્યું છે, તેના બદલામાં તમે કાંઇક ગુમાવ્યું છે. જો પૈસો વધ્યો છે, તો તેના

---

*એટલા માટે શેક્સપીઅર કહેછે:—

It is good to have giant's strength, but not to use it.

રાક્ષસના જેટલું સામર્થ્ય હોય તેમાં સારૂં છે, પણ તેનો ઉપયોગ કરવો તે સારૂં નથી:

§ નહિતો રામના સહવાસમાં રહેતી સીતા સુવર્ણ-મૃગનું વેન શામાટે લે? ધર્મધુરંધર નળરાજા રાજ્યની શરતે જુગટે શામાટે રમે? ધર્મનું સ્વરૂપ એવા યુધિષ્ટિર દ્રૌપદીની શરતે રાજ્ય સભામાં જુગટું રમવા હોડ શામાટે કરે? દેવે આપેલા વરદાનનો પ્રભાવ જાણવા જતાં ભસ્માસુર પોતાના મસ્તકપરજ પોતાનો હાથ કેમ મૂકે? અને ચતુર છતાં પણ હનુમાનજીને ગર્વ ક્યાંથી આવે?

વાપરનારા પણ વધ્યા છે. જો વીણનાર વધારે એકઠું કરેછે, તો જેટલું કુદરત તેની પેટીમાં મૂકાવે છે, તેટલું તેની પાસેથી લઇ લેછે; મિલ્કતને મોટી કરેછે, પણ ધણીને મારેછે. અપવાદ અને ઇજારાને કુદરત ધિક્કારે છે. સ્થિતિની વિવિધતા એક બીજાને સમાન થઇ જવાનું જેટલું ત્વરિત વલણ ધરાવે છે, તે કોઇ પણ પ્રકારે, ઉછાળે ચડેલાં દરિયાનાં ઉંચા ઉંચા મોજાં સમાન સપાટીએ આવી જવામાં જેટલું ધરાવે છે તેના કરતાં, ઓછું નથી. સમાન સ્થિતિએ લાવી દે એવી કોઇ પણ સ્થિતિ હમેશાં હોયછે, કે જેને લીધે કરીને ઉદ્ધત, મીજાજી, પૈસાદાર, અને નસીબવાળો એવો કોઇ માણસ વસ્તુતઃ બીજાની સાથે એકજ સપાટીએ આવી જાયછે. જો મનુષ્ય અતિ જોરાવર, અને જન-મંડળને અતિ વિકરાળ હોયછે, અને સાંસારિક સ્થિતિ અને પોતાના સ્વભાવવડે કરીને મનુષ્ય-મંડળને ખરાબ સહવાસી જેવો થઇ પડેછે, અને જેનામાં દુષ્ટ ચાંચીયાનો અંશ હોય, એવો ઘાતકી એ થઇ પડેછે;—તો કુદરત એને સુંદર છોકરાં અને છોકરીઓનું ટોળું આપેછે, અને તે સંસારમાં હરતાં ફરતાં થાયછે, અને તેમના ઉપર તેનામાં કુદરત એવો પ્રેમ સચેત કરેછે કે તેને લીધે તેમના સંબંધમાં ઉપજતી ધાસ્તી વડે કરીને તેનો વિકરાળ ઘુઘવાટ વિનયના નમ્ર સ્વરૂપમાં બદલાઇ જાયછે.* આ પ્રમાણે ચીરોડી અને કાળમીંઢ પથરાને નરમ કરી નાખવાની યોજના તે કરેછે, વરાહને બાહાર કાઢી અંદર ઘેટાનું બચ્ચું એ મૂકે છે, અને પોતાનું ત્રાજવું હમેશાં સમતોલ રાખેછે.

ખેડૂતની કલ્પનામાં એવું આવેછે કે સત્તા અને સંસારની ઉંચી પદવી બહુ સુંદર વસ્તુઓ છે, પરંતુ પોતાનાં ઉજળાં વસ્ત્ર અને મેડીને માટે અમલદારને બહુ મોટી કિંમત બેઠી છે: રાજાને રોટલો ખાતાં પણ સંશય રહેછે. પોતાની સઘળી ચિત્ત-સ્વસ્થતા, પોતાના મનની સઘળી નિરાંત, અને પોતાના સર્વોત્તમ શ્રેષ્ટ ગુણોના શ્રેષ્ટ ભાગનો ભોગ તેને સાધારણ રીતે આપવો પડયો

* આથી પણ વધારે આગળ ચાલતાં, એક બીજું દૃષ્ટાંત અત્ર મનન કરવા યોગ્ય છે. કાઠિયાવાડમાં બાહારવટીઆઓનો ઉપદ્રવ સર્વને જાણીતી વાત છે. કેમ જાણે કે અનિવાર્ય નિયમ એ થઇ પડયો હોય, તેમ હજી સુધી તો દરેક બાહારવટીઓ કોઇ સ્ત્રીના ફંદમાં અંધ બની ગયો છે, અને છેવટે તેનો એજ પ્રેમ કે અંધતા તેના વિનાશનું કારણ થઇ પડયું છે. આવું જાણવા છતાં, હજી પણ જે બાહારવટીઓ બાહારવટે નીકળે છે, તેનો વિનાશ એજ સાધનદ્વારા થાયછે, તો તેમાં કુદરતના ઉંડા ન્યાય અને ડાહાપણનું દૃષ્ટાંત નથી, તો બીજું શું છે ?

હોયછે. દુનિયાની સમક્ષ પોતાનો પ્રસિદ્ધ દેખાવ થોડો વખત જાળવી રાખવાના બદલામાં, પડદાની પછવાડે જે માણસો ટટ્ટાર થઇને ઉભાં છે, એવા એ ખરેખરા ધણીઓ આગળ ધુળ ચાટી સંતોષ માનવાની તેને જરૂર પડેછે. *દુનિયાના સુખમાં દુખ ભરેલું હોયછે. અથવા તો, મહાન્ બુદ્ધિની વધારે વાસ્તવિક અને સ્થાયી ભવ્યતાની ઇચ્છા મનુષ્યો કરેછે?—તો કુદરતના કાયદામાંથી એ પણ સ્વતંત્ર નથી. વૃત્તિ કે વિચારની પ્રબળતાએ કરીને જે મહાન્ થાયછે, અને હજારો ઉપર ઉંચે રહી નજર નાખેછે, તેને પણ એ ઉંચાઇને માટે ખરાજાત હોયછે. પ્રકાશના દરેક અંતરપ્રવાહની સાથે, નવું જોખમ તેને આવેછે. એનામાં પ્રકાશ છે શું?—એ પ્રકાશને સાક્ષીભૂત એણે રહેવું જોઇએ, અને અનંત આત્માના નવીન પ્રકાશને વળગી રહેવા માટે, જે પ્રેમ તેને તીવ્ર સંતોષ

---

*આવા ઉપયોગી નિબંધને એક નાની સરખી વાતથી અલંકૃત કરવાનું હું કર્તવ્ય સમજું છું. એક નિર્ધન બ્રાહ્મણે શિવજીની ઉપાસના કરી તેમને પ્રસન્ન કર્યા. પાર્વતીપતિએ વરદાનમાં વચન માગવાની આજ્ઞા કરી કે જેથી એને અનુસાર એને સિદ્ધિ થાય. બ્રાહ્મણને કાંઇ સૂઝયું નહિ, ત્યારે મહાદેવજીએ એક વરસની મુદ્દત એને આપી. બ્રાહ્મણ સંસારને જોતો જોતો એક સારા નગરમાં આવી ચડયો. નગરમાં ફરતાં ફરતાં એક મહા સમૃદ્ધિવાન શેઠીઆના ઘર સન્મુખ આવી તે સ્તંભી રહ્યો. ઘરનો ઠાઠ ઇંદ્ર-ભુવન જેવો હતો. રયાસત મોટા રાજ્ય જેવી હતી. નોકરચાકર આમતેમ ફરતા હતા. બારણે ગાડી ઘોડા તૈયાર થઇ ઉભા હતા. છોકરાંઓ કિલકિલાટ અને ધમાચકડી મચાવી રહ્યાં હતાં, અને દેવાંગના જેવું ઘરનું સ્ત્રી-મંડળ આનંદની ધુન મચાવી રહ્યું હતું. ઉભાં ઉભાં, વિચાર કરતાં કરતાં, આવો અનુપમ વૈભવ પોતાને હોવાનો આવિર્ભાવ બ્રાહ્મણના હૃદયમાં ફૂટવા લાગ્યો. ઘરનો ધણી, મેડી ઉપર આવેલા દીવાનખાનામાં રત્નજડીત સુવર્ણમય હિંડોળે બેસી હિંચકા ખાતો હતો, અને પરમસુખમાં નિમગ્ન બની ઝોકાં ખાતો હોય, એમ બ્રાહ્મણની દૃષ્ટિએ જણાતું હતું. બંનેની નજર એક થઇ, અને બ્રાહ્મણને ઉપર બોલાવી વિચારે ચડી જવાનું કારણ તેણે પૂછયું. બ્રાહ્મણે સર્વ કહ્યું. શેઠે પોતાની સ્ત્રીને, છોકરાંને, અને એક સેવકને બોલાવ્યાં, અને બ્રાહ્મણની સમક્ષ સ્ત્રીને પૂછયું:—"શેઠાણી, આ વખતે સાચુંજ બોલજો, કે આ બ્રાહ્મણનો ભ્રમ ભાંગતાં તેને સત્ય સમજાય. આ સંતાન જે મારાં કહેવાય છે, તે કોનાં છે?" શેઠાણી શરમાઇ ગયાં, અને નીચું જોઈ લજ્જિત વદને બ્રાહ્મણને કહ્યું: "ભાઇ, આ સંતાન શેઠની ઉત્પત્તિ નથી, પણ આ તેમના સેવકની છે." બ્રાહ્મણને હૃદયમાં શેરડો પડયો, અને કલ્યાણકર્તાનું જેને ઉપનામ મળ્યું છે એવા ત્રિપુટીના અંશરૂપ શંકર પાસે જઈ કહેવા લાગ્યો: "માહારાજ, આપના ચરણકમળમાં લીન થાઉં એવો ઉપદેશ આપો."

આપેછે, તેને હમેશાં તેણે વટાવી જવો જોઇએ. બાપ અને માને, બાઇડી અને છોકરાંને, એણે તજવાં જોઇએ. જે વસ્તુ ઉપર દુનિયાને અનુરાગ હોયછે, જેને દુનિયા વખાણે છે, અને જે મેળવવાની દુનિયાને પ્રબળ ઇચ્છા હોયછે, તે સઘળું શું એની પાસે છે?—તેમની પ્રશંસા તેણે પોતાની પાછળ ફેંકી દેવી જોઇએ, અને પોતાના સત્ય ઉપર પોતાની નિષ્ઠાથી તેમને તેણે દુઃખિત કરવાં જોઇએ, અને કહેણી અને ફિટકારનું દૃષ્ટાંતરૂપ તેણે બનવું જોઇએ.

આ કાયદો શેહેરો અને પ્રજાઓનો કાયદો લખેછે. એની વિરૂદ્ધ વ્યવસ્થા કરવી, કે એની વિરૂદ્ધ છળભેદ રમવા, કે એની વિરૂદ્ધ થવા એકત્ર થવું, એ નિરર્થક છે. લાંબા વખત સુધી અવ્યવસ્થિત રહેવાની વસ્તુઓ ના પાડેછે. જોકે નવીન દુર્દશાને કાંઇ પણ પ્રતિરોધ જણાતો નથી, જોકે નવીન દુષ્ટતાને કાંઇ પણ અંકુશ દેખાતો નથી, તથાપિ પ્રતિરોધ અને અંકુશ તેનામાં હયાત હોયછે, અને વહેલા મોડો પણ એ દેખાશે. જો રાજ્ય ક્રૂર હોયછે તો રાજ્ય-કર્ત્તાની જીંદગી સલામત નથી. જો તમે દીવાની કાયદો દયાહીન બનાવો છો, તો પંચ ગુન્હેગારને ગુન્હેગાર નહિ કહે. જો કાયદાનું બંધારણ જોઇએ તેના કરતાં વિશેષ દયાળુ હોયછે, તો ખાનગી વેર વધી પડેછે. જો રાજ્ય ક્રૂર રીતે પ્રજાસત્તાક હોયછે, તો શેહેરવાસીમાં રહેલા ઉત્સાહના ઉછાળાથી તેના દબાણને પ્રતિરોધ અપાય છે, અને વધારે ભયંકર જ્યોતિથી જીંદગી પ્રકાશે છે. મનુષ્યની વાસ્તવિક જીંદગી અને મધ્યમ સંતોષ, સ્થિતિની અતિશય કઠીનતા અને અતિશય વિલાસથી અળગાપણું ઇચ્છતાં હોય એમ જણાય છે, અને સઘળી જાતની સ્થિતિઓમાં મધ્યમતા સાચવવાની જરૂર તેમને જણાય છે. સઘળાં રાજ્યોમાં પ્રકૃતિની અસર એકજ હોયછે;-તુર્કસ્તાનમાં અને અમેરિકામાં, બધામાં. ઇજીપ્તના અસલી જુલમગારના દૃષ્ટાંતમાં, ઇતિહાસ પ્રમાણિકતાથી એવું કબુલ કરતો જણાય છે કે કેળવણીથી મનુષ્ય જેટલો સ્વતંત્ર થઇ શકે તેટલો સ્વતંત્ર મનુષ્ય એ વખતે થએલો હશે.

આ દૃષ્ટાંતો ઉપરથી એવી વાત સિદ્ધ થાયછે કે આખું વિશ્વ તેના દરેક રજકણમાં સ્વરૂપ પામેછે. કુદરતની દરેક વસ્તુ કુદરતની સઘળી શક્તિઓનો સમાવેશ પોતામાં કરેછે. જેવી રીતે પદાર્થવિજ્ઞાની દરેક રૂપાંતરમાં એકજ નમુનો જુએછે, અને અશ્વને દોડતો મનુષ્ય એ લેખેછે, માછલાને તરતું માણસ લેખેછે, પક્ષીને ઉડતું માણસ લેખેછે, અને વૃક્ષને સ્થિર થએલું કિંવા ખોડેલું માણસ લેખેછે, તેવી રીતે દરેક વસ્તુ એકજ ગુપ્ત પદાર્થની બનેલી છે. દરેક

નવીન આકાર નમુનાનું મુખ્ય લક્ષણ આચરેછે, એટલુંજ નહિ, પણ એના વિભાગે વિભાગમાં સઘળી વિગતો, સઘળા ઉદ્દેશ, સઘળી સહાય, સઘળી અટકાયત, સઘળી શક્તિઓ, અને દરેક બીજી વસ્તુની આખી વ્યવસ્થા આચરેછે. દરેક ધંધો, દરેક વેપાર, દરેક કળા, દરેક કબાલો, સંસારનો સંક્ષિપ્ત ગ્રંથ છે, અને બીજી દરેક વસ્તુનો પૂરવણીરૂપ પરસ્પર સંબંધી છે. દરેકે દરેક મનુષ્ય માનુષી જીંદગીની આખી સંજ્ઞા છે; તેના સારા અને નરસાની, તેના સંકટોની, તેના શત્રુઓની, તેના પ્રવાહની, અને તેના ઉદ્દેશની દરેક સંજ્ઞાછે. અને ગમે તે રીતે પણ, દરેકે દરેક મનુષ્યના સમસ્ત સ્વરૂપને અનુસરવું જોઇએ, અને તેના આખા નિર્માણને સૂચિત કરવું જોઇએ.

ઝાકળના એક બિંદુમાં આખો સંસાર પ્રતિબિંબિત થઇ જાયછે. સૂક્ષ્મદર્શકયંત્રને એવો ઝીણો જંતુ કોઇ નહિ મળે કે જેના પરમાણુ નાના હોવાના સબબે ઓછા સંપૂર્ણ હોય. આંખો, કાન, સ્વાદેંદ્રિ, ઘ્રાણેંદ્રિ, ગતિ, બચાવ, રૂચિ, અને અનંતતાને સાચવી રાખતી જનનેંદ્રિ—આ સઘળાંને નાનામાં નાનાં પ્રાણીમાં પણ હોવાનો અવકાશ હોયછે. આ પ્રમાણે આપણે આપણા આખા જીવનને આપણા દરેક કાર્યમાં મૂકીએ છીએ. સર્વવ્યાપકતાનો સાચો ઉપદેશ એ છે કે દરેક કરોળીઆની જાળમાં અને શેવાળના પડમાં, પરમેશ્વર પોતાના સઘળા ભાગ સહીત ફરી દેખાયછે. વિશ્વનું વજન દરેક બિંદુમાં પોતાને ફેંકવાની યોજના કરેછે. જો સારૂં ત્યાં છે, તો ખરાબ પણ ત્યાં છે; જો આકર્ષણ ત્યાં છે, તો પ્રત્યાકર્ષણ પણ ત્યાં છે; જો પ્રબળતા ત્યાં છે, તો મર્યાદા પણ ત્યાં છે.

આ પ્રમાણે આખું વિશ્વ સજીવન છે. સઘળી વસ્તુઓ નીતિના ઉપદેશયુક્ત છે. જે આત્મા આપણી ભાવના કિંવા વિચાર છે, તે આપણી બાહાર જાયછે ત્યારે કાયદો છે. આપણને તેની પ્રેરણા જણાઇ આવેછે, બાહાર ઇતિહાસમાં એની અનિવાર્ય પ્રબળતા આપણે જોઇ શકીએ છીએ. “એ દુનિયામાં છે, અને એનાથી દુનિયા રચાઇ હતી.” ન્યાયને આવતા જન્મારાસુધી મુલત્વી રાખવામાં નથી આવતો. જીવનના સઘળા ભાગમાં સંપૂર્ણ સમાનતા પોતાનું ત્રાજવું હમેશાં બરાબર તોળી રાખે છે. પરમેશ્વરના પાસા હમેશાં ભરેલા હોયછે. દુનિયા ગુણાકારના કોઠા જેવી, અથવા બીજગણિતના સમીકરણ જેવી જણાય છે; ગમે તેમ ફેરવો, પણ તેનો સરવાળો સરખોજ આવેછે. ગમે તે આંકડો તમે લ્યો, અને, વધારે પણ નહિ, તેમ ઓછી પણ નહિ, પણ તેની ખરેખરી કિંમતજ તમને મળશે. શાંતિથી અને

સિદ્ધતાથી દરેક ગુપ્ત ભેદ બાહાર આવેછે, દરેક ગુન્હાને શિક્ષા થાયછે, દરેક સદ્‌ગુણને બદલો મળેછે, અને દરેક દુઃખની દાદ મળેછે. જેને આપણે બદલો કહીએ છીએ, તે તો વિશ્વની સાર્વત્રિક અગત્યતા છે—અનિવાર્યતા છે, અને તેમાં વિશ્વનું પ્રયોજન છે; અને તેને લીધે જ્યાં વસ્તુનો ભાગ દેખાય છે, ત્યાં આખી વસ્તુ પણ દેખાય છે. જો તમે ધુમાડો જુઓછો, તો ત્યાં અગ્નિ હોવોજ જોઇએ. જો તમે હાથ કે બીજો અવયવ ત્યાં જુઓછો, તો જે શરીરનો હાથ કે અવયવ એ હોય છે, તે શરીર પણ તેની પછવાડે હોવું જોઇએ, એમ તમે જાણોછો.

દરેક કાર્યનો બદલો બેવડી રીતે મળેછે, અથવા તો બીજી રીતે બોલીએ તો, દરેક કાર્ય બેવડી રીતે પરિણામ પામી પૂરૂં થાયછે. પ્રથમ તો, વસ્તુમાં અથવા વાસ્તવિક કુદરતમાં; બીજું, સ્થિતિમાં અથવા દૃશ્ય કુદરતમાં. આ સ્થિતિ અથવા દૃશ્ય કુદરતને મનુષ્યો બદલો કહેછે. નૈત્તિક બદલો વસ્તુમાં હોય છે, અને આત્મા એને દેખેછે. સ્થિતિમાં રહેલો બદલો સમજ-શક્તિથી દેખાય છે; વસ્તુમાંથી એ જૂદો પાડી શકાય તેમ નથી, પણ વારંવાર લાંબા કાળપર્યંત સમજ-શક્તિને એ દેખાતો નથી, તેનાથી ગુપ્ત રહેછે; અને એથી કરીને ઘણા વર્ષો સુધી એ સ્પષ્ટ થતો નથી. ગુન્હાની વાંસે અમુક ફટકા આપવામાં આવેછે, પરંતુ એમનો ઉદ્‌ભવ ગુન્હાની સાથે થએલો હોયછે, એટલા માટેજ એ આપવામાં આવેછે. ગુન્હાના જન્મની સાથેજ નસીયતનો જન્મ છે. ગુન્હો અને નસીયત બંને એકજ થડમાંથી ઉદ્‌ભવ પામેછે. જે આનંદમાં નસીયત ઢંકાઇ રહી હોયછે, તે આનંદના પુષ્પમાં ખબર પડ્યા વિના પણ પરિપકવ થતું જે ફળ રહેલું હોયછે, તે નસીયત છે. કારણ અને પરિણામ, સાધન અને ઉદ્દેશ, બીજ અને ફળ, આ વસ્તુઓને એક બીજાથી જૂદીજ પાડી ન શકાય; કારણકે, કારણમાંજ પરિણામ કયારનું ખીલેછે; સાધનમાં ઉદ્દેશની આગળથી હયાતી છે; અને બીજમાં ફળ વસેલું છે.

આ પ્રમાણે દુનિયા જ્યારે આખી છે, અને પોતાના કટકા કટકા થવા દેવાની અને વહેંચાઇ જવાની એ ચોખ્ખી ના પાડેછે, ત્યારે આપણે તેને છૂટી છૂટી કરી નાખી, એક તરફી રીતે વરતી તેના અમુક અમુક ભાગને આપણા પોતાના કરી લેવા આપણે પ્રયત્ન કરીએ છીએ. દૃષ્ટાંત તરીકે, ઇંદ્રિયોને સંતુષ્ટ કરવા હૃદય-બળની અગત્યતા છે, પણ તેમાંથી ઇંદ્રિયોના આનંદને આપણે છૂટો પાડીએ છીએ. ઇંદ્રિય મધુરતાને નૈત્તિક મધુરતામાંથી, ઇંદ્રિય પ્રબળતાને

નૈત્તિક ઉંડાણમાંથી, ઇંદ્રિય ચળકાટને નૈત્તિક સુંદરતામાંથી, કેમ છૂટાં પાડવાં, આ એક મનોયત્નનો ખૂલાસો કરવા તરફ મનુષ્યની કરામત હમેશાં સ્વાર્પણ કરવામાં આવી છે ; એટલે કે, વળી એનો અર્થ એવો થાયછે કે, આ ઉપલી સપાટીને સફાઇબંધ એવી પાતળી કાપી નાખવી કે જેથી તે અતળ કિંવા અગાધ રહે, અથવા તો વસ્તુના બીજા છેડા વિના, તેના પેલા છેડાને મેળવી લેવો. આત્મા કહેછે કે, ખા; સ્વાદેંદ્રિથી લોભાઇ શરીર જમણ જમેછે. આત્મા કહેછે કે: સ્ત્રી અને પુરૂષ એક લોહી અને એક આત્મા થશે; શરીર માત્ર લોહીનોજ સંયોગ કરશે. આત્મા કહેછે કે, સદ્ગુણના ઉદ્દેશે સઘળી વસ્તુઓ ઉપર સત્તા રાખો; શરીર તો વસ્તુઓના ઉદ્દેશેજ વસ્તુઓ ઉપર સત્તા રાખશે. આ પ્રમાણે આત્માના કહ્યા પ્રમાણે શરીર ચાલતું નથી.

સઘળી વસ્તુઓમાં રહી વેગથી કાર્ય કરવાનો પ્રયત્ન આત્મા કરેછે. અને એજ વસ્તુતા માત્ર બની શકે. સત્તા, આનંદ, જ્ઞાન, સૌંદર્ય—સઘળાં તેમાં ઉમેરાશે. અમુક મનુષ્ય થવાનો ઉદ્દેશ અમુક વ્યક્તિ રાખેછે ; પોતાને માટે પોતે સ્થાયી થવાનો, માથાફોડ કરીને પણ પોતાના ખાનગી અને સ્વાર્થી શ્રેયનું સારૂં કરવાનો, તેને ઉદ્દેશ હોયછે; અને વિશેષે કરીને, અશ્વ ઉપર પોતે બેસે એટલા માટે સવારી કરવાનો,પોતે સારો લાગે એટલા માટે પોશાક પેહેરવાનો, ખાય એટલા માટે ખાવાનો, અને પોતે બાહાર મોટો દેખાય એટલા માટે અધિકાર ભોગવવાનો, ઉદ્દેશ એને હોયછે. મોટા થવાને મનુષ્યો પ્રયત્ન કરેછે ; અધિકાર, દ્રવ્ય, સત્તા અને કીર્ત્તિ મેળવવાનું તેમને મન હોયછે. જે કડવાશ મધુરતાની બીજીજ બાજુ છે, મધુરતાની સાથેજ જે કડવાશ રહેલી હોયછે, તે કડવાશ વિનાની મધુરતા મેળવી કુદરતની એકજ બાજુના ભોક્તા થવું તેમાં મોટાઈ રહેલી છે, એમ તેઓ ધારે છે.

જૂદું પાડવાની આ પદ્ધતિમાં, છૂટું પાડવાની આ રીતિમાં, મનુષ્યો નિરંતર પાછાં પડતાં જાય છે. એટલું તો કબુલ કરવું પડશે કે હજી સુધી તો કોઇ પણ યોજકને તેમાં જરી પણ સફળતા પ્રાપ્ત થઇ નથી. ડાંગે માર્યું પાણી છૂટું પડતું નથી. આપણે હાથવતી એને છૂટું પાડીએ છીએ, પણ હાથ લઇ લઇએ છીએ કે તુરતજ પાછું એ એકત્ર થઇ જાય છે. આખી વસ્તુમાંથી તેના અમુક ભાગને છૂટા પાડવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ કે તુરતજ આનંદ-જનક વસ્તુમાંથી આનંદ, લાભકારક વસ્તુમાંથી લાભ, પ્રબળ વસ્તુમાંથી પ્રબળતા, ખેંચાઇ જતી રહેછે. જ્યાં 'બહાર' ન હોય, ત્યાં જેમ 'અંદર'

આપણને ન હોઇ શકે, ઓળા રહીત પ્રકાશ જેમ આપણને પ્રાપ્ત થઇ શકે નહિ, તેમ વસ્તુઓના અરધા અરધા ભાગ પાડી, આપણી રૂચિ પ્રમાણે તેમાં રહેલું ઇંદ્રિયજન્ય શ્રેય આપણે હસ્તગત કરી શકીએ નહિ. 'તલવારની અણીવડે કુદરતને તમે બાહાર હાંકી કાઢશો, તથાપિ તે પાછી દોડતી દોડતી આવશે.'

અનિવાર્ય સંજોગોમાં આપણું જીવન ઘેરાએલું છે. આ સંજોગોને તરછોડવામાં કાંઇ સાર નથી. તથાપિ આ સંજોગો સાથે છળભેદ રમવા આખી અણસમજુ દુનિયા પ્રયત્ન કરેછે; અને એક બીજા શેખી કરેછે કે એ-મને એ ઓળખતો નથી; એને તેઓ સ્પર્શતા નથી, એમ એક બીજા ગર્વ કરેછે; પરંતુ શેખી એમના હોઠ ઉપર હોયછે, સંજોગો એના આત્મામાં હોયછે. જો તે એક ભાગમાં તેમનાથી બચી જાય છે, તો એથી પણ વધારે સજીવન બીજા ભાગમાં તેઓ તેના ઉપર હુમલો કરેછે. આકારમાં અને દેખાવમાં જો તેમનાથી એ બચી જાય છે, તો તેનું કારણ એ હોયછે કે તેણે પોતાના જીવનને પ્રતિરોધ આપ્યો હોયછે, પોતાના પંડથી એ વેગળો નાસી ગયો હોયછે, અને પોતાની એટલી નષ્ટતાનો બદલો એને પ્રાપ્ત થાયછે. જે ભારરૂપ છે, જે બોજારૂપ છે, જે સાથે આવવુંજ જોઇએ એવું છે, તેમાંથી તેના સારા ભાગને છૂટો પાડવાના સઘળા પ્રયાસમાં એવી તો સચોટ નિષ્ફળતા છેકે, વૃત્તિમાં દ્રોહ અને છૂટું પાડી સ્વાર્થી શ્રેય પોતાનું કરવાનો રોગ જ્યારે પેઠો, કે તુરતજ મનને પણ તેનો ચેપ લાગી જાય છે, અને તેથી કરીને મનુષ્ય દરેક વસ્તુમાં પરમેશ્વરને જોતો બંધ પડી જાય છે, અને વસ્તુઓમાં ઇંદ્રિયજન્ય ઉપભોગની લાલચ જોવાને માત્ર શક્તિમાન એ થાયછે, પરંતુ ઇંદ્રિયજન્ય ઇજાને જોઇ શકતો નથી,—આ સ્થિતિ સિવાય એનો પ્રયોગ કદિ પણ અજમાવવામાં આવે નહિ; કારણકે એવો પ્રયોગ અજમાવવામાં દીવાનાપણું છે ; નાગકન્યાનું મસ્તક એ જુએ છે, ઉડતા સર્પની પૂછડી એ નથી જોતો ; અને પોતાને જે નથી જોઇતું, તેમાંથી પોતાને જે જોઈએ છીએ તે એ કાપી કાઢી શકશે, એમ એ ધારે છે. "માત્ર તુંજ મહાન્ છે એવા હે શક્તિમાન પ્રભુ, જેને નિરંકુશ લાલસાઓ હોયછે એવાના ઉપર, તારા અનંત ડાહાપણવડે, તું કે જે ઉંચામાં ઉંચા આકાશમાં વસે છે તે, અમુક જાતની શાસનીય અંધતા વેરંતો વેરતો, કેવો ગુપ્ત રહેછે !"

વાર્તાના, ઇતિહાસના, કાયદાના, કહેવતોના, વાતચિતના, આ સઘળાંના ચિત્રણમાં માતુપી આત્મા આ હકીકતોને સત્તતાથી વળગી રહેછે. સાહિત્યમાં

અજાણતાં એને જીવ્હા પ્રાપ્ત થાયછે. આ પ્રમાણે ગ્રીક લોકો *જ્યુપિટરને (ઇંદ્રને) સર્વોત્તમ અંતઃકરણ કહેછે; પરંતુ પરંપરાગત કથામાં ઘણાં નીચ કાર્યોનો દોષારોપ તેનામાં મૂકયા પછી, આવા ખરાબ દેવના હાથ બાંધીને અજાણતાં પણ વિવેકબુદ્ધિને તેમણે ન્યાય આપ્યો છે. ઇંગ્લાંડના રાજાની પેઠે એને પણ એવીજ રીતે નિરાધાર કરવામાં આવ્યોછે. ‡ પ્રોમીથીઅસ એક રહસ્ય જાણે છે, અને તેનું સારું જોવે (ઇંદ્રે) કરવું જોઇએ; મિનર્વા બીજું રહસ્ય જાણે છે. ઇંદ્ર પોતાનું વજ્ર પ્રાપ્ત કરી શકે નહિ; મિનર્વા એની કુંચી રાખે છે.

"*Of all the gods, I only know the keys,*
"*That ope the solid doors within whose vaults,*
"*His thunders sleep.*"

"સઘળા દેવોમાંથી હું તો માત્ર, જે નક્કર દરવાજાના ઘુમટમાં તેનાં વજ્ર શાંત પડયાં છે, તેની કુંચીઓજ જાણુંછું". **સર્વસ્વના** મનોવ્યાપારની અને તેના નૈત્તિક ઉદ્દેશની સ્પષ્ટ કબુલત. આર્યોના પુરાણોની કથામાં પણ નીતિનો એજ ઉદ્દેશ ધ્વનિત છે; અને એવી કલ્પિત વાર્તા નવીન રચીને પ્રસરાવવી અશક્ય છે કે જે નીતિમય ન હોય. † ઑરોરા પોતાના પ્રીતમને માટે યુવાની માગવી વિસરી ગઇ; અને જો કે §ટીથોનસ અમર છે, તથાપિ

---

*જ્યુપિટર–એ સર્વ દેવમાં મુખ્ય ગણાય છે. એની સત્તા ઘણી જબરી હતી; પરંતુ તેટલીજ સત્તા તેની સ્ત્રી જ્યુનોની હતી, અને મિનર્વા, જે તેની દીકરી ગણાય છે, તેની સત્તા પણ જ્યુનોથી ઓછી નહોતી. જ્યુપિટરની ગાદીની એક પડખે જ્યુનો અને બીજે પડખે મિનર્વા, એમ એને બતાવવામાં આવ્યો છે.

‡ પ્રોમીથીઅસ માટે, જુઓ આગળ પૃષ્ટ ૧૪૫ની ફુટનોટ.

† ઑરોરા (Aurora) એનું બીજું નામ ઇઓસ પણ છે. આપણામાં એનું નામ ઉષા છે. પ્રાતઃકાળની દેવી એ ગણાય છે. એનું કવિતામય વર્ણન આ પ્રમાણે છેઃ–સમુદ્રમાં આવેલી પોતાની પથારીમાંથી પ્રાતઃકાળે ઉઠી, દિવ્ય અશ્વોના રથમાં તે આવાહિત થઈ, અને ઓશીયાનસ નામની નદીમાં થઇ સ્વર્ગમાં ચડતાં ચડતાં, તેણે પોતાની ગુલાબી અંગુલિઓવડે રાત્રીનો પડદો ઉંચો કર્યો, અને મનુષ્યોને અને દેવોને પ્રકાશની ખબર કરી.

§ ટીથોનસ એ ટ્રોયના વૃદ્ધ રાજા પ્રાયમનો ભાઈ થાય. એ ઈઓસને પરણ્યો હતો. વાત એવી છે કે ઇઓસે પોતાના સ્વામીને માટે દેવ પાસેથી અમર આયુષ્ય માગી લીધું, પણ એ યુવાન રહે, એમ માગવું ભૂલી ગઇ; જેથી ટીથોનસ અમર તો થયો, પણ વૃદ્ધ રહયો; જેથી તેની વૃદ્ધાવસ્થા તેને બોજારૂપ થઇ પડી.

તે વૃદ્ધ છે. * એકીલીઝ તદ્દન વજ્રદેહી નથી'; જે એડી વતી † થેટીસે એને પકડી રાખ્યો, તે એડીને પવિત્ર જળનું સ્નાન ન થયું. § નીબલનજેનમાં,

---

* એકીલીઝ, હોમરની ઈલિયડનો નાયક, મીરમિડનનો રાજા હતો. એ બહાદૂર લડવૈયો હતો. ટ્રાયના મોટા વિગ્રહમાં એ લડવા ગયો હતો, પણ બ્રાઇસીસ નામની કુમારિકાને માટે તેને અને ગ્રીકના વડા સરદાર એગેમેમનોનને વાંધો પડયો, અને એકીલીઝે રણસંગ્રામમાં ભાગ લેવો છોડી દીધો. પછી એને ઘણું સમજાવ્યો, પણ પોતાના વિચારને એ દૃઢતાથી વળગી રહ્યો, અને ગ્રીકની હાર થવા માંડી. પરંતુ પેટ્રાક્લસ નામના તેના મિત્રને જ્યારે ટ્રાયના વડા સરદાર હેક્ટરે માર્યો, ત્યારે તે છંછેડાઇ ગયો, અને લડાઇમાં ઉતરી હેક્ટરને મારી તેનું શબ પોતાના રથને બાંધી ઘસડતો ઘસડતો પોતાના તંબુમાં એ લઇ ગયો. પછી હેક્ટરના ભાઈ પારીસે એને એની એડીમાં બાણ વીંધી મારી નાખ્યો. વળી કોઈ કહેછે કે એનું મૃત્યુ રણસંગ્રામમાં નહિ, પણ છળભેદથી થયું છે. પ્રાયમને પોલીક્ષીના નામની દીકરી હતી, તેની સાથે એ પ્રેમમાં પડયો. તેને એકાંતમાં મળવાનું પોલીક્ષીનાએ કબુલ કરી, એપોલોના દેવળમાં રાત્રીએ તેને વગર હથીઆરે બોલાવ્યો, ત્યાં પારીસે જઈ એને માર્યો.

† થેટિસ, એ દેવકન્યા હતી. દેવોએ તેની મરજી વિરુદ્ધ પેલિઅસવેરે એને પરણાવી, અને આ લગ્નથી જે સંતાન થયું તે એકીલીઝ પોતે. એકીલીઝ માને બહુ વાહાલો હતો, અને તેથી એ જ્યારે નાનો હતો ત્યારે સ્ટીક્ષ (વૈતરણી) નામની નદીમાં એની એડી પકડી એણે બોળી કાઢયો, જેથી એ અજીત થયો. પરંતુ એ એડી કોરી રહી ગઈ, અને તેથી એનું મૃત્યુ નીપજ્યું. એ સમુદ્રમાં રહેતી હતી.

§ નિબલનજેન (Nibelungen) જર્મન સાહિત્યમાં ઉત્તમ કાવ્ય છે. એનો નાયક તે સીજફ્રીડ. એની સંકળના ટુંકામાં નીચે પ્રમાણે છેઃ—સીજફ્રીડ નેધરલાંડના રાજાનો કુંવર હતો. એને તિરસ્કરણીય વિદ્યાની પ્રાપ્તિ થઈ હતી. અને મોટો ખજાનો પણ તેને મળયો હતો, પણ તે શાપિત હતો. એક નાગને મારી તેના લોહીમાં ન્હાતાં, એ અજીત થઇ ગયો હતો. પણ તેજ વખતે બે ખભાની વચ્ચે આવેલી જગ્યામાં એક પાંદડું પડયું, અને છેવટે તેનાં વિનાશની એ જગા સાધન થઇ પડી. હવે, ક્રીમહિલ્ડ નામની રાજકુંવરીને એ પરણ્યો. એ કુંવરીને ગન્થર નામનો એક ભાઈ હતો. એ ગન્થર આઇસલાંડની યુવાન, બળવાન, અને ઉન્નત કુંવરી બ્રનહિલ્ડ ઉપર મોહિત હતો. સીજફ્રીડની સહાયથી, ત્રણ રમતોમાં એને જીતી, ગન્થર એને પરણી લાવ્યો. પરણ્યા પછી પેહેલી રાત્રે બ્રનહિલ્ડે ગન્થરની મશ્કરી કરી, તેને આખી રાત્રી બાંધી રાખ્યો. બ્રનહિલ્ડ ન જાણે તેમ, સીજફ્રીડે આવી, ગન્થરને છોડાવી બ્રનહિલ્ડની વીંટી અને તેનો કમરપટો એ લઈ ગયો, અને પછી ગન્થરને વશ એ રહી. ઘણાં વર્ષ સુધી પછી બંને રાજાઓ પોતપોતાના રાજ્યમાં સુખચેનમાં રહ્યા. પરંતુ પછી ગન્થરે સીજફ્રીડને પોતાને ત્યાં મળવા બોલાવ્યો; અને પોતપોતાના સ્વામીના શૌર્યની વાત નીકળતાં નણંદ ભોજાઈ વઢી પડયાં. ક્રીમહિલ્ડ રોષમાં આવી ગઈ, અને પેલી વીંટી અને પટો તેને બતાવી દીધાં. આથી બ્રનહિલ્ડ ઝંખવાણી પડી ગઈ, અને સીજફ્રીડ ઉપર વેર લેવાને મનમાં એ બળી રહી. પછી, હેગન નામના અમીરને તેણે સીજફ્રીડનો પ્રાણ લેવા મોકલ્યો; અને ક્રીમહિલ્ડને ફોસલાવી સીજફ્રીડની શક્તિનું સ્થળ જાણી, હેગને સીજફ્રીડને મારી નાખ્યો. પછી કાવ્યનો અંત કરૂણાજનક આવેછે.

સીજફ્રીડ તદ્દન અમર નથી, કારણકે જ્યારે પાંખોવાળા સર્પના લોહીમાં એ ન્હાતો હતો, ત્યારે એક પાંદડું તેની પીઠ ઉપર પડયું, અને જે ભાગ એનાથી આચ્છાદિત થઇ ગયો, તે પ્રાણઘાતક નીવડયો. અને એ પ્રમાણે બનવુંજ જોઇએ. જે જે વસ્તુ પરમેશ્વરે બનાવી છે, તે દરેકમાં છિદ્ર છે. આ ઉપરથી એવું જણાય છે કે હમેશાં આ વૈર-સાધન-શીલ સ્થિતિ અદૃશ્ય રીતે છુપાતી છુપાતી આવેછે, અને તે નિરંકુશ કવિત્વ શક્તિ કે જેમાં માનુષી તરંગે ઉત્સવને આગળ પાડવાનો અને પરિચિત કાયદાથી સ્વતંત્ર બનવાના પ્રયત્નો કર્યા છે તેમાં પણ, આવેછે,–આ પાછળનો ઘા, આ બંદુકનો ધક્કો, એવું સાબીત કરી આપેછે કે એ કાયદો અનિવાર્ય છે; કુદરતમાં કશું મફ્ત મળી શકતું નથી, પણ સઘળી વસ્તુઓનું વેચાણ થાયછે.*

જે નીમેસિસ જાગૃત રહી વિશ્વમાં ચોકી કરેછે, અને કોઇ પણ ગુન્હાને શાસન આપ્યા વિના રહેતી નથી, તેનો આ પ્રાચીન સિદ્ધાંત છે. પોતાના શાપને અમલમાં મૂકનાર ન્યાયની દેવતા શું નથી? સરસ્વતી બ્રહ્મા કરતાં મોટી નથી, છતાં બ્રહ્માએ દુષ્ટતા આચરી તો, સરસ્તીનો શાપ ફળીભૂત થયો, અને બ્રહ્મા નિરૂપાય રહ્યા. સૂર્ય પ્રકાશિત રહ્યો છે, કારણકે કોઇ કલંકથી તેના હાથ કાળા થયા નથી. ચંદ્ર ક્ષીણ થયોછે, કારણકે મુનિ-પત્નિ અહલ્યા સાથે તેણે છળભેદથી નિર્લજ્જતા આચરી. સત્ય આગળ–સદાચાર આગળ દેવ કંપે છે, યમકિંકરો થરથરેછે; નહિતો, દેવી સાવિત્રી સત્યવાનને બચાવવા કેમ સમર્થ થાત? યોગીશ્વરોનો તપ-પ્રભાવ પણ શું સત્યને–ન્યાયને દુઃખિત કરી શકેછે? સતિને શાપ દેતાં, યોગીશ્વરનું યોગીશ્વરપણું કયાં સૂઇ ગયું? એટલુંજ નહિ,

*કવિની કલ્પનામાં ક્ષણીક આનંદ સિવાય બીજો ઉપદેશ શું નથી હોતો? પનઘટ ઉપર હાથમાં લઇ ઘડાને માથે ચડાવતી યુવતિને જોઈ, કવિ ઘડાને કહેછે કે, ભાઈ, મને તારી ઈર્ષ્યા આવેછે, પણ તારા દુઃખનો વિચાર કરૂંછું, ત્યારે તારૂં આ સુખ હું વાસ્તવિક સમજુંછું.

શાર્દુલ વિક્રિડિત છંદ.

ટીપ્યો ટીપણિથી ભલે, તપવિયો તાપે તને તો ભલે,
પામ્યો પંક મહીં ખુંદાઈ દુઃખ છો દાઝયો તું તપ્તાનલે;
કાન્તાના કુચનો કરી પરશ આ બાહુલતા માંહિ તું,
હીંચ્યાનું સુખ લેછ તે દુઃખવિના ના પામતો ભાઈ તું.
(કવિ નથુરામ સુંદરજીના શ્રૃંગાર સરોજમાંથી.)

પણ સત્યવાદી—ન્યાયી હરિશ્ચંદ્રને દુઃખી કરતાં, વિશ્વામિત્ર જેવા મહાન્ ઋષિને પણ કેમ નીચ સ્થાન સેવવું પડે છે? વ્યવહારીક મનુષ્યોએ તો સારી પેઠે સમજવાનું છે કે ન્યાયમાંજ—સદાચારમાંજ તેમને સર્વ તપ છે, સર્વ કર્ત્તવ્ય છે. અન્યાયના નિર્જીવમાં નિર્જીવ ગુન્હાને પણ ન્યાયની દેવતા શાસન આપવા ચુકી નથી. એવું કહેવાયછે કે વેરની દેવીઓ ન્યાયની સહચારીણીઓ છે, અને આકાશમાં જો સૂર્ય પણ પોતાના રસ્તાથી આડો ચાલે, તો તેને પણ તેઓ શિક્ષા કર્યા વિના છોડે નહિ. કવિઓએ વર્ણવ્યું છે કે પથ્થરની દીવાલોને, લોઢાની તલવારોને, અને ચામડાના પટાને, તેમના ધણીના ગુન્હાની ગુપ્ત દાઝ હતી; જે પટો *એજાક્ષે હેક્ટરને આપ્યો, તેના વડેજ ટ્રૉયનો એ બહાદૂર નર ઍકીલીઝના ગાડીના પૈડાની સાથે બંધાઇ રણભૂમિ ઉપરથી ઘસડાયો; અને જે તલવાર હૅક્ટરે ઍજાક્ષને આપી હતી, તેનીજ તીવ્ર ધારવડે ઍજાક્ષ પડયો. તેઓએ લખ્યું છે કે રમતમાં જેણે જીત મેળવી હતી એવા એજીનીસનું પૂતળું જ્યારે થેસીઅન લોકોએ ઉભું કર્યું, ત્યારે તેનો એક પ્રતિસ્પર્ધી રાત્રે એ પૂતળા પાસે ગયો અને વારંવાર એનાપર પ્રહાર કરી એને નીચે પાડી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો; અને છેવટે તેને તેના પાયામાંથી તેણે ખસેડી નાખ્યું; પરંતુ ખસતી વખતે પૂતળું તેનાજ ઉપર પડયું અને તેની તળે એ ચગદાઇ મુઓ.

વાર્તાના આ ધ્વનિમાં દિવ્ય જેવું કાંઇક છે. લેખકની વૃત્તિ ઉપર રહેલા વિચારમાંથી એ અવાજ આવ્યો છે. જેમાં પોતાની વ્યક્તિનું કાંઇ પણ ન હોય, જેના વિષે પોતાને ખબર પણ નથી રહેતી, પોતાની અતિ-ચંચળ કલ્પનામાંથી નહિ, પણ પોતાના અસ્તિત્વના બંધારણમાંથીજ જેનો પ્રવાહ ચાલ્યો હોય, એકાદા કારીગરના અભ્યાસથી જે તમને સેહેલાઇથી ન મળી આવે, પણ ઘણાના અભ્યાસમાંથી જે ચૈતન્ય તરીકે તરી આવે, તેજ દરેક લેખકનો સર્વોત્તમ ભાગ હોયછે. §ફ્રિડિઅસ એ નથી, પરંતુ પ્રાચીન ગ્રીક સૃષ્ટિમાં મનુષ્યનું કાર્ય કેવું હતું તે જાણવાની મારી ઇચ્છા છે. ફ્રિડિઅસનું નામ અને સ્થિતિ ઇતિહાસને માટે ગમે તેવાં સગવડતાવાળાં છે, છતાં સર્વોત્કૃષ્ટ વિવેચનાએ જ્યારે આપણે આવીએ છીએ, ત્યારે આપણને ગુંચવણમાં એ નાખેછે. અમુક કાળમાં મનુષ્યને જે કરવાનું વલણ હતું, અને જેમાં એને

---

*એજાક્ષ ગ્રીક અને ટ્રોજનોની લડાઇમાં મોટા યોદ્ધા હતો.

§ફ્રિડિઅસ એ શિલ્પકાર હતો. ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં એ થઈ ગયોછે. એથેન્સના પ્રખ્યાત દેવળ પારથીનનો એ બાંધનાર હતો,

પ્રતિબંધ નડ્યો, તે આપણે જોવાનું છે, અથવા તો, તમારી એમ મરજી હોય તો કહો કે, જે સાધન વડે મનુષ્યોએ એ વખતે કાર્ય કર્યું, એવા ફિડિઅસ, ડાન્ટી, અને શેક્સપીઅરની ઇચ્છાઓને અંતરાય નડવાથી કાર્ય કરવામાં તેનું સ્વરૂપ બદલાઇ ગયું, એ આપણે જોવાનું છે.

જે કહેવતો એવીને એવી પણ હમેશાં વિવેકબુદ્ધિનું સાહિત્ય હોયછે, જે કહેવતો જેવા સ્વરૂપમાં હોયછે તેવામાં પણ સંપૂર્ણ સત્યની હકીકત જણાવેછે, એવી સઘળી પ્રજાની પોતપોતાની પ્રચલિત કહેવતોમાં પણ આ વસ્તુની સ્પષ્ટતા એથી પણ વધારે ચમત્કારીક છે. દરેક પ્રજાના પવિત્ર પુસ્તકોની પેઠે, કહેવતો એ પ્રેરણાઓનું પવિત્ર આશ્રય-સ્થાન છે. બાહ્ય દેખાવોની સાંકળોથી બંધાએલી આળસુ દુનિયા સત્યવાદીને પોતાના શબ્દોમાં જેના વિષે બોલવા દેશે નહિ, તેજ વસ્તુને સામો પ્રત્યુત્તર આપ્યા વિના પણ કહેવતોમાં એ કબુલ કરશે. અને ધર્માસન, મંત્રી-સભા, અને પાઠશાળા જે કાયદાનો સ્વીકાર પણ કરતાં નથી, એવા કાયદાઓના પણ આ કાયદાનો ઉપદેશ કહેવતોના વૃંદદ્વારા બજારમાં અને કારખાનામાં દરેક ક્ષણે દેવાય છે, અને તેનો ઉપદેશ પક્ષીઓ અને માખીઓના ઉપદેશ જેવોજ સત્ય છે, તેના જેવોજ સર્વ-વ્યાપક છે.

એક બીજાની સામે સઘળી વસ્તુ બેવડી છે. કરો તેવું પામો; વાવો તેવું લણો; માથા સારે માથું; આપણે વેંત નમીએ તો કોઇ હાથ નમે; પ્રેમ કરીએ તો પ્રેમ મળે,—ઘરનો રોટલો બાહાર ખાવો છે; ઘો અને તમને એ પાછું મળશે.—જે છાંટેછે, તે પોતેજ છંટાશે.–પરમેશ્વરે પૂછ્યું: તમારે શું જોશે? જે જોઇએ તેની કિંમત આપીને લ્યો.—ઘેર બેઠાં કોઇ આપવા નહિ આવે; કાંઇ નહિ કરો તો કાંઇ નહિ મળે; આળસુને અનાજ ક્યાંથી મળે?–જેટલું તમે કરશો, તેટલાનોજ બદલો તમને મળશે, નહિ ઓછું કે નહિ વધતું.—જે કામ નહિ કરે, તેને રોટલો પણ નહિ મળે.—ભુંડું તાકે તેનું ભુંડું થાય.—હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.—દીધું હોય તે પામે.—સતી શાપ દે નહિ, શંખણીનો લાગે નહિ.–ગાળો ભાંડે, તેનેજ ગાળો પડે, તેનુંજ મોંહ ગંધાય. ગુલામના ગળાની આસપાસ જો તમે સાંકળ બાંધો, તો તેનો બીજો છેડો તમારાજ ગળાની આસપાસ બંધાશે.–ખોટી શિખામણ આપે તેને પોતાનેજ પસ્તાવું પડે.—ખોદે તે પડે.—પિશાચ ગધેડો છે.

આવું આવું જીંદગીમાં હોયછે, માટેજ આવું લખાયું છે. આપણું કાર્ય

આપણી વૃત્તિ ઉપર રહેલા કુદરતના કાયદાથી આધીન બની અંકિત થએલું છે. સાર્વજનીક શ્રેયથી દૂર રહેલા એવા આપણા પોતાના કોઇ નાના સ્વાર્થનો ઉદ્દેશ આપણે રાખીએ છીએ, પરંતુ આપણું કાર્ય કોઇ અનિવાર્ય આકર્ષણ વડે સૃષ્ટિના ધ્રુવ સાથે સંબંધિત થઇ જાયછે.

કદિ પણ મનુષ્ય એવું કાંઇ પણ બોલી શકતો નથી કે જેમાં પોતે પોતાનુંજ તોલન નથી કરી આપતો. તેની મરજી હોય કે નહોય, પરંતુ તે જે શબ્દ બોલેછે તેમાં તેના સોબતીઓની દૃષ્ટિમાં પોતાનું ચિત્ર એ પાડી આપેછે. જે જે અભિપ્રાય મનુષ્ય આપેછે, તે દરેક અભિપ્રાય તેના ઉપર પણ પ્રત્યાઘાત પામેછે. કોઇ પણ નિશાની ઉપર દોરાની દડી આપણે ફેંકીએ, તો તેનો બીજો છેડો આપણા હાથમાં રહેછે, તેના જેવું એ છે; અથવા તો, વ્હેલ નામના મગર ઉપર ફેંકેલું ભાલું એ છે, અને તે જેમ જેમ દૂર જતું જાયછે, તેમ તેમ મછવામાં રાખેલી રસી એ ઉખાળતું જાયછે, અને જો ભાલું સારૂં નથી હોતું, અગર બરાબર તેને ફેંકવામાં નથી આવતું, તો નાવિકનાજ લગભગ કટકા થઇ જવાનો વખત આવશે, અથવા તો મછવાને ઉંધો વળી જવાનો ભય રહેશે.

દુઃખ ભોગવ્યા સિવાય તમે દુષ્ટતા આચરી શકશો નહિ. બર્કે કહ્યું છે કે: "કોઇ પણ માણસમાં મગરૂબીનું ટીપું પોતાને હાનિકારક ન થાય એવું નથી હોતું." સંસારમાં મોટો મોટાઇમાં તણાઇ જાયછે, પણ સમજતો નથી કે મોટાઇનો ઉપભોગ કરવામાં પોતેજ મોટાઇથી અપવાદિત રહેછે. ધર્મનો કોઇ નવો સિદ્ધાંતી, બીજાને તેનાથી અપવાદિત રાખવામાં, પોતેજ સ્વર્ગના દ્વારથી અપવાદિત થાયછે. પ્યાદાં કે *ઉભ–લાકડી તરીકે મનુષ્યને ગણો, અને તમે પણ તેમની પેઠે દુઃખ ભોગવશો. જો તમે તેમના મનને એક કોરે મૂકી દેશો, તો તમે તમારૂં મન પણ ગુમાવશો. ઇંદ્રિયો તો સઘળાં મનુષ્યોની વસ્તુઓ બનાવશે; સ્ત્રીઓ, છોકરાં, અને કંગાળની પણ. "આજ નહિ તો કાલ; કાલ નહિ તો પરમ દિવસ; એના પૈસા નહિ તો, એનું લોહી મને એ આપશે," આ સામાન્ય કહેવતોમાં વાસ્તવિક ફિલસુફી છે.

આપણા સાંસારીક સંબંધોમાં પ્રેમ અને ન્યાયના સઘળા ભંગ તુરતજ શિક્ષા પામેછે. તેમને ધાસ્તીની શિક્ષા થાયછે. જ્યાં સુધી મારા સોબતી સાથે સરળ સંબંધમાં હું રહું છું, ત્યાં સુધી તેને મળવાથી

* ઉભ-લાકડીની રમત ગામડામાં વિશેષે કરીને કાંઠીઆ વર્ણનાં છોકરાં રમેછે.

મને કાંઇ ત્રાસ કે ધાસ્તી ઉપજતી નથી. પાણીમાં પાણી જેમ ભળી જાયછે, અથવા વાતાવરણના બે પ્રવાહ જેમ એક બીજામાં મિશ્રિત થઇ જાયછે, અને એક બીજામાં પ્રવેશ પામી જેમ પ્રસરિત થઇ જાયછે, તેમ અમે પણ એક બીજાને મળીએ છીએ. પરંતુ સરળતાના રસ્તામાંથી ફંટાઇને જ્યારે વિમાર્ગ-ગમન થાયછે, અથવા અર્ધંતાનો સ્વાર્થ પ્રવેશ કરવા પામેછે, કિંવા મારૂં શ્રેય મારા પાડોશીનું શ્રેય નથી હોતું, અને એવા શ્રેયનો જ્યારે મારા તરફથી પ્રયત્ન થાયછે, ત્યારે એનું નુકસાન એને મનમાં લાગી આવેછે ; જેટલે દરજ્જે મેં એનાથી આંચકો ખાધો હોયછે, તેટલે દરજ્જે મારાથી એ સંકોચાય છે ; એની આંખો હવે વધારે વાર મારા ઉપર પ્રેમની દૃષ્ટિથી જોતી નથી; અમારા બેની વચ્ચે સંગ્રામ શરૂ થાયછે ; એનામાં મારે માટે ધિક્કાર આવેછે ; મને તેની ધાસ્તી પેદા થાયછે.

સામાજીક અને વ્યક્તિગત દુરાચારનો, દ્રવ્ય અને સત્તાના સઘળા ગેરવાજબી સંચયનો, એજ પ્રમાણે બદલો લેવાયછે. ધાસ્તી મહાન્ યોજનાની શિક્ષક છે, સઘળા ફેરફારની જાસુસ છે. જ્યાં એ દૃશ્ય થાયછે, ત્યાં ભ્રષ્ટતા હોયછે, આ એક વસ્તુનો ઉપદેશ હમેશાં એ આપેછે. ધાસ્તી એ સ્મશાનનો કાગડો છે, અને શાને માટે તે ભમ્યા કરેછે એ તમે જાણતા નથી, છતાં ક્યાંઈક મડદું હોયછે, એ નિઃસંશય છે. આપણું દ્રવ્ય બીકણ હોયછે, આપણા કાયદા બીકણ છે, આપણો કેળવાએલો વર્ગ બીકણ છે. રાજ્ય અને મિલ્કત ઉપર જમાને જમાને ધાસ્તી બેઠી છે ; જમાનાના જમાનાથી એનો ચેહેરો વાંકોચુંકો કરાવી એને બડબડાવ્યો છે. એ અમાંગલિક પક્ષી ત્યાં નકામું નથી હોતું. જે અનર્થ ફરી દૃશ્ય થવા જોઇએ, એવા મહા અનર્થની એ સૂચના આપેછે.

સ્વેચ્છિતપણે આચરેલી આપણી ચંચળતા બંધ પડેછે કે તુરતજ પછવાડે જે ફેરફાર ચાલ્યો આવેછે તેની ધાસ્તી પણ આના જેવીજ છે. વાદળ રહીત બપોરનો ત્રાસ, *પોલીક્રેટસનું નીલમ, આબાદીની ધાસ્તી, જે પ્રેરણા

---

*પોલીક્રેટસ ગ્રીકનો એક જૂલમગાર રાજા થઈ ગયો છે. એ જ્યારે ઘણો મોટો થઈ પડયો, ત્યારે તના મિત્ર એમેસિસને ધાસ્તી રહેવા લાગી અને તેથી તેને એક વખત કહ્યું કે, અતિ ઉંચાઇએ જે ચડે, તે છેવટે અતિ નીચો પડે, માટે તમે જે વસ્તુને કિંમતી-માં કિંમતી ગણતા હો, તેને ફેંકી દ્યો. આ વાત એણે સ્વીકારી, અને પોતાની પાસે અમૂલ્ય નીલમથી જડિત વીંટી હતી તે દરિયામાં ફેંકી દીધી. એ વીંટી માછલીએ ગળી, અનેતેંજ માછલીના પેટમાંથી પાછી રાજાને મળી; અને તેથી એમેસિસને તેની છેવટની પડતીની ખાત્રી થઈ. છેવટે રાજા પણ દુર્દશા પામી ભૂંડે હાલે મુએો હતો.

ઉદાર આત્માને ઉત્કૃષ્ટ સન્યસ્ત અને બીજાના સદ્દગુણ પોતાના ઉપર ઘોંચવાને સૂચવેછે તે, એ સર્વ મનુષ્યના હૃદય અને મનમાંથી પસાર થતાં ન્યાયના ત્રાજવાનાં કંપન છે.

સંસારનાં અનુભવી માણસો સારી રીતે જાણે છે કે જેમ જેમ તેઓ આગળ ચાલતા જાય, તેમ તેમ ફાળે આવતું અને ભાગે આવતું આપી દેવું એજ ઉત્તમ છે, અને નાની કસુરને માટે મનુષ્યોને વારંવાર મોટી કિંમત આપવી પડેછે, એ તેઓ સારી રીતે સમજે છે. ઉછીતું લેનાર પોતાના દેણામાં દોડયો જાયછે. જે માણસને સો બક્ષીસ પ્રાપ્ત થઇછે, જે માણસને સો મેહેરબાની મળી છે, પણ જેણે એકે બક્ષીસ કે મેહેરબાની કોઇના ઉપર બદલામાં કરી નથી, એવા માણસને કાંઇ લાભ તેથી પ્રાપ્ત થયો છે વારૂ ? લુચ્ચાઈમાં રમી કે સુસ્તીમાં રહી, પોતાના પાડોશીનો માલ, અશ્વ કે પૈસા ઉછીતાં લઇ તેણે કાંઇ ફાયદો એથી મેળવ્યો છે? કાર્ય થયું, કે તુરતજ એકતરફથી લાભની કબુલત ઉત્પન્ન થાયછે, અને બીજી તરફથી દેણાની કબુલત ઉત્પન્ન થાયછે; એટલે કે એક ઉંચો છે, અને બીજો નીચો છે, આવી સમજ અને આવો સંબંધ તેમની વચ્ચે ઉત્પન્ન થાયછે. તેની અને તેના પાડોશીની સ્મૃતિમાં થએલું કાર્ય રહેછે, અને દરેક નવો વહીવટ, તેની પ્રકૃતિને અનુસાર, તેમની વચ્ચે જે સંબંધ હોયછે તે બદલી નાખેછે. પોતાના પાડોશીની ગાડીમાં બેસવાને બદલે પોતે પોતાના અસ્થિને ભાંગી નાખ્યાં હોત તો વધારે ઠીક હતું, એમ તેને લાગી આવે છે, અને કોઈ પણ વસ્તુની ભારેમાં ભારે કિંમત તેની માગણી કરવામાં છે, આમ તુરત એને માલમ પડી આવે છે.

જ્ઞાની પુરૂપ આ ઉપદેશને અનુસાર જીવનના સઘળા ભાગમાં વર્તશે, અને એવું સમજશે કે દરેક હકદારની સમક્ષ આવવું, અને તમારા કાળની, તમારી બુદ્ધિની અને તમારા હૃદયની દરેક માગણીને મૂલ્યથી ખરીદવી, એમાંજ દીર્ઘ-દૃષ્ટિનો અંશ છે. હમેશાં મૂલ્ય આપજો; મૂલ્ય આપ્યા વિના કોઇ વસ્તુ ખરીદશોમાં ; કારણકે, પેહેલાં કે પછી, પણ તમારૂં આખું દેણું આપ્યા વિના તમારે છુટકો નથી. તમારી અને ન્યાયની વચ્ચે મનુષ્યો અને બનાવો થોડા કાળ પર્યંત કદાચ આડા ઉભા રહેશે, પણ તમારા મનમાં સારી પેઠે સમજી યાદ રાખજો કે એ તો માત્ર વિલંબજ છે. તમારૂં દેણું તમારે આપવુંજ પડશે. ન્યાય સૃષ્ટિનું બંધારણ છે. સત્ય વિશ્વનું પ્રયોજન છે. જો તમે ડાહ્યા હો, જો તમે જ્ઞાની હો, તો, જે આબાદીમાં માત્ર વધારે આબાદી-

જ છે, એવી આબાદીથી ડરતા રહેજો. અનુગ્રહ કુદરતનો ઉદ્દેશ છે. કલ્યાણ કુદરતની મતલબ છે. પરંતુ જે અનુગ્રહ તમને મળેછે, જે કલ્યાણ તમને પ્રાપ્ત થાય છે, તેના ઉપર કર રહેલો છે. જે વધારેમાં વધારે અનુગ્રહ કરેછે, તેજ મોટો છે. જે ઘણી કૃપાઓ મેળવે છે, પણ જે બદલામાં એકે કોઇના ઉપર કરતો નથી, તેજ નીચ છે,–અને વિશ્વમાં આ એકજ નીચ વસ્તુ છે. કુદરતની વ્યવસ્થામાં એવું બને છે કે જેની પાસેથી આપણને કૃપા મળે છે, તેને તેના બદલામાં આપણે આપણી કૃપા આપી શકતા નથી, અને આપી શકીએ છીએ, તો તે કવચિતજ આપણે આપી શકીએ છીએ. પણ જે અનુગ્રહ આપણને પ્રાપ્ત થાયછે, તે દરેકે દરેક, પાઇને બદલે પાઇ, પૈસાને બદલે પૈસો, અને લીટીને બદલે લીટી, કોઈને પણ આપણે કરવાજ જોઇએ. તમારા હાથમાં 'કલ્યાણ' નો અતિ સંચય ન થઇ જાય તેની સંભાળ રાખજો. તુરતજ એ કોહી જઇ તેમાં જીવડા પડી જશે. કોઇ પણ રસ્તે એને એકદમ આપી દેજો ; કારણકે પરમેશ્વરને ત્યાં સોનાને તોળવાના કરતાં પણ ત્રાજવાં સરસ છે.

મજુરી ઉપર પણ આજ નિર્દય કાયદાઓની નજર હોયછે. ડાહ્યા માણસો કહેછે કે સસ્તામાં સસ્તી મજુરી મોંઘામાં મોંઘી નીવડેછે. સાવરણીમાં, સાદડીમાં, ગાડામાં, છરીમાં કે એવી સસ્તી વસ્તુમાં આપણે જે ખરીદી કરીએ છીએ, તે સામાન્ય જરૂરીઆતને માટે વ્યવહારીક બુદ્ધિનો કોઇ પ્રયોગ હોય છે. તમારી જમીનના સુધારા માટે ચતુર માળીને પગાર આપવો એ સર્વોત્તમ છે; અથવા બગીચાના કામને લાગુ પડતી વ્યવહારીક બુદ્ધિને ખરીદવી ઉત્તમ છે; તમારા નાવિકમાં, વાહાણવટીના ધંધાને લાગુ પડતી વ્યવહારીક કુશળ બુદ્ધિ ખરીદવી; ઘર કામકાજમાં, રસોઇના કામમાં કુશળ, શીવવામાં ચાલાક, અને હુકમ ઉઠાવવામાં કુશળ હોય એવી બુદ્ધિને ખરીદવી; અને તમારા દલાલમાં, હીસાબમાં અને વ્યવહારમાં કુશળ બુદ્ધિને ખરીદવી, એ ઉત્તમ છે. આ પ્રમાણે તમારા પંડની હાજરી તમે ઠેકાણે ઠેકાણે રાખી શકો છો, અથવા તો, તમારી આખી મિલ્કત તમારામય બની જાયછે. વસ્તુઓના એવડા બંધારણને લીધે, જીવનમાં કે મજુરીમાં છેતરપીંડી બની શકે નહિ. ચોર પોતાનુંજ ચોરે છે. ધુતારો પોતાનેજ ધુતે છે. કારણકે હૃદય અને પ્રતિષ્ટા જેનાં ચિન્હો છે, એવાં જ્ઞાન અને સદ્ગુણ તે મજુરીનું ખરેખરૂં મૂલ્ય છે. કાગળનાં ચલણી નાણાંની પેઠે, આ ચિન્હો બનાવટી હોય, અથવા કોઇથી ચોરાઇ જાય, તે ભલે,

પરંતુ જેમને તેઓ ચિન્હિત કરેછે તે, એટલે કે, જ્ઞાન અને સદ્દગુણ બનાવટી ન હોઇ શકે, તેમને ચોરી ન શકાય. મનના ખરેખરા પરિશ્રમવિના, અને વિશુદ્ધ ઉદ્દેશોને આધીન રહી વરસાવિના, મજુરીના આ ઉદ્દેશ પારપડી શકે નહિ. પોતાની પ્રમાણિક સંભાળ અને મેહેનતથી જે જ્ઞાનની પ્રાપ્તિ મેહેનત કરનારને થશે, તે વાસ્તવિક અને નીતિમય જાતનું જ્ઞાન, ધુતારો, ગુન્હેગાર, કે જૂગટું રમનાર તેમાંથી લઇ શકશે નહિ. કોઈ વસ્તુ કરો, અને તેની શક્તિ તમારામાં આવશે, એ કુદરતનો કાયદો છે; પણ જે માણસો વસ્તુ કરતા નથી, તેમને તેની શકિત પ્રાપ્ત થતી નથી.

ખીલા ઘસવાના કામથી તે શેહેર બાંધવાના કે મોટું વિર-રસ કાવ્ય રચવાના કાર્ય સુધી, જૂદા જૂદા આકારની સઘળી માનુષી મેહેનત વિશ્વના સંપૂર્ણ આઘાત પ્રત્યાઘાતનું એક વિશાળ દૃષ્ટાંત છે. 'દઇને લ્યો'નું સ્વયંભૂ ત્રાજવું, —દરેક વસ્તુને કિંમત હોયછે, અને જો તમે તેની કિંમત આપતા નથી, તો તે વસ્તુ તમને નથી મળતી, પણ જે વસ્તુની કિંમત આપોછો તે વસ્તુ મળે છે, અને કોઇ પણ વસ્તુની કિંમત આપ્યા વિના એ વસ્તુ મેળવવી અશક્ય છે,— આ નિયમ રાજ્યોના બજેટમાં, પ્રકાશ અને અંધારાના નિયમમાં, કુદરતના સઘળા આઘાત અને પ્રત્યાઘાતમાં, જેવો ભવ્ય છે, તેના કરતાં કોઇ પણ રીતે ઓછો ભવ્ય વેપારીના આવરા અને ખાતાવહીના જમે ઉધારના પાસામાં નથી. મને તો આ બાબતનો સંશય આવી શકતો નથી, કે જે પદ્ધતિઓથી દરેક મનુષ્ય પરિચિત હોયછે તેમાં જે નિયમો ભળી ગએલા હોયછે તે, ફરસીની અણી ઉપર જે નિષ્ઠુર નીતિનાં તત્વ ચળકે છે તે, જેનું માપ કાટખૂણા અને સીધી દોરીથી થાયછે તે, રાજ્યના ઇતિહાસમાં જેવાં સ્પષ્ટ છે તેવાંજ, વેપારીના આંકડાની નીચે પણ જે સ્પષ્ટ છે તે,—આ ઉચ્ચ કાયદાઓ તેને પોતાના ધંધાની ભલામણ કરેછે, અને જોકે કવચિતજ તેમનું નામ લેવામાં આવેછે, તથાપિ તેની કલ્પનામાં તેના ધંધાને ઉચ્ચ બનાવી મૂકે છે.

સદ્દગુણ અને કુદરતની વચ્ચે રહેલી સંધિએ સઘળી વસ્તુને દુર્ગુણની સામે પ્રતિકૂળ દેખાવ ગ્રહણ કરવાને વચનથી બાંધી લીધી હોય એમ જણાયછે. સુંદરતાથી ભરેલા કાયદા અને પૃથ્વીના પદાર્થો, દ્રોહીની પૂઠ પકડી તેને હેરાન કરેછે, અને તેને ફટકા મારેછે. એને માલમ પડેછે કે સત્યને માટે અને દુનિયાના કલ્યાણને માટે વસ્તુઓની વ્યવસ્થા થઇછે, પરંતુ હરામીને ગુપ્ત રાખવાને આ બોહોળા સંસારમાં કોઇ ગુફા નથી. "દગો કોઇનો સગો નથી, ન કર્યો

હોય તો ફરી જુઓ." ગુન્હો કરો, અને તમને માલમ પડશે કે આ પૃથ્વી કાચની બનેલી છે. દુષ્ટતા આચરો અને તમને માલમ પડશે કે કેમ જાણે પૃથ્વી ઉપર બરફનું અસ્તર પથરાઇ ગયું હોયછે, અને તે પણ વળી એવું કે જેથી જંગલમાં પડેલાં પક્ષીઓનાં દરેક પગલાં, લોંકડી, ખીસકોલી, અને છછુંદરનાં પગલાં પણ જણાઇ આવે. ગોફણમાંથી નીકળેલી ગોળીની પેઠે, બોલાઇ ગએલા શબ્દ તમે એવી રીતે પાછા ખેંચી શકશો નહિ, પડેલાં પગલાં તમે એવી રીતે ભુંસાડી શકશો નહિ, અથવા નિસરણીને તમે એવી રીતે સંકેલી લઇ શકશો નહિ, કે જેથી કરીને એની કોઇ નિશાની ત્યાં ન રહે, અને જેથી કરીને તેનો ગુપ્ત ભેદ તમને ન મળે. હમેશાં કોઈ દુઃખદ વાત રહીજજાય છે. કુદરતના કાયદા અને પદાર્થો—પાણી, બરફ, પવન, ગુરૂત્વાકર્ષણ, ચોરને શાસનરૂપ થાયછે.

બીજી રીતે જોતાં, સઘળાં વાજબી કાર્યોને પણ આ કાયદો સરખી રીતે લાગુ પડે છે. તમે કોઇના ઉપર પ્રેમ રાખો, અને તમને તેનો પ્રેમ મળશે. મનોમન સાક્ષી છે. બીજગણિતનાં સમીકરણનાં બે પદો હમેશાં સરખાંજ હોયછે, તેમ સઘળો પ્રેમ હમેશાં ગણિતની રીતે સરખોજ હોયછે. સારા માણસમાં એવું સંપૂર્ણ શ્રેય હોયછે કે જે અગ્નિની પેઠે, સઘળી વસ્તુને પોતાના સ્વભાવને અનુરૂપ બનાવી દેછે, જેથી કરીને એને કાંઈ ઇજા તમે કરી શકશો નહિ; પરંતુ, નેપોલિયનની સામે મોકલેલું પાદશાહી લશ્કર નેપોલિયન પાસે આવતાં જેમ શત્રુ મટી સ્નેહી થઈ ગયું, તેમ સઘળી જાતનાં સંકટો, જેવાં કે મંદવાડ, દોષ, નિર્ધનતા, તેને કલ્યાણકારક નીવડે છે:—

*"Winds blow and waters roll*
*Strength to the brave, and power and deity,*
*Yet in themselves are nothing."*

"શૌર્યવાનની કને પવન અને પાણી સામર્થ્ય લઈ જાયછે, અને શક્તિ અને દેવતા, પણ તેની પાસે કાંઇ નથી."

નિર્બળતા અને અપૂર્ણતા પણ સારા માણસના સંબંધમાં મિત્રની ગરજ સારે છે. પોતાને ઇજાકારક ન થઇ પડે એવું મગરૂરીનું કોઇ પણ ટીપું જેમ કોઇ પણ માણસમાં નથી હોતું, તેમ કોઇ પણ માણસમાં કદિ પણ એવી અપૂર્ણતા નથી હોતી કે જે એને કોઇ પણ સ્થળે લાભકારક ન નીવડે. વેહેળામાં પાણી પીતાં પીતાં સાબરે પોતાનાં શીંગડાંને વખાણ્યાં, અને પોતાના

લાંબા પગની નિંદા કરી તેમના તરફ તેણે અણગમો બતાવ્યો ; પરંતુ જ્યારે શિકારી આવી પહોંચ્યો, ત્યારે એના પગજ એના બચાવનું સાધન થઇ પડ્યા, અને જે શીંગડાંને એ વખાણતું હતું, તેજ શીંગડાં ઝાડીમાં ભરાઇ જવાથી, તેનો અંત આવ્યો. જીંદગીમાં દરેક માણસને પોતાના દોષના ઉપકૃત બનવાની જરૂર છે. જ્યાંસુધી કોઇ માણસ સત્યની સામે દલીલ કરતો નથી, ત્યાંસુધી તે જેમ સત્યને બરાબર સમજી શકતો નથી, તેમ જ્યાંસુધી કોઇપણ માણસને માથે સંકટો વીત્યાં નથી, અથવા તો પોતાની બુદ્ધિની ખામી ઉપર મનુષ્યોની બુદ્ધિનો વિજય એણે જોયો નથી, ત્યાંસુધી તેમનો સંપૂર્ણ પરિચય કે ઓળખાણ તેને પડતાં નથી. જનમંડળમાં રહેવાને એને અયોગ્ય બનાવે, એવી સ્વભાવની કોઇ ખોડ એનામાં છે શું? આથી કરીને એકાંતમાં આનંદ મેળવવાની એને જરૂર પડે છે, અને પોતાની મેહેનત અને પરિશ્રમ ઉપર આધાર રાખવાની એને ટેવ પડે છે, અને આ પ્રમાણે, કાળુમાછલીની પેઠે, પોતાની છીપલી એ મોતીથી મઢે છે.

આપણી નિર્બળતામાંથી આપણું સામર્થ્ય ઉત્પન્ન થાયછે. જે જુસ્સાને ગુપ્ત અને ત્વરિત વેગ વળગેલાં હોયછે, જે ક્રોધમાં અસાધારણ સામર્થ્ય રહેલાં હોયછે, તે જુસ્સો, જ્યાંસુધી આપણને ચટકો લાગતો નથી, જ્યાંસુધી આપણા હૃદયની કોર દબાતી નથી, જ્યાંસુધી આપણા ઉપર તીવ્ર હુમલો થતો નથી, ત્યાંસુધી જાગૃત થતો નથી ; ત્યારેજ, જેમ સર્પની પૂછડી દબાવાથી સર્પ ફુંફાટો મારી છંછેડાઇ જાયછે, તેમ મનુષ્ય પણ છંછેડાઇ જાયછે. શિશુપાળે સો ગાળ દીધી, ત્યારેજ કૃષ્ણને ચટકો લાગ્યો, અને સુદર્શન ચક્ર વડે તેના પ્રાણ લીધા. સિંહને ગાળ દીધા વિના છલંગ મારી એ સામો આવતો નથી. મહાન્ પુરૂષ હમેશાં નાનો થવાને રાજી હોયછે. જ્યાંસુધી લાભના તકીઆને અઢેલી એ બેસેછે, ત્યાંસુધી એ નિદ્રાધીન રહેછે. જ્યાંસુધી વૈભવની ગાદી ઉપર એ હોયછે, ત્યાંસુધી પરાક્રમનો અવકાશ એને થોડોજ રહેછે. રાણા પ્રતાપનું અટંકીપણું વનમાં વધારે તેજસ્વી બન્યું. જ્યારે એને આઘો હડસેલી અપમાન આપવામાં આવેછે, જ્યારે એની વૃત્તિઓને સંકોચ આપવામાં આવેછે, જ્યારે એને પરાજિત કરવામાં આવેછે, ત્યારે એને શીખવાનો કાંઇક પ્રસંગ છે, ત્યારે એની બુદ્ધિના અશ્વ ઉપર સવારી કરવાની એને જરૂર પડેછે, ત્યારે પોતાના શૌર્યના તીવ્ર તોખાર ઉપર એ ચડેછે ; એને હકીકતોનો પાયો હવે મળ્યો છે ; પોતાની અજ્ઞાનતાથી એ વાકેફ થાયછે ; ગુમાનનું

ગાંડપણ તેનામાંથી જતું રહેછે; અને વિવેક અને ખરેખરૂં ચાતુર્ય એનામાં આવે છે. ડાહ્યો માણુસ તો હમેશાં પોતાના પ્રતિપક્ષીના પક્ષમાંજ થાયછે. પોતામાં રહેલું નિર્બળ સ્થળ શોધી કાઢવું તેમાં તેમના કરતાં તેનું પોતાનું શ્રેય વધારે રહેલું છે. જખમ રૂઝાઇ જાયછે, અને ઉતરી ગએલી ચામડીની પેઠે એ ત્યાંથી ખરી પડેછે, અને ત્યાં ભોંય આવી જાયછે, અને જ્યારે તેઓને વિજય મળશે, ત્યારેજ, જુઓ! એ વજ્રદેહી બની જાયછે. પ્રશંસા કરતાં નિંદા વધારે સલામત છે. વર્તમાન-પત્રોમાં મારો પક્ષ ખેંચાય, તો તેનો મને ધિક્કાર છે. જ્યાંસુધી જે જે બોલાય તે તે મારી વિરૂદ્ધ બોલાય, ત્યાંસુધી સફળતાની સંપૂર્ણ ખાત્રી મને રહેછે. પણ જ્યારે મધ જેવાં મીઠાં વચનો મારે માટે બોલાયછે કે તુરતજ મને લાગી આવેછે કે શત્રુઓની સન્મુખ અરક્ષિત હું પડયો છું. સામાન્ય રીતે, જે દુર્દશાની નીચે આપણે દબાઇ જતા નથી, તે આપણું કલ્યાણ કરનાર છે. જેમ સેંડવિચ ટાપુનો રહેવાસી એવું સમજે છે કે જે દુશ્મનને પોતે મારેછે, તેનું બળ અને શૌર્ય તેના પોતામાં આવેછે, તેમ જે લાલચની સામે થવામાં આપણે સફળ થઇએ છીએ, તેનું બળ આપણે પ્રાપ્ત કરીએ છીએ.

સંકટ, અપૂર્ણતા, અને શત્રુભાવથી જે રક્ષકો આપણું રક્ષણ કરેછે, તેજ રક્ષકો, જો આપણીજ મરજી હોય તો, કપટ અને સ્વાર્થથી પણ આપણને બચાવશે. બેડી અને બંધન આપણા સર્વોત્તમ શિક્ષક નથી, તેમ વેપારની લુચ્ચાઇ કે નિપૂણતા ડાહાપણની નિશાની નથી. પોતે છેતરાઈ જશે એ મુ-ર્ખાઈ ભરેલા સંશયને લીધે મનુષ્ય પોતાની આખી જીંદગીપર્યંત દુ:ખ અનુ-ભવે છે.* પણ વસ્તુત: એકજ વસ્તુ એક વખતે હોઇ પણ શકે, અને તેજ વખતે ન હોઇ પણ શકે, એ જેમ બની શકે નહિ, તેમ પોતા સિવાય બીજા કોઇથી છેતરાવાનું મનુષ્યને અશકય છે. આપણાં સઘળાં સાટાંને જોઇને સા-ક્ષીભૂત રહેતો કોઇ મૂંગો ત્રીજો જણ હમેશાં છે. વસ્તુઓની પ્રકૃતિ અને

---

* સરખાવો:—Poor and content is rich, and rich enough;
But riches fineless is as poor as winter,
To him that ever fears he shall be poor.
(Shakespeare).

"નિર્ધન અને સંતોષી દ્રવ્યવાન છે, અને તેજ સંપૂર્ણ દ્રવ્યવાન છે; પરંતુ પોતે નિર્ધન થઇ જશે એવી નિરંતર ધાસ્તી જેને રહ્યા કરેછે તેની અઢળક સમૃદ્ધિ પણ જેઠ મહીનાની પેઠે કંગાળ છે."

આત્મા દરેક કરારની બજાવણીની જામીનગીરી પોતાને માથે લેછે, એથી કરીને પ્રમાણિક નોકરીને કોઇ દિવસે નુકસાન થશે નહિ. અનુપકારી શેઠની સેવા જો તમે કરતા હો, તો વધારે કરજો. પરમેશ્વરને તમારા થાલમાં રાખો. દરેકે દરેક જુસ્સો તમને પાછો મળશે. તમારા પગારનું લંબાણ જેટલું વધારે થાય, તેટલું તમારે માટે એ વધારે ફાયદાકારક છે; કારણકે, ચક્રવૃદ્ધિ વ્યાજનું પણ ચક્રવૃદ્ધિ વ્યાજ આપવું એ આ જામદારખાનાનો રીવાજ અને દર છે.

જુલમનો ઇતિહાસ એ કુદરતને છેતરવાના પ્રયત્નોનો ઇતિહાસ છે, નેવનાં નીર મોભે ચઢાવવાનું એ વૃત્તાંત છે, રેતીની રસી વણવાની એ તવારીખ છે. તેનો કર્ત્તા એક હોય કે અનેક હોય, જુલમગાર હોય કે સામાજીક ટોળું હોય, તો તેથી તેમાં કાંઇ ભેદ પડતો નથી. સામાજીક ટોળું એ જાણી જોઈને અક્કલના રાજ્યમાંથી પોતાને અપવાદિત કરતો, અને તેના કાર્યને ફેરવી નાખતો, માણસોનો સમાજ છે. એવું ટોળું એ જાણી જોઇને પશુની પ્રકૃતિએ ઉતરતું માણસ છે. એની ચંચળતાનો યોગ્ય વખત રાત્રી છે. અંધકારમાંજ એની પ્રવૃત્તિ કાર્ય કરેછે. તેના આખા બંધારણની પેઠે તેનાં કાર્યો પણ અક્કલ વિનાનાં હોયછે. અમુક ધોરણ, અમુક પદ્ધતિ, અમુક નીતિની પાછળ પડી તેને એ હેરાન કરેછે; વાજબી વસ્તુને ફટકો લગાવવાની એની ઇચ્છા હોયછે; અને જેમને ઘર અને શરીર હોયછે, તેમનાં ઘરોને આગ લગાડીને અને તેમનાં શરીર ઉપર જૂલમ ગુજારીને, ન્યાયને રોગાન લગાડી તેની શોભામાં એ વધારો કરેછે. તારાઓ સુધી પણ પ્રકાશ પહોંચાડતા રક્ત અરૂણને ઓલવવા માટે પાણીના બંબાઓ લઇ છોકરાઓ દોડેછે, તે મર્કટ–ચેષ્ટા જેવું આ છે. અખંડિત ચૈતન્ય તેમના દ્વેષને અન્યાયના આચરનારા તરફ વાળે છે. પ્રાણની આહૂતિ આપનાર કદિ અપકીર્ત્તિ પામશે નહિ. તેને મારેલો દરેક ફટકો કીર્ત્તિની જીવ્હા બને છે; દરેક કેદખાનું, વધારે કીર્ત્તિવંત રહેઠાણ હોયછે; બાળી નાખેલું દરેક પુસ્તક કે ઘર સંસારને પ્રકાશિત કરેછે; દાબી દીધેલો કે છેકી નાખેલો દરેક શબ્દ પૃથ્વીના આ છેડાથી તે પેલા છેડા સુધી પ્રતિધ્વનિત થાયછે. જ્યારે સત્ય ખરા સ્વરૂપમાં સમજાય છે, અને આત્મ-ભોગ આપનારાઓનું આચરણ પ્રતિપાદિત થાયછે, ત્યારે વ્યક્તિને તેમ સમષ્ટિને પણ હમેશાં વિચાર અને અક્કલના કાળ આવેછે.

આ પ્રમાણે સઘળી વસ્તુઓ સાંસારીક સ્થિતિઓની નિસ્પૃહતાનો ઉપદેશ આપેછે. મનુષ્ય સર્વસ્વ છે. દરેક વસ્તુને બે બાજુ હોયછે, સારી અને નરસી.

દરેક લાભને માથે તેનો કર હોયછે. હું સંતોષી થતાં શીખુંછું. પરંતુ 'બદલા'-નો સિદ્ધાંત એ નિસ્પૃહતાનો સિદ્ધાંત નથી. આવી દલીલો સાંભળીને, આ લેખ વાંચીને, અવિચારી કહેછે કેઃ-સારૂં કરવામાં શો ફાયદો છે? સારા અને નરસા-નો ઉદ્દ્ભવ એકજ બનાવમાંથી એકજ વખતે થાયછે; જો હું કાંઇ પણ લાભ પ્રાપ્ત કરી શકું, તો તેની કિંમત મારે આપવીજ જોઇએ; જો કોઇ પણ લાભની મને હાનિ થાયછે, તો બીજા કોઇ લાભની મને પ્રાપ્તિ થાયછે; સઘળાં કાર્યો નિસ્પૃહી છે.

આત્મામાં બદલા કરતાં પણ વધારે ઉંડી હકીકત છે, એટલે કે, તેની પોતાની પ્રકૃતિ. આત્મા એ બદલો નથી, પણ જીવન છે. આત્મા છે. જેનાં પાણીની ભરતીઓટ હમેશાં સંપૂર્ણ સમતોલપણાથી થાયછે, એવા સ્થિતિના ઘસ્યા જતા આ આખા સમુદ્રની નીચે, સત્ય **અસ્તિત્વ**નો મૂળ ખાડો રહેલો છે. સત્વ, કિંવા, **ઈશ્વર** એ સંબંધ કે અંશ નથી, પણ પોતેજ આખું છે. નકારને હાંકી કાઢતું, આપોઆપ સમતોલ રહેલું, સઘળા સંબંધો, ભાગો અને કાળને ગળી જઇ પોતામાં લય કરી દેતું, એવું આ અસ્તિત્વ વિશાળ સ્વીકાર-સૂચક છે. કુદરત, સત્ય, સદ્દગુણ, એ સઘળાં તેમાંથી નીકળતા પ્રવાહ છે. દુર્ગુણ એ એની ગેરહાજરી કે એનું વિમાર્ગ-ગમન છે. ***નાસ્તિત્વ, અસત્ય** એ મોટી રાત તરીકે, અંધકાર તરીકે, ખરેખર ઉભું રહી શકે, કે જેના ઉપર, પાછલા ભાગ તરીકે તેને ગણી, જીવતું વિશ્વ પોતાને ચીતરી કાઢેછે; પણ એનાથીજ કોઇ વસ્તુનો જન્મ થતો નથી; એ કાર્ય કરી શકતું નથી; કારણકે એનું અસ્તિત્વ નથી. એનાથી કાંઇ શ્રેય થઇ શકતું નથી; એનાથી કાંઇ ઇજા થઇ શકતી નથી; હોય તેના કરતાં ન હોય એ વધારે ખરાબ છે, એટલું તેમાં નુકસાન છે.

દુષ્ટ માણસ પોતાના દુર્ગુણને દુરાગ્રહથી વળગી રહેછે, અને છતાં દૃશ્ય સૃષ્ટિમાં કોઇ પણ સ્થળે ઇનસાફ કે દુર્દશાના પ્રસંગે એ પહોંચતો નથી, એટલા માટે આપણને એમ લાગેછે કે દુષ્ટ માણસોને તેમનાં દુષ્ટકાર્યનો મળવો જોઇતો બદલો કદિપણ મળતો નથી. મનુષ્યો આગળ અને ફિરસ્તા આગળ એને બેભાન બનાવી નાખે એવું એની મૂર્ખાઈનું ખંડન નથી થતું; એટલા માટે તેણે આ કાયદાને પણ શું છેતર્યો છે? જેટલે દરજ્જે દ્વેષ અને અસત્ય એ પોતાની પાસે રાખે છે, તેટલે દરજ્જે વાસ્તવિક કુદરતમાંથી એ નષ્ટ થાયછે. કોઇક રીતે બુદ્ધિને

*ન અસ્તિત્વ—ન હોવાપણું તે, Nothing.

પણ અન્યાયની સાબીતિ એમાં દેખાશે; પણ, તેને પણ આપણે કદાચ ન જોઇએ, તથાપિ આ પ્રાણઘાતક સિદ્ધાંત અનાદ્યંત હિસાબની ચોખ કરી નાખ્યા વિના રહેતો નથી.

બીજી રીતે, વળી એવું પણ ન કહી શકાય, કે સદાચારની પ્રાપ્તિ નુકસાનજ વેઠીને થવી જોઇએ. સદ્‌ગુણને કાંઇ શાસન નથી; ડાહાપણને કોઇ દંડ નથી; અસ્તિત્વના એ વાસ્તવિક શૃંગાર છે. સદ્‌ગુણના કાર્યમાં હું વાસ્તવિક રીતે હોઊંછું; સદ્‌ગુણના કાર્યથી હું સંસારમાં ઉમેરો કરૂંછું; નાસ્તિત્વ અને અગાધ અંધારી જગામાંથી જીતેલા મેદાનમાં હું વૃક્ષ રોપુંછું, અને દૃષ્ટિ મર્યાદાની કિનારી આગળ એ અંધારાને હું પાછું ઠેલાતું જોઉંછું. પ્રેમ, જ્ઞાન, અને સૌંદર્યનો વિચાર, વિશુદ્ધ અર્થમાં જ્યારે લેવામાં આવેછે, ત્યારે આ ગુણોને માટે કાંઇ પણ વધારે પડતું હોઇ શકે નહિ. આત્મા મર્યાદાનો અસ્વીકાર કરેછે, અને *સુખવાદને હમેશાં સ્થાપિત કરેછે, § દુઃખવાદને સ્થાપિત કરતો નથી.

મનુષ્યની જીંદગી એ હમેશાં આગળ વધતી ઉન્નતિ છે, એક સ્થાનમાં રહેતી સ્થિતિ નથી. એનું સહજ જ્ઞાન વિશ્વાસ છે; એનું અંગજ્ઞાન આસ્થા છે. મનુષ્યના સંબંધમાં 'વધારે' અને 'ઓછું' જે આપણી પ્રેરણા વાપરે છે તે, આત્માની હાજરી વિષે છે, ગેરહાજરી વિષે નહિ; બીકણ કરતાં બાહાદુર માણસ વધારે મોટો છે; પ્રમાણિક, જ્ઞાની, શુભેચ્છક, એ મૂર્ખ અને લુચ્ચા કરતાં ઓછો નહિ, પણ વધારે મનુષ્ય છે. સદ્‌ગુણના શ્રેય ઉપર કાંઇ કર નથી; કારણકે તે તો, કોઇ પણ પ્રતિસ્પર્ધી વિના આવતું પરમેશ્વરનું પોતાનુંજ, સ્વતંત્ર અસ્તિત્વનુંજ, આગમન છે. સૃષ્ટિના શ્રેય ઉપર કર છે, અને પરિશ્રમ કે યોગ્યતા વિના જો એ મારામાં આવેછે તો, તેનું મૂળ મારામાં નથી હોતું, અને પછીથી આવતો પવનનો ઝપાટો એને ઉખેડી નાખશે. પરંતુ કુદરતનું સઘળું શ્રેય આત્માનું છે, અને કુદરતના વાસ્તવિક નાણાથી તેનું મૂલ્ય અપાય તો એ મળી શકે, એટલે કે હૃદય અને મગજ જે પરિશ્રમ કરી શકે તે વડે તેનું મૂલ્ય અપાય તો. જે કલ્યાણ હું કમાતો નથી, તે મેળવવાની ઇચ્છા હવે હું કરતો નથી, દૃષ્ટાંત તરીકે, દાટેલા સોનાનો ચરૂ મને મળે એમ હું હવે ઇચ્છતો નથી, કારણકે હું જાણુંછું કે એની સાથે નવા બોજા આવેછે.

---

* Optimism: સૃષ્ટિમાં જે જે બનેછે, તે તે બધું સારાને માટેજ બનેછે એવો સિદ્ધાંત. § Pessimism: જે જે બનેછે તે દુઃખરૂપ છે એવો સિદ્ધાંત.

બાહ્ય-પદાર્થ-વિષયક શ્રેયને હું ઇચ્છતો નથી, તેમ મિલ્કત, માન, શક્તિ કે શરીરને હું ઇચ્છતો નથી. લાભ માત્ર દેખીતોજ છે; કર ચોક્કસ છે. બદલાની હયાતી છે, અને ખજાનો ખોદવો એ ઇચ્છવા લાયક વસ્તુ નથી,-આવા જ્ઞાન ઉપર કાંઇ કર નથી. અહીંઆ હું અંતરની નિરંતર-અવિચ્છિન્ન શાંતિમાં આનંદ પામુંછું. શકય અનર્થની મર્યાદાને હું ટુંકી કરી લઉંછું. સંત બરનાર્ડનું જ્ઞાન હું શીખુંછું: "મારા સિવાય મને કોઇ ઇજા પહોંચાડી શકે તેમ નથી; જે ઇજા હું ભોગવુંછું, તે હું સાથેજ લઇને ફરૂંછું, અને મારા પોતાના દોષ વિના બીજા કશાથી હું દુ:ખિત બનતો નથી."

આત્માની પ્રકૃતિમાં અવસ્થાની વિષમતાનો બદલો રહેલો છે. કુદરતની યથાર્થ દુગ્ધા એ 'વધારે' અને 'ઓછા'નો ભેદ છે. ઓછાને પોતાના ઓછા-પણાનું દુ:ખ કેમ ન લાગે ? 'વધારે' તરફ તેને રોષ અને દ્વેષભાવ કેમ ન ઉત્પન્ન થાય ? જેનામાં ઓછી શક્તિ છે એવા માણસો તરફ નજર કરો, અને કોઇને પણ ઉદાસી આવી જાયછે, અને તેનું શું કરવું તેની બરાબર સમજણ તેને પડતી નથી. એમની દૃષ્ટિને લગભગ એ તજેછે ; તેઓ પરમે-શ્વરને ઠપકો આપશે એવી લગભગ ધાસ્તી એને રહેછે. તેઓ શું કરે ! મહાન્ અન્યાય એ જણાય છે. પણ વસ્તુઓની નજીક જઇ ધારીને જુઓ, તો તુરતજ પાહાડ જેવી આ વિશાળ વિષમતાઓ અદૃશ્ય થઇ જાયછે. જેમ સમુદ્રમાં તરતા બરફના ઢગલાને સૂર્ય પીગળાવી નાખેછે, તેમ પ્રેમ તેમનું પૃથક્કરણ કરી નાખેછે. સઘળાં મનુષ્યોનાં હૃદય અને આત્મા એકજ હોવાથી, 'તેના' અને 'મારા'નો આ સંતાપ નષ્ટ થઇ જાયછે. તેનું મારૂં છે. મારો ભાઇ તે હું છું, અને હું તે મારો ભાઇ છે. મહાન્ પાડોશીઓ મને અંધારામાં નાખી પાછો પાડેછે, એમ જો મને લાગે, તોપણ હું તેમનાપર પ્રેમ રાખી શકું ; હજી પણ મને મળી શકે; અને જે માણસ પ્રેમ રાખેછે તે, જે ભવ્યતાનો એને પ્રેમ છે, તેને પોતાની કરેછે. આ ઉપરથી મને એવી શોધ હાથ લાગેછે કે મારો ભાઇ લાભકારકમાં લાભકારક ધારણાથી મારી વતી કામ કરતો હોય એવો મારો રક્ષક છે, અને જે મિલ્કતની મને અદેખાઇ આવતી હતી, અને જેને હું એટલો બધો વખાણતો હતો, તે મારી પોતાનીજ છે. સઘળી વસ્તુ-ઓને પોતાની કરી લેવી એ આત્માની પ્રકૃતિ છે. જીસસ અને શેકસપીઅર એ આત્માના કટકા છે, અને પ્રેમવડે કરીને તેમને જીતી મારા પોતાના ચૈત-ન્યમય પ્રદેશમાં તેમને મારી સાથે એકાકાર કરી દઉંછું. એનો સદ્દગુણ-એ

મારો નથી શું ? એની બુદ્ધિ–જો એને મારી કરી શકાય નહિ, તો તે બુદ્ધિજ નથી.

આફતનો પણ વાસ્તવિક ઇતિહાસ એવોજ છે. જે ફેરફારો થોડે થોડે અંતરે મનુષ્યની સુખશાંતિનો ભંગ કરી નાખે છેતે, જે કુદરતનો કાયદો અભ્યુદય છે, જેનો કાયદો ઉન્નતિમાં આગળ વધવાનો છે, એવી કુદરતની જાહેરખબર છે. દરેક છીપ–માછલી જેમ પોતાની સુંદર અને પથ્થરમય છીપ તજી દેછે, તેમ આ સ્વાભાવિક અગત્યતાને લીધે દરેક આત્મા વસ્તુઓની—મિત્રોની, ઘરની, કાયદાની, આસ્થાની, એ સઘળાંની પોતાની આખી વ્યવસ્થાને તજીને ધીમે ધીમે નવું ઘર બાંધે છે. કારણકે તેના વધી પડેલા વિસ્તારનો હવે તેમાં સમાસ થતો નથી. જ્યાંસુધી કોઇ ભાગ્યવાન અંતઃકરણમાં એ નિરંતર બને નહિ, ત્યાંસુધી, વ્યક્તિના વીર્યના પ્રમાણમાં આ ફેરફાર વારંવાર બને છે, અને, કેમ જાણે કે પારદર્શક પ્રવાહી ત્વચા હોય કે જેમાંથી જીવતી આકૃતિ દેખાઇ આવેછે, તેમ સઘળા સાંસારીક સંબંધ એની આસપાસ છૂટા છૂટા લટકી રહેછે, અને ઘણાખરા માણસો કે જેમાં, કોઇ સ્થિર થએલી પ્રકૃતિનું નહિ, પણ ઘણી તવારીખનું બનેલું, કઠીન થએલું વિજાતીય પોત હોયછે કે જેમાં એ માણસ બંધનયુક્ત થઇ રહ્યો હોયછે, તેના જેવો એ નથી હોતો. ત્યારેજ વિસ્તારને અવકાશ હોઇ શકે છે, અને આજનો માણસ ગઇ કાલના માણસને ભાગ્યેજ ઓળખી શકેછે. અને જેમ દિવસે દિવસે મનુષ્ય કપડાં બદલે છે, તેમ દિવસે દિવસે ગત સ્થિતિઓને એકકોરે ફેંકી દેતું દેતું, એવું કાળે કરીને થતું મનુષ્યનું બાહ્ય જીવન-ચરિત્ર હોવું જોઇએ. પરંતુ આપણી ગ્યાળ ગએલી મિલ્કતમાં, સ્થિર થવાનું, આગળ વધવાનું નહિ, સામું થવાનું, દિવ્ય વિસ્તારની સાથે સંયુક્ત થવાનું નહિ,–આ વિસ્તાર આપણને આંચકે આંચકે આવેછે.

આપણા મિત્રોથી આપણે છૂટા પડી શકીએ નહિ. આપણા ફિરસ્તાને આપણા હાથમાંથી આપણે સરી જવા દઇ શકીએ નહિ. મોટા ફિરસ્તા આવે, એટલા માટેજ તેઓ જગ્યા ખાલી કરી જાયછે, એ આપણે સમજતા નથી. જૂનાના આપણે પૂજારી છીએ. આત્માની સંપત્તિઓ, તેની વાસ્તવિક અનંતતા અને સર્વ-વ્યાપકતાનો આપણને વિશ્વાસ નથી. પેલી સુંદર ગઇ કાલને પ્રતિસ્પર્ધી બનવા જેટલું અને તેની રચના ફરીને કરવા જેટલું સામર્થ્ય આજમાં છે એ આપણે માનતા નથી. જ્યાં આપણને એક વખત આશ્રય

મળ્યો, જ્યાં આપણને એક વખત અનાજ, સાધન અને આશ્રય મળ્યાં હતાં, એવા જૂના તંબુના ખંડીએરમાં આપણે વિલંબ કરી પડ્યા રહીએ છીએ, અને આત્મા આપણું ફરીને પોષણ કરી શકે તેમ છે, આપણને ફરીને ભરપૂર બનાવી શકે તેમ છે, આપણને ફરીને સામર્થ્યવાન કરી શકે તેમ છે, એ આપણે માનતા નથી. એવું પ્રિય, એવું મનહર, એવું રમણીય, આપણને ફરીને કાંઇ મળી શકતું નથી. પરંતુ આપણે બેસીને ફોગટ રોઇએછીએ. સર્વ-શક્તિમાન પ્રભુનો અવાજ કહેછેઃ "હમેશાં ઉઠીને આગળ ચાલ." ખંડીએરમાં આપણે ખોટી થવું ન જોઇએ. તેમ નવા ઉપર આપણે આધાર રાખશું નહિ. અને એવી રીતે, જે પાછું જુએ છે એવા રાક્ષસોની પેઠે, ફેરવેલી આંખો સહીત આપણે નિરંતર આગળ ચાલશું.

અને છતાં, કાળના લાંબા અંતરે, આફતના બદલા બુદ્ધિને પણ દૃશ્ય થાયછે. તાવ, અપંગતા, ઘાતકી નિરાશા, દ્રવ્યનું નુકસાન, મિત્રોનું મરણ, એ સર્વ બનતી વખતે નિરર્થક અને જેનો બદલો વળી ન શકે એવાં નુકસાન જણાય છે. પરંતુ સઘળી હકીકતોની નીચે જે દુઃખ-નિવારક ઉંડું સામર્થ્ય રહેલું છે, તે ખાત્રીબંધ વર્ષોના વર્ષો પછી પણ દેખાય છે. પ્રિય મિત્રનું, પત્નીનું, ભાઇનું કે પ્રેમીનું, મૃત્યુ એ વખતે વિપત્તિ સિવાય બીજું કશું જણાયું નહોતું; તે આગળ જતાં, માર્ગ-પ્રદર્શક કે ફિરસ્તાનું રૂપ ધારણ કરેછે; કારણકે સામાન્ય રીતે એ આપણી જીંદગીના રસ્તામાં ફેરફાર કરી નાખે છે, જે બાલ્યાવસ્થા કે નાનપણ પોતાનો અંત આવવાની રાહ જોતું હતું તેનો અંત આણે છે, પરિચિત થએલી ટેવને તોડી નાખેછે, અથવાતો ઘરની જાળ કે રહેવાની પદ્ધતિને પૂરી કરી નાખેછે, અને પ્રકૃતિના બળને અનુકૂળ આવે એવા નવા રસ્તાની રચનાને અવકાશ આપેછે. નવીન પીછાણની રચનાની તેને જરૂર પડેછે, અથવાતો નવીન ઓળખાણો થાયછે, અને પછીનાં વર્ષોમાં જે એને અતિશય ઉપયોગી થઇ પડે એવી નવીન સત્તા મેળવવાનો અવકાશ એને આવેછે; અને જે સ્ત્રી કે પુરૂષ, પોતાના મૂળને માટે કોઇ પણ જગા રહીત અને પોતાના મસ્તક ઉપર પ્રચંડ સૂર્યના ઉતાપ સહીત હોય એવું ઉનાળાના બગીચાનું પુષ્પ રહેત, તે, દીવાલના પડી જવાથી, અને માળીની બેદરકાર વિસ્મૃતિને લીધે, જંગલના વડના ઝાડ જેવું થઇ જાયછે, અને મનુષ્યોના વિસ્તૃત પાડોશને ફળ અને છાયાનું દાતા થઇ પડેછે.

---

## શેક્સપીઅર.

મહાન્ પુરૂષો સ્વત્વ કરતાં વિસ્તાર અને ખ્યાતિથી વધારે પ્રસિદ્ધ થઇ જાયછે. કરોળીઆની પેઠે, પોતાનાં આંતરડાંમાંથીજ પોતાની જાળ વણી કાઢવામાં, અને માટી શોધીને તેની ઇંટો બનાવી તેનું ઘર બાંધવામાંજ, સ્વત્વ સમાએલું છે એમ જો આપણે સ્વીકારીએ, તો કોઇ પણ મહાન પુરૂષ સ્વબુદ્ધિવાળો નહિ રહે; અને બીજાં માણસોએ કર્યું છે તેવું નહિ કરવામાં પણ કિંમતી સ્વબુદ્ધિ સમાએલી છે એમ પણ નથી. વીર પુરૂષ તો લડવૈયાની ભીડમાં અને બનાવોની વચમાંજ હોયછે, અને મનુષ્યોને શાની જરૂર છે તે જાણી લઇને, અને તેમની વૃત્તિઓનો તેમની સાથેજ-તેમના જેવોજ ઉપભોગ કરીને ઇચ્છેલા બિંદુએ આવવા જેટલી, કૃષ્ણની પેઠે હાથની અને નજરની જોઇએ તેટલી લંબાઇ તે વધારે છે. મોટામાં મોટી બુદ્ધિ તો વળી સૌથી વધારે બીજાની ઋણગ્રસ્ત હોયછે. મનમાં જે આવ્યું તે બોલી નાખે, અને જે આવ્યું તે બધું બોલી નાખે છે, માટે તેમાં કાંઇક કિંમતી પણ બોલેછે, એવો, જે મનમાં આવ્યું તે બોલી નાખનાર કવિ નથી હોતો; પરંતુ તેનું હૃદય તેના દેશ અને કાળને એકસૂર હોયછે. તેની કૃતિઓમાં કાંઇ સ્વચ્છંદી કે મનસ્વી નથી હોતું; પરંતુ અંતઃકરણના ભારે વિશ્વાસથી ભરેલું, અને તેના વખતનો કોઇ પણ માણસ કે વર્ગ જાણી લે એવા ચોખ્ખે ચોખ્ખા ઉદ્દેશને સૂચિત કરી આપતું, મધુર અને ગંભીર સત્ય તેમાં હોયછે.

આપણી જીંદગીની દેવતા વ્યક્તિઓના સંબંધમાં ઇર્ષ્યાળુ છે, અને સાર્વજનિક શિવાય કોઇ પણ રસ્તે મનુષ્યોને મોટા થવા દેતી નથી. મહાન્ બુદ્ધિને પોતાની ઇચ્છાને અનુરૂપ પસંદગી નથી હોતી. કોઈ એક આનંદ-જનક પ્રાતઃકાળે મહાન્ પુરૂષ જાગૃત થઇને કહેતો નથી કે: "હું આજે ચૈતન્યથી ભરેલો છું. હું આજે સમુદ્રના પ્રવાસે જઇને કોઇ ખંડ શોધી કાઢીશ. આજે હું ગોળાની પ્રદક્ષિણા કરીશ; આજે હું ઉદ્‌ભિજ વિદ્યા ચુંથી નાખીશ, અને મનુષ્યોને માટે કોઇ નવો ખોરાક શોધી કાઢીશ; મારા અંતઃકરણમાં કોઇ નવી યોજના આજે ઉદ્‌ભવી છે, કોઇ નવીન યાંત્રિક શક્તિ હું આગળથી આજે જોઇ શકુંછું;–" એવું એવું એ કદી નહિ કહે. પરંતુ પોતાના સમકાલીન ભાઇઓની જરૂરીઆત અને વિચારથી આગળ ખેંચાઇ જતો, તે પોતાને વિચારો અને બનાવોની વચમાંજ જુએછે. જ્યાં મનુષ્યનાં

સર્વ ચક્ષુઓ એકજ માર્ગ તરફ વળેલાં છે, અને સઘળા હસ્તો તેણે કઇ દિશામાં જવું તે બતાવી આપેછે, ત્યાં તે પોતાનું સ્થાન રાખેછે. દેવળના સંસ્કાર અને સમારંભમાં તે ઉછરે છે; અને ગાયનને માટે અને ધાર્મિક યાત્રાઓને માટે યોગ્ય મુખ્ય દેવળ બાંધી આપીને, તેના સંગીતે આપેલી શિખામણનું સાર્થક કરેછે. લડાઇ ચાલતી તે જુએછે; બરાકમાં રણશીંગાથી એ કેળવાય છે, અને પછી તે કેળવણીને પણ એ સુધારી નાખેછે. કોયલા, લોટ, કે એવી કોઇ બીજી વેપારની વસ્તુઓ, જે દેશમાં એ ઉત્પન્ન થાયછે ત્યાંથી, જે દેશમાં તેનો ખપ છે ત્યાં લઇ જવાને બન્ને દેશના લોકો મથતાં એને માલમ પડેછે, અને તે રેલવેની યુક્તિ શોધી કાઢેછે. દરેક ઉસ્તાદને તેનાં સાહિત્યો એકઠાં થએલાં માલમ પડ્યાં છે; તેના સ્વદેશીઓની તેની દાઝમાં,–તે સાહિત્યોનો ઉપયોગ તેના સ્વદેશીઓ કરે એવી પ્રબળ ઇચ્છામાં, અને જે સાહિત્યોને તેણે કેળવ્યાં તે સાહિત્યોના તેના દૃઢ પ્રેમમાં, તેની શક્તિ સર્વથા રહેલી છે. શક્તિનો કેવો બચાવ! મનુષ્યના ટુંકા આયુષ્યનો કેવો બદલો! સઘળું તેને માટે તૈયાર કરેલું છે. આટલે સુધી તો દુનિયાએ તેને રસ્તે ચડાવી દીધો છે. તેની પેહેલાં મનુષ્ય જાત થઇ ગએલી છે; ટેકરીઓ ખોદાઇ ગઇ છે; ખાડા પુરાઇ ગયા છે; અને નદીપર પૂલો બંધાઇ ચૂક્યા છે. મનુષ્યો, પ્રજાઓ, કવિઓ, સ્ત્રીઓ, કારીગરો–એ સર્વેએ તેને માટે પરિશ્રમ લીધો છે; અને તેમના પરિશ્રમના પરિણામમાં એ એકદમ પ્રવેશ કરેછે. પ્રવૃત્તિની લીટીથી દૂર, સામાજીક લાગણી અને ઇતિહાસથી દૂર, બીજી કોઇ વસ્તુ પસંદ કરો, અને તમારી શક્તિઓ પ્રથમ સામગ્રીઓ તૈયાર કરવામાંજ ઘસાઇ જશે. કોઈ તો લગભગ કહે કે: મહાન્ ઉત્પાદક શક્તિ સ્વત્વ બિલકુલ નહિ હોવામાં–તદ્દન નવીન યોજના નહિ કરવામાં, સમાએલીછે; શક્તિનું સામર્થ્ય ગ્રહણ કરવામાંજ સમાએલું છે; દુનિયાને સઘળું કરવા દઇ અંતઃકરણની શુદ્ધ ક્ષણોના ચૈતન્યને તેના ઉપરથી નિરંકુશ પસાર થવા દેવામાં એ શક્તિ સમાએલી છે; નહિ તો સર્વને સામાન્ય વસ્તુઓમાંથી એકજ માણસ તેનો એવો અદ્ભુત ઉપયોગ કેમ કરી શકે?

જે વખતે અંગ્રેજ લોકો નાટકીય આનંદને માટે અત્યંત ઉત્સુક હતા, તે વખતે શેક્સપીઅરની યુવાવસ્થા આવવાનો પ્રસંગ પડ્યો. રાજકીય બાબતની કોઇ પણ ગર્ભિત સૂચના જો તેમાં હોય, તો દરબારીઓને તેથી તુરત માઠું લાગી જતું હતું, અને તેમને (નાટકોને) દાબી દેવાનો પ્રયત્ન કરતા હતા.

દિવસે દિવસે સામર્થ્યમાં વૃદ્ધિ પામતું, ઉત્સાહી તથા ધાર્મિક વૃત્તિમાં સમર્થ લાગણીવાળું એવું પ્યુરીટનનું મંડળ તેમને તદ્દન દાબી દેવા ઇચ્છતું હતું. પરંતુ લોકોને તેમની જરૂર હતી. તેમને તેમાં રસ પડવા માંડ્યો હતો. ધર્મશાળાનાં આંગણાં, છાપરાં વિનાનાં ઘર અને ગામડામાં મેળાને વખતે તુરતનાં બનાવેલા વાડાઓ, ભમતી નાટક મંડળીઓની તૈયાર નાટકશાળાઓ હતી. આ નવો આનંદ લોકોએ ચાખ્યો હતો; અને જેમ, મજબૂતમાં મજબૂત મંડળ પણ આ વખતે સુધરેલા દેશમાં વર્તમાનપત્રોને તદ્દન દાબી શકે એવી આશા આપણે અત્યારે રાખી શકીએ નહિ, તેમ તે વખતે રાજા, પાદરી કે પ્યુરીટન, અક્કેકા કે એકત્ર મળેલા પણ, લોકોના એ આનંદના સાધનને બંધ કરી શક્યા નહિ, અને તે સાધનમાં પણ સંગીત, વીરકાવ્ય, રાજખટપટ, ભાષણ, ગમત, સાહિત્ય એ સર્વ એકી વખતેજ હતાં. ઘણુંકરીને તો સંતો, રાજા, પાદરી, કે પ્યુરીટનને પોતાનાજ અહેવાલનું પ્રતિબિંબ તેમાંથી મળતું હતું. એ સઘળાં કારણોથી સમસ્ત પ્રજાનો એ આનંદ થઇ પડ્યાં હતાં. અલબત્ત, એ આનંદ એટલો બધો બાહાર પડતો–વિશાળ–નહોતો, નહિતો કોઇ પ્રખ્યાત વિદ્વાનને એને ઇતિહાસમાં દાખલ કરવાનો વિચાર આવ્યો હોત,—પરંતુ નિર્જીવ વસ્તુની પેઠે એ સોંઘો અને નજીવો હતો, એટલા માટે એ ઓછો વિશાળ હતો એમ નહોતું. કીડ, મારલો, ગ્રીન, જોન્સન, ચેપમન, વેબ-સ્ટર, હેવુડ, મિડલટન, પીલ, ફોર્ડ, મેસીંગર, બોમંટ અને ફ્લેચર, વિગેરે લેખકોનાં ટોળેટોળાં આ ક્ષેત્રમાં ઘસી આવ્યાં, એ તેના ચૈતન્યની સર્વોત્તમ સાબીતિ છે.

જે નાટકશાળાને માટે કવિને પરિશ્રમ લેવાનો છે, તે નાટકશાળાની લોકોના મનપર સંપૂર્ણ સત્તા-એ તેને સૌથી પ્રથમ અગત્યની વાત છે. એમ હોય તો, નકામા પ્રયોગમાં તેનો વખત જતો નથી. શ્રોતાગણ, અને તેમની જીજ્ઞાસા ત્યાં અપેક્ષિત-તૈયારજ હોયછે. શેકસપીઅરના સંબંધમાં તો એને આના કરતાં પણ વિશેષ હતું. જ્યારે *સ્ટ્રાટફોર્ડ છોડી લંડન ગયો, ત્યારે સઘળા કાળનાં અને લેખકોનાં નાટકોની હસ્તલિખિત પ્રતોનો ઢગલો એને તૈયાર મળ્યો; અને તે સર્વ વારા ફરતી ભજવવામાં આવતાં હતાં. ટ્રોયની એક વાત એને એક સ્થળેથી મળેછે, જેનો થોડોક ભાગ લોકો દરેક અઠવાડીએ સાંભળીને સહન કરી શકેછે; બીજે સ્થળે જુલીઅસ સીઝરનું મૃત્યુ અને પ્લુટાર્કની બીજી

*સ્ટ્રાટફોર્ડ એ શેકસપીઅરની જન્મ-ભૂમિ હતી.

વાતો છે, જેના વિષે લોકોને કદિ કંટાળો આવતો નથી. બ્રટ અને આરથરના વૃત્તાંતથી તે પાદશાહી હેત્રીઓ સુધીનો વૃત્તાંત પણ કબાટમાં પડેલો છે, અને તે લોકો આતુરતાથી વાંચેછે; અને શોકજનક કરૂણારસ-પ્રાધાન્ય નાટકો, આનંદી ઇટાલીઅન વાતો અને સ્પેનીશ સફરોનો જથો પણ તૈયાર છે, જેનાથી લંડનનો દરેક જુવાન જાણીતો હોયછે. એ સઘળા સમૂહમાં લખનારાઓએ થોડી ઘણી પણ ચતુરાઇ વાપરેલી હોયછે; અને નવા પ્રવર્તકના હાથમાં એ ચોળાએલી અને જીર્ણ થઇ ગએલી હસ્તલિખિત પ્રતો આવેછે. કોઇ પણ નાટક કોણે પેહેલાં લખ્યું એ હાલ કહેવું તદ્દન અશક્ય છે. એટલા લાંબા વખત સુધી સાર્વજનિક નાટકશાળાઓની એ મિલકત રહેલી હોયછે, અને એટલા બધા ઉછરતા બુદ્ધિમાન લેખકોએ, કોઇ ઠેકાણે ભાષણ કે આખો પ્રવેશ મૂકીને, અથવા તો કોઇ સ્થળે ગાયન વધારીને, તેમાં એટલો તો વિસ્તાર કરી મૂકયો હોયછે, અથવા એવો તો ફેરફાર કરી દીધો હોયછે, કે આ અગણિત ઉત્પત્તિઓને માટે કોઇ પણ માણુસ પોતાનો સ્વતંત્ર દાવો કરી શકે નહિ. સુભાગ્યે કોઇ પણ માણુસ એવી ઇચ્છા પણ નથી રાખતું. આવી જરૂર પણ કોઇને નથી. આપણામાં વાંચનારા થોડા છે, જોનારા અને સાંભળનારા ઘણા છે. તેઓ જ્યાં હોય ત્યાં રહે એજ ઠીક છે.

જેમાંથી કોઇ પણ પ્રયોગની સ્વતંત્ર રીતે યોજના થઇ શકે, એવાં જૂનાં નાટકો અને રદ્દી સમુદાયના સમૂહની કિંમત તેના સમકાલીન જાતભાઇઓની પેઠે શેકસપીઅર સારી પેઠે સમજતો હતો. જે છાપ હાલના કરૂણારસ પ્રાધાન્ય નાટકોને પ્રતિબાંધત કરેછેતે જો તે વખતે પ્રચલિત હોત, તો કાંઇ પણ બની શક્યું નહોત. મોહોલ્લામાં ગવાતા ગીતની પેઠે નાટકોની નસોમાં પણ સચેત ઇંગ્લાંડનું અણુઘડ-ઉત્સાહી લોહી ફરતું હતું; અને તેની આકાશી અને ભવ્ય કલ્પનાને જે શરીર જોતું હતું તે એણે પૂરૂં પાડયું. જેનાપર પોતાનો પરિશ્રમ સફળ થાય અને વળી જે પોતાની કળાને યોગ્ય સંયમમાં રાખી શકે, તેવી લૌકિક કથાના પાયાની કવિને જરૂર છે. એથી કરીને તે લોકપ્રિય થાયછે; એટલુંજ નહી, પરંતુ તેની ભવ્ય હવેલીનો પાયો પણ એથી પૂરો પડેછે. આટલું એને તૈયાર મળતું હોવાથી તેની શક્તિનો સારો બચાવ થાયછે, અને તેથી પોતાની કલ્પનાની ધીટતાનું સંપૂર્ણ સામર્થ્ય બતાવવાની તેને ફુરસદ રહેછે. ટુંકામાં, તૈયાર મંદીરથી જે લાભ નકશીકારને પ્રાપ્ત થાયછે, તેટલોજ લાભ કથાભાગ તૈયાર મળવાથી કવિને પ્રાપ્ત થાયછે. ગ્રીસમાં અને મિસરમાં નક-

શીકામ ઘર-બાંધ-કામના આશ્રયમાં રહીને આબાદી પામ્યું હતું. મંદીરની દીવાલનું એ ભૂષણ હતું: પ્રથમ બારીપર આવેલા પથ્થરપર એ બેડોળ આકૃતી હતી; પછી એ આકૃતિ વધારે સુંદર થઇ; અને મકાનની સાથેજ યુક્ત રહીને, ધીમે ધીમે પછી તેમાં મસ્તક અને હાથની સુંદરતા ઉમેરવામાં આવી; અને તે આકૃતિના ચોકઠા તરીકે પણ કામ આવેછે; અને જ્યારે શૈલીમાં અને કૃતિમાં સંપૂર્ણતા આવી, ત્યારે પણ બાંધકામની પ્રબળ બુદ્ધિથી પ્રતિમાઓમાં એક જાતની ગંભીરતા અને શોભા આવતી હતી. જ્યારે સ્વતંત્ર રીતે-તેને પોતાને માટેજ પ્રતિમા શરૂ કરવામાં આવી, અને મંદીર કે મેહેલ સાથે તેનો સંબંધ ન રહેવા લાગ્યો, કે તુરતજ તે કળાની દુર્દશા આવવા માંડી. પ્રાચીન સંયમના સૌંદર્યને બદલે તેમાં સ્વેચ્છાચારની પરિભ્રમણ અને બાહ્ય ડોળની બેડોળતા આવવા લાગી. બાંધકામમાંથી સમતોલ રાખનારૂં જે ચક્ર શિલ્પકારને મળતું હતું, તે કવિત્વ શક્તિવાળી બુદ્ધિના સાહસિક જુસ્સાને, જે સામગ્રીને લોકો પરિચિત થઇ ગયા હતા એવી એકઠી થએલી નાટકીય સામગ્રીમાંથી મળી આવ્યું; અને તેમાં એવી અનુપમતા હતી કે તેવી અનુપમતા ગમે તેવી અદ્ભુત બુદ્ધિવાળો કવિ એકલે હાથે ઉત્પન્ન કરી શકવાની આશા રાખે નહિ.

ખરેખરૂં જોતાં તો એવું જણાય છે કે પોતાની અનુપમતાને માટે શેક્સપીઅર સર્વ દિશામાં ઉપકૃત હતો, અને જે જે તેને મળી આવ્યું તે સર્વનો યથોચિત ઉપયોગ કરવાને તે સમર્થ હતો; અને છઠ્ઠા હેન્રીના પેહેલા બીજા અને ત્રીજા ભાગ ઉપર અતિ પરિશ્રમ લઇને મેલોને જે ગણત્રી કાઢી છે તે ઉપરથી, આ ઉપકારનો આંકડો કેટલો મોટો છે તેનું સહજ અનુમાન થાયછે. તે લખેછે કે તેમાં "કુલે ૬૦૪૩ લીટીઓ છે. તેમાંથી ૧૭૭૧ લીટીઓ શેક્સપીઅરની પહેલાં થઈ ગએલા કોઇ લેખકોની છે; ૨૩૭૩ અગાઉના લેખકોની વસ્તુના પાયાપરથી તેણે લખેલી છે; અને ૧૮૯૯ તેની પોતાનીજ છે." અને આ પ્રમાણે શોધ આગળ ચલાવીએ તો, તેની પોતાની સ્વતંત્ર યોજનાનું એક પણ નાટક ભાગ્યેજ મળી આવેછે. મેલોનનો નિર્ણય બાહ્ય ઇતિહાસનો એક અતિ ઉપયોગી કટકો છે. હું ધારૂંછું કે, આઠમા હેન્રીમાં જે મૂળ ખડકપર તેનું પોતાનું અનુપમ અસ્તર તેણે ચડાવ્યું છે, તેનો પ્રકાશ હું સ્પષ્ટ જોઉં છું. પ્રથમનું નાટક ચઢીઆતા વિચારવંત માણસે ખામીવાળી શ્રવણેંદ્રિયથી લખ્યું છે, એની લીટીઓ દેખાઇ આવે તેમ છે અને તેનો સ્વર-વિરામ સારી રીતે ઓળખાઇ આવે તેવો છે. વૂલ્ઝીનું સ્વગત ભાષણ

અને ક્રોમવેલની સાથેનો પછીનો પ્રવેશ જુઓ, અને તેમાં શેક્સપીઅરના સ્વર માપને બદલે—અને તેનો ગુપ્ત ભેદ એ છે કે વિચારને યોગ્ય સૂરમેળ હોયછે, જેથી કરીને અર્થ પ્રમાણે વાંચતાં એની મેળે તાલ આવી જાયછે-અહીં તો આપેલા સૂરમેળ ઉપરથી લીટીઓ રચાઇ છે, અને તેથી કાંઇક કૃત્રિમતા આવી જાયછે; અને કવિતામાં પણ પાદરીના વ્યક્તત્વની નિશાની છે. પરંતુ આખા નાટકમાં ઓળખાયા વિના રહે નહિ એવી શેક્સપીઅરની છાંટ છે. અને રાજ્યાભિષેક જેવા કેટલા કટકા તો શેક્સપીઅરના પોતાનાજ લેખ જેવા છે. વિચિત્રતા એ છે કે એલીઝાબેથ રાણીની પ્રશંસા ખરાબ તાલમાં છે.

લૌકિક કથા કોઇ પણ નવીન યોજના કરતાં વધારે સારૂં વસ્તુ પુરૂં પાડે છે એ શેક્સપીઅર જાણતો હતો. જો સ્વતઃ યોજના વિષે કાંઇ પણ પ્રતિષ્ટા એણે ગુમાવી, તો તેણે પોતાનાં સાધનો વધાર્યાં; અને તે વખતે સ્વતઃ કલ્પનાની અયોગ્ય માગણી આગ્રહપૂર્વક કરવામાં આવતી નહોતી. લાખોને માટે એ વખતે સાહિત્યનો સમુદાય નહોતો. સામાજીક વાંચન, સસ્તું છાપખાનું, એ વખતે અજાણ્યું હતું. નિરક્ષર વખતમાં જે મહાકવિ દૃશ્ય થાયછે, તે ગમે તે સ્થળે પ્રસરતા પ્રકાશને પોતાના ઉજવળ પરિધમાં ગરક કરી દે છે. દરેક માનસિક હીરો, ભાવનાતું દરેક પુષ્પ, પોતાના સમાજના લોકોને લાવી આપવાનું તેતું રસિક કામ છે; અને પોતાની યોજના જેટલીજ તે પોતાની સ્મૃતિને પણ કિંમતી ગણે છે. એટલા માટે એવા વિચારો કયે રસ્તેથી આવેછે એની તેને થોડીજ ચિંતા હોયછે; ભાષાંતરમાંથી, લૌકિક કથામાંથી, દૂર દેશોની મુસાફરીમાંથી, કે પોતાની પ્રેરણામાંથી-કે ગમે ત્યાંથી તે લઇ આવેછે; તથાપિ તેના અસંપૂર્ણ શ્રોતા તેનો સરખીજ રીતે સત્કાર કરેછે. અરે, ઘણું ખરૂં તો એ પોતાનુંજ ઉછીતું લે છે. બીજાં માણસો પણ તેની પેઠે વિદ્વત્તાયુક્ત ડાહાપણની વાતો કહેછે, પરંતુ માત્ર તેઓ બેવકૂફાઇથી ભરેલી વાતો બહુ કહેછે અને જ્યારે ડાહાપણની વાતો કહેછે, ત્યારે તેમને તેની ખબર નથી હોતી. ખરા હીરાનો ચળકાટ તે પારખી કાઢેછે, અને જ્યાં જ્યાંથી તેને એ મળી આવેછે, ત્યાં ત્યાંથી ઉપાડીને એ, ઉચ્ચ સ્થળે એને મૂકેછે. હોમરની પણ એજ ભાગ્યવંત સ્થિતિ હતી. ચૉસરતું, શેખસાદીતું પણ તેમજ હતું. જે સઘળું ઉત્તમ હતું તે સઘળું તેમતું પોતાનુંજ તેમને લાગ્યું; અને જેટલે દરજ્જે તેઓ કવિ હતા તેટલે દરજ્જે તેઓ ઇતિહાસકાર અને સંગ્રહ કરનાર પણ હતાં. દરેક અદ્ભુત કથાકાર દુનિયાની સઘળી વાતોનો વારસ અને પ્રવર્ત્તક છે.

ઈંગ્લાંડના શરૂઆતના સાહિત્યમાં ચૉસરની અસર ઘણીજ છે; અને અર્વાચીન સમયમાં પણ માત્ર પોપ અને ડ્રાઇડનજ તેના ઉપકૃત છે એમ નથી, પરંતુ અંગ્રેજ લેખકોના આખા જથામાં પણ માન્ય ન કરેલું મોટું ઋણ સેહેલાઇથી શોધી કઢાય તેમ છે. આટલા બધા નિર્વાહ કરનારા જેના ઉપર પોષણ કરેછે—આટલા ઉત્પાદક લેખકોને જે લખવાનાં સાધન પૂરાં પાડેછે, તેની મહાભારત ફળદ્રુપતાથી કોઇ પણ વિસ્મય પામી ગયાં વિના રહેશે નહિ. પરંતુ ચૉસર પોતે પણ મોટો ઋણી છે. એવું જણાય છે કે ચૉસર પોતે પણ લીડગેટ અને કેક્ષ્ટનની મારફત ગાઇડો ડી કોલોનામાંથી લેતો હતો, અને તેણે વળી ટ્રોજન વિગ્રહની અદ્ભુત કથા ફ્રીજીઅસ, ઓવીડ અને સ્ટેટીઅસમાંથી લીધી હતી. વળી પેટ્રાર્ક, બૉકશીઓ અને પ્રોવેન્સના બીજા કવિઓ પણ તેના દાતાર છે. ટ્રોઇલસ અને ક્રીસીડ એ અરબીનોના લોલીઅસમાંથી ભાષાંતર છે. અને તે શિવાય બીજાં ઘણાં પણ કોઇને કોઈના ભાષાંતર છે. અને કેમ જાણે ચૂનાની ભઠ્ઠી હોય, કે પાણાની ખાણ હોય અને તેમાંથી ઘર બાંધવાનું હોય, તેમ બિચારા ગૌવર (Gower) નો તે ઉપયોગ કરેછે. આવી રીતે લઇ લેવાને માટે તે બાહાનું આ બતાવે છે કે,–જ્યાં તે પડેલાં છે ત્યાં તેની કિંમત કાંઇ નથી, પણ જ્યાં તે મૂકાય છે, ત્યાં તેની કિંમત અતિ છે. સાહિત્યમાં રીવાજને લીધે આ નિયમ થઇ પડ્યો લાગે છે કે–એક વખત સ્વતઃ કલ્પિત લેખ લખવાને શક્તિમાન છે એમ બતાવી આપ્યા પછી કોઇ પણ માણસને બીજાના લખાણમાંથી મરજી પડે ત્યારે ચોરવાનો હક છે. જે માણસ વિચારને જીરવી શકે અને યોગ્યતાથી એને મૂકી શકે, તેની એ મિલકત છે. ઉછીતા લીધેલા વિચારોનો પ્રયોગ એક જાતની વિચિત્રતા બતાવી આપેછે; પરંતુ તેનું શું કરવું એ જ્યારે આપણે જાણીએ છીએ કે તુરતજ તે આપણા પોતાના થઇ જાયછે.

આ પ્રમાણે સઘળી સ્વતઃ કલ્પના એક બીજાના સંબંધમાં હોયછે. દરેક વિચાર કરનાર પાછળ જોનાર હોયછે. વેસ્ટમીન્સ્ટર કે વોશીંગ્ટનની ધારાસભાનો વિદ્વાન સભાસદ હજારોની વતી બોલેછે અને મત આપેછે. જે અદૃશ્ય પ્રનાલિકા–અનુભવી અને વાકેફગાર માણસોનું ટોળું, લોકોની ઇચ્છા વિષે તે સભાસદને જે માહીતગાર કરેછે, જે પત્ર વ્યવહાર કે વાતચિતવડે પૂરાવા, રદીઆ અને તરેહ તરેહની ગણત્રી પૂરી પાડેછે તે યોજના કરનારૂં મંડળ આપણને બતાવે, અને તુરતજ તેને લીધે, મંત્રી સભામાં એ જે ટકાવ

રાખી રહેછે, જે સુંદર દેખાવ એ ત્યાં આપેછે, તે અરધાં ઓછાં થઇ જશે. જેમ સર રોબર્ટ પીલ હજારોને માટે મત આપેછે, તેમ લૉક હજારોને માટે વિચાર કરેછે; તેવીજ રીતે, હોમર, મનુ, સાદી, કે મિલ્ટનની આસપાસ સઘળી બાજુએ હજારો નિર્ઝર વહેતાં હતાં; અને તેમાંથી તેઓ પીતા હતા; મિત્રો, પ્રેમીઓ, ગ્રંથો; લૌકિક કથાઓ, કહેવતો,-સઘળાં અદૃશ્ય થઇ ઉડી ગયાં; અને જો તે દૃશ્ય થયાં હોત તો, આપણા આશ્ચર્યને ઓછું કરી નાખત. કવિ પણ શું કાંઇ પ્રમાણ આપીને બોલ્યોછે? કોઇ પણ સોબતીથી પોતે જીતાએલો છે એમ એને લાગ્યું છે? ફેંસલાની અરજ લેખકના ચૈતન્યને હોયછે. કોઇ પણ વિચાર કે વસ્તુ વિષે પૂછવાને, અને ખરેખર તેવું છે કે નહિ, તેની હા ના કહે એવી કોઇ દેવતા તેના અંતરમાં છે શું? તેનો ઉત્તર દેવાને, અને તેનો વિશ્વાસ રાખવાને કાંઇ ત્યાં છે શું? એવો માણસ બીજાની બુદ્ધિનો ગમે તેટલો ઋણી હોય તથાપિ તે સઘળાં ઋણ તેની પોતાની બુદ્ધિની સ્વચ્છતાને અવ્યવસ્થિત કરશે નહિ, કારણકે ગ્રંથો અને અન્ય અંતઃકરણોનું સેવન, તેની પોતાનીજ જે શુદ્ધ સત્યતાને પોતે પરિચિત હોયછે તેનાજ ધુમાડાના ગોટા છે.

દુનિયામાં મહા બુદ્ધિથી જે જે કંઈ સર્વોત્કૃષ્ટ લખાયું છે કે થયું છે, તે એકજ માણસનું કાર્ય નથી હોતું, પરંતુ એકજ પ્રેરણાને વશ થઈ હજારોએ એકત્ર થઇ એ કાર્ય કર્યું હોયછે. કેવા વિસ્તૃત-સામાજીક પ્રયાસથી એ બનેલું હોયછે, એ જોવું સહેલું છે. અંગ્રેજી ભાષાના સામર્થ્ય અને સંગીતનો અદ્ભુત નમુનો બાઈબલ છે. તથાપિ તે એકજ માણસથી, કે એકજ વખતે રચાયું નથી; પરંતુ સૈકાના સૈકાએ અને અગણિત દેવળોએ એને આવી સંપૂર્ણતાએ પહોંચાડયું છે; કોઇ પણ વખતે એનું ભાષાંતર હયાત ન હોય એવો કોઇ વખત નથી. પોતાના વીર્ય અને મૃદુતાને માટે પંકાએલી પ્રાર્થનામાળાઓ પણ, જમાનાની અને પ્રજાઓની ભકિતનો સુંદર કવિતા-સંગ્રહ છે; કેથોલીક દેવળોની રીતોનું અને પ્રાર્થનાનું ભાષાંતર છે; અને તે પણ, આખી દુનીયાના સંતોષ અને પવિત્ર લેખકોના વિચાર અને પ્રાર્થનાઓમાંથી લાંબા કાળે વીણી કઢાએલી છે. દુનિયામાં સર્વોત્કૃષ્ટ ગણાતા સર્વ વિષયોના સંબંધોમાં પણ આવીજ રીતિ બનેલી છે. વેરાએલાં સુવર્ણ રજકણોને વીણી વીણી સારામાં સારા હારોને બનાવવામાં આવ્યાછે. કૉમન લૉની સતેજ ભાષા, આપણા ન્યાયમંદીરની ગંભીર પદ્ધતિઓ, અને કાયદાની બારીકીઓની યથાર્થતા અને વાસ્તવિક સત્યતા-એ સર્વ, જે માણસોના વખતમાં એ કાયદા અમલમાં આવતા હતા,

એવા તીવ્ર બુદ્ધિનાં અને દૃઢ હૃદયનાં માણસોની બક્ષીસો છે. ભાષાંતરપર ભાષાંતર થવાથી પ્લુટાર્કના ભાષાંતરમાં અનુપમતા આવી છે. કોઈ પણ ભાષાંતર ન હોય, એવો કોઈ પણ કાળ નહોતો. ખરેખરા રૂઢ અને સામાન્ય એવાં સઘળાં વાક્યો રાખવામાં આવ્યાં છે; બાકીનાં બધાંને વીણી વીણીને ફેંકી દેવામાં આવ્યાંછે. આ નાટકોના મૂળ લેખોની સાથે પણ કાંઈક એવીજ રીતિ આચરવામાં આવીછે. સાર્વજનિક ગ્રંથો સાથે દુનિયા સ્વતંત્રતાથી વરતે છે. વેદ, ઇસપનીતિની વાર્તાઓ, અરેબીયન નાઇટસ, ઇલિયડ, રોબીનહુડ, સ્કૉટ લોકની ગાયન-કળા, એ અક્કેકા માણસોનાં કાર્યો નથી. એવા ગ્રંથોની રચનામાં કાળ વિચારે છે, બજાર વિચારે છે, કડીઓ, સુતાર, વેપારી, ખેહુત, વરણાગીઓ–એ સઘળા આપણે માટે વિચારેછે. દરેક ગ્રંથ તેના જમાનાને અક્કેકો સારો શબ્દ આપેછે. દરેક શેહેરી કાયદો, દરેક ધંધો, તે કાળની દરેક મૂર્ખાઇ, અક્કેકો શબ્દ આપેછે અને સામાન્ય સાર્વજનિક ઉચ્ચ બુદ્ધિ, જે પોતાની શકિતને બીજાઓની શકિતને ઉપકૃત કરતાં અચકાતી નથી, કે તેમ કરવામાં જેને શરમ નથી લાગતી તે આવતા જમાનામાં પોતાના જમાનાના સંગ્રહ કરનાર અને લખી રાખનાર તરીકે પ્રસિદ્ધ થાયછે.

અંગ્રેજ નાટકો પગથીએ પગથીએ કેવી રીતે ચઢ્યાં,–પ્રથમ દેવળોમાં સાધુઓ ધાર્મિક પ્રયોગો કરતા હતા; પછી દેવળોમાંથી એ ધંધો છુટો પડીને તેમાંથી સાંસારિક પ્રયોગો થવા માંડ્યા; અને પછી ધીમે ધીમે શેક્સપીઅરના વખતમાં ઘણાં નાટકો જૂદે જૂદે રૂપે થતાં હતાં, તે સર્વને તેણે સુધાર્યાં, વધાર્યાં, અને તેમને ફરી રચીને પોતાનાં કર્યાં,–એ સર્વ શોધને માટે આપણે શેક્સપીઅર સમાજનો, અને પ્રાચીન બાબતોનો શોધ કરનારાઓનો ઉપકાર માનવાનો છે. સફળતાથી પ્રફુલ્લિત થઇને, અને એ બાબતના વધતા જતા રસથી ઉશ્કેરાઇને, તેઓએ કોઇ પણ પુસ્તકાલય શોધવું મૂક્યું નથી, કોઇ પણ કાતરીયાની પેટી ખોલવી બાકી રાખી નથી, અને જીવડાંથી ખવાઇ ગએલા હીસાબના ચોપડા પણ જોવા છોડ્યા નથી. શેક્સપીઅર છોકરાએ ચોરી કરી હતી કે કેમ? કે નાટકશાળાના બારણા આગળ ઘોડા ઝાલીને એ ઉભો રહેતો કે નહિ? એણે નિશાળ માંડી હતી કે કેમ? અને પોતાની સ્ત્રી એન હાથવેને પોતાની સર્વોત્તમ બીજી પથારી પોતાના વસીઅતનામામાં શામાટે એણે આપી? એ જાણવાની જીજ્ઞાસા તેમને એવી તો તીવ્ર ઉત્પન્ન થઇ હતી કે, તેમણે કાંઇ પણ શોધવું બાકી રાખ્યું નથી.

જેના ઉપર સઘળા દીપક પ્રકાશે છે, જેના તરફ સઘળાઓનાં ચક્ષુઓ ખેંચાય છે, એવી વસ્તુને બરાબર નહિ ઓળખવામાં, અને રાણી એલીઝાબેથ, રાજા જેમ્સ, ઇસેક્ષ, લીસ્ટરો, બરલે અને બકીંગહામો વિષેની નાની નાની નિર્જીવતાને પણ સંભાળથી નોંધી રાખવામાં; પરંતુ અન્ય વંશના સ્થાપનાર વિષે એક પણ કિંમતી શબ્દ બોલ્યા વિના તેને પસાર કરી દેવામાં, કે જે એકલોજ ટ્યુડરવંશને નામીચો કરી મૂકશે,—જે પ્રેરણાથી એ પોષિત થાયછે, તે પ્રેરણાવડે જે માણસ આખી સેક્ષન જાતનોપોતામાં સમાવેશ કરેછે, જેના વિચારો ઉપર દુનિયાની ઉત્તમ પ્રજાઓ જમાનાના જમાના સુધી પોષિત થવાની છે અને એના સિવાયબીજા કશાની ઇચ્છા જે કરતો નથી; જેનો સંપૂર્ણ સત્કાર મનુષ્યોનાં અંતઃકરણો કરવાનાં છે, બીજા કોઇના વિષે નહિ, પણ જેના વિષે સર્વ સદ્દહૃદય સબળ પક્ષપાત રાખવાના છે તેના વિષે એક શબ્દ પણ નહિ લખી રાખવામાં,–વહ્યા જતા જમાનાના દીવાનાપણામાં કાંઇક હૃદય-ભેદકતા છે. એક રંગભૂમિનો સાધારણ ખેલાડી–અને તેના વિષે કોઇને વેહેમ પણ ન આવ્યો કે એ આખી આલમનો કવિ થવાને સરજ્યો હતો; અને એ ભેદ જેટલી સત્યતાથી દરબારીઓ અને ક્ષુદ્ર લોકોથી છાનો રહ્યો હતો, તેટલીજ સત્યતાથી કવિઓ અને બુદ્ધિમાન મનુષ્યોથી પણ ગુપ્ત રહ્યો હતો. બેકને પોતાના વખતની માનુષી સમજશક્તિની નોંધ લીધી હતી; અને તેમાં તેણે આ કવિનું નામ આપ્યું નથી. જોકે તેના વિષે બેન જૉન્સનના પ્રશંસા અને માનના થોડા શબ્દો આપણે તાણીતુણીને ભેગા કર્યા છે, તથાપિ તેને પણ શેક્સપીઅરની સ્થિતિસ્થાપક કીર્તિનો વેહેમ સરખો પણ પડ્યો નહોતો, જેની પ્રથમ સ્ફુરણાનો તે પોતેજ પ્રયાસ કરતો હતો. બેશક, એ તો ધારતો હતો કે જે પ્રશંસા તેણે એની કરી છે તે પુષ્કળ છે, અને બંનેમાંથી પોતાને તે વધારે ઉત્તમ કવિ ગણતો હતો, એ તો નિઃસંશય છે.

કહેવાય છે કે બુદ્ધિને ઓળખવાને બુદ્ધિની જરૂર છે. જો એ વાત સત્ય હોય તો, શેક્સપીઅરના વખતે તેને ઓળખી કાઢવો જોઇએ. સર હેન્રી ઉવોટન શેક્સપીઅરની પછવાડે ચાર વરસે જનમ્યો હતો, અને તેની પછી ત્રેવીસ વરસે ગતપ્રાણ થયો હતો. તેની સાથે પત્રવ્યવહાર રાખનારાઓમાં અને તેના ઓળખાણવાળાઓમાં નીચેના પુરૂષો હતા:–થીઓડોર બેઝા, આઇસાક કેસોબન, સર ફિલિપ સિડની, ઇસેક્ષનો ઉમરાવ, બેકન, સર વૉલ્ટર રેલે, મિલ્ટન, સર હેન્રી વેઇન, આઇઝાક વોલ્ટન, ડા. ડૉન, એબ્રાહેમ કાઉલી,

ચાર્લ્સ કૉટન, જૉન પીમ, જૉન હેલ્સ, ફ્લેચર અને બીજા પણ હતા ; અને એ દરેકને તેણે બીજા ઘણા વિષે કહ્યું હતું, તથાપિ આટલાવિષે તો કહ્યુંજ હતું:-શેક્સપીઅર, સ્પેન્સર, જૉન્સન, બોમંટ, મેસીંજર, બંને હરબર્ટો, માર્લો, ચૅપમેન વિગેરે. ગ્રીસમાં પેરિક્લીસના વખતમાં મહાન્ પુરૂષોનું જે ઝૂમખું દેખાયું હતું, ત્યારથી તે આજ દિવસ સુધીમાં આવું ઉત્તમ મંડળ કદિ પણ થયું નથી ; તથાપિ આખા વિશ્વના સર્વોત્તમ મગજને ઓળખી કાઢવામાં તે સર્વેની બુદ્ધિ નિષ્ફળ નીવડી. આપણા આ કવિનો બુરખો અભેદ્ય હતો. પર્વતની પાસે જઇ જોવાથી તેની સુંદરતા તમે જોઇ શકશો નહિ. એનો વેહેમ આવવાને એક સૈકો જોયો ; અને તેના મૃત્યુ પછી જ્યાં સુધી બે સૈકા વિત્યા નહિ, ત્યાંસુધી જેને આપણે યોગ્ય વિવેચના કહીએ છીએ તે દૃશ્ય થવા લાગી નહિ. અત્યારસુધી શેક્સપીઅરનો ઇતિહાસ લખવો શક્ય નહોતો; કારણકે એ જર્મનસાહિત્યનો પિતા છેઃ જ્યારે લેસીંગે, તથા વીલેન્ડે અને શ્લેજલે શેક્સપીઅરના ગ્રંથોનું ભાષાંતર કરીને જર્મનીમાં તેનો પ્રવેશ કરાવ્યો, ત્યારેજ જર્મન સાહિત્યનો જોસ દૃઢતાથી સંધાવા લાગ્યો. જેની તર્કમય બુદ્ધિ જીવતા હૅમ્લેટ જેવીજ હતી, એવી ઓગણીસમી સદી જ્યારે આવી, ત્યારેજ હૅમ્લેટના કરૂણારસ પ્રાધાન્ય નાટકના અદ્દ્ભુત વાંચનારા પણ મળી આવ્યા. હવે સાહિત્ય, ફિલસુફી અને વિચાર પણ શેક્સપીઅરને અનુરૂપ બનાવવામાં આવ્યાછે. એનું અંતઃકરણ આપણી દૃષ્ટિમર્યાદા છે, જેની પેલીપાર અત્યારે આપણે જોતા નથી. એના તાલથી સંગીતને વિષે આપણી કર્ણેન્દ્રિય કેળવાએલી છે. કૉલેરીજ, અને ગેટી-એ બેજ વિવેચકો આપણા અંતરના આભાસને કાંઇક યોગ્ય સત્યતાથી બાહાર બતાવી શક્યા છે. પરંતુ સઘળાં સહૃદય અંતઃકરણમાં તેની અનુપમ શક્તિ અને સૌંદર્યને માટે અવાચ્ય બુજ છે, જે વેદની પેઠે દરેક જમાનાને લાયક નીવડે છે.

શેક્સપીઅયર સમાજે સર્વ દિશામાં શોધ ચલાવી છે ; નહિ મળતી હકિકતોને માટે જાહેર ખબરો છપાવી છે; અને તે સાબીત થાય એવી જે ખબરો આપે તેને માટે ઇનામો પણ કાઢયાં છે ; અને તે સઘળાંનું પરિણામ શું આવ્યું ? અંગ્રેજ રંગભૂમિ ઉપર એથી પડતા કેટલાક અગત્યના પ્રકાશ શિવાય, ( જેના વિષે આપણે આગળ બોલી ગયા છીએ ) કવિની મિલકત અને તેના સંબંધમાં તેની વ્યવસ્થા વિગેરેની કેટલીક થોડી હકીકતો તેમણે મેળવી છે. એવું જણાય છે કે વર્ષોવર્ષ બ્લૅકફ્રાયરની નાટકશાળામાં તેનો

ભાગ વધતો ગયો ; રંગભૂમિનાં વસ્ત્રાભૂષણ અને બીજો કેટલોક સામાન તેનો પોતાનો હતો, અને ભાગીદાર અને લેખક તરીકે તેની કમાણીમાંથી તેણે પોતાના સ્વદેશમાં સારી મિલકત મેળવી હતી; સ્ટ્રાટફોર્ડમાં તે સૌથી શ્રેષ્ઠ ઘરમાં રહેતો હતો; નાણાની ધીરધારને માટે તેના પાડોશીઓની હુંડીઓ તેનાપર આવતી હતી, અને તે વાસ્તવિક ખેડૂત હતો. જે વખતે એ મૅકબેથ લખતો હતો તે વખતે જૂદે જૂદે વખતે ફિલિપ રોજર્સને આપેલા અનાજને માટે, તેના ઉપર તે સ્ટ્રાટફોર્ડના ન્યાય-મંદીરમાં ૩૫ શી. ૧૦ પે. ને માટે કામ ચલાવતો હતો, અને સઘળી બાબતમાં એ સારો સ્વામી જણાયો છે, અને કોઇ પણ વિલક્ષણતા કે વિચિત્રતાને માટે તે મશહુર નથી. તે મળતાવડા સ્વભાવનો માણસ હતો. કોઇ પણ રીતે બીજા નટો અને વ્યવસ્થાપકોથી ઓળખાઈ નહિ આવતો, તે એક નટ અને ભાગીદાર હતો. આવી ખબરોના જ્ઞાનની અગત્યતા હું કબૂલ કરૂંછું. એ ખબરોને પ્રાપ્ત કરવાને જે જે પરિશ્રમ લેવાયા છે, તેમને યોગ્ય એ હતી.

પરંતુ તેની સ્થિતિના વર્ત્તમાન વિષે આ શોધોને લીધે ગમે તેવી ખબરો બચવા પામી હશે, પરંતુ તેની જે યોજના, લોહચુંબકની પેઠે આપણને તેના તરફ આકર્ષે છે, તે અનંત યોજના ઉપર તેનાથી કાંઇ પ્રકાશ પડતો નથી. આપણે ઇતિહાસના અતિ અકુશળ લખનારા છીએ. માબાપ, જન્મ, જન્મ-ભૂમિ, કેળવણી, નિશાળના ભાઇબંધો, પૈસાની કમાણી, લગ્ન, ગ્રંથોનું બાહાર આવવું તે, પ્રખ્યાતિ અને મૃત્યુ,–આની તવારીખ આપણે લખીએ છીએ; અને આવી વાતોના અંતે જ્યારે આપણે આવીએ છીએ, ત્યારે તે સઘળાની અને કવિમાં જન્મેલી દેવતાની વચ્ચેના સંબંધનું કોઇ કિરણ તેમાં દેખાતું નથી; અને આપણને એવું લાગેછે કે, જાણે અર્વાચીન પ્લુટાર્કમાંથી કોઇનું જીવન આપણે વાંચીએ, તો તે પણ તેટલુંજ તેનાં કાવ્યોને બંધબેસતું માલમ પડે. ભૂતકાળને નાબુદ કરવાને, અને સઘળા ઇતિહાસનો નિષેધ કરવાને, અદ્‌ભુત-તાની પુત્રી મેઘ-કમાનની પેઠે અદૃશ્યમાંથી ઉત્પન્ન થવું એ કાવ્યનું તત્વ છે. મેલોન, વારબર્ટન, ડાઇસ અને કોલીઅરનું દીવેલ નકામું ગયુંછે. કોવેંટ ગારડન, ડ્રુરીલેઇન, પાર્ક અને ટ્રેમોન્ટની પ્રખ્યાત નાટકશાળાઓએ વ્યર્થ સહાય કરીછે. બેટરટન, ગેરીક, કેમ્બલ, કીન અને મેકેડીએ આ કુદરતી શક્તિને પોતાનાં જીવન અર્પણ કરી દીધાં છે; તેઓ એને સુશોભિત કરેછે; તેઓ એનું સ્પષ્ટીકરણ કરેછે, તેની આજ્ઞાનુસાર તેઓ વર્તેછે અને તેનું જીવન તેઓ

દૃશ્ય કરેછે. કુદરતી બુદ્ધિ તેમને ઓળખતી નથી. પાઠ શરૂ થાયછે; આ સઘળા ચિત્રિત વિદ્યા-દંભમાંથી સુવર્ણ જેવો એક શબ્દ અમર કૂદી પડેછે; અને તેના પોતાના અપ્રવિશ્ય ઘર સુધી જવા નિમંત્રણ આપીને આપણને મધુર રીતે સતાવે છે. અંગ્રેજ રંગભૂમિ જેને માટે અભિમાન ધરાવે છે એવા પ્રખ્યાત ભજવનારનું હૅમ્લેટ જોવા હું એક વખત ગયો હતો, તે મને યાદ છે; કરૂણારસના એ ભજવનારનું જે સઘળું મેં એ વખતે સાંભળ્યું હતું અને જે સઘળું મને હમણાં તેના વિષે યાદ છે, તે જેમાં એનો ભાગ નહોતો એ છે; પ્રેતને હૅમ્લેટનો પ્રશ્ન માત્ર યાદ છે."—

*What may this mean,*
*That thou, dead corse, again in complete steel*
*Revisit'st thus the glimpses of the Moon.*

જે ઓરડીમાં બેસીને એ લખેછે તેને જે કલ્પના પૃથ્વીના વિસ્તારમાં વિસ્તારી મૂકેછે, તેજ કલ્પના તેને હારોહાર એક પછી એક સાધનોથી ખીચોખીચ ભરી મૂકેછે, અને તેટલીજ ત્વરાથી મહાન્ સત્યને ચંદ્રની આંખ-મીચામણી (Glimpses of the moon) માં ઘટાવી દેછે; તેના કલમની આવી કરામતો નાટકગૃહનો આપણો મોહ હરી લેછે. મિડ-સમર્સ-નાઇટ-ડ્રીમ મને જે સ્થળોમાં લઇ જાયછે, તેનાપર કોઇ પણ જીવનચરિત્ર પ્રકાશ પાડી શકેછે? એ લલિત સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ સ્ટાટ્ફોર્ડના કોઇ કારકુન, ધર્માધિકારી, ન્યાયાધીશ, કે મોહોલ્લાના કોઇ નોંધ કરનારાને શેક્સ-પીઅર સોંપી ગયોછે? આરડનનું જંગલ, સ્કોન કિલ્લાની ચપળ હવા, પોર-શીયાના બંગલાનો ચંદ્રપ્રકાશ, ઑથેલોના કેદખાનાનાં, વિશાળ ભોંયરાં અને ભયંકર રણો,—આવાં સર્વોત્કૃષ્ટ ભેદ વિષે જેણે એક શબ્દ પણ સાચવી રાખ્યો છે એવા ત્રીજી પેઢીના પિત્રાઇ, ભત્રીજાના ભત્રીજા, ન્યાયાધીશના ચોપડા, કે ખાનગી પત્રો ક્યાં છે? મિસર અને આર્યાવર્તનાં બાંધકામ, ફિડિયન શિલ્પ વિદ્યા, પ્રાચીન દેવાલયો, ઇટાલીની ચિત્રવિદ્યા, સ્પેન અનેસ્કૉટલાંડનાં ગીતો,—કળાની આ સઘળી મહાન કૃતિઓની પેઠે ખરેખર આ નાટકોમાં પણ જ્યારે ઉત્પાદક જમાનો સ્વર્ગમાં જાયછે, અને નવા જમાનાને રસ્તો આપેછે, ત્યારે કુદરત તેની પછવાડે નીસરણી સંકેલી લેછે, અને પછી તેઓ આ અનુપમ કૃતિઓ જોયાં કરેછે અને તેના ઇતિહાસને માટે વ્યર્થ પ્રયાસ કર્યા કરેછે.

શેક્સપીઅરનું જીવનચરિત્ર લખનાર માત્ર શેક્સપીઅર પોતેજ છે; અને

તે પણ આપણામાં અંતર્ભૂત રહેલા શેક્સપીઅર શિવાય બીજા કોઇને કશું કહી શકે તેમ નથી; એટલે કે, આપણી અતિ સચેત અને સહૃદય ક્ષણોમાં તે આપણને કહી શકે તેમ છે. પોતાના ઉચ્ચ સ્થાનેથી ઉતરીને, પોતાની પ્રેરણાની વાતો એ આપણને કહી શકે નહિ. ઉદ્યોગી ડાઈસે અને કોલીઅરે છૂટા પાડેલા, પૃથક્કરણ કરીને સરખાવેલા પ્રાચીન લેખો વાંચો અને હવે પેલાં આકાશી વાક્યો–ખરતા તારામાંથી પડેલા પથ્થરો વાંચો, જે કેમ જાણે સ્વર્ગમાંથી આવીને ઉતર્યાં હોય, એવાં જણાય છે, અને જેને તમારો અનુભવ નહિ, પણ તમારાં અંતઃકરણમાં રહેલો પુરૂષ, વિધાતાના લેખ જેવા શબ્દો તરીકે સ્વીકારે છે; અને પછી મને કહો કે, આ બંધબેસતાં આવેછે કે પેલા પ્રાચીન લેખો બંધબેસતા આવેછે? આગલા લેખો, પાછલાં વાક્યોને કોઈ પણ રીતે સ્પષ્ટ કરેછે? અથવા તો કવિ વિષે સંપૂર્ણ જ્ઞાન કોણ વધારે આપે છે? તે મને કહો.

એ ઉપરથી, જો કે આપણો બાહ્ય ઇતિહાસ એવો નિર્બળ છે તથાપિ, ઑબ્રી અને રોને બદલે ચરિત્ર લખનાર તરીકે શેક્સપીઅરનીજ સહાયથી આપણને ખરેખરી અગત્યની હકીકત મળેછે; જે એનું ચરિત્ર અને ભાગ્ય જણાવી આપેછે, જે, જો આપણે તે પુરૂષને મળવાના હોઇએ, અને તેની સાથે વ્યવહાર પાડવાનો પ્રસંગ આવે, તો તેને ઓળખી લેવામાં સૌથી વધારે કામ આવે. મૃત્યુ અને જીવન, પ્રેમ, સધનતા અને નિર્ધનતા, જીંદગીમાં મળતા બદલા, અને જે રસ્તાથી આપણને એ મળેછે એ રસ્તા, મનુષ્યોનાં ચારિત્ર અને દૃશ્ય અને અદૃશ્ય જે અસરો એનાથી મનુષ્યનાં ભાગ્ય ઉપર થાયછે તે, ગૂઢ અને પિશાચી સત્તાઓ જે આપણા જ્ઞાનને તુચ્છ ગણેછે, અને છતાં આપણી સર્વોત્કૃષ્ટ ક્ષણોમાં પણ તેમની જે ઇર્ષ્યા અને કાપટ્યને ગુંથી દે છે તે;–આ સઘળા પ્રશ્નો પ્રત્યુત્તરને માટે દરેકની છાતીમાં અથડાયા કરેછે, તેના ઉપર તેણે પોતાના નિર્ણય નોંધી રાખ્યાછે. સૉનેટના નામથી ઓળખાતા કાવ્યના સમૂહમાં બુરખા નીચે કવિએ (જે બુદ્ધિમાનોને બુરખો જણાતો નથી) મૈત્રી અને પ્રેમની વિદ્વત્તા બાહાર આણી છે;—એમ જાણ્યા શિવાય કોણે કદિ એ કાવ્ય-સમૂહ વાંચ્યો છે? તીવ્ર ગ્રહણ શક્તિવાળામાં, અને વળી તેની સાથે, અતિ બુદ્ધિમાન હોય એવામાં પણ, ભાવનાઓનો કેવો સંભ્રમ હોયછે, તે જાણ્યા સિવાય, એ કાવ્ય-સમૂહ કોણે કદિ વાંચ્યો છે? પોતાનાં નાટકોમાં પોતાના અંતરનું કયું લક્ષણ એણે છુપાવ્યું છે? કેવી કેવી જાતનાં

મનુષ્યો અને કેવી કેવી જાતનાં લાવણ્ય એને ગમતાં હતાં, એ કોઈ પણ માણુસ ગૃહસ્થનાં અને રાજાનાં તેનાં પુષ્કળ ચિત્રો ઉપરથી જોઇ શકે. મિત્રના સમૂહમાં, વિસ્તૃત આતિથ્યમાં, અને આનંદથી આપવામાં, તેની પ્રસન્નતા હતી, એ તેમાંથી કોઇ પણ જોઇ શકે. ટાઇમન, વોરિક, અને વેપારી એન્ટોનીઓ તેના મહાન્ હૃદયના પ્રતિધ્વનિરૂપ છે. શેક્સપીઅરના વિષે આપણે થોડામાં થોડું જાણુતા નથી, પરંતુ અર્વાચીન આખા ઇતિહાસમાં તેનાજ વિષે આપણે વધારેમાં વધારે જાણીએ છીએ. નીતિનો, રીતભાતનો, વ્યવહારનો, ફિલસુફીનો, ધર્મનો, રસિકતાનો, જીંદગીના વર્ત્તનનો,–કયા પ્રશ્નનો તેણે નિર્ણય કર્યો નથી? કયા ગુહ્ય ભેદ વિષે તેણે પોતાનું જ્ઞાન દર્શાવ્યું નથી? કયું કર્ત્તવ્ય, કઇ ફરજ, મનુષ્યના કાર્યની કઇ હદ, તેણે સંભારી નથી? જેવી રીતે ટાલ્માએ નેપોલિયનને શીખવ્યું હતું, તેવી રીતે કયા રાજાને તેણે રાજ્ય કરતાં શીખવ્યું નથી? પોતાની સુઘડતા કરતાં પણ વધારે સુઘડ કઇ કુમારિકાને એ નથી લાગ્યો? કયા પ્રેમી કરતાં પણ વધારે પ્રેમી એ નથી જણાયો? કયા દૃષ્ટા કરતાં પણ એણે વધારે નથી જોયું? કયા ગૃહસ્થની અસભ્ય વર્ત્તણુકને એણે સુધારી નથી?

કેટલાક સમર્થ અને ગુણજ્ઞ વિવેચકો, જે વિવેચનાનો આધાર માત્ર નાટકીય ગુણો ઉપરજ નથી તેવી શેક્સપીઅર ઉપરની વિવેચનાને કિંમતી ગણતા નથી; અને તેઓ કહેછે કે કવિ અને ફિલસુફ તરીકે એની ખોટી ગણના થાયછે. એની નાટકીય શ્રેષ્ટતા વિષે આ વિવેચકોને જેટલો ઉચ્ચ અભિપ્રાય છે, તેટલોજ મને પણછે; તથાપિ એ શ્રેષ્ટતાને હું ગૌણ લેખું છું. જેને બોલવાનું બહુ પસંદ હતું એવો તે પોતેજ સંપૂર્ણ માણુસ હતો; તેના મગજમાંથી વિચારો અને કલ્પનાઓના ધુમાડા નીકળતા હતા; અને તેમને બાહાર કાઢવાનો પ્રયત્ન કરતાં નાટકોનું સાધન તેને નજીક માલમ પડયું. જો એથી એ ઓછો હોત, તો એણે પોતાનું સ્થાન કેવી રીતે દીપાવ્યું, કેવો શ્રેષ્ટ નાટકકાર એ હતો, એ આપણે વિચારવું જોત,–અને તેમાં એ અનુપમ છે. પરંતુ આતો એવું બન્યું છે કે એને જે કહેવાનું છે તે એટલું વજનદાર છે કે તેના વાહનમાંથી કાંઇક ધ્યાન એ પાછું વાળેછે; જે મહાત્માના ઇતિહાસનું સઘળી ભાષામાં ભાષાંતર થવું જોઇએ, એવો એ મહાત્મા છે; ગદ્યમાં અને પદ્યમાં, સંગીતમાં અને ગીતમાં, તે પ્રસિદ્ધ થવો જોઇએ; અને તેનાં વચનોને કહેવતોમાં કાપી કાઢવાં જોઇએ; એટલા માટે જે પ્રસંગવડે એ મહાત્માનો ઉદ્દેશ સંભાષણમાં,

પ્રાર્થનામાં, કે કાનુનોના ધારામાં રૂપાંતર પામી ગયો, તેનો સર્વની સાથે સામાન્ય સંબંધ વિચારી જોતાં, તે પ્રસંગ બહુ ઉપયોગનો નથી. મહાત્મા શેક્સપીઅર અને તેના જીવનના ગ્રંથ વિષે પણ તેમજ છે. આખા અર્વાચીન સંગીતને માટે તેણે ગાયનો લખ્યા ; અર્વાચીન જીંદગીનો આખો મૂળ ગ્રંથ તેણે લખ્યો; ઇંગ્લાંડ અને યુરોપનું મનુષ્ય તેણે ચિતર્યું ; અમેરિકાના માણસનો પિતા તેણે ચિતર્યો ; માણસ, અને તેના કાળ, અને તેમાં જે જે બન્યુંછે તે સર્વ તેણે વર્ણવ્યાં ; સ્ત્રીઓનાં અને પુરૂષોનાં અંતઃકરણો, તેમની શુદ્ધતા અને તેમના ગૌણ વિચાર અને તેમના કાવાદાવા તેણે વરતી કાઢયા; નિર્દોષતાની જાળ, અને સદ્‌ગુણમાંથી દુર્ગુણ અને દુર્ગુણમાંથી સદ્‌ગુણ, કેમ ઉલટા સુલટા થઇ જાયછે, એ સર્વ એણે ચિતર્યું ; બાળકની સન્મુખ, બાપનું કર્ત્તવ્ય માના કર્ત્તવ્યથી એ જૂદું પાડી શકયો; અથવા પ્રારબ્ધ અને સ્વતંત્રતાના બારીક ભેદ એ ચિતરી શકયો ; જે નિયમો કુદરતના વ્યવસ્થાપક છે તેના અંકુશની તેને ખબર હતી ; અને જેમ દૃષ્ટિમર્યાદામાં રહેતો પૃથ્વીનો દેખાવ આંખમાં હાજર રહેછે, તેમ મનુષ્ય દશાનાં સર્વ માધુર્ય–સર્વ ત્રાસનાં ચિત્ર સત્યતાથી–કોમળતાથી સરખીજ રીતે તેના અંતઃકરણમાં આલેખાયાં હતાં; અને જીવનનાં આ ડાહાપણ, નાટકો, વીરરસ કાવ્યો–એવાં બાહારનાં રૂપને બીન અગત્યનાં કરી નાખેછે. એતો રાજાની આજ્ઞા જે કાગળપર લખાઇ છે તે કાગળ વિષે પ્રશ્ન કરવા જેવું છે.

પ્રખ્યાત ગ્રંથકર્ત્તાઓની પંક્તિમાંથી જેટલો શેક્સપીઅર બાહાર છે, તેટલોજ સામાન્ય જનસમૂહથી પણ એ બહાર છે. એની જ્ઞાનદૃષ્ટિ બુદ્ધિગમ્ય નથી, બીજાની બુદ્ધિગમ્ય છે. કોઇ પણ સુજ્ઞ વાંચનાર ગમે તે રીતે પ્લેટોના મગજમાં ભરાઇ બેસે, અને ત્યાંથી વિચાર કરી શકે; પરંતુ શેક્સપીઅરના મગજમાં એ આવી શકે નહિ, હજી આપણે એ ઘરની બાહાર છીએ. કાર્ય કરવાના સામર્થ્યમાં; સૃષ્ટિ-રચનામાં, શેક્સપીઅર અદ્વિતીય છે. એ વિષયમાં કોઇ પણ માણસ એના કરતાં ચઢીઆતી કલ્પના કરી શકે નહિ. કોઇ પણ ચતુરમાં ચતુર ગ્રંથકારની કુશળતાએ-કોઈપણ કારીગરની બુદ્ધિના છેવટના બિંદુએ, એ પહોંચ્યો હતો, અને ગ્રંથકારની હદની શકયતાની બરાબર લીટીમાંજ તે હતો. જીંદગીના આ ડાહાપણની સાથે, કલ્પનાની અને સંગીતની શક્તિની બક્ષીસ પણ તેનામાં અનુપમ હતી. પોતાની કથાનાં પાત્રોને તે એવા સ્વરૂપમાં અને વિચારમાં મુકતો કે, કેમ જાણે તે સઘળાં તેનાજ છાપરાં નીચે રહેનારાં પ્રાણીઓ

હોય, અને એની રચના જેવાં સ્પષ્ટ પાત્રો થોડાજ અમર પુરૂષો મૂકી ગયા છે. જેટલી યોગ્ય તેટલીજ મધુર ભાષામાં તેમણે (પાત્રોએ) સંભાષણ કર્યાંછે. આટલી આટલી શક્તિઓ છતાં, દંભને કુમાર્ગે એ દોરવાયો નહિ; આટલું આટલું તેનામાં છતાં, એકજ ગીત તેણે ગાયા કર્યું નહિ. સર્વવ્યાપક બુદ્ધિ પોતાની સઘળી બુદ્ધિઓને એકત્ર કરેછે. જેનામાં શક્તિ હોય એવા કોઇ પણ માણસને કહેવાની કથા આપો, અને તુરતજ તેના પક્ષપાત તેમાં જણાઇ આવશે. એના પોતાનાં કેટલાંક અવલોકન, અભિપ્રાય, અને વિષયો હોયછે; એ સઘળાંને તે અજાણતાં પ્રાધાન્ય આપી દેછે, અને તેમને કથામાં દૃશ્ય કરવાની તે વ્યવસ્થા કરેછે. એક પાત્રને એ હાંસી નાખેછે, અને બીજાને એ ભુખે મારી નાખેછે; અને વસ્તુની યોગ્યતા એ જોતો નથી, પરંતુ પોતાનું સામર્થ્ય અને પોતાની યોગ્યતા એ નજરમાં રાખેછે. પરંતુ શેકસપીઅરમાં કોઇ વિલક્ષણતા નથી, તેને કોઇ વિષય આગ્રહપૂર્વક કહેવાનો નથી, પણ સઘળું યોગ્યતાથી ભરપૂર છે. તેનામાં કોઇ સ્વચ્છંદતા નથી, કોઇ જીજ્ઞાસા નથી; અમુક પદ્ધતિએજ લખનાર એ નથી; ક્યાંઇ પણ પ્રગટ દંભ તેનામાં નથી; મોટું એ પ્રધાન રીતે કહેછે, નાનું એ ગૌણ રીતે કહેછે; દંભ અને ડોળ વિના એ ઉપદેશ આપેછે; અને કુદરતના જેવોજ એ શક્તિમાન છે; કુદરતની પેઠે, જે નિયમથી પરપોટાને એ હવામાં ઉડાડે છે, તેજ નિયમથી પ્રયાસવિના પણ ભૂમિને ઉપસાવીને પર્વત બનાવી દેછે; અને એમાંથી ગમે તે કરવામાં તેને સરખી સુગમતા છે; હાસ્યરસ નાટકમાં, કરૂણારસ પ્રાધાન્ય નાટકમાં, વર્ણનમાં અને પ્રેમના ગીતોમાં, સર્વત્ર જે સરખીજ પ્રબળતા જણાય છે, તે આનાજ પ્રતાપે કરીને છે; અને એ ખુબીઓ એવી તો સર્વત્ર અવિચ્છિન છે કે દરેક વાંચનારાને બીજાની સમજ-શક્તિવિષે શંકા રહેછે.

બાહાર બોલી બતાવવાની આ શક્તિને લીધે, અથવા, વસ્તુઓની આંતરિક સંસતાને સંગીત અને કાવ્યદ્વારા બાહાર આણવાની શક્તિવડે, કવિનો ઉત્કૃષ્ટ નમુનો એ થઇ પડ્યો છે; અને તેનેજ લીધે, માનસ-શાસ્ત્રમાં એક નવું મનોયત્ન ઉમેરાયું છે. પૃથ્વીની એક ઉત્કૃષ્ટ ઉત્પત્તિ તરીકે,-નવા કાળ અને સુધારાની ખબર આપનાર તરીકે, જે એને ઈતિહાસના સતત પ્રવાહમાં નાખેછે તે આજ છે. વસ્તુઓની પ્રતિમા આખે આખી અને ડાઘારહિત તેના અંતઃકરણમાં પડી હતી; બારીક વસ્તુને તે સૂક્ષ્મતાથી ચિતરી શકયો; વિશાળ વસ્તુની હદ તે બતાવી શકયો; કરૂણા, અને હાસ્યને તે જૂદે જૂદે ભાવે દૃશ્ય કરી શકયો;

અને તે પણ અતિ સુંદરતા કે વિરૂપતા સિવાય બતાવી શક્યો. પોતાના પ્રબળ કાર્યને બારીકમાં બારીક–માથાના વાળ જેવી ઝીણી–હકીકતો સુધી પણ તે લઇ ગયો; જેટલી દૃઢતાથી એ મોટો પર્વત ચિતરી શક્યો, તેટલીજ દૃઢતાથી ભ્રૂકુટી કે ખંજન પણ તે ચીતરી શક્યો; અને છતાં, કુદરતની પેઠે, સૂર્યના પ્રબળ સૂક્ષ્મદર્શક યંત્રની બારીક તપાસની સામે પણ આ સર્વ ટક્કર ઝીલી રહેશે.

ટુંકામાં, ઓછી કે વધતી ઉત્પત્તિથી, કે થોડાં કે ઘણાં ચિત્રોથી, કાંઇ ફેર પડતો નથી એ એના દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થઇ જાયછે. એક આખું ચિત્ર બનાવવાનું તેનામાં સામર્થ્ય હતું. પોતાની એક આયોડાઇનની રકાબી ઉપર એક પુષ્પની પ્રતિમા આલેખન કરવાનું ડેગ્વેર શીખ્યો હતો; અને પછી ફુરસદે લાખોનાં આલેખન તે લે છે. વિષય તો હમેશાં હોયછે, પણ આલેખન કદિ નહોતું. આખરે શેક્સપીઅરમાં આપણને સંપૂર્ણ આલેખન મળ્યું છે; અને હવે આખી આલમ પોતાની છબી પડાવવા ભલે બેસે. શેક્સપીઅર બનાવવાને કોઇ ઔષધ-વિધિ આપી શકાય તેમ નથી; પરંતુ વસ્તુઓને સંગીતમાં લઇ જવાની શક્યતા એણે સિદ્ધ કરીછે.

વિષયના સ્વભાવમાં એની સંગીતની શક્તિ રહેલી છે. જો કે તેનાં નાટકોની ભવ્યતામાં સૉનેટના કાવ્યસમૂહની અનુપમતા ઢંકાઇ જાયછે, તથાપિ તે પણ, નાટકોની પેઠેજ, અપ્રતિમ છે; અને તેમાં લીટીઓનીજ ખુબી નથી, પરંતુ આખા કાવ્યની પણ ખુબી છે. કોઇ અનુપમ પુરૂષના અવાજની મધુરતાની પેઠે, આ કવિતામય અસ્તિત્વનું ભાપણ અનુપમ છે, અને આખું કાવ્ય જેમ કોઇ પણ મનુષ્યથી નીપજી શકે તેમ નથી, તેમ તેના પૃથક્ પૃથક્ ભાગ પણ તેવાજ છે.

જો કે નાટકોનાં ભાષણો અને છૂટી લીટીઓમાં પણ એવાં સૌંદર્ય છે કે આપણે વાંચતાં વખાણને માટે તેમનાપર સ્તંભી જઇએ છીએ, તથાપિ આખું વાક્ય અર્થથી એવું ગર્ભિત હોયછે, અને આગળ પાછળના સંબંધથી એવું સંકળિત થએલું હોયછે કે તર્કશાસ્ત્રના વિદ્વાનો પણ તેનાથી સંતોપ પામેછે. એના ઉદ્દેશ જેવા પ્રશંસનીય છે, તેવાંજ તેનાં સાધનો પણ પ્રશંસનીય છે. દરેક ગૌણ નવી યોજના, જે કોઇ અસંભવિત વિરોધને સંધાડી દેવામાં કામ લાગેછે તે, પણ એક કાવ્ય હોયછે. તેના ઘોડાઓ તેને લઇને કોઇ દૂર દિશામાં નાસી જાયછે, માટે એને ઉતરીને ચાલવાની જરૂર નથી પડતી, પરંતુ તેતો

હમેશાં તેમનાપર સ્વારીજ કરેછે.

સર્વોત્તમ કવિતા પ્રથમ અનુભવ હતો; પરંતુ જ્યારથી એ અનુભવ થયો છે, ત્યારથી વિચારનું રૂપાંતર થઇ ગયુંછે; કવિતા લખવામાં કેળવાએલા પુરૂષો ઘણીવાર તેમાં ઘણી કુશળતા મેળવે છે; પરંતુ તેમની કવિતામાંથી તેમનો પોતાનો પ્રતિહાસ જાણી લેવો સેહેલ છે. તેને જે ઓળખતા હોયછે, તે એના ચિત્રોને પારખી કાઢેછે કે આ ફલાણો છે, પેલો ફલાણો છે. આ પ્રમાણે તેનો અર્થ તો ગદ્યમયજ રહેછે. તે પાંખોવાળો કીડો છે, પરંતુ હજીસુધી મનહર પતંગીયું બન્યો નથી. આ કવિના અંતઃકરણમાં, વિચારના કોઇ નવા તત્વમાંજ હકીકત ગળી ગઇ છે, અને જે સઘળું ઉતરેલાં પીછાં જેવું છે તે સઘળું એણે છોડી દીધુંછે. આવી ઉદારતા શેકસપીઅરમાંજ છે. ચિત્રોની સમીપતા અને સત્યતા ઉપરથી આપણે કહીએ છીએ કે કવિને પોતાનો પાઠ મોઢે આવડે છે. છતાં તેમાં દંભનો અંશ નથી.

ચારિત્રનો એક વધારે ઉમદારંગ કવિમાં છે; અને તે તેનો ઉમંગ છે; અને તેના વિના કોઇ કવિ થઇ શકે નહિ, કારણકે સૌંદર્ય એનો ઉદ્દેશ છે. સદ્દગુણ આચરવો એ આપણું કર્ત્તવ્ય છે, માટે સદ્દગુણને એ ચાહાતો નથી, પરંતુ તેની મનહરતાને માટે તેનાપર તેને પ્રેમ છે. સ્ત્રીમાં, પુરૂષમાં, અને આખી દુનિયામાંથી જે મનહર પ્રકાશ ચળકે છે, એટલામાટેજ તેનો તેમનામાં આનંદ છે. આનંદ અને ઉલ્લાસના આત્મા–સૌંદર્યને તે વિશ્વમાં પ્રસરાવે છે. એપીક્યુરસ કહેછે કે કવિતા એ એવી મોહિની છે કે તેનો ઉપભોગ કરવાને માટે પ્રેમી તેની પ્રિયાને પણ તજી દે, અને શુદ્ધ કવિઓ હમેશાં પોતાના દૃઢ અને આનંદી સ્વભાવને માટે વખણાઇ ગયાછે. હોમર હમેશાં સૂર્યપ્રકાશમાં રહેતો હતો; ચૅાસર આનંદી અને નચિંત હતો; અને શેખ સાદી કહેછે: "હું પસ્તાવો કરૂંછું એવી ગપ બહાર ઉડીછે, પણ પશ્ચાત્તાપનું મારે શું પ્રયોજન છે?" આથી ઓછો સ્વતંત્ર અને આનંદી નહિ, બલકે વધારે સ્વતંત્ર અને આનંદી સ્વર શેક્સપીઅરનો છે. એનું નામજ લોકોના અંતઃકરણને આનંદ અને સ્વતંત્રતાની સૂચના કરેછે. જો માનુષી આત્માઓની કોઇ પણ મંડળીમાં એ દૃશ્ય થાય તો એના મંડળમાં કોણ નહિ ચાલે? એની કલ્યાણકારી બાનીમાંથી જે સ્વસ્થતા અને આરોગ્યતાનું ગ્રહણ કરતું નથી તેવા કશાને તે સ્પર્શતો નથી.

અને હવે એની કીર્ત્તિના વાગતા ભણકારા આડા કાન દઇને જ્યારે

એકાંતમાં બેસી આપણે તેનો હિસાબ નક્કી કરીએ છીએ, ત્યારે આ કવિનો—જનમંડળનું આ કલ્યાણ કરનારનો માણસ સાથે શો સંબંધ રહે છે? એકાંતમાં તીવ્ર ઉપદેશ રહેલા છે? કવિઓ, અને વીરપુરૂષો—બન્નેને ક્ષમા કરવાનું તે આપણને શીખવે છે; શેકસપીઅરનું પણ તે તોલન કરેછે, અને તેનામાં પણ મનુષ્ય જાતની અપૂર્ણતા—અધૂરતા હતી, એવું માલમ પડેછે.

દૃશ્ય સંસાર નીચે ઉદ્દેશની જે ભવ્યતા રહેલી છે, તે શેકસપીઅર, હોમર, ડાન્ટી અને ચૉસર જાણતા હતા. તેઓ જાણતા હતા કે ફળો શિવાય પણ વૃક્ષોનો બીજો ઉપયોગ છે; અનાજમાં ખોરાક શિવાય પણ બીજું તાત્પર્ય રહેલું છે, અને પૃથ્વિના ગોળામાં, ખેડાણ અને રસ્તાઓ શિવાય પણ બીજો હેતુ છે. આ સઘળી વસ્તુઓ તેમના વિચારની સંજ્ઞા હોવાથી, આખા કુદરતી ઇતિહાસમાં માનુષી જીંદગી ઉપર એક જાતનો અવર્ણનીય ખુલાસો મનમાં લાવે છે અને તેથી તેઓ અંતઃકરણમાં કોઇ ગૌણ અને વધારે સુંદર ફળનો જન્મ આપેછે, એમ તેઓ જાણતા હતા. પોતાનું ચિત્ર ખડું કરવાને શેકસપીઅરે તેને રંગો તરીકે વાપર્યા. તેમના સૌંદર્યમાં એણે વિશ્રાંતી લીધી; અને એવી મહાન્ બુદ્ધિને જે પગલું અનિર્વાય હતું—એટલે કે, આ સંજ્ઞાઓમાં જે પ્રભાવ રહેલો છે તે, પોતે કહેછે તે શું છે?—આ જાણવાની શક્તિ જે આપે છે, તે પગલું એણે કદિ ન ભર્યું. જે તત્વો તેની આજ્ઞાને આધીન હતા, તે તત્વોનું તેણે આનંદમાં રૂપાંતર કરી નાખ્યું. આખી આલમને આનંદ ઉત્સવનો તે ઉસ્તાદ થઈ પડ્યો. કેમ જાણે ઇલમની કોઇ ભવ્ય શક્તિઓવડે કોઇએ તેને ધૂમકેતુ, ગ્રહો અને ઉપગ્રહો તેના હાથમાં લાવીને આપ્યા હોય અને કોઇ ઉત્સવની રાત્રીએ તેમને ચળકાવવાને તેમની કક્ષામાંથી ખેંચી લીધા હોય અને પછી સઘળા શેહેરોમાં ખબર આપે: "આજ રાત્રે અતિ અનુપમ આતશબાજી છે,"—એવું આ નથી શું? કુદરતનાં સાહિત્યોમાં, અને તેને સમજવાની શક્તિઓમાં, સાધારણ ગાયન કે સાધારણ આનંદ શિવાય કશું પણ વધારે નથી? કુરાનનો તીવ્ર સ્વર અત્યારે યાદ આવી જાયછે: "આકાશ અને પૃથ્વી અને તેમની વચ્ચે આવેલું સઘળું શું મશ્કરીમાં રચવામાં આવ્યુંછે એમ તમે ધારોછો?" જ્યાં સુધી બુદ્ધિનો અને માનસિક શક્તિનો તેમાં પ્રશ્ન છે, ત્યાંસુધી દુનિયામાં એની જોડી મળવી નથી. જ્યાંસુધી યુક્તિ અને માનસિક શક્તિનો પ્રશ્ન રહેછે, ત્યાંસુધી તો માનુષી દુનિયા એવો કોઇ પુરૂષ બતાવી શકે તેમ નથી કે જે એની જોડી થાય; પણ, જ્યારે જીવનનો, તેના સાધનોનો, અને તેના સહાયકોનો પ્રશ્ન

આવેછે, ત્યારે મને તે કેવી રીતે લાભ કરી શકેછે? એનું જીવન શું બતાવે છે? એતો માત્ર તેનું કોઇ નાટક છે. બીજાું ચિત્ર પણ વધારે કે ઓછું શું બતાવે છે? એ આનંદી નટ અને વ્યવસ્થાપક હતો, એવો શેક્સ્પીઅર સમાજનો નિર્ણય યાદ આવી જાયછે. આ હકીકતને તેની કવિતા સાથે હું જોડી શકતો નથી. બીજા પ્રશંસનીય પુરૂષોએ પોતાના વિચારને અનુકૂળ જીવન ગાળ્યું છે, પણ આ માણસ તો પોતાના વિચારથી વિસ્તૃત વિરોધમાં વરત્યોછે. જો એથી એ ઓછો હોત, બેકન, મિલ્ટન, અને સરવેન્ટીઝ જેવા મહાન્ ગ્રંથકારોના સાધારણ સામર્થ્ય સુધીજ માત્ર જો એ પહોંચ્યો હોત, તો માનુષી પ્રારબ્ધના ઝળઝળામાં આપણે એ હકીકતને રહેવા દેત. પણ આ મનુષ્યોનો મનુષ્ય, જેણે માનસ-શાસ્ત્રને આજ દિવસ સુધીમાં નવીન અને વિશાળમાં વિશાળ વિષય આપ્યો, અને અંધકારમાં પણ ઘણા માઇલને અંતરે માનુષ્યનો વાવટો જેણે ચડાવ્યો તે,–આજ માણસ પોતાને માટે જ્ઞાની ન રહે– દુનિયાના ઇતિહાસમાં એ વાત પ્રસિદ્ધ થવી જોઇએ કે સર્વોત્કૃષ્ટ કવિએ મલીન અને દૂષિત જીવન ગાળ્યું હતું, અને સાર્વજનિક આનંદને માટે પોતાની સર્વોત્તમ બુદ્ધિનો ઉપયોગ એણે કર્યો હતો.



## પ્રેમ.

*I was as a gem concealed,*
*Me my burning ray revealed.*—(*Koran*)

હું ઢંકાએલા રત્ન જેવો હતો. મને મારા પ્રકાશક કિરણે છતો પાડયો.

હું-તું-ભેદ-પટે પૂર્યા, વિવિધ ચળકતા રંગ,
દીઠા, વેઠયા, ને ગયા, નવ દીઠો અભેદ અભંગ.
મને કોઇ એવું બતાવે,
જેથી આવે અભેદનું રાજ, મને કોઇ એવું બતાવે.
હુંમાં, તુંમાં એમ નહિ, હું તે તું, તું હુંજ ;
હું તે સર્વ ને સર્વ હું, એવી ઉંડી અભેદની ગુંજ. મને.
ખેલ અનેક અનંત છે, કર્મ, વચન, મનથીજ,
વિષ સાકર કહી પાઇએ, એમાં સાકર સ્વાદ નથીજ. મને.
હોય અભેદ ઉપાસી તે, આવો ભેટો આજ ;
તે સાચાં, હું તેમનો, બીજો પ્રેમ એ વ્યર્થ અવાજ. મને.
(આસ્વાદોર્મિમાંથી)*

આત્માની દરેક ઇચ્છાને અગણિત પરિતૃપ્તિ હોયછે; એનો દરેક આનંદ નવીન અપેક્ષાની પરિપક્વતાએ પહોંચે છે. અમર્યાદિત, નિરંતર વહેતી અને આગળ દૃષ્ટિ રાખતી કુદરત, માયાળુપણાની પ્રથમ ભાવનામાં પ્રથમથીજ એવી શુભેચ્છાની ધારણા કરેછે કે જેના સામાન્ય પ્રકાશમાં સઘળા વ્યક્તિગત વિચાર અદૃશ્ય થઇ જશે. જે સંબંધ માતુપી જીંદગીની મોહિની છે, તેવા એક મનુષ્યના બીજા એક મનુષ્યની સાથે ખાનગી અને કોમળ સંબંધમાં આવવાથી આ આનંદનો પ્રવેશ પ્રાપ્ત થાયછે; જે સંબંધ, એક વખતે, એક જાતના દિવ્ય જુસ્સા અને ઝનુનની પેઠે, મનુષ્યના ઉપર ધસી આવેછે,

*રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદીની 'અભેદોર્મિ' માંથી.

અને તેના હૃદયમાં અને શરીરમાં મોટી ઉથલપાથલ કરી નાખેછે, પોતાની આખી જાતિ સાથે તેને જે સંબદ્ધ કરેછે, સાંસારીક અને વ્યવહારીક સંબંધોમાં તેને જે સ્થાપિત કરી મૂકેછે, કુદરતમાં કોઇ નવીન અનુવૃતિથી તેને જે ખેંચી જાયછે, લાગણીઓની તીવ્રતાને જે વધારી મૂકેછે, કલ્પનાને સચેત કરેછે, સ્વભાવમાં શૌર્યમય અને પવિત્ર ગુણોનો જે ઉમેરો કરેછે, લગ્નની ગાંઠ બાંધેછે, અને જન-મંડળમાં સ્થિરતા તેને જે આપેછે, તે સંબંધ પ્રેમ છે.

લોહીની ઉત્સુકતા સાથે, યુવાનીમાં ચડતા લોહીના ધમધમાટ સાથે, પ્રેમની ભાવનાનો સ્વાભાવિક સંબંધ એવી માગણી કરતો જણાય છે કે તાદૃશ્ય રંગોમાં પ્રેમનો ચિતાર ખડો કરવાને માટે, અને તે વળી એવો કે જેને દરેક યુવાનનો-દરેક બાળાના થડક થડક થએલા હૃદયનો અનુભવ કબુલ કરે તેવો-એવી રીતે પ્રેમને વર્ણવવાને માટે હરકોઇ અતિ વૃદ્ધ હોવો ન જોઇએ. યુવાનીના મનહર તરંગો, પરિપકવ ફિલસુફીના જરી પણ સ્પર્શનો, કેમ જાણે વૃદ્ધાવસ્થા અને વિદ્વત્તાથી તેમના યૌવન-મોરને તે મંદ બનાવતી હોય તેમ, તિરસ્કાર કરેછે. અને એટલા માટે, હું જાણુંછું કે જે માણસો પ્રેમની સભા અને દરબાર બનેછે, તેના તરફથી નિષ્કારણ સખ્તાઇ અને વૈરાગ્યનો દોષ હું માથે વોરી લઉંછું. પણ આ ભયંકર નિંદનારા ઉપર રહેલા હું મારા વૃદ્ધોની પાસે દાદ મેળવવા જઇશ. કારણકે આટલું વિચારવાનું છે કે, આ મનોવિકાર કે જેના વિષે આપણે વાત કરીએ છીએ તે, જો કે યુવાનીથી શરૂ થાયછે, તથાપિ વૃદ્ધાવસ્થામાં એ તેમને છોડી જતો નથી, અથવા તો, જે મનુષ્ય એનો ખરેખર ભક્ત હોયછે તેવા કોઇને વૃદ્ધ થવા એ નથી દેતો, પરંતુ કોમળ કુમારિકા કરતાં વૃદ્ધોને, જો કે જુદી અને વધારે ઉમદા રીતે એ પોતામાં તલ્લીન કરે છે, તોપણ કોઇ પણ રીતે ઓછા તલ્લીન તેમને એ કરતો નથી. કારણકે, એક અમુક હૃદયમાંથી ઉડતા તણખાવડે એક બીજા હૃદયના નાના ખૂણામાં રહેલા પ્રથમ અંગારાને પ્રજ્વળિત કરી મૂકતો એ એવો અગ્નિ છે કે જે પ્રથમ એક બીજાને સચેત કરેછે અને પછી, જ્યાં સુધી લાખો સ્ત્રીઓ અને પુરૂષોના હૃદયને-સઘળાંના સમગ્ર હૃદયને આનંદિત અને પ્રકાશિત કરે, ત્યાંસુધી વિસ્તાર પામતો જાયછે, અને એવી રીતે આખી દુનિયાને અને આખી કુદરતને પોતાની ઉદાર જવાળાથી પ્રકાશિત કરી મૂકેછે. એટલા માટે, વીશ, ત્રીશ કે એંસી વર્ષની ઉમરે, ગમે ત્યારે આપણે એ મનોવિકારનું વર્ણન કરવાનો પ્રયત્ન કરીએ તો તેથી તેમાં કાંઇ ફેર પડતો નથી. પ્રથમ અવસ્થાએ જે એનું ચિત્ર ચિતરે છે

તે, પાછળની અવસ્થાના કેટલાક રંગો ગુમાવશે, તેમ, જે પાછલી વયે ચિતરે તે, આગલી અવસ્થાના કેટલાક રંગો ખોશે. માત્ર એટલીજ આશા રાખવાની છે કે, ધીરજથી અને દેવી સરસ્વતીની સહાયથી, આપણે એના કાયદાના એવા અંતર ભાગમાં પહોંચીએ કે જે સત્યને હમેશાં યુવાન અને સુંદર વર્ણવશે, તેને એવું મધ્યસ્થ વર્ણવશે કે ગમે તે ખૂણેથી જોવાય, તથાપિ તે આંખને પસંદ પડયા વિના નહિ રહે.

અને પ્રથમ શરત એ છે કે હકીકતોને છેક છેડા સુધી અને સંકોચાઇને વળગી રહેવાનું આપણે તજી દેવું જોઇએ, અને જેવી ઇતિહાસમાં દૃશ્ય થઇ હોય એવી રીતે નહિ, પણ આશામાં દેખાઈ હોય તે પ્રમાણે એ ભાવનાનો અભ્યાસ આપણે કરવો જોઈએ. કારણકે મનુષ્યની જીંદગી વિરૂપ અને ભ્રષ્ટ તો નથી, પરંતુ દરેક માણસને તેની પોતાની જીંદગી તેવી હોય એમ તેની કલ્પનામાં આવેછે. દરેક માણસને ભૂલનું કોઈ કલંક પોતાના અનુભવ ઉપર રહેલું જણાય છે, અને બીજા માણસનો અનુભવ એને સુંદર અને ઉત્કૃષ્ટ લાગેછે. પોતાની જીંદગીના સૌંદર્યને જે સંબંધો રચેછે, જે સંબંધોએ એને શુદ્ધ શિખામણ અને પોષણ આપ્યું હોયછે, તે મનહર સંબંધોએ કોઇ પણ માણસને પાછો જવા દો, અને ત્યારે એ સંકોચ પામી વિલાપ કરશે. અફસોસ! એમ શામાટે બનેછે તે હું જાણતો નથી, તથાપિ પુષ્પ જીંદગીમાં અનંત ખેદવડે ઉધડતા આનંદની યાદદાસ્તો ખારી ઝેર જેવી બની જાયછે, અને દરેક પ્રિય નામ ઉપર એ છવાઇ રહેછે. બુદ્ધિના વિચારથી કે સત્ય તરીકે જોતાં દરેક વસ્તુ સુંદર છે. પરંતુ અનુભવ તરીકે જોતાં સઘળી વસ્તુ ખાટી કિંવા સંતાપજનક છે. વિગતો ખેદજનક છે, વિષય લલિત અને ઉત્કૃષ્ટ છે. વાસ્તવિક સંસારમાં–કાળ અને સ્થળના દુઃખદાયક રાજ્યમાં–ચિંતા, સજા અને ધાસ્તી વસેછે. વિચારની સાથે, માનસિક સૃષ્ટિની સાથે, અવિનાશી ઉલ્લાસ રહેલો છે, આનંદનું ગુલાબ રહેલું છે. એની આસપાસ સઘળી દેવીઓ સંગાન કરેછે. પરંતુ નામને, પુરૂષોને, અને ગઇ કાલના થોડાક સ્વાર્થને, દીલગીરી વળગી રહેછે.

જનમંડળની વાતચિતમાં આંગિક સંબંધોની આ બાબત જે વજન ગ્રહણ કરી લેછે, તેમાં કુદરતનું પ્રબળ વલણ જણાઇ આવેછે. દરેક લાયક આદમી આ ભાવનાના ઇતિહાસમાં પોતે કેવી રીતે વરત્યો છે તેના સિવાય એના વિષે બીજું એટલું બધું જાણવાની આપણને શી ઇચ્છા થાયછે? પુસ્તકાલયનાં

પુસ્તકો પણ શેનો પ્રસાર કરેછે? જ્યારે કોઇ વાર્તામાં સત્ય અને વાસ્તવિકતાનો કોઇ તણખો હોયછે, ત્યારે વિકારની એ નવલકથાઓ ઉપર આપણે કેવા ઝગમગીએ છીએ? અને જ્યારે કોઇ પણ મનુષ્યોને એક બીજાની વચ્ચે પ્રેમની લાગણી બતાવતાં આપણે જોઇએ છીએ, ત્યારે તેના ઉપર જેવું આપણું લક્ષ ચોંટેછે તેવું લક્ષ, સંસારના વ્યવહારમાં પણ, બીજી કઇ વસ્તુ ઉપર ચોંટેછે? કદાચ તેમને અગાઉ આપણે કદિ જોયા નહોતા, અગર ફરીને કદિ તેમની સાથે આપણે મળશું પણ નહિ. પરંતુ એકબીજાની સાથે છુપા દૃષ્ટિપાત કરતાં આપણે તેમને નીહાળીએ છીએ, અગર એક બીજાને ઉંડી લાગણી બતાવતાં આપણે તેમને જોઇએ છીએ, અને પછી આપણે વધારે વાર તેમનાથી અજાણ્યા નથી રહેતા. આપણે તેમને સ્પષ્ટ સમજી જઇએ છીએ, અને એ અદ્દભુત બનાવના વિકાસમાં આપણે અત્યંત આનંદ અને ભાગ લઇએ છીએ. આખી આલમ પ્રેમીને ચાહેછે. સભ્યતા અને માયાળુપણાના પ્રથમ ચિહ્નો સૌ કરતાં વિજય મેળવે એવાં કુદરતનાં ચિત્રો છે. અસભ્ય અને ગામડીઆમાં સભ્યતાનો અને રમણીયતાનો એ પ્રાતઃકાળ છે. ગામડીઓ જંગલી છોકરો નિશાળના બારણાં નજીક કે શેરીમાં છોકરીઓને ચીડવે છે; પણ આજે એ ચાલીમાં દોડતો આવેછે, અને પોતાના દફતરની વ્યવસ્થા કરી નાજુક બાળાને એ મળેછે; અને તેની ચોપડીઓ કે સ્લેટ ઉપાડી એ તેને મદદ કરેછે, અને કેમ જાણે કે એનાથી અગાધ અંતરે જઇ એ ઉભી હોય, એવું તુરતજ એને જણાઇ આવેછે. છોકરીઓના ટોળામાં આખલાની પેઠે એ એકદમ દોડેછે, પણ માત્ર એકજ છોકરી તેને છેટો પાડી આઘે ઉભો રાખેછે; અને આ બે નાનાં બાળકો—આ બે નાનાં પાડોશીઓ, જે હમણાજ આટલા એક બીજાની પાસે હતાં તે, એક બીજાની વ્યક્તિને માન આપતાં શીખેછે. અથવા તો, ગામડાની દુકાનમાં હીરની ફાળકી કે કાગળનો તાવ લેવા જે છોકરી જાયછે, અને ત્યાં પોહોળા મુખવાળા, અને આનંદી સ્વભાવના છોકરા સાથે નકામી નકામી વાતો વિષે વાતો કરેછે, એવી છોકરીઓના હૃદયહારી, અરધા લુચ્ચા—અરધા ભોળા ચાળામાંથી કોણ પોતાની આંખો ફેરવી શકે? 'પ્રેમ રાજ્યમાં પદવી નીભે નહિ' એ ઉક્તિને સત્ય કરી બતાવે એવી સંપૂર્ણ સમાનતાના દરજ્જા ઉપર તેઓ ગામડામાં રહેછે, અને તેમાં પ્રેમ આનંદ માનેછે, અને કોઇ પણ જાતનાં કૃત્રિમ નખરાં સિવાય, સ્ત્રીનો આનંદી, પ્રેમમય, સ્વભાવ આ સુંદર ગપાટામાં બાહાર વહેછે, બાળાઓમાં

શરીર-સૌંદર્ય થોડુંજ હશે, તથાપિ તેઓ, રમત, ગમત, અને ચાલાકીથી, એડગર, જોનસ, અને અલમીરા સંબંધી વાતો કરીને, જે છોકરો એની સાથે નૃત્યમાં નાચતો હોયછે, જે છોકરો એની સાથે નિશાળમાં જતો હોયછે, અને જેની સાથે એણે એવી એવી વાતો કરી હોયછે, તે ભલા છોકરાની સાથે અત્યંત આનંદજનક અને વિશ્વસનીય સંબંધ એ સ્થાપિત કરેછે. ધીમે ધીમે એ છોકરાને વહુની જરૂર પડેછે, અને શુદ્ધ, પ્રામાણિક અને મનહર સોબતી પોતાને ક્યાં મળશે, તે સત્યતાથી, અને અંતઃકરણના વિશ્વાસથી, વિદ્વાનોને અને મહા પુરૂષોને માથે રહેલા જે પ્રાસંગિક જોખમ વિષે *મિલ્ટન શોચ કરેછે તે જોખમ સિવાય, એને માલમ પડી આવશે.

બુદ્ધિને માટે મારામાં જે પૂજનીયતા રહેલી છે, તેને લીધે કોઇ જાહેર ભાષણ કરતી વખતે હું આંગિક સંબંધોને વિષે ગેરવાજબી રીતે મંદ રહ્યો હતો, એવો દોષ મારા ઉપર મૂકવામાં આવ્યોછે. પણ એવા નિંદક શબ્દોની સ્મૃતિથી અત્યારે મને લગભગ કંપારી આવી જાયછે. કારણકે મનુષ્યો એ પ્રેમની સૃષ્ટિ છે, અને જેથી કરીને કુદરતના દ્રોહી થવાય, એવા સામાજીક કિંવા જનમંડળની લૌકિક પ્રેરણાને હાનીકારક હોય એવા શબ્દોને બોલ્યા ન બોલ્યા કરી નાખવાને લલચાયા સિવાય, પ્રેમની સત્તાને વશ થએલ આ ભટકતા યુવાન આત્માના ઋણનું વર્ણન, કોઇ પણ નિર્વિકારીમાં નિર્વિકારી ફિલસુફ કરી શકે નહિ. કારણકે, સ્વર્ગમાંથી પડતો સ્વર્ગીય આનંદ જો કે નાની ઉમરના ઉપરજ માત્ર આવી શકેછે, અને જો કે પૃથક્કરણ અને સરખામણીને પણ મુંઝવી દેતી—તેમની પણ પેલી પાર રહેલી, અને આપણને દીવાના બનાવી મૂકતી સ્વરૂપની સુંદરતા ત્રીશ વર્ષ પછી આપણે ક્વચિતજ જોઇ શકીએ છીએ, તથાપિ આ દર્શનોની સ્મૃતિ બીજી બધી સ્મૃતિઓ કરતાં વધારે ટકેછે, અને વૃદ્ધમાં વૃદ્ધ પુરૂષના કપાળ ઉપર પુષ્પની માળાની પેઠે એ બિરાજે છે. પણ અહીંઆ વળી આ નવાઇની હકીકત છે; પોતાના અનુભવની ફરીને તપાસ કરતાં ઘણાં મનુષ્યોને એવું જણાય કે, કેટલાંક વાક્યો કે જેની અંદર આકસ્મિક અને નિર્જીવ બનાવોના સમૂહમાં ઉંડી લાગણીએ એવી તો ગહનતા મૂકી દેવાની યોજના કરી હતી કે જે, વાક્યોનો પોતાના ઉંડા સત્યના આકર્ષણને પણ ઓળંગી જાય, એવા મનહર અને રમણીય વાક્યોની સ્મૃતિ

* મિલ્ટનને પોતાની સ્ત્રીનું સુખ નહોતું. ઘણો વખત સુધી તેઓ એક બીજાથી જૂદાં પણ રહ્યાં હતાં.

કરતાં વધારે સુંદર કોઇ પૃષ્ટ તેમની જીંદગીમાં તેમને નથી હોતું. પાછળ જોતાં તેમને એવું માલમ પડે કે, કેટલીક વસ્તુઓ કે જે મોહિનીજ નહોતી તે વસ્તુઓમાં, જે મોહિનીઓથી એ વસ્તુઓ સ્મૃતિમાં ચોંટી ગઇ હતી તેનાં પોતાના કરતાં પણ વધારે સસતા, આ વળગી રહેતી સ્મૃતિઓને હોયછે. આપણા પૃથક્ પૃથક્ અનુભવ ગમે તેવા હોય, તથાપિ, કોઇ પણ માણસ તેના હૃદયને અને મગજને વશ કરતી શક્તિ કે જેણે સઘળી વસ્તુને નવીનતાથી સરજી હતી તેને કદિ પણ વિસરી ગયો નથી; સંગીત, કાવ્ય અને કળાનો પ્રાતઃકાળ જે શક્તિ થઇ પડી હતી ; જેણે કુદરતના મુખારવિંદને જાંબુડીઆ પ્રકાશથી રંગી મૂક્યો હતો ; સવારે અને રાત્રીએ જેણે ભિન્નભિન્ન મોહિનીઓ ઉત્પન્ન કરી હતી; જ્યારે અમુક અવાજના એકજ સ્વરથી તેનું અંતઃકરણ ઉછળવા લાગેછે; અને તે આકારના સંબંધમાં રહેલી નિર્જીવમાં નિર્જીવ હકીકત પણ સ્મૃતિના મણિમાં જડાઇ જાયછે; જ્યારે મનનું માનેલું પૂતળું હાજર હોય, ત્યારે જેને રૂવેરૂવે આંખો આવી જાયછે, અને તેની ગેર-હાજરીમાં એનું આખું જીવન સ્મૃતિમય બની રહેછે; જ્યારે યુવાન પુરૂષને ઉજાગરા કરવા પડેછે, અથવા તો પોતાની પ્રિયતમાની દરેક ઇચ્છાને પરિતૃપ્ત કરવાને એ ખંતી હોયછે, અથવા તો તેની રાહ જોતો રસ્તો નીહાળ્યા કરેછે; ગમે તેવા શુદ્ધ અને ઉત્તમ દોસ્તોથી એને વિચારની નવાજેશ થતી હોય, તથાપિ જેને પોતાના નવીન વિચારનો મિષ્ટ સંવાદ અને વધારે ઉચ્ચ સંગતિ મળતી હોય, તેને માટે જ્યારે કોઇ પણ સ્થળ અતિ એકાંતિક નથી હોતું, અતિ શાંત નથી હોતું; કારણકે પ્રિયતમ વસ્તુની આકૃતિ, હીલચાલ અને શબ્દો બીજી વસ્તુઓની પેઠે જળ ઉપર કોતરાએલાં નથી હોતાં, કે વહ્યા જાય, પણં પ્લુટાર્કે કહ્યું છે તે પ્રમાણે અગ્નિમાં પ્રજવળિત થએલાં હોયછે, અને મધ્ય રાત્રીના અભ્યાસને યોગ્ય હોયછે.

*Thou art not gone being gone, where'er thou art,*
*Thou leav'st in him thy watchful eyes, in him*
*Thy loving heart.*

"જવાથી તું જતી નથી, જ્યાં જ્યાં તું હોયછે, ત્યાં ત્યાં તું એનામાં જાગૃત આંખો રહેવા દેછે, તારૂં પ્રેમમય હૃદય તું તેનામાં રહેવા દેછે." જ્યારે સુખ સંપૂર્ણ રીતે આનંદજનક નહોતું, પણ દુઃખ અને ધાસ્તીના સ્વાદથી મિશ્રિત થએલું હોવું જોઇએ, ત્યારે જીંદગીના બપોરે અને પાછલા પહોરમાં એવા

દિવસની સ્મૃતિ આવવાથી આપણે હજી પણ થરથરી જઇએ છીએ કારણકે

*all other pleasures are not worth its pains,*

"બીજા બધા આનંદ તેના દુઃખ જેટલી કિંમતના નથી,"—એમ જેણે કહ્યું, તે આ વિષયના ભેદને સ્પર્શ્યો હતો; જ્યારે દિવસ પણ જોઇએ તેટલો લાંબો નહોતો, પરંતુ તીવ્ર સ્મૃતિઓમાં રાત્રી પણ ગાળવીજ જોઇએ; જે કાર્ય મગજમાં ઘોળાયા કરતું હતું, તેનાથી જ્યારે મસ્તક આખી રાત્રી ઉશીકા ઉપર ઉકળ્યા કરતું હતું; જ્યારે ચાંદની મનહર ઉત્પાત થઈ પડતી હતી, જ્યારે તારાઓ અક્ષરો થતા હતા, અને પુષ્પો સાંકેતિક ચિહ્નો થતાં હતાં, અને પવનનું રૂપાંતર સંગીતમાં થતું હતું; જ્યારે સઘળું કામકાજ કરવું ગમતું નહોતું, અને શેરીઓમાં આમતેમ ફરતા સઘળાં સ્ત્રી પુરૂષો માત્ર ચિત્રવત્ લાગતાં હતાં; આવા દિવસની સ્મૃતિ આવતાં હજી પણ આપણું હૃદય કેવા ઉછાળા લેછે.

પ્રેમની મનોવૃત્તિ યુવાનને સૃષ્ટિ ફરી બાંધી આપેછે. સઘળી વસ્તુને સ-જીવન અને અર્થ-સૂચક એ કરી મૂકેછે. સૃષ્ટિ આખી સજીવન બની જાયછે. આખી કુદરત ચૈતન્યમય બની રહેછે. ઝાડની ડાળીઓમાં બેઠેલું દરેક પક્ષી હવે તેના આત્મા અને હૃદયની આગળ ગાન કરેછે. તેમના અવાજો હવે તેને લગભગ સમજાય તેવા હોયછે. અભ્રમંડળ ઉપર નજર નાખતાં, કેમ જાણે કે તેમને ચેહેરા હોય એવાં તેઓ એને જણાય છે. જંગલના વૃક્ષો, ખડખડતું ઘાસ, અને ડોકિયાં કરતાં પુષ્પો, સજીવન બની રહ્યાંછે; અને જે ગુપ્ત ભેદ તેની પાસેથી જાણવા તેઓ ઇચ્છતાં જણાય છે, તે તેમને સોંપતાં એ લગભગ બ્હી જાયછે. તથાપિ કુદરત આશ્વાસન આપી સમાન-વૃત્તિ તેની સાથે ભોગવે છે. મનુષ્યોના સાથ કરતાં વૃક્ષમય એકાંતમાં વધારે પ્રિય ઘર તેને મળી આવેછે.§

---

§સરખાવો :—These Shadowy, desert, unfrequented woods,
I better brook than flourishing peopled towns;
Here, can I sit alone, unseen of any,
And to the nightingale's complaining notes
Tune my distresses and record my woes;
Oh ! thou, that dost inhabit in my breast,
Leave not the mansion so long tenantless,
Lest growing ruinous, the building fall
And leave no memory of what it was.

લોકોથી ખીચોખીચ ભરેલાં શેહેરો કરતાં, વૃક્ષથી આચ્છાદિત, નિર્જન અને એકાંતિક આ જંગલોમાં હું રહું તે વધારે ઠીક છે; અદૃશ્ય રહી, અહીંઆં હું એકલો બેસી શકું, અને બુલબુલના વિલાપજનક સ્વરો સાથે મારી વેદનાઓને એકસુર કરી મારા સંતાપોને હું નોધું. મારા અંતઃકરણમાં જે વસી રહેલી છે એવી અરે તું! તેટલો વખત એ હવેલીને તું છોડી જઈશ નહિ; કે રખેને, ઉજડ પડવાથી, મકાન પડી જાય, અને તે શું હતું તેની કોઈપણ સ્મૃતિ ન રહેવા દે. (શેક્સપીઅર.)

*"Fountain heads and pathless groves,*
*Places which pale passion loves,*
*Moon-light walks, when all the fowls*
*Are safely housed, save bats and owls,*
*A midnight bell, a passing groan;—*
*These are the sounds we feed upon."*

"પ્રેમની ફિક્કી મનોવૃત્તિ જે સ્થળોને ઇચ્છેછે એવા ઝરા, અને વૃક્ષની અપરિચિત કુંજો, જ્યારે ઘુવડ અને ચામાચીડીઆ સિવાયનાં બધાં પક્ષીઓ સ્વસ્થતાથી ઘરમાં સૂઇ રહેછે, ત્યારે ચાંદનીમાં હરવું ફરવું, અરધી રાત્રે ઘડી-આળના ઘંટા ગણવા, અને હૃદયમાંથી નીકળી જતા નિઃશ્વાસ—આ સ્વરો ઉપર અમે ગુજારો કરીએ છીએ."

જંગલમાં ભમતા પેલા રસિક દીવાનાને જુઓ.* મનહર સ્વર અને દેખાવનું એ મંદીર છે, વિસ્તારીને એ વર્ણવે છે; એ ખેવડો મનુષ્ય છે; અર્ધ-ચંદ્રાકારે કેડે હાથ દઇ એ ફરેછે: એ સ્વગત ભાષણ કરેછે; અને ઘાસ અને વૃક્ષને સંબોધીને એ બોલેછે; પાટલ, લવીંગ, અને કમળનું લોહી પોતાની નસોમાં એને જણાય છે; અને જે સરિતા તેના પગને ભીંજવે છે, તેની સાથે પણ એ વાત કરેછે.

જે ગરમીએ તેનામાં સૃષ્ટિ સૌંદર્યની ભાવનાઓને સચેત કરી હોયછે, તેને

---

*પેલો રસિક દીવાનો (The fine mad-man)—આ શબ્દોથી પુરૂરવા યાદ આવી જાયછે. કેમ જાણે કે 'વિક્રમોર્વશીય' વાંચીને એમર્સને આ પેરેગ્રાફ લખ્યો હોય એવું ઘડીક મનને આવી જાયછે. એનો ચોથો અંક અપ્રતિમ છે. મેઘને, પક્ષિઓને, જંતુઓને, પર્વતોને, અને હાથીને પણ 'स्त्रीरत्नेषु ममोर्वशी प्रियतमा यूथे तवेयंवशा' કહેતો, છેવટે સરિતામાં પણ ઉર્વશીનું રૂપ જુએછે, તે જુઓ.

तरङ्गभ्रूभङ्गा क्षुभितविहगश्रेणिरसना
विकर्षन्ती फेनं वसनमिव संरम्भशिथिलम् ।
यथाविद्धं याति स्खलितम् अभिसंधाय बहुशो
नदीभावेनेयं ध्रुवम् असहना सा परिणता ॥ २८

લીધે કરીને સંગીત અને કાવ્ય એને પ્રિય થઇ પડેછે. આ બીનાનું વારંવાર
અવલોકન થયું છે કે જે મનુષ્યો બીજી કોઇ પણ સ્થિતિમાં સારૂં લખી શકતા
નથી, તેઓએ કોઇ મનોવિકારની પ્રેરણાને વશ થઇ ઉત્તમ કવિતાઓ લખીછે.
આ મનોવૃત્તિની અસર એની આખી પ્રકૃતિ ઉપર પણ એવીજ થાયછે.
એનાથી વિચાર વિસ્તાર પામેછે; ગામડીઆને એ નમ્ર અને વિનયી બનાવે
છે; અને બાયલામાં એ હિંમત બક્ષેછે. માત્ર જો એને એની પ્રિયતમ વસ્તુનો
આશ્રયજ મળે તો, કંગાળમાં કંગાળ અને નીચમાં નીચમાં પણ, આખી
દુનિયાનો તિરસ્કાર કરવા જેટલી હિંમત અને શ્રદ્ધા એ મૂકશે. એનું સમર્પણ
બીજાને કરવામાં, તેનું સમર્પણ તેને પોતાને પ્રેમ વધારે કરેછે. નવી ભાવનાઓ
સહીત, નવીન અને વધારે તીવ્ર ધારણાઓ સહીત, અને હૃદય-બળ અને
ઉદ્દેશોની ધાર્મિક ગંભીરતા સહીત, એ નવીન મનુષ્યજ બની જાયછે. જન-
મંડળને અને પોતાના કુટુંબને હવે વધારે વાર એ સંબંધિત જણાતો નથી;
એ કાંઇક છે; એ મનુષ્ય છે; એ આત્મા છે.

આવી રીતે જે સત્તા યુવાન પુરૂષના ઉપર આટલી પ્રબળ થઇ પડેછે,
તેની પ્રકૃતિની જરીક વધારે નજીક જઇને અહીંઆ આપણે તેનું અવલોકન
કરીએ. સૌંદર્ય કે જેનો સંદેશો આપણે મનુષ્યોને અહીં પ્રકાશિત કરવાનો છે,
જ્યાં જ્યાં પ્રકાશવાની એની મરજી થાય, ત્યાં ત્યાં જે અભિનંદનીય છે, જે
દરેક માણસને તેનાથી અને તેમના પોતાથી સંતુષ્ટ પમાડે છે, તે સૌંદર્ય પો-
તાને સંપૂર્ણ જણાય છે. કોઇ પણ પ્રેમીની કલ્પનામાં તેની પ્રિયતમાનું ચિત્ર
કંગાળ અને એકાંતિક નહિ પડે. પુષ્પમય વૃક્ષની પેઠે, તેને પોતાને માટે જન-
સમાજ એટલી કોમળ, ખીલતી, અને સચેત કરતી મનહરતા હોયછે, અને
સૌંદર્યને પગલે પગલે જતાં, પ્રેમ અને રમણીયતા સહીત સૌંદર્યને શામાટે
ચિત્રવામાં આવ્યું હતું તેનો ઉપદેશ પ્રિયતમા આપેછે. તેની હયાતી સંસારને
વિત્તવાન કરેછે. બીજાં મનુષ્યોને કંગાળ અને અયોગ્ય તરીકે તેના લક્ષમાંથી
એ હાંકી કાઢેછે, તથાપિ પોતાના અસ્તિત્વને કાંઇક અમાનુષીપણા, વિશાળતા
અને અલૌકિકતામાં લઇ જઇને, તેનો ખંગ તેને એ વાળી આપેછે, જેથી
કરીને તેની પ્રિયતમા તેને સઘળી સુંદર વસ્તુ અને સદ્ગુણનું દૃષ્ટાંતિક સ્વરૂપ
થઇ પડેછે. આટલા માટે, પોતાની પ્રિયતમાની શારિરીક અનુરૂપતા પ્રેમીને
તેના સગામાં કે બીજા કોઇમાં કદિ જણાતી નથી. એના મિત્રોને તેમાં, તેની
માતાની, કે તેની બેહેનોની, કે તેનાં કૌટુંબિક લોહીમાંથી ઉત્પન્ન ન થયાં હોય

એવાં મનુષ્યોની, પ્રતિમા માલમ પડેછે. ઉનાળાની ખૂશનુમા સાંજ, અને ચળકતી પ્રભાત, ઇંદ્રધનુષ્ય, અને પક્ષીઓના મધુર સંગીત સિવાય બીજી કાંઇ અનુરૂપતા પ્રેમીને જડતી નથી.

પ્રાચીન પુરૂષો સૌંદર્યને સદ્‌ગુણોનો મ્હોર–વિકાસ કહેતા. એક બીજાના ચેહેરા અને આકૃતિમાંથી જે મોહિની એક બીજાના તરફ દૃષ્ટિપાત કરેછે, તે અવર્ણનીય મોહિનીનું પૃથ્થક્કરણ કરવાને કોણ સમર્થ છે? કોમળતા અને આનંદના આવિર્ભાવથી આપણે દ્રવિત થઇ જઇએ છીએ, પરંતુ આ રસિક આવિર્ભાવ, આ ઉડતો દૃષ્ટિપાત, શું સૂચવે છે? તે આપણે સમજી શકતા નથી. કોઇ પણ વ્યવસ્થામાં તેને લઇ જવાનો પ્રયત્ન કર્યો કે તુરતજ કલ્પનાને તેની મોહિની ઓછી થઇ જાયછે. અથવા તો, જન-સમાજમાં જે પ્રેમ અને મૈત્રી લેખાય છે, અથવા જેને આપણે તેવાં વર્ણવીએ છીએ, એવા કોઇ સંબંધોને એ આવિર્ભાવ સૂચવતો નથી; પરંતુ મને જેવી રીતે જણાય છે તે પ્રમાણે તો, ગુલાબ અને પાટલ ફુલો જેની સૂચના આપેછે, અને તેમાંથી જે ભાવના ઉપજે છે, એવી ઉત્કૃષ્ટ મનહરતા, અને રમણીયતાના સંબંધો જેવી તદ્દન કોઇ બીજીજ અને અપ્રાપ્ય સ્થિતિ એ બતાવી આપેછે. સૌંદર્યની નજીક આપણે જઇ શકીએ નહિ. એનો સ્વભાવ કબુતરની કોટે રહેલા રંગના પ્રકાશ જેવો–ક્ષીર-સ્ફટીકના કિરણો જેવો, ઘડીએ ઘડીએ બદલાતો અને ક્ષણે ક્ષણે નવા નવા રંગો આંખમાં ખેલે એવો છે. આંખને ભ્રમમાં નાખી આંજી નાખે અને તેના ખાસ કિંવા સ્વાર્થી ઉપયોગના દરેક પ્રયત્નને પાછા પાડે એવી મેઘ-ધનુષ્ય જેવી વિચિત્રતા જે વસ્તુઓમાં રહેલીછે, તે સઘળી સર્વોત્તમ વસ્તુઓ આ બાબતમાં એને મળતી આવેછે. "ચાલ, ચાલ, તું મને એવી વસ્તુઓ વિષે વાત કરેછે કે જે મારી અનંત જીંદગીમાં મને મળી નથી, અને મળશે પણ નહિ;"— આવી રીતે કોઇએ જ્યારે સંગીતને કહ્યું હતું, ત્યારે આના સિવાય તેમાં બીજો શો અર્થ હતો? કાલ્પનિક સુંદર કળાઓની દરેક કારીગરીમાંથી પણ એજ ચપળતાનું અવલોકન થઇ શકે. જ્યારે પ્રતિમામાં બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી, જ્યારે વિવેચનાની હદની પેલીપાર પ્રતિમા વહી જાયછે, અને તેની વ્યાખ્યાં દોરી અને માપથી જ્યારે આપવી અશક્ય થઇ પડેછે, પરંતુ ચપળ કલ્પનાને તેની સાથે સાથે રહેવાનું, અને કરવાના કાર્યમાં જે રહેલું છે, તેને કહી બતાવે એવી કલ્પનાની હાજરીને સાથે સાથે જવાનું, માગેછે–ઈચ્છે છે, ત્યારેજ પ્રતિમા સુંદર હોયછે. ઇંદ્રિયોને જે દૃશ્ય થઇ શકે તેવું છે, અથવા

જેની સમજણ ઇંદ્રિયોને આવી શકે તેમ છે તેમાંથી, જે દૃશ્ય થઇ શકે તેવું નથી, અથવા જેની સમજણ ઇંદ્રિયોને પડી શકે તેમ નથી, તેવામાં જ્યારે પ્રતિમાનું રૂપાંતર થાયછે, ત્યારેજ શિલ્પકારની શક્તિ અને સૌંદર્ય હમેશાં દેખાઇ આવેછે. પ્રતિમા એ પથ્થર નથી એવો આભાસ આપણને ત્યારેજ પ્રથમ થાય છે. ચિત્રવિદ્યાને માટે પણ આ બાબત લાગુ પડતી છે. અને કાવ્યમાં પણ, કવિતા જ્યારે આપણને શાંત પમાડી સંતોષે છે, ત્યારે તેમાં તેની સફળતા નથી, પરંતુ જ્યારે આપણને વિસ્મય પમાડી અપ્રાપ્ય એવી કોઇ નવીન વસ્તુ મેળવવાના નવીન પ્રયત્નમાં આપણને એ જાગૃત કરેછે, ત્યારેજ તેની સફળતા છે. આના સંબંધમાં, *લેન્ડોર સંશય કરેછે કે: ''કોઇ વધારે વિશુદ્ધ માનસિક આવેગ અને અસ્તિત્વ સાથે તો તેનો સંયોગ નહિ હોય.''

આવીજ રીતે, જ્યારે સૌંદર્ય આપણને કોઇ પણ ઉદ્દેશમાં અસંતુષ્ટ રાખેછે; જ્યારે અંત વિનાની વાર્ત્તા એ થઇ પડેછે; જ્યારે સૃષ્ટિજન્ય સંતોષ નહિ, પરંતુ કોઇ તેજસ્વી પ્રભા, કોઇ સ્વર્ગીય દર્શનની સૂચના એ કરેછે; 'હું આને લાયક નથી' એવી લાગણી જ્યારે જોનારમાં એ ઉત્પન્ન કરેછે; એ પોતે સીઝર જેવો સમર્થ હોય, તથાપિ એના ઉપર પોતાનો હક છે—આવી લાગણી જ્યારે તેના અંતઃકરણમાં પેસવા પામતી નથી; અને જ્યારે આકાશમંડળ કે સૂર્યની ભવ્યતા ઉપર પોતાનો જેટલો હક છે, તેના કરતાં કાંઇ વધારે હક એના ઉપર નથી એમ જ્યારે એને લાગેછે; ત્યારેજ સૌંદર્ય મોહિનીરૂપ છે, ત્યારેજ એ પોતાનું સ્વરૂપ છે,

એટલા ઉપરથી, 'જો હું તમારાથી પ્રેમવશ છું, તો તેમાં તમને શું છે?'–આ કહેવતનો ઉદ્ભવ થયો છે. આપણને અંતઃકરણમાં લાગી આવેછે કે જેના ઉપર આપણો પ્રેમ છે તે તમારી વૃત્તિમાં નથી, પણ તેનાથી પણ ઉપર છે, માટેજ આપણે એમ કહીએ છીએ. તમે નથી, પણ તમારો પ્રકાશ એ છે. તમે પોતે પ્રેમનું સ્થાન નથી, પણ તમારો પ્રકાશ–તમારૂં સૌંદર્ય પ્રેમનું સ્થાન છે. તમારા પોતામાં છે છતાં જેના વિષે તમને ખબર નથી અને જેનાથી તમે કદિ જ્ઞાત થઇ શકો નહિ, એવું તે છે.

સૌંદર્યની જે ઉચ્ચ ફિલસુફીમાં પ્રાચીન કાળના લેખકો આનંદ માનતા હતા, તે ફિલસુફીને આ સારી પેઠે મળતું આવેછે; કારણકે તેઓ કહેતા કે, અહીંઆ આ પૃથ્વી ઉપર દેહધારી થએલો મનુષ્યનો આત્મા, જે સૃષ્ટિ-

*લેન્ડોર કવિ હતો. એ ઇ.સ.૧૭૭૫માં જનમ્યો અને ઈ. સ. ૧૮૬૪માં મૃત્યુ પામ્યો.

માંથી પોતે આ સૃષ્ટિમાં આવ્યો, એવી પોતાનીજ બીજી કોઇ સૃષ્ટિની શોધમાં આમથી તેમ રખડતો ફરતો હતો, પરંતુ તુરતજ કુદરતી સૂર્યના પ્રકાશથી અંજાઇ જઇ જડતાને પામી ગયો, અને જે વસ્તુઓ માત્ર સત્ય વસ્તુઓની છાયાજ છે એવી આ દુનિયાની વસ્તુઓ સિવાય બીજી કોઇ પણ વસ્તુ જોવાને એ અશક્ત થઇ ગયો. એટલા માટે, આત્મા આગળ યુવાનીનું યશસ્વીપણું ઇશ્વર રવાના કરેછે, કે જેથી કરીને, સ્વર્ગીય શ્રેય અને સુંદરતાની સ્મૃતિએ જવામાં સુંદર શરીરોનો એ ઉપયોગ કરી શકે; અને સ્ત્રી જાતિમાંથી કોઇનામાં જ્યારે કોઇ પુરૂષ આવું સુંદર શરીર જુએછે, ત્યારે એ તેની પાસે દોડી જાયછે, અને એ સુંદર શરીરની આકૃતિ, ચેષ્ટા અને ચાતુર્યનું મનન કરવામાં તે અપૂર્વ આનંદ મેળવે છે, કારણકે સૌંદર્યમાં જે વાસ્તવિક રીતે રહેલું છે, અને સૌંદર્યનું જે કારણભૂત છે, તેની હયાતિની સૂચના તેને તેમાંથી મળેછે.

તેમ છતાં, જડ વસ્તુઓની સાથે અતિશય પરિચિત રહીને, ઇંદ્રિયજન્ય ઉપભોગમાં જો આત્મા પ્રવૃત્ત રહે, અને દેહને પોતાની પરિતૃપ્તિનું સાધન માને, તો શોચ સિવાય કશાની પ્રાપ્તિ તેને તેમાંથી થતી નથી; સૌંદર્ય જે ઇચ્છાને ઉત્પન્ન કરેછે, તેને પરિતૃપ્ત કરવાને શરીર અશક્ત છે; પરંતુ જે દિવ્ય-દર્શન અને સ્ફુરણાઓ સૌંદર્ય તેના અંતઃકરણમાં ઉત્પન્ન કરેછે, તેની સૂચના એમાંથી ગ્રહણ કરીને, જો આત્મા દેહના વિચાર ઉપરથી પસાર થઈ જાયછે, અને સ્વભાવના ઝબકારાથી મોહિત થવામાં પ્રવૃત્ત થાયછે, અને એક બીજાનાં કાર્યો અને સંવાદથી પ્રેમીઓ એક બીજાનું મનન કરેછે, ત્યારે તેઓ સૌંદર્યના ખરા મંદીરમાં પ્રવેશ કરેછે, તેના ઉપર એક બીજાનો પ્રેમ વધારે વધારે સચેત થતો જાયછે, અને જેમ દીવા ઉપર સૂર્યનો પ્રકાશ પડવાથી દીપકની જયોતિ ઝાંખી પડી જાયછે, તેમ આ પ્રેમવડે તેમની ઉપભોગની લાલસા નષ્ટ થઇ જતાં, તેઓ વિશુદ્ધ અને સ્વર્ગીય બની જાયછે. અનુપમ, ઉદાર, નમ્ર, અને ન્યાયીનું જે પોતેજ સ્વરૂપ છે, એવી વસ્તુના સંબંધથી, આ ઉત્કૃષ્ટતાઓના વધારે પ્રેમે અને તેમની વધારે સજીવન સમજણે પ્રેમી પહોંચે છે. પછી જેનામાં આ સઘળી ઉત્કૃષ્ટતાઓ હોયછે એવા એકના ઉપર પ્રેમ રાખતાં રાખતાં, બીજાં જે જે સઘળાંમાં એ હોયછે તેમના ઉપર પ્રેમ રાખતાં એ શીખેછે, અને આ પ્રમાણે એકજ સુંદર આત્મા સઘળા વિશુદ્ધ અને સાત્વિક આત્માઓના સમાજમાં પ્રવેશ કરાવવાનું દ્વારજ થઇ પડેછે. પોતાના સોબતીની ખાસ સંગતિમાં, જે કલંક, જે ડાઘો, એની સુંદરતાએ

આ સંસારમાંથી સંપાદિત કર્યાં હોયછે, તે બીજા કરતાં વધારે સ્પષ્ટ અને સ્વચ્છ દૃષ્ટિથી એ જોઇ શકેછે, અને તેનું સૂચન કરવાને એ સમર્થ હોયછે, અને એક બીજાને માઠું લગાડયા સિવાય, એક બીજાના દુર્ગુણ કે દુર્વિકાર બતાવવાને તેઓ સમર્થ હોયછે, અને તેમનું નિવારણ કરવામાં એક બીજાને સલાહ અને શાંતિ દરેક આપી શકતાં હોયછે; તેથી આ કામ તેઓ વાસ્તવિક આનંદથી કરેછે. અને દિવ્ય સૌંદર્યના રંગો અનંત આત્મામાં જોતાં જોતાં, અને જે દૂષણ આત્માએ આ સંસારમાંથી ગ્રહણ કર્યું હોયછે, તેમાંથી જે દિવ્ય છે તેને દરેક આત્મામાંથી જૂદું પાડતાં પાડતાં, આ સરજેલા આત્મા-ઓની નિસરણીનાં પગથીઆંવડે સર્વોત્કૃષ્ટ સૌંદર્યના શિરોબિંદુએ, દિવ્યતા–અભેદતાના પ્રેમે અને જ્ઞાને પ્રેમી જન પહોંચે છે.

સઘળા જમાનાના ખરેખરા જ્ઞાની પુરૂષોએ પ્રેમના સંબંધમાં આને અનુસાર કાંઇક આપણને હમેશાં કહ્યું છે. આ સિદ્ધાંત–પ્રેમનું આ રહસ્ય પ્રાચીન નથી, તેમ અર્વાચીન પણ નથી ; જૂનું નથી, તેમ નવું પણ નથી. પ્લેટો, પ્લુટાર્ક, અને એપ્યુલીઅસે તેનો ઉપદેશ આપ્યો છે, તેમ પેટ્રાર્ક, એંજેલો, અને મિલ્ટને પણ તેનો ઉપદેશ આપેલો છે. લગ્ન પ્રસંગે જે સાં-સારિક ડાહાપણ પ્રધાનપદ ભોગવે છે, અને એજ વખતે એક આંખ તો જ્યારે ભોંયરામાંજ ભમતી હોયછે, જેથી કરીને એના ગંભીરમાં ગંભીર સંવાદમાં પણ સ્વાર્થની અને બદનિષ્ઠાની વાસ હોયછે, તેવા ડાહાપણની વિરૂદ્ધમાં અને ટપકામાં વધારે સાત્વિક સ્પષ્ટતાની એ રાહ જુએછે. ગૃહિણીના કાર્યની સમાપ્તિ કરકસરમાં સમાઇ જાયછે, અને સ્ત્રીના જીવનમાં તેના સિવાય બીજો કોઇ ઉદ્દેશજ નથી, આવી રીતે આપણી બાળાઓને ઉપદેશ આપતાં, યુવાન સ્ત્રી-ઓની કેળવણીમાં આવો બાહ્યોપદેશ જ્યારે પ્રવેશ કરવા પામેછે, અને મનુષ્યના સ્વભાવમાં રહેલાં પ્રેમ અને આશાને ક્ષીણ કરી નાખેછે, ત્યારે તો ભ્રષ્ટતાની હદ આવી રહેછે.

પરંતુ પ્રેમનું આ સ્વપ્ન જો કે સુંદર છે છતાં, તે તો આપણા ખેલનો માત્ર એકજ પ્રવેશ છે. અંદરથી આત્માનું બહિર્ગમન થતાં થતાં, તળાવમાં નાખેલા કાંકરાની પેઠે, અથવા તો સૂર્ય-બિંબમાંથી પ્રસરતા પ્રકાશની પેઠે, હમેશાં એ પોતાનાં વર્તુળો વિસ્તારતો જાયછે. આત્માનાં કિરણો પ્રથમ પાસેની વસ્તુઓ ઉપર પ્રકાશે છે, દરેક વાસણ અને રમકડા ઉપર, પોષણ કરનારા અને સંબંધીઓ ઉપર, ઘર ઉપર, આંગણા ઉપર, રસ્તે જતા ઉપર,

ધરના અધિકારી મંડળ ઉપર, રાજમંડળ, ભૂગોળ, અને ઇતિહાસ ઉપર, રહેતાં રહેતાં પ્રકાશે છે. પરંતુ વધારે ઉત્કૃષ્ટ અથવા વધારે આંતરિક નિયમોને અનુસાર, હમેશાં વસ્તુઓ પોતપોતાની મેળે વ્યવસ્થિત થઇ સંગ્રહિત થતી જાયછે. પાડોશ, કદ, સંખ્યા, ટેવો, મનુષ્યો, એ સર્વની સત્તા ધીમે ધીમે આપણા ઉપરથી ઓછી થતી જાયછે. કારણ અને પરિણામ, સાત્વિક સંબંધો, આત્મા અને સ્થિતિ વચ્ચે યોગ્યતાની પ્રબળ ઈચ્છા, ઉન્નત પામતી, મનોરથ-સૃષ્ટિ રચતી પ્રેરણા, આ સર્વે ધીમે ધીમે પોતાની સત્તા આપણા ઉપર સ્થાપે છે, અને ઉચ્ચ સંબંધોમાંથી નીચા સંબંધોમાં આવવાનું પાછળનું પગથીયું આપણને અશકય થાયછે. આ પ્રમાણે પ્રેમ પણ મનુષ્યોને દેવના રૂપાંતરમાં લઇ જવાનું જે પગથીયું કિંવા સાધન છે, તે, દિવસે દિવસે વધારે વધારે દિવ્ય થતો જવો જોઇએ. પ્રથમ તો આના વિષે કાંઇ સૂચના એ આપતો નથી. મનુષ્યોથી ખીચ્ચોખીચ ભરાએલા ઓરડામાં, અરસપરસ એક બીજાનાં હૃદય આરસીની પેઠે એક બીજાંને ખુલ્લાં કરી બતાવે એવાં ચક્ષુઓ સહીત એક બીજાના તરફ છૂપા પણ પ્રબળ—આત્માનું પણ ગાંભીર્ય છેદન કરી નાખે એવા ઉન્નત—દૃષ્ટિપાત ફેંકતી વખતે, રસિક યુવાન અને તેની પ્રિયતમાને, આ નવીન, આ બાહ્ય ઉદ્દીપક ચૈતન્યમાંથી લાંબે કાળે જે અમૂલ્ય ફળ પ્રાપ્ત થવાનું છે તેનો પ્રથમ તો થોડોજ વિચાર આવેછે. છાલ અને કુંપળાંની ચૈતન્યયુક્ત પ્રવૃત્તિમાં ઉદ્ભિજ રચનાનું કાર્ય પ્રથમ શરૂ થાયછે. એક બીજાના તરફ, હૃદયમાં રમતા ઉન્નત પ્રેમને લીધે જન્મ પામતા હૃદયહારી છૂપા દૃષ્ટિપાત કરતાં કરતાં વિનયમાં તેઓ પહોંચે છે, પછી ચેષ્ટાના કાર્યોના ક્રમે તેઓ આવેછે, પછી દરિયાનાં મોજાંની પેઠે ઉછળતા ઉન્નત પ્રેમની દશાએ, પછી એક બીજાને પ્રતિજ્ઞા આપવા લેવાની, અને છેવટે લગ્નની પવિત્ર, અમૂલ્ય ગાંઠથી જોડાવાની, સ્થિતિએ તેઓ આવી પહોંચે છે. ઉછળેલી મનોવૃત્તિ–પૃથ્વીથી તે આકાશ સુધી છલંગ મારતો પ્રેમ, પોતાની પ્રિયતમ વસ્તુમાં સંપૂર્ણતાનું સ્વરૂપ એવી વ્યક્તિજ જુએછે, દેહનાં રજકણે રજકણમાં આત્મા નાચી રહેછે, અને આખું શરીર આત્મામય બની રહેછે.

*"Her pure and eloquent blood,*
*Spoke in her cheeks, and so distinctly wrought,*
*That one might almost say that her body thought."*

"એનું શુદ્ધ અને ઉન્નત લોહી એના ગાલમાં વાત કરતું હતું, અને તે એવી

સ્પષ્ટતાથી કાર્ય કરતું હતું કે તેનું શરીરજ વિચાર કરતું હતું એમ કહેવાનું કોઇને મન થઇ જાય."

રોમિયોનું જો મૃત્યુજ થયું છે તો, તેના શરીરના કટકા કટકા કરી નભમંડળને શોભા આપવા ત્યાં તારા તરીકે ચોડવા જોઇએ. આ દંપતિના સંબંધમાં, રોમિયો સિવાય-જ્યુલીએટ સિવાંય, બીજો કશો ઉદ્દેશ જીવનને નથી, બીજા કશાની સ્પૃહા તેને નથી. રાત્રી, દિવસ, અભ્યાસ, યુક્તિઓ, રાજ્યો, ધર્મ, એ સઘળાં આત્માથી ભરેલી આ આકૃતિમાં સમાએલાં છે, સઘળા આકારનું સ્વરૂપ એવા આ આત્મામાં સમાએલાં છે. વાહાલમાં, સર્જડ સ્નેહની સંજ્ઞા એક બીજાને દર્શાવવામાં, અને એક બીજાના પ્રેમની સરખા-મણી કરવામાં, પ્રેમીજનો આનંદ લેછે. જ્યારે એક બીજાં એકલાં પડી જાયછે, ત્યારે દરેક પોતાના પ્રેમીજનની આનંદજનક સ્મૃતિથી પોતાના મનને શાંતિ પમાડે છે. મારા પ્રેમની જે મૂર્ત્તિને માટે મેં સર્વસ્વનો ત્યાગ કર્યોછે, જે સર્વાંગસુંદરીના મૃદુ સ્વભાવવડે ઉત્પન્ન થએલી મારી આશાઓ મારા અંતરમાં ઉછળી રહી છે, સ્ત્રીના સમૂહમાં રત્ન-રૂપ જે મારી પ્રિયતમા મારા અંતરના અંતરપડમાં વસી રહી છે, તેજ મારી પ્રિયા, જે તારો હું નીરખું છું તેજ તારો નીરખે છે શું ? અથવા જે પુસ્તક હું વાંચુંછું, તેજ પુસ્તક એ વાંચેછે શું ? અથવા જેવા આવિર્ભાવ મને થાયછે, તેવાજ તેને થાયછે? અથવા જે વસ્તુ મને આનંદ પમાડે છે, તેજ વસ્તુ તેને આનંદ પમાડે છે શું? સ્નેહનું તોલન કરી તેઓ તેને કસોટીએ ચડાવે છે, અને મિત્રો, તકો, મિલ્કતો,-આ લાભોનો ઉમેરો કરી કરીને, જેનો એક વાળ પણ વાંકો થવા દે નહિ એવા પ્રિયતમ મસ્તક માટે, એવા સુંદર મસ્તકને કાજે, એ સઘળાંનો આનંદથી-ખૂશીથી ભોંગ તેઓ આપશે, આવું એક બીજા વિષે જાણવામાં તેઓ અત્યાનંદ ભોગવે છે. પરંતુ આ પ્રેમીઓ પણ મનુષ્ય જાતના પ્રારબ્ધને આધીન હોયછે. સર્વની માફક, તેમને પણ, ભય, દિલગીરી, અને દુઃખની પ્રાપ્તિ થાયછે. પ્રેમ પ્રાર્થના કરેછે. પોતાના પ્રિય અર્ધાંગની વતી અવિનાશી શક્તિ સાથે એ કરાર પણ કરેછે. આ પ્રમાણે જે લગ્ન પરિણામ પામેછે, અને જેનાવડે કુદરતના દરેક રજકણમાં નવી કિંમત ઉમેરાય છે, કારણકે સંબંધની આખી જાળમાંથી તાંતણે તાંતણાને વીણી કાઢી તેનું રૂપાંતર સુવર્ણમય કિરણમાં એ કરી નાખેછે, અને નવીન અને વધારે મનહર તત્વમાં આત્માને નિમગ્ન કરી નાખેછે, તે લગ્ન પણ સ્થાયી સ્થિતિ નથી હોતી. જે

આત્મા આ માટીમાં વસેછે તે પ્રૌઢ આત્માને, પુષ્પો, મોતી, કવિતા, પ્રતિજ્ઞા અથવા તો બીજાના હૃદયમાં સ્થાપિત થએલું ઘર પણ, હમેશાં સંતુષ્ટ કરશે નહિ. વા'લપનાં વેણુ, પ્રેમની સંજ્ઞા, સ્નેહની નિશાનીઓ, હૃદયના સાત્વિક ઉમળકા, અને એ સિવાય બીજી પણ પ્રિય વસ્તુઓને રમકડાં ગણી, તેમાંથી તે અંતે જાગૃત થાયછે, અને તૈયાર થઇ, વિશાળ અને વધારે શ્રેષ્ટ ઉદ્દેશોનો લોભ એ રાખેછે. સંપૂર્ણ પરમાનંદની ઇચ્છાવાળો જે આત્મા દરેકના આત્મામાં રહેલો છે તે, પોતાના સાથીના વર્ત્તનમાં અયોગ્યતા, અપૂર્ણતા, અને વિરોધ જુએછે. એટલા ઉપરથી અચંબો, ઉપદેશ અને દુઃખ ઉત્પન્ન થાયછે. તથાપિ જેનાવડે તેઓ એક બીજાનાં તરફ આકર્ષાયાં હતાં, તે રમણીયતાની નિશાનીઓ હતી ; સદ્‌ગુણની સંજ્ઞા હતી ; અને ગમે તેવા આચ્છાદિત છતાં આ સદ્‌ગુણો હજી ત્યાંજ હોયછે. તેઓ રહી રહીને દૃશ્ય થયા કરેછે, અને તેથી તેઓ એક બીજાનાં તરફ આકર્ષાયાં કરેછે. પરંતુ અનુરાગ પોતાનું સ્થાન બદલે છે; નિશાનીનો ત્યાગ કરી સત્વને વળગે છે. હૃદય-સંકોચ પામેલા સ્નેહને એથી બદલો વળી રહેછે. દરમ્યાન, જેમ જેમ જીંદગી જતી જાયછે તેમ તેમ, દરેકનાં પોતપોતાના સાધન વાપરવાની, અને દરેકને એક બીજાની નિર્બળતા અને સામર્થ્યથી જ્ઞાત કરવાની, બંને બાજુઓની સઘળી શક્ય શક્તિઓની એકીકરણ અને શ્રેઢીની રમત એ થઇ પડેછે. કારણકે આખી મનુષ્ય જાતનું દૃષ્ટાંતરૂપ તેઓ છે, એમ તેઓએ એક બીજાને દેખાડી આપવું,–આ પ્રકૃતિ, આ ઉદ્દેશ, આ પ્રેમના સંબંધનો હોયછે. જે જે જણાયું છે, કે જે જે જણાવું જોઈએ એવું જે સઘળું દુનિયામાં છે તે તે, પુરૂષની–સ્ત્રીની રચનામાં અદ્‌ભુત ચાતુર્યથી ગુંથાયું છે. કાંઇ પણ જ્ઞાન દુનિયામાંથી જે જે મળી શકે તેવું છે, તે સ્ત્રીમાં, પુરૂષમાં, જ છે.

*The person love does to us fit,*
*Like manna, has the taste of all in it.*

"પ્રેમ મનુષ્યને આપણા યોગ્ય કરેછે, દિવ્ય ખોરાકની પેઠે તેમાં સર્વનો સ્વાદ રહેલો છે."

સંસારનાં ચક્ર ગડગડ ચાલ્યાં જાયછે; પળે પળે સ્થિતિઓ બદલાય છે. આ શરીરના મંદીરમાં જે ફિરસ્તાઓ વસેછે, તે તેની બારીઓએ દેખાય છે, અને તેના પિશાચો અને દુર્ગુણો પણ દેખાય છે. સઘળા સદ્‌ગુણોવડે તેઓ સંધાએલા છે. જો ત્યાં સદ્‌ગુણોજ હોય તો, બધા દુર્ગુણો પણ તેવાજ જણા-

યછે ; તેઓ પોતાની ભૂલ સમજી, કબુલ કરી, ત્યાંથી નાસી જાયછે. જે સ્નેહ એક વખતે જવાળાની પેઠે ભડભડ બળતો હતો, તે કાળે કરીને તેમની છાતીમાં શાંત સ્વરૂપ ધારણ કરતો જાયછે, અને જુસ્સામાં જે ઘટાડો થાયછે તેને બદલે વિસ્તારમાં તેનો બદલો વાળી આપીને, એક બીજાની વચ્ચે સંપૂર્ણ સ્વસ્થતા સ્થાપિત થાયછે. પુરૂષ અને સ્ત્રી, પોતપોતે જે શુભ કાર્યો રહેતે રહેતે કરવાને નિર્મિત થયાં હોયછે, તે કાર્યો કરવાને માટે તેઓ, બડબડયા વિના, કોઇ પણ જાતની ફરિયાદ તેને માટે કર્યા વિના, એક બીજાને ઘડીક તજી દેછે, અને જે પ્રેમ એક વખત પોતાની પ્રિયતમ વસ્તુના દર્શનની ગેરહાજરી સહન કરી શકતો નહિ, તેને બદલે તેઓ એક બીજાની યોજનાને પાર પાડવા માટે આનંદથી વિયોગ કબુલ કરેછે. આખરે તેમને માલમ પડેછે કે જે સઘળી વસ્તુઓએ તેમને પ્રથમ આકર્ષ્યા હતા—એક વખત જે આકૃતિઓ પવિત્ર હતી તે, મોહિનીની પેલી જાદુમય રમત,—એ તો માત્ર, જે પાલકવડે ઘર બંધાયું હતું તેની પેઠે, કામ ચલાઉ હતી, અને તેમાં કાંઇક લાંબો, આગળનો, ઉદ્દેશ હતો ; અને પેહેલેથીજ જેને માટે તૈયાર થઇ હોયછે, જેનું તેમને જ્ઞાન કે ખબર પણ નહોતી, છતાં પેહેલેથીજ જેનાપર દૃષ્ટિ રાખવામાં આવી હોયછે, એવી વર્ષો વર્ષે મન અને બુદ્ધિની જે વિશુદ્ધિ તેજ લગ્ન છે. પરસ્પર સંબંધને યોગ્ય અને ભિન્ન ભિન્ન રીતે જેને શક્તિની નવાજેશ થઇ છે, એવી સ્ત્રી અને પુરૂષનું દંપતિ–બે મનુષ્યો જે ઉદ્દેશે વર વહુના સંબંધમાં રહી એક ઘરમાં ચાળીશ કે પચાસ વરસ ગાળેછે તે ઉદ્દેશો તરફ જોતાં, જે જુસ્સાથી હૃદય આ બારીક સમયની નાનપણથીજ જીજ્ઞાસા રાખેછે તે જોઇ, જે પુષ્કળ સૌંદર્યથી પ્રેરણાઓ લગ્ન–મંડપને શણગારે છે તે જોઇ, અને એના ધવળ મંગળગીતને માટે જે બક્ષીસો–જે સંગીતો લાવવામાં કુદરત, કળા અને બુદ્ધિ એક બીજાની હરીફાઇ કરેછે તે જોઈ, મને આશ્ચર્ય ઉત્પન્ન થતું નથી.

આ પ્રમાણે જે પ્રેમ જાતિ જાણતો નથી, જે પ્રેમ મનુષ્યોમાં ભેદ સમજતો નથી, જે પ્રેમ પક્ષપાત પીછાણતો નથી, પરંતુ જે પ્રેમ સદ્દગુણ અને જ્ઞાન વધારવાના ઉદ્દેશે સદ્દગુણને અને જ્ઞાનને સર્વ સ્થળે શોધેછે, તે પ્રેમ કેમ પ્રાપ્ત કરવો તેની કેળવણીમાં આપણે આવીએ છીએ. આપણે સ્વાભાવિક રીતેજ અવલોકન કરનારા છીએ, અને તેથી શીખનારા છીએ. આપણી કાયમની–નિરંતર સ્થિતિ આ છે. પણ વારંવાર આપણને એવું જણાવવામાં

આવેછે કે આપણા સ્નેહ માત્ર રાત્રિના તંબુજ છે. ધીમે ધીમે, અને દુઃખદાયક રીતે પણ, જેમ વિચારની વસ્તુઓ બદલાય છે, તેમ સ્નેહની વસ્તુઓ પણ બદલાય છે. સ્નેહની સત્તાને વશ થઇ જઇ મનુષ્ય ગાંડો બની જાયછે, અને મનુષ્ય કે મનુષ્યો ઉપર પોતાના સુખનો આધાર બાંધી બેસેછે, એવી પણ ક્ષણો હોયછે. પરંતુ અંતઃકરણ તંદુરસ્ત સ્થિતિમાં પાછું આવી જાયછે,– અવિકારી પ્રકાશકોની આકાશગંગાથી ચળકતા અને ઉપર પથરાઇ રહેતા તેના ઘુમટમાં પાછું આવી જાયછે, અને વાદળાંની પેઠે આપણા ઉપરથી પસાર થઇ ગએલા ઉન્નત પ્રેમ અને ધાસ્તીઓએ પોતાનો અંતવાન ગુણ છોડી દેવોજ જોઇએ, અને તેમની પોતાની સંપૂર્ણતા પ્રાપ્ત કરવાને પરમેશ્વરની સાથે તેમણે મિશ્રિત થવું જોઈએ. આત્માની ઉન્નતિથી આપણે કાંઇ પણ ગુમાવી બેસશું એવી ધાસ્તી રાખવાની જરૂર નથી. છેવટ સુધી આત્મા ઉપર વિશ્વાસ રાખી શકાય. આ સંબંધો જેવા મોહક છે અને સુંદર છે, તેમ, તેમની પછવાડે જે આવેછે તે તેમના કરતાં પણ વધારે મોહક અને સુંદર હોવાજ જોઇએ, અને એ પ્રમાણે હમેશાં આગળ છે.

*૫૬.

"પ્રેમ પ્રેમ" શું લવે ? પ્રાણીઆ ! "પ્રેમ પ્રેમ" શું લવે ?
જીરવવો મુશ્કેલ, ન જરતાં સૂવું સળગતે દવે. પ્રાણીઆ.
પ્રેમ મોહની પારખ ન મળે, મોહ પ્રેમમાં લહે,
મોહ મોહ નીવડતાં પાછળ ખેદ ધરી શું રહે? પ્રાણીઆ.
લોભ કામની ધપકે નાડી, ઘોર તિમિર ઘટ ગળે,
સ્વારથના જ્યાં શ્વાસ નીકળે, ત્યાં કદિ પ્રેમ શું મળે? પ્રાણીઆ.
પ્રેમ પ્રિયા બંધુનો જૂઠો, માત તાતનો ઝરે,
જૂઠી દુનિયામાં લાગ્યું શું ગાંડું પ્રેમ ઉપરે ? પ્રાણીઆ.
પેલા નભગત ઇન્દુ પાસે †કવિગત ઇન્દુ નમે‡,
§ઉરગત ઈન્દુ ! જાગ જાગ તું; એ ઇન્દુ બહુ ગમે. પ્રાણીઆ.
તૃપ્ત ટળી અણતૃપ્ત અરેરે ! હૃદય બન્યું આ સમે !
ઇન્દુના અમી સાથ ભળી છો હૃદય અમીમાં શમે. પ્રાણીઆ.

*જટીલ પ્રાણુ પદબંધમાંથી. †કવિગત ઇન્દુ=સ્રીનું મુખ. ‡નમે=હારે ખાય.
§ઉરગત ઇન્દુ=આત્મા.

ધી રાઇઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ—રાજકોટ.